Jagjivandas D. Lakhani.

॥ ओ३म् ॥

નિખિલતન્ત્રસ્વતન્ત્ર શ્રી પણ્ડિત આર્યમુનિજી
પ્રૉફેસર સંસ્કૃત ફિલૉસૉફી ડી. એ. વી. કૉલેજ નિર્મિત

# વેદાન્તાર્ય ભાષ્ય.

બ્રહ્મસૂત્ર શારીરકનું વ્યાખ્યાન
ગુર્જર ભાષાન્તર.

અનુવાદક
પણ્ડિત મણિશંકર શર્મા ઉપદેશક મું. પ્ર. આ. પ્ર. સભા.

પ્રકાશક
સદ્ગત શેઠ જેઠાભાઇ પ્રેમજીના ટ્રસ્ટીઓની
આજ્ઞાનુસાર
મણિલાલ દામોદર મોદી.

ધર્મ વિજય પ્રેસ પાયધુની-મુંબઇ.

| વિક્રમાબ્દ | સૃષ્ટ્યબ્દ | દયાનંદાબ્દ |
| --- | --- | --- |
| ૧૯૬૭ | ૧૯૭૨૯૪૯૦૧૩ | ૨૯ |

આવૃત્તી પેહેલી   મૂલ્ય રૂ. ૨—૮—૦   પ્રત. ૧૦૦૦.



સ્વર્ગવાસી શેઠ જેઠાભાઇ પ્રેમજી

KRISHNA PRINTING PRESS PYDHONIE BOMBAY

# ॥ भूमिका विषय सूची ॥


પૃષ્ઠ

પ્રસ્તાવના ... ... ... ... ... ... १
સ્વામી શંકરાચાર્યનું મહત્વ ... ... ... ... २
શાંકરમત આર્યાવર્તનો ભ્રમ ભૂષણ કેમ બન્યો ? 'नवर्णा नवर्णश्रमा' ઇ. થી બૌદ્ધમત સાથ તેનો મેળ ... .... ... ३
ખ્યાતિવાદ—માયા વાદિયોની અનિર્વચનીય ખ્યાતિ ... ४
માયાવાદિયોના મન્તવ્યોનું નિરૂપણ ... ... .. ८
ત્રણ શરીરોના ભેદથી માયાવાદમાં જીવ અને ઇશ્વરના ત્રણ ત્રણ ભેદ ... ... ... ... ... ... ... ६
ચેતનના ચાર ભેદ ... ... ... ... ... ६
ઉપાદાનાદિ કારણોનો વિચાર ... ... ... .... १३
માયાવાદિયોના મતમાં જીવ ઇશ્વરના સ્વરૂપ-પ્રતિબિમ્બાદિ ત્રણે વાદનું ખંડન ... ... ... .. .... १४
વૈદિક સિદ્ધાન્તમાં જીવ ઇશ્વરનાં સ્વરૂપ, માયા-અવિદ્યાનો અર્થ १६
બ્રહ્મ સ્વરૂપમાં અજ્ઞાન માનવામાં અદ્વૈતસિદ્ધિકાર મધુસૂદન સ્વામિનું ખંડન . ... ... ... ... ... १७
ઋગ્વેદના પૂર્ણ મંત્રોથી તેમના અર્થાભાસનું ખંડન ... १७
મહાવાકયોનો વિચાર ... ... ... ... ... १८
" सुन्दरपेच—भूलगयो भ्रम ते ब्रह्म आपे " એમ માયાવાદિયોનો બ્રહ્મની ભૂલનો સ્વીકાર ... ... ... २०
" मृतआर्यं० " ઇ૦ તેમનાજ ગ્રન્થોના વાકયથી બ્રહ્મમાં અજ્ઞાનનો ( સૂર્યમાં અંધકાર સમાન ) અસંભવ ... ... २१
અદ્વૈત કૌસ્તુભ, અદ્વૈત સિદ્ધિ આદિના અનુમાનોનું ખંડન ... २२
માયાવાદિયોના માયિક બ્રહ્મના મિથ્યાપણામાં અનુમાન ... २३
એકબ્રહ્મવાદથી પાંચે અનાદિયોનો નાશ ... ... ... २४

" यतोवा इमानि भूतानि जायन्ते " માં ઉપાદાનમાં પંચમી માનવામાં મહાભાષ્યથી ખંડન ... ... ... २८
વેદાન્તપર અન્યભાષ્યોના વર્ણન દ્વારા આર્યભાષ્ય બ્રહ્મ સૂત્રાનુસારી હોવામાં યુક્તિ ... ... ... ... ... २९

## ॥ भाष्य विषय सूची. ॥

' अथ ' શબ્દના અર્થમાં સ્વા. શં. ચા. તથા સ્વા. રામાનુજ નો મતભેદ .... .... ... ... .... ... २
શં. ચા. એ બ્રહ્મ ઈશ્વર જુદા માન્યા છે તે સૂત્રથી વિરૂદ્ધ છે. ૩
આનન્દમયાધિકરણ, જેમં જીવ બ્રહ્મનો ભેદ અને કેવળ બ્રહ્મનેજ આનન્દમય કથન કર્યું છે ... ... ... १४
અન્તરધિકરણ જેમાં હિરણ્યમય પુરૂષની વ્યવસ્થા કરી છે અને શં. ચા. એ આ પુરૂષને નિરાકાર માન્યો છે. ... .... १८
ઈન્દ્રપ્રાણાધિકરણમાં ઇન્દ્રે પોતે પોતાનેજ પ્રાણ કથન કરી ઉપાસના બતાવી છે-જેનો આશય સૂત્રકારે પરમાત્માનો લીધો છે, અર્થાત્ બ્રહ્મના ધર્મોને ધારણ કરનાર લોક પોતે પોતાને બ્રહ્મ ભાવથી કથન કરે છે, આ અધિકરણ થી કૃષ્ણે ગીતામાં કથેલ ઇશ્વર ભાવપણ સ્પષ્ટ થાયછે— २३
' सर्वं खल्विदं ब्रह्म ' વાકયની વ્યવસ્થા ... ... ... २६
જીવ અને બ્રહ્મના ભેદનું સ્પષ્ટ વર્ણન આમાં સ્વા. શં. ચા. ને કેવળ કલ્પિતનોજ આશરો છે ... ... ... २७
શ્રીભાષ્યાચાર્યના મતમાં મુક્તિનું વર્ણન ... ... .... ३७
અન્તર્યામ્યધિકરણ ... ... .... ... ... ४०
અદૃશ્યત્વાધિકરણ .... ... .... ... ... ४१
ભૂમાધિકરણ ... ... ... ... ... ... ५२
અક્ષરાધિકરણ ... ... ... ... ... ५४
દેવતાધિકરણ .... ... ... ... ... ... ६७
વેદાનુકૂલ તર્કને પ્રમાણ નિરૂપણ કર્યું છે. ... ... ... ७०
અપશૂદ્રાધિકરણમાં બ્રાહ્મણત્વાદિ ધર્મ સ્વભાવથી માન્યા છે, જન્મથી નહિ ... .... ... ... ... ७४

ચાર્વાક મતનું ખંડન. આ અધિકરણમાં સ્વા. શં. ચા. સાંખ્ય મતનું ખંડન કરે છે ... ... ... ... ... ૮૪
વાકયાન્વયાધિકરણમાં માયાવાદિયો જે વેદાંત વાકયોને જીવને બ્રહ્મ બનાવવા પરક લગાવે છે, તેનો વિચાર છે .... ૯૫
પ્રકૃત્યધિકરણમાં પ્રકૃતિને જગતનું ઉપાદાન કારણ માન્યું છે. ૧૦૪
વેદનું સ્વતસ્ત્વ, અને સર્વ સ્મૃતિ આદિનું વેદાનુકૂલ હોવાથી પ્રમાણ મનાવું ... ... .. ... ... ૧૧૨
સ્વા. શં. ચા. એ કપિલ મતનું ખંડન કર્યું છે જ્યારે કપિલ મત વેદ વિરોધી નથી, પણ આમાં તો વેદ વિરોધી મતનું ખંડન છે ... ... ... ... ... ... ૧૧૩
સ્વા. શં. ચા. એ યોગનું ખંડન કર્યું છે પણ વાસ્તવમાં તત્વો ની મીલાવટથી સૃષ્ટિ ઉત્પત્તિ માનનારનું ખંડન છે ... ૧૧૪
આરંભણાધિકરણમાં સ્વા. શં. ચા. એ સર્વ જગત્‌ને બ્રહ્મ સિદ્ધ કર્યું છે, પણ વાસ્તવમાં ઉપાદાન કારણ અને તેના કાર્યની એકતામાં આ અધિકરણ છે. ... .. ... ૧૨૨
સ્વા. શં. ચા. એ અવિદ્યા નિરોધથી બ્રહ્મનું ઈશ્વર બનવું માન્યું છે, ( ભૂમિકા પૃ. ૧૦ માં તેનો અસ્વીકાર ) ' जन्माद्यस्ययतः ' એ સૂત્ર માં પણ એ વિરોધનો પરિહાર છે. તથા ' नकर्तृत्वं नकर्माणि ' એ શ્લોકને સ્વામીએ ઈશ્વરના અભાવમાં લગાવ્યો છે ... ... ... ૧૨૯
પ્રયોજનવત્વાધિકરણમાં જગત રચવાનું પ્રયોજન બતાવ્યું છે જેથી એક બ્રહ્મરૂપી ઉપાદાનથી સૃષ્ટિ માનનારનો મત સર્વથા ખંડન થઇ જાયછે ... ... ... ... ૧૪૩
રચનાનુપપત્યાધિકરણમાં શાસ્ત્રોનો પરસ્પર વિરોધ પરિહાર કર્યો છે ... ... ... .... ... ... ૧૫૦
બૌદ્ધોની ફિલૉસૉફીનું ખંડન થઇ શકે છે ... ... ... ૧૬૧
જૈનોનો સપ્તભંગીનય ... ... ... ... ... ૧૦૭
શરીરધારી ઇશ્વર માનનારનું ખંડન ... ... ... ૧૭૩
સાકારવાદીઓના મતમાં પોતાની સીમા જાણવાથી એક દેશી અને ન જાણવાથી અજ્ઞાની હોવાનો દોષ ... ... ૧૭૯

જીવાત્માની અનુત્પત્તિ .. ... ... ... ... ૧૮૫
જીવાત્મા વિષયક અણુવાદ .. ... ... ... ... ૧૮૯
અંશાધિકરણ .... ... ... ... ... ... ૨૦૦
યજ્ઞમાં પશુ વધનો નિષેધ ... ... ... ... ૨૨૯
ઉભયલિંગાધિકરણમાં પૂર્વોત્તર પક્ષદ્વારા ઉપનિષદ્ વાક્યોનું
નિરાકાર બ્રહ્મમાં સમન્વય કર્યું છે ... ... ... ૨૩૮
સ્વા. શં. ચા. એ મૂર્તિપૂજાને અધ્યાસ માનેલ છે ... ... ૨૬૩
મુક્તિની અવધિ ... .... ... . ... ૨૮૦
પરમાત્મા સર્વગત હોવા છતાં પણ બીજા પદાર્થોનું તે દેશમાં
રહી શકવાનુ વર્ણન . — ... ... ... ૨૮૪
સ્વા. રામાનુજાચાર્યનુ વાક્ય—હિતોપદેશ કરનાર શાસ્ત્ર,
માયાવાદિયોના ભ્રમનો ઉપદેશ કરી, ભૂલાવા નથી માગતો ૨૮૬
મુક્તિમાટે વૈદિક કર્મની આવશ્યકતા ... .. ... ૩૧૧
મુક્તિના સાધનોમાં અષ્ટાંગ યોગનું વર્ણન .. ... ... ૩૧૨
મુક્તિના સાધનોમાં જ્ઞાનકર્મનો સમુચ્ચય ... ... ... ૩૧૫
ભક્ષ્યાભક્ષ્ય વિષય ... ... ... ... ... ૩૧૬
મુક્તિના સાધનરૂપ ઉપાસના દ્વારા મુક્તિનું વર્ણન અને પ્રસંગ
સંગતિથી વચમાં કેટલાંક અધિકરણ છે ... ... ૩૨૬
આત્મત્વેન ઉપાસનાધિકરણ ... ... ... ... ૩૩૦
પ્રતીકાધિકરણ ... .... ... ... ... ... ૩૩૩
કાર્યની ઉપાસના નિષેધનું અધિકરણ સ્વા. શં. ચા. જીએ
' न तस्य प्रतिमाऽस्ति ' વેદ મંત્રનો વૈદિક અર્થ કર્યો છે .... ૩૬૫
શુદ્ધિ પત્ર—અંતમાં ... ... ... ... ... ... ૧–૪



ओ३म्.

# આર્ય સમાજના નિયમ.



૧. સવ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે તે સર્વનું આદિમૂલ પરમેશ્વર છે.

૨. ઇશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ, નિરાકાર સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે; એનીજ ઉપાસના કરવી યોગ્ય છે.

૩. વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે; વેદ ભણવા ભણાવવા અને સાંભળવા સંભળાવવા એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

૪. સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં સર્વદા ઉદ્યત રહેવુ જોઇએ.

૫. સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવું જોઇએ.

૬. સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી, એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

૭. સર્વસાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯. પ્રત્યેકે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવુ જોઇએ કિંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦. સર્વે મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પોતપોતાના હિતકારી નિયમમાંજ સ્વતંત્ર રહેવું જોઇએ.

॥ ओ३म् ॥

# ॥ प्रस्तावना ॥

तावतगर्जत शास्त्रमत्र जम्बुक जिम वनमाहिं ।
महाशक्तिवेदान्तहरि यावतगर्जत नाहिं ॥ १ ॥

આધુનિક વેદાન્તિયોનું આ કથન એટલા અંશમાં સંગત છે કે વેદથી સાક્ષાત્ સબંધ રાખવાવાળું આ વેદાન્ત શાસ્ત્ર જ્યારે ગાજે છે ત્યારે જરૂર વેદ વિરોધિ ગ્રંથોને ચુપ બેસી રહેવું પડે છે.

આ વેદાન્ત શાસ્ત્રના ચાર અધ્યાય છે.

प्रथमाध्याय માં વેદોપનિષદ્ વાકયોનો બ્રહ્મમાં સંબંધ સિદ્ધ કર્યો છે.

द्वितीयअविरोधाध्याय માં વેદથી અવિરૂદ્ધ સિદ્ધાન્તોનું મંડન કર્યું છે, અને સ્મૃતિપાદ તથા તર્કપાદમાં વિસ્તારપૂર્વક વેદવિરૂદ્ધ મતોનું ખંડન કર્યું છે. આ સ્થલ આ ગ્રંથનું મર્મ સ્થલ છે.

तृतीयसाधनाध्याय માં મુખ્ય મુક્તિના સાધનોનું વર્ણન છે, અને પ્રસંગસંગતિથી નિર્વિશેષ બ્રહ્મપ્રતિપાદક વિષય પણ સંગત છે.

चतुर्थफलाध्याय માં મુક્તિરૂપી ફલનું વર્ણન છે.

આ વેદાન્ત શાસ્ત્રમાં ૧૫૬ અધિકરણ છે. અધિકરણ તેનું નામ કેહેવાય છે કે જેમાં એક વિષયનો પ્રર્શોત્તર પક્ષદ્વારા સિદ્ધાન્ત કરવામાં આવે. આ મહામહોદધિરૂપ વેદાન્તસાગરના અધિકરણરૂપી રત્ન થોડાંએક સૂચના માત્ર આ ઠેકાણે સૂચવ્યાં છે.

व्यासपयोनिधिपूररहा, जिसमे श्रुतिचारभरा शुचिवारि ।
तर्क तरंग मनोहर हे, जिनने मतवादनकी गति टारी ॥
सुन्दर मोती बने उनके मन, जो जन हे उसके अधिकारी ।
ना शम ना दम हैं जिनके, उनकी गतिनादम सिन्धु मझारी ॥१॥

॥ ओ३म् ॥

# ॥ वेदान्तार्य्यभाष्यनी भूमिका ॥

इकमुनिविनकिनहुनलिखी भाषामें यह चाल ।
शारीरकमें काटना शंकरमतकी जाल ॥ १ ॥

આ ઠેકાણે એવો સંદેહ ઉત્પન્ન થશે કે શ્રી સ્વામી શંકરાચાર્યજી કે જેઓએ બૌદ્ધ ધર્મથી આક્રાન્ત થયેલા આર્યધર્મની કાયા પલટાવી નાખી, અને જેઓએ એક ઈશ્વરવાદથી વિમુખ આર્યોને પાછા વૈદિક ધર્મપર આરૂઢ કરવાને માટે એક બ્રહ્મવાદના ઉચ્ચ નાદથી આર્ત ભારતને અવિદ્યારૂપી નિદ્રાથી જગાડયો, અરે એટલુંજ નહિ પરંતુ અવૈદિક બૌદ્ધ ધર્મને આર્યાવર્તની બહાર કહાડી નાખ્યો, એવું મહત્ કાર્ય સ્વામી શંકરાચાર્યજી જેવા ઉચ્ચ આત્માનુંજ હતું કે જેઓએ વૈદિક નિર્વાણવ્રતવડે બત્રીશ વર્ષની આયુષ્યમાં રાજધર્મ જે બૌદ્ધ ધર્મ તેને મટાડીને વૈદિક ધર્મને રાજધર્મ બનાવી દીધો, તો પછી શંકર મતને જાલ કેમ કહી શકાય ?

ઉત્તર—ગ્રંથકર્ત્તા શમાદિ સમ્પત્સમ્પન્ન સ્વા૦ શં૦ ચા૦ જીના ઉક્ત ભાવોને સ્વીકારે છે, પરંતુ વિચારણીય તો એ વાત છે કે ઉક્ત ભાવોવાળા સ્વામીજીનો મત આર્યાવર્ત્તનો ભ્રમભૂષણ કેમ બન્યો ? અને વિજ્ઞાનવાદી તથા શૂન્યવાદી યોગાચાર અને માધ્યમિકાદિ બૌદ્ધોનો અનુસારી કેમ બન્યો ?

એ વિચારનો સાર એવો છે કે જે સમયે સ્વા૦ શં૦ ચા૦ એ કાશીથી બીડું ઉઠાવીને બૌદ્ધમત પરાજિત કર્યો તે સમયે બૌદ્ધોની દાર્શનિક વિદ્યા દશે દિશાઓમાં મનાતી હતી, તે સમયે કોઈ પણ ઉચ્ચ બુદ્ધિનો પુરુષ તેની ફિલોસોફીના ચક્રમાંથી બહાર જઈ શકતો નહોતો એ અભિપ્રાયને લક્ષ્યમાં રાખીને સ્વા૦ શં૦ ચા૦ જીએ વિજ્ઞાનવાદ અને શૂન્યવાદનું કેવલ એવી રીતે બદલ્યું કે વિજ્ઞાન

ક્ષણક્ષણમા બદલાતુ નથી, જો વિજ્ઞાન ક્ષણિક છે તો પૂર્વોક્ત ક્ષણનો એકજ અનુસંધાન કરનાવાળો કેમ થઇ શકે ? અને જો સર્વ શૂન્ય છે તો તે શૂન્યનો જાણનાર કોણ ? ઇત્યાદિ અનેક તર્કોથી બૌદ્ધોની ફિલૉસૉફીને જર્જરીત કરીને તેમા એવો અભિપ્રાય લાવ્યા કે વિજ્ઞાન ક્ષણિક નથી, કિંતુ એકરસ સદાસ્થાયી છે, તેનાથી ભિન્ન કોઇ પદાર્થજ નથી; તે વિજ્ઞાન સર્વગત છે, તેજ સર્વનો આત્મા છે, અને સર્વ સંસાર અનાત્મા છે આવો અભિપ્રાય સ્વા૦ શ૦ ચા૦ જીએ બ્ર૦ સૂ૦ ૧ ॥ ૧ ॥ ૧ ॥ ની ભૂમિકામા એવો બળપૂર્વક દર્શાવ્યો છે કે એક વિજ્ઞાન માત્રથી બીજુ ભ્રમ માત્ર માન્યુ છે—ને એટલે સુધી કે વેદશાસ્ત્રને પણ સ્વામીજી શ૦ ચા૦ જીએ મિથ્યા માન્યા છે ! આ જ અસ્મત્પ્રત્યયગોચર એકમાત્ર વિજ્ઞાનમા સંપૂર્ણ બાહ્ય વસ્તુઓને મિથ્યા માની છે એ મિથ્યાવાદના માર્ગને સ્વા૦ શ૦ ચા૦ જીએ ત્યા સુધી મંડન કર્યો છે કે આખરે એનાથી સવ વર્ણાશ્રમોના ધર્મનુ પણ ખંડન કરી નાખ્યુ ! ! જેમકે—

नवर्णा नवर्णाश्रमाचारधर्मा, नमेधारणाध्यानयोगादयोऽपि ।
अनात्माश्रयोहममाध्यासहानात्, तदेकोऽविशिष्टः शिवः केवलोऽहम् ॥
नमातापितावा नदेवानलोका, नवेदानयज्ञा नतीर्थंब्रुवन्ति ।
सुषुप्तौ निरस्तातिशून्यात्मकत्वात्, तदेकोऽविशिष्टः शिवः केवलोऽहम् ॥

અર્થ—વર્ણ નથી, આશ્રમ નથી, વર્ણાશ્રમોના આચારરૂપ ધર્મ નથી, તેમજ ધારણા, ધ્યાન યોગાદિક પણ નથી અનાત્મારૂપ જે અહંકારાદિક છે, તેના આશ્રિત આ અહમ્ ( મમ ) અધ્યાસ છે એ અધ્યાસ મટી જવાથી હુ કેવલ શિવ છુ અર્થાત્ માનમા અજ્ઞાનથીજ વર્ણાશ્રમોના ધર્મ છે. બાકી વાસ્તવમા નથી એજ પ્રમાણે માતા, પિતા, દેવ, લોક, વેદ, તીર્થ એ પણ સર્વ મિથ્યા છે કેવલ એક વિજ્ઞાનજ સત્ય છે બાકી બધુ ભ્રમ છે એ પ્રકાર સર્વ ધર્મોનુ ખંડન કરીને સ્વામીજી શ૦ ચા૦ જીએ એક માત્ર વિજ્ઞાનનેજ તત્વ માન્યુ છે, તે પણ એવી વાતનુ કે જેમા કોઇ પ્રમાણનો પ્રત્યય નહિ આ અંશમા આ એકરસના શૂન્યવાદીની સાથે મળી જાય

છે એતુ પ્રમાણુ એછે કે શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધના મતમા સર્વ શૂન્યજ શૂન્ય છે અર્થાત્ તેનુ કોઈ જ્ઞાતા નથી એવ અદ્વૈત વાદમા પણ એ અદ્વૈતનો કોઇ જ્ઞાતા નથી અને તે સ્વય પણ પોતે પોતાનો જ્ઞાતા નથી, એ વાતને સ્વામી શ૦ ચા૦ જીએ જ્ઞાના ધિકરણમા સ્પષ્ટ કરી છે કે " તે જાણુવાળો નથી, કિન્તુ જ્ઞાન માત્ર છે ! ! ! " અને જ્યારે એવુ પૂછીએકે " તે જ્ઞાન માત્રને હુ છુ એ જ્ઞાન છે કે નહિ ? તો ઉત્તર એવો મળે છે કે " તે એમ નથી જાણુતુ કે હુ છુ કેમકે હુ છુ એમ જાણુવુ તેતો અદ્વૈતવાદી ઓના મતમા માયાથી આવે છે હુ છુ એવો પ્રત્યય શુદ્ધમા વતો નથી " તો પછી શૂન્યવાદથી ભેદ શુ રહ્યો ? યદિ દુર્જનતોષ ન્યાયથી માની પણ લઇએ કે શૂન્યવાદથી સ્વામી શ૦ ચા૦ ના મતનો ભેદ છે, કેમકે સ્વામીજી એક માત્ર વિજ્ઞાન માત્રનેજ તત્ત્વ માને છે તો પછી વિજ્ઞાનવાદી બૌદ્ધથી સ્વામીજીના મતનો ભેદ જણાતો નથી કેમકે સ્વામીજી એક વિજ્ઞાનમા સપૂર્ણ વિશ્વને ભ્રમ માત્ર માને છે, અને એજ વાતનુ સ્વામીજી શકરાચાર્યના શિષ્ય વિદ્યાર ણ્યજીએ પ૦ દ૦ વિ૦ ૧—શ્લોક ૩ થી ૭ સુધી વર્ણન કર્યુ છે કે વિજ્ઞાન માત્રજ તત્ત્વ છે અન્ય સર્વ મિથ્યા છે એનાથી સિદ્ધ થાય છે કે એ તત્ત્વ સ્વામીજીએ વિજ્ઞાનવાદી બૌદ્ધ પાસેથી લીધુ

બીજુ પ્રમાણુ એછે કે વિજ્ઞાનવાદી બૌદ્ધની આત્મખ્યાતિ છે આત્મખ્યાતિ તેનુ નામ કહેવાય છે કે આ સર્વ પદાર્થો આત્મામાજ છે, બહાર જે પ્રતીત થાય છે તે મિથ્યા છે, એક માત્ર વિજ્ઞાનજ સત્ય છે અને તે બાહ્ય પદાર્થ વિજ્ઞાનથી જુદા નથી, તેજ પદાથા કાર બની ગયા છે આ મત બાહ્ય પદાર્થોના વિષયમા વિજ્ઞાનવાદી બૌદ્ધનો છે આ ઠેકાણે એવુ જણાવવુ છે કે સ્વામી શ૦ ચા૦ જીના મતથી એમા ભેદ શુ છે ? સ્વામીજીના મતમા શુક્તિરજતાદિનો ભ્રમ છે તે ઠેકાણે અનિર્વચનીય રજત્ છે અનિર્વચનીય તેને કહેવાય છે કે જે સત્ નહિ હોય અને અસત્ નહિ હોય અર્થાત્ સત્ અને અસત્થી વિલક્ષણ હોય તે

એ પ્રકારે સ્વામીના મતમા શુક્તિ રજતાદિ ભ્રમ સ્થલોમા રજતાદિ ભાવ પદાર્થ છે, અને વિજ્ઞાનવાદી બૌદ્ધના મતમા આત્માથી

ભિન્ન સર્વ ભાવપદાર્થ ભ્રમમાત્ર છે આ અર્થમા વિજ્ઞાનવાદી બૌદ્ધથી સ્વામીજીના મતનો કિંચિત્ માત્ર પણ ભેદ નથી રહેતો કેમકે વિજ્ઞાનવાદીઓના મતમા વિજ્ઞાનથી ભિન્ન સર્વ પદાર્થ મિથ્યા છે. એજ પ્રમાણે સ્વામી શંકરાચાર્યજીના મતમા પણ વિજ્ઞાનથી ભિન્ન સર્વ પદાર્થ મિથ્યા છે આ અંગમા સ્વામીજીના મતનો વિજ્ઞાનવાદી બૌદ્ધથી કાઇ પણ ભેદ નથી

હવે શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધ અસત્ખ્યાતિ માને છે અર્થાત્ છીપ આદિ સ્થલોમા અસત્ રજત (ચાંદી) જ પ્રતીત થાય છે ત કાઇ સત્ નથી એના અર્થથી પણ સ્વામીજીના મતમા બાહ્ય પદાર્થોમા કાઇ પણ પ્રકારનો ભેદ નથી હવે શૂન્યવાદીની સમાન સર્વ બાહ્ય વસ્તુ શૂન્યજ છે, પરન્તુ વાસ્તવમા સત્ નથી એ પ્રમાણે ખ્યાતિવાદની સરખામણીથી એમ સિદ્ધ થાય છે કે એ મત બૌદ્ધોની પાસેથી લીધો છે

આ ઠેકાણે પ્રસગસગતિથી એ પણ નિરૂપણ કરીએ છીએ કે વૈદિક મતમા છીપ રજતમા કઇ ખ્યાતિ છે? અર્થાત શુક્તિ રજતાદિક ભ્રમ સ્થલોમા વૈદિકોનુ શુ મતવ્ય છે? વૈદિક મતમા તો ઉક્ત ભ્રમ સ્થલમા અન્યથા ખ્યાતિ છે અર્થાત્ દોષવશથી તેજ વસ્તુ અન્યથા થઇને પ્રતીત થાય છે અન્યથા પ્રતીતિને અન્યથાખ્યાતિ કહે છે અન્ય સ્થલના પદાર્થની અન્ય સ્થલમા પ્રતીતિ થવી તે કાઇ અન્યથાખ્યાતિ નથી એજ પ્રમાણે સ્વપ્નાદિ ભ્રમસ્થલોમા નિદ્રાદિ દોષોથી અન્યથા પ્રતીતિનુ નામ અન્યથાખ્યાતિ છે કેટલાએક લોકો અખ્યાતિ માને છે. તેમનો અભિપ્રાય એવો છે કે ભ્રમસ્થલમા બે । ચઢ છે, અર્થાત્ સ્મૃતિજ્ઞાન અને આગળ રહેલી વસ્તુનુ આ આકાર જ્ઞાન એ બન્નેનો ભેદ પ્રતીત થતો નથી એટલા માટે ભ્રમ કહેવાય છે એક સપ્રદાય એવો છે કે જે સત્ખ્યાતિ માને છે સત્ખ્યાતિ વાદીનો એવો આશય છે કે છીપમા ચાંદીનો અંશ પણ છે તે એ ન થઇને પ્રતીત થાય છે એટલા માટે તે જ્ઞાન સાચુ છે પણ જુદુ નથી એજ પ્રકારે ભ્રમ સ્થલમા (१) आत्मख्याति (२) असत्ख्याति (३) अख्याति (४) अन्यथाख्याति (५) सत्ख्याति (६) अनिर्वच-

નીયખ્યાતિ એ પ્રકારે છ ખ્યાતિ છે ખ્યાતિ નામ પ્રતીતિનુ છે. ઉક્ત ખ્યાતિ વિષયમાં એવો વિવેક છે કે, આત્મખ્યાતિ—વિજ્ઞાનવાદીઓ બૌદ્ધની છે, અસત્ખ્યાતિ—શૂન્યવાદીની છે, અખ્યાતિ પ્રભાકરાદિ મીમાસકોની છે, અન્યથાખ્યાતિ—વૈદિક વેદાન્તિ અને નૈય્યાયિકોની છે, અને અનિર્વચનીયખ્યાતિ—માયાવાદિયોની છે. માયાવાદી એમ પણ કહેછે કે " नसदासीन्नो सदासीत्तदानीम् " ऋ० ૮ ॥ ૭ ॥ ૧૭ ॥ ૧ ॥ આ વેદ મંત્ર અનિર્વચનીય ખ્યાતિવાદને સિદ્ધ કરે છે કે ' આ રચનાથી પ્રથમ ન તો સત્ હતુ અને નહિ અસત્ હતુ. અને સદસત્થી વિલક્ષણુ તેજ અનિર્વચનીય કહેવાય છે! એનો ઉત્તર એવો છે કે—ઉક્ત મંત્ર અવ્યક્ત પ્રકૃતિનુ વર્ણન કરે છે કે આ કાર્યરૂપ સૃષ્ટિથી પ્રથમ તે અવ્યાકૃત સત્ એટલા માટે ન હતુ કે તે કાર્યરૂપ નહિ હતુ અને અસત્ એટલા માટે નહિ હતુ કે તે પ્રકૃતિ ભાવરૂપે હતી તેનો કાઇ સર્વથા અભાવ નહતો. અને જો સદસદ્ કથનથી અનિર્વચનીયવાદજ અભિપ્રેત હોત તો ' नसत्तन्नासदुच्यते " ગી० ૧૧ ॥ ૧૨ ॥ આ ઠેકાણે બ્રહ્મને સદસદ્વિલક્ષણ કદી કહેતે નહિ કેમકે બ્રહ્મ તો માયાવાદીઓને અનિર્વચનીય ઇષ્ટ નથી આ અનિર્વચનીયવાદનું આશ્રયણ કરવાથી સિદ્ધ થાય છે કે બૌદ્ધોની ફિલૅાસાફીની ઝલક સ્વામીજીના મનમા છે, જો એ ઝલક સ્વામીજીના મનમા નહિ હોત તો સ્વામિ શં૦ ચા૦ જી જેવા ઉચ્ચ ઉદ્દેશ્યવાળા આચાર્યના મતનો હ્રાસ કદાપિ એ પ્રકારે નહિ થાત કે જેમ હાલમા થઇ રહ્યો છે.

બૌદ્ધોને અનીશ્વરવાદની ફિલસુફી અને બાહ્ય પદાર્થ મિથ્યા માનવાની ફિલસુફીએ ગગડાવ્યા, અને તેજ મિથ્યાવાદનો ભાવ અને અહબ્રહ્મ બનીને ઇશ્વરને જલાજલી આપવાના ભાવોએ સ્વામીજીના સપ્રદાયને અત્યુચ્ચ ભાવથી ગબડાવી પાડયો.

અન્યથા " ऋतञ्च सत्यञ्चाभिद्धात्तपसोऽध्यजायत " ऋ० ૮ ॥ ૮ ॥ ૪૮ ॥ ૧ ॥ અને " याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः " यजु० ४० ॥ ८ ॥ ઇત્યાદિ મંત્રોમા વર્ણિત જગ

તના સત્ય ભાવને મટાડીને ભારતને મિથ્યાવાદરૂપી આભૂષણ ન પહેરાવ્યું હોત !!! અને नवर्णा न वर्णाश्रमाचारधर्माः " ઇત્યાદિ લેખ લખીને સર્વ વર્ણાશ્રમાદિકોને સમાસ નહિ કરવામાં આવને !!! એ સર્વ મિથ્યાવાદનુંજ મહત્વ છે કે ' शुद्धोऽसि बुद्धोऽसि निरञ्जनोऽसि संसारमायापरिवर्जितोऽसि ॥ संसारस्वप्नत्यजमोहनिद्रा मन्दालसा वाक्यमुवाचपुत्रम् " તું નિત્ય, શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ છે, સંસાર માયાથી પરિવર્જીત છે આ સંસાર સ્વપ્ન છે, તું આ મોહની નિદ્રાને છોડીને ઉઠ એ પ્રકારે મદાલસા પોતાના પુત્રને કહે છે કથા એવી છે કે એક રાજાને સાત પુત્ર હતા તેની માતા માયાવાદ વેદાન્તાનુકૂલ બ્રહ્મવાદિની હતી તે પોતાના સર્વ પુત્રોને એ પ્રમાણે ઉપદેશ આપ્યા કરતી હતી, એનું ફળ એવું આવ્યું કે તેના છ પુત્રો તો એ ઉપદેશથી વનવાસી થઇ ગયા, અને સાતમા પુત્રને એ ઉપદેશ ન આપ્યો જેથી તે રાજ્ય કરતો હતો પરંતુ પૂર્વોક્ત મિથ્યાવાદના શ્લોકને તામ્ર પત્રમાં મઢાવીને તેના ગળામાં તે નાખ્યું અને કહ્યું કે " જ્યારે તને કાંઇ વિપત્તિ આવી પડે ત્યારે એને ખોલીને વાંચજે ' જ્યારે તેના વનવાસી માયાવાદિ ભાઇઓને મમતા આવી ત્યારે તેઓએ તેની સાથે ઘોર યુદ્ધ કરીને રાજ્ય છોડાવી દીધું તે સમયે તેણે તે શ્લોકને તામ્ર પત્રમાંથી કહાડીને વાંચ્યો તો રાજ્ય ચાલ્યા જવાનો સર્વ શોક ભૂલી જઇને પોતાના ભાઇઓની સાથે થઇ ગયો. વાહરે માયાવાદ તારો મહિમા કે જેણે પરમ્પરાથી પ્રાપ્ત ધર્મરાજ્યને છોડાવીને ગલીગલીમાં ભીખ માગાવવાનેજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી ફલ ચતુષ્ટયનું સાધન સમજાયું !! અધિક શું કેહેવું મનુષ્ય જન્મના ધર્માર્થ કામ મોક્ષ રૂપી ફૂલ ચતુષ્ટયને આ માયાવાદના અભિપ્રાયે એવીજ રીતે નાશ કરી દીધા !!!

નનુ સર્વોપરિ મનુષ્ય જન્મનું ફૂલ મોક્ષને માયાવાદીઓએ મુખ્ય રાખ્યું છે તો પછી એમ કહેનાયજ કેમકે ફલ ચતુષ્ટયનો નાશ કરી દીધો ? એનો ઉત્તર એવો છે કે ચતુર્થ ફલ પણ ધર્માદિ કર્મ સમુચ્ચયથીજ મળે છે અન્યથા નહિ એટલા માટે માયાવાદ ફલ ચતુષ્ટયનો નાશક છે એ માયાવાદે સર્વ વેદશાસ્ત્રને મિથ્યા

બનાવી દીધાં. એવા મિથ્યાવાદની નિવૃત્તિ અને ધર્માદિ ફલ ચતુષ્ટયની સિદ્ધિને માટે વૈદિક દ્વૈતવાદના મંડનાર્થ વેદાન્તાર્યભાષ્ય બનાવીને શારીરકથી શંકર મતની જાળને કાપી છે.

શંકરમતને જાળ એટલા માટે કેહેવામાં આવે છે કે કોઈ ઠેકાણે જીવની માયા ઉપાધિ છે, કોઇ ઠેકાણે અવિદ્યા ઉપાધિ છે, કોઇ ઠેકાણે એકજીવવાદ છે, કોઇ ઠેકાણે અનેક જીવવાદ છે, કોઈ ઠેકાણે બિમ્બરૂપ ઇશ્વર છે, અને તેનુજ પ્રતિબિંબ જીવ છે, કોઈ ઠેકાણે અન્તઃકરણાવચ્છિન્ન જીવ છે, કોઇ ઠેકાણે અંતઃકરણોપહિત જીવ છે; એ પ્રમાણે અનેક ઘાટીઓ છે, જેને " अघटितघटनापटीयसि " એવી એની માયાજ મંડન કરે છે એ માયાવાદના મર્મોને જાણવા માટે અમે આ ઠેકાણે યત્કિંચિત્ માયાવાદની પ્રક્રિયા જણાવીએ છીએ. પ્રક્રિયા એવી છે કે આ સૃષ્ટિથી પ્રથમ એક માત્ર બ્રહ્મ હતું કે જે સર્વથા નિર્વિશેષ હતું, જેમાં ધર્મધર્મી ભાવ પણ કલ્પના કરાયો છે, વાસ્તવમાં તેમાં કોઇ ધર્મ નથી. એ સ્વતઃ પ્રકાશ બ્રહ્મમાં અનાદિ કાળથી માયા મોહિની નિવાસ કરે છે. બ્રહ્મજ એનો આશ્રય અને વિષય છે. અર્થાત્ બ્રહ્મના આશ્રયથી રહીને બ્રહ્મનેજ અજ્ઞાની બનાવી દેછે તે માયાની સાથે મળેલો બ્રહ્મ જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે, જ્યારે તે બ્રહ્મે માયાને વશ થઇને જગત્ રચવાની ઇચ્છા કરી ત્યારે તે ઇશ્વર કહેવાયા, અને તેજ બ્રહ્મનો જે ભાગ તે અવિદ્યાકૃત ઉપાધિથી ઘટાકાશની સમાન બ્રહ્મથી ભિન્ન થયો તે જીવ કેહેવાયો. જીવોનાં અનાદિ કર્મોનાં ફલ આપવા માટે તે ઇશ્વરે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પંચ તન્માત્રરૂપ અપંચીકૃત ભૂતોને ઉત્પન્ન કર્યા. પછી તેનાથી પાંચ સ્થૂલ ભૂત થયા, અને તે સ્થૂલ ભૂતોથી શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના, ઘ્રાણ, એ પાંચ ઇંદ્રિયો ઉત્પન્ન થઇ, પંચતત્વના સાત્વિક અંશોથી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ અંતઃકરણ ચતુષ્ટય ઉત્પન્ન થયું. રજોગુણથી પાંચ પ્રાણ. રજોગુણ વિસિષ્ટ સ્થૂલ ભૂતોથી વાગાદિ પાંચ કર્મેન્દ્રિય ઉત્પન્ન થઇ. પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ એ સત્તર તત્વોનું લિંગ શરીર મુક્તિ પર્યંત સ્થિર રહેવાવાળું થયું, તે લિંગ શરીર બે પ્રકારનુ છે. એક હિરણ્યગર્ભનું લિંગ શરીર માન્યું છે,

અને ત્રીજું જીવાત્માનું. હિરણ્યગર્ભ એમના મતમાં એક નહાના ઈશ્વરનું નામ છે.

સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, એ ત્રણ શરીર જીવાત્માનાં છે. સ્થૂલ એટલે પંચભૌતિક શરીર, સૂક્ષ્મ એટલે લિંગ શરીર, અને કારણ એટલે અજ્ઞાન શરીર. એ પ્રકારે હિરણ્યગર્ભનાં પણ ત્રણ શરીર છે. મહત્તત્વ તે તેનું લિંગ શરીર, માયા તે તેનું કારણ શરીર અને વિરાટ્ એ તેનું સ્થૂલ શરીર. એમના મતમાં ઉક્ત ત્રણે શરીરોના ભેદથી એકજ પરમાત્માના હિરણ્યગર્ભ, ઇશ્વર અને વૈશ્વાનર એવાં ત્રણ નામ છે. એજ પ્રમાણે વિશ્વ, તેજસ અને પ્રાજ્ઞ, એ ઉક્ત ત્રણે શરીરોના ભેદથી એ ત્રણ નામ જીવનાં છે. આ સંક્ષેપથી માયાવાદીઓની પ્રક્રિયા છે.

પ્રથમ આ ઠેકાણે વિચારવા જેવી વાત એ છે કે-શું સ્વામી શં૦ ચા૦ જીના મતમાં પણ એ વાત સ્પષ્ટ છે કે માયા ઉપાધિથી ઇશ્વર બને છે ! જો કે સ્વા૦ શં૦ ચા૦ જીની ફિલૉસૉફીનો પ્રવાહ એ બાજુ અત્યન્ત જોરથી વહી રહ્યો હતો કે ઈશ્વરને પણ ઔપાધિકજ બનાવવામાં આવે, પરંતુ " ઇશ્વર અને બ્રહ્મ એકજ છે, નાના ઇશ્વર માનવાળા ઘોર નરકમાં પડે છે " એ ઉપનિષદ્‌ના અભિપ્રાયે સ્વામીજીને ઈશ્વરના ત્રણ ભેદ બનાવવા દીધા નથી. એટલા માટે આધુનિક માયાવાદીઓની સમાન એકજ બ્રહ્મના ખંડ ખંડ કરીને સ્વામીજીએ ચાર ભેદોમાં વિભાગ કર્યા નથી, પરંતુ એટલું આ ઠેકાણે યાદ રાખવાનું છે કે અજ્ઞાનને તો સ્વામીજીએ પણ સ્વઆશ્રય અને સ્વવિષય માન્યું છે અર્થાત્ બ્રહ્મમાંજ અજ્ઞાન છે અને તેનેજ પોતાની શક્તિથી અજ્ઞાની બનાવી દે છે. એ આશયથી સ્વામીજીજ આધુનિક વેદાન્તીઓના અનેક પ્રકારના મતોનો પાયો નાંખી ગયા છે. એટલા માટે પંચદશીના ચિત્રદીપમાં વિદ્યારણ્યજીએ ચેતનના ચાર ભેદ માન્યા છે. (૧) ઘટાકાશ, (૨) મહાકાશ, (૩) જલાકાશ, (૪) મેઘાકાશ. એ ચાર ઉપાધિયોથી આકાશ ચાર પ્રકારનું થાય છે. ઘટરૂપ ઉપાધિથી ઘેરાયલાં આકાશનું નામ ઘટાકાશ કેહેવાય છે. ઘટ અને તેના જલમાં જે પ્રતિબિંબિત આકાશ છે તેને જલાકાશ કહે છે. વાદળો ( મેઘ ) ના જલમાં જે પ્રતિબિંબિત

આકાશ છે તેને મેઘાકાશ કહે છે, અને ઉક્ત ત્રણ પ્રકારની ઉપાધિઓથી શેષ રહેલા આકાશને મહાકાશ કહે છે. એજ પ્રકારે સર્વ ઉપાધિયોથી વિનિર્મુક્ત ચેતનનું નામ બ્રહ્મ છે. સ્થૂલ અને સૂક્ષ્મ શરીરના અધિષ્ઠાન ચેતનનું નામ તેમના મતમાં કૂટસ્થ છે. ઘટસ્થાનીય જે શરીર, તેમાં જલસ્થાનીય બુદ્ધિમાં ચેતનનું જે પ્રતિબિંબ, તે જીવ છે માયારૂપ મેઘમાં સ્થિત જલકરણના સમાન જે બુદ્ધિની વાસનાઓ તેમાં પ્રતિબિંબનું નામ ઈશ્વર છે.

એ પ્રકારે એક બ્રહ્મથી ચેતનના ચાર ભેદ બન્યા. એ ચેતનના ચાર ભેદ અન્ય વેદાન્ત ગ્રંથોમાં મળતા નથી. સંક્ષેપશારીરિકમાં ચેતનના ત્રણજ ભેદ માન્યા છે. એક બ્રહ્મ ચેતન, બીજો ઇશ્વર, ત્રીજો જીવ, એ પ્રકારે ત્રણ છે. વાર્તિકકાર સુરેશ્વરાચાર્યજીએ પણ છ અનાદિ માન્યાથી એ વાત સૂચિત થઇ ગઈ કે " ચેતનના ત્રણજ ભેદ છે. " છ વસ્તુ અનાદિ આ છે—(૧) શુદ્ધ ચેતન, (૨) ઇશ્વર ચેતન, (૩) જીવ ચેતન, (૪) અવિદ્યા, (૫) અવિદ્યા અને ચેતનનો પરસ્પર સંબંધ, (૬) એ પાંચેનો પરસ્પર ભેદ, એ છ પદાર્થો માયાવાદિયોના મતમાં અનાદિ છે. એ વાર્ત્તિકકારનું કથન સ્વામી શં૰ ચા૰ જીથી વિરૂદ્ધ છે. કેમકે સ્વામી શં૰ ચા૰ જીએ પ્રયોજનવત્ત્વાધિકરણમાં જીવ, ઈશ્વર અને જીવોનાં કર્મ એ ત્રણનેજ અનાદિ માન્યાં છે.

જો આ ઠેકાણે એ વિરોધનો પરિહાર કરવા માટે એવું સમાધાન કરવામાં આવે કે-જીવ ઈશ્વરનો ભેદ અવિદ્યાએ બનાવ્યો એટલા માટે અવિદ્યા પણ અનાદિ છે અને તે અવિદ્યાનો બ્રહ્મ ચેતનની સાથે અનાદિ કાળથી સંબંધ છે, તો એ સંબંધ અનાદિ છે; અને બ્રહ્મ, અવિદ્યા, જીવ, ઇશ્વર અને સંબંધ એ પાંચેનો ભેદ પણ અનાદિ છે. એવી રીતે માનવાથી પણ વિરોધનો પરિહાર થતો નથી. કેમકે એ અમે પ્રથમજ લખી આવ્યા છીયે કે અવિદ્યા બલથી બ્રહ્મ ઇશ્વર બની ગયો એવો લેખ સ્વામી શંકરાચાર્યજીનો કોઇપણ ઠેકાણે નથી. જો એવો લેખ હોત તો બ્રહ્મની જીજ્ઞાસાનું પ્રકરણ ચલાવીને ઇશ્વરનુ લક્ષણ કદાપિ કરતે નહિ. એ વાત બ્ર. સૂ. ૧।। ૧।। ૨।। માં પ્રસિદ્ધ છે. અને ઉક્ત દોષના પરિહારમાં એવં આવે છે કે અવિદ્યા

અને ચેતનનો પરસ્પર સંબંધ માનવાથી ઉલટા ત્રણ અનાદિ પણ ઉડી જાય છે, કેમકે અવિદ્યા અને ચેતનનો સંબંધ થશે તોજ જીવ તેમજ ઈશ્વરની ઉત્પત્તિ થશે, અન્યથા નહિ. અને ઉક્ત પ્રયોજનવત્ત્વાધિકરણમાં સ્વામીજીએ જીવ બ્રહ્મમાં અવિદ્યા કૃત ભેદ માન્યો નથી. અસ્તુ.

વિદ્યારણ્ય અને સુરેશ્વરાચાર્યનો શંકરભાષ્ય સાથેના વિરોધનો વિચાર છોડીને જો એમના લેખ ઉપર ધ્યાન આપવામાં આવે તોપણ તે લેખ સર્વથા અદ્વૈતવાદની વિરૂદ્ધ છે. એક બાજુએ બ્રહ્મને વસ્તુ માત્રની પ્રકૃતિ માનવી અર્થાત્ બ્રહ્મજ સર્વોપાદાન છે અન્યથા એક વસ્તુથી સર્વનું જ્ઞાન અને મૃદાદિ એક વસ્તુજ સ્વકાર્યોમાં ઉપાદાનનું દૃષ્ટાન્ત; એ પ્રકારે પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્તનો વિરોધ આવે છે. એજ પ્રમાણે છ વસ્તુ અનાદિ માનવી અને એક બ્રહ્મવાદ એ પરસ્પર વિરૂદ્ધ છે. કેમકે જેના મતમાં અજ્ઞાનપણ અધિષ્ઠાનથી જુદી કોઇ વસ્તુ નથી તેના મતમાં તો તે અજ્ઞાનથી જીવ ઇશ્વર થયા, તેજ અજ્ઞાનથી જીવ ઇશ્વરનો ભેદ પણ થયો. " अधिष्ठाना विशेषोहि नाशः कल्पित वस्तूनाम् " તે એક માત્ર બ્રહ્મમાં તે કલ્પિત વસ્તુ જે અવિદ્યા તેનો નાશ થયો એ પ્રમાણે એક બ્રહ્મજ અનાદિ ઠરે છે."

અદ્વૈતવાદિઓએ અજ્ઞાનનું આશ્રય બ્રહ્મને માન્યું છે એ પણ ઠીક નથી. કેમકે "હું અજ્ઞાની છું." એવી પ્રતીતિ જીવને થાય છે પણ કાંઇ બ્રહ્મને થતી નથી. એટલા માટે અજ્ઞાનનો આશ્રય બ્રહ્મ ઠરતું નથી. બીજી વાત એ છે કે બ્રહ્મ સ્વપ્રકાશ છે એટલા માટે અજ્ઞાનનો આશ્રય થઇ શકતું નથી. જ્યારે સ્વપ્રકાશ બ્રહ્મ પણ તે અજ્ઞાનને નિવૃત નહિ કરી શકશે તો બ્રહ્મ કરતાં પ્રબળ વળી બીજો કયો પ્રકાશ તે અજ્ઞાનન્ધકારનો નિવર્તક થશે? જો એમ કહીએ કે તેનું નિર્વતક વૃત્તિજ્ઞાન થાય છે, કાંઇ સ્વરૂપભૂતજ્ઞાન નિવર્તક નથી; તો એ કથન એવુંજ છે કે જેમ કોઈ એમ કહે કે "અંધકારનો નાશ સૂર્ય કરી શકતો નથી તે અંધકારનો નાશ ખદ્યોત કરી શકેછે!"

અદ્વૈતવાદીલોક જે એવું કહે છે કે અજ્ઞાન, બ્રહ્મના સ્વરૂપને તિરોહિત કરીને જીવ અને ઇશ્વરને બનાવી દે છે, એ વાત પણ ઠીક

ન થઈ શકે તેનું નામ નથી કિંતુ જે સત્ નથી, અસત્ નથી, બ્રહ્મથી ભિન્ન નથી અને અભિન્ન નથી, ઈત્યાદિ વિકલ્પોનું અયોગ્યપણું હોઇને પણ જે ભાવરૂપ હોય તેજ તેમના મતમાં સંસારની એક માત્ર જડ છે ! સાંખ્ય અને યોગની પેઠે તેમના મતમાં તે માયા અનાદિ અનંત નથી કિંતુ જ્ઞાનથી રજ્જુ સર્પની સમાન નાશ થઈ જાય છે. એટલા માટે તે અજ્ઞાન માત્ર કથન કરી છે. બ્રહ્મની સાથે તાદાત્મ્ય રૂપથી મળેલી તે અવિદ્યા જગતનું ઉપાદાન કારણ છે. તાદાત્મ્ય રૂપનો અર્થ એક આત્મારૂપ છે. એજ અભિપ્રાયથી અદ્વૈતવાદીલોક બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાન કારણ કહે છે; અર્થાત્ પોતેજ નિમિત્ત અને પોતેજ ઉપાદાન કારણ છે. જેનું પોતાનું સ્વરૂપજ કાર્ય્યાકાર થાય તેને ઉપાદાન કારણ કહે છે, જેમકે ઘડાનું ઉપાદાન કારણ માટી છે. ન્યાય શાસ્ત્રની પરિભાષામાં તેનેજ સમવાયિ કારણ કહે છે. એ ઉપાદાન કારણ બે પ્રકારના છે. એક તો આરંભક ઉપાદાન અને બીજું પરિણામી ઉપાદાન. જેમ ઘણા પદાર્થો મળીને તે અવયવ પુંજથી એક કાર્ય બની જવું તેનું નામ આરંભક ઉપાદાન કહેવાય છે, અને કારણરૂપ પદાર્થના સ્વરૂપને બદલીને કાર્ય્યાકાર થઇ જવું.-જેમકે દુધથી દહિં આદિ કાર્ય-તેનું નામ પરિણામી ઉપાદાન કહેવાય છે. માયાવાદી લોક ત્રીજું વિવર્ત્ત ઉપાદાન પણ માને છે- જેમકે રજ્જુમાં સર્પ પ્રતીત થયો છે તે અવિદ્યાનું પરિણામ અને ચેતનનું વિવર્ત્ત છે. વાસ્તવમાં સ્વસ્વરૂપનો ત્યાગ ન કરવો તેને વિવર્ત્ત કહે છે. અને નિમિત્ત કારણ તેને કહે છે કે જે કાર્યાકાર નહિ થઇને અને જ્ઞાન ઇચ્છા, પ્રયત્નવાળો થઇને કાર્યને બનાવી શકે. જેમકે જીવાત્મા પોતાના શરીરની અંદર તથા બહાર યથાશક્તિ કાર્યોનો કર્ત્તા છે. નિમિત્ત કારણમાં એવો નિયમ નથી કે તે કાર્યથી પ્રથક રહીનેજ કાર્ય ઉત્પન્ન કરી શકે જેમકે એકદેશી કુંભાર આદિ કરે છે તેમ. પરંતુ કાર્યની આભ્યન્તર તથા બહાર સર્વદેશી રહીને પણ નિમિત્ત કારણ કાર્યને બનાવે છે, જેમકે કરોળીઓ. કરોળીઆનો જીવ પોતાના સ્વદેશમાં રહેલા તન્તુઓનો નિમિત્ત કારણ છે અને ઇશ્વર બહાર તથા અંદર સર્વદેશી છતાં નિમિત્ત કારણ છે ઉપાદાન કારણમાં સંબન્ધિ થઇને જે કાર્યનો જનક હોય તેને અસમવાયિકરણ કહે છે, જેમકે તન્તુઓનો સંયોગ પટનું અસમવાયિ કારણ છે. જે ઉક્ત

ત્રણ પ્રકારથી ભિન્ન હોય તે સાધારણ કેહેવાય છે. જેમકે ઘટાદિની ઉત્પત્તિમાં દેશ, કાળ, આકાશાદિ એ સાધારણ કારણ છે, જેના ઉપયોગથી આ ઠેકાણે કારણનો વિચાર કર્યો છે તે વાત એ છે કે બ્રહ્મ જગતનું અભિન્નનિમિત્તોપાદનકારણ શી રીતે ? જો એનો અર્થ એવો હોય કે તે પોતેજ નિમિત્ત કારણ અને તે પોતેજ ઉપાદાન કારણ, તો ઉક્ત ત્રણ પ્રકારની ઉપાદાનતામાંથી કેવા પ્રકારની ઉપાદાનતા બ્રહ્મનામાં ઇષ્ટ છે ? આરંભ અને પરિણામી ઉપાદાનતા તો બ્રહ્મ નિરવયવ હોવાથીજ માની શકાશે નહિ. હવે બાકી રહી વિવર્તરૂપી ઉપાદાનતા; તે તો અજ્ઞાન વિના થઇ શકતી નથી; અને 'અજ્ઞાનનું આશ્રયપણું બ્રહ્મમાં છે' તેનું તો પ્રથમ અમે ખંડન કરી આવ્યા છીએ. અને જે માયાવાદી માયાને ઉપાદાન અને બ્રહ્મને નિમિત્ત કારણ માને છે એતો ઘટ્ટકુટ્ટી પ્રભાત ન્યાયથી દ્વૈતવાદને, દંડ તેમને ભોગવવો પડે છે ! ! તે એવી રીતે કે પ્રકૃતિરૂપી ઉપાદાનતા માયામાં માની છે, અને માયાનો અર્થ તેમના મતમાં પ્રકૃતિ પણ છે. અને નિમિત્તકારણતા ચેતન બ્રહ્મમાં માની છે, તો તે અંશમાં વૈદિક દ્વૈતથી શું ભેદ રહ્યો ? જો એમ કહિયે કે પ્રકૃતિ તો માયાવાદમાં અજ્ઞાન માત્ર છે તો પછી તેમાં ઉપાદાનતા શું ? એતો એક માત્ર બ્રહ્મજ ઉપાદાન રહ્યું ? પરંતુ એ સિદ્ધાન્ત બ્રહ્મની કૂટસ્થ નિત્યતાનું વિરોધી હોવાથી અસંગત છે, એટલા માટે અજ્ઞાનોપહિત બ્રહ્મ, કારણ કહી શકાતું નથી. વૈદિક દ્વૈતવાદમાં પ્રકૃતિ પરિણામી ઉપાદાન કારણ છે, અને કૂટસ્થ નિત્ય બ્રહ્મ નિમિત્ત કારણ છે, માટે કોઇ પ્રકારનો દોષ નથી. અને જે ઉક્ત અજ્ઞાન માત્રથી માયાનું કાંઇ એક રોચક લક્ષણ કરીને માયાવાદી લોક તે માયાથી એવી રીતે જીવ અને ઇશ્વરની રચના બનાવી લેછે કે શુદ્ધ ચેતનની આશ્રિત મૂલ પ્રકૃતિમાં ચેતનનું પ્રતિબિંબ ઇશ્વર છે. અને અવર્ણ શક્તિ વિશિષ્ટ મૂલ પ્રકૃતિના અંશમાં ચેતનનું પ્રતિબિંબ જીવ છે. હવે જ્યારે તે પ્રકૃતિ તેમના મતમાં અજ્ઞાન માત્ર છે તો પછી તેમાં મૂળ પ્રકૃતિ અને વળી અવર્ણશક્તિવિશિષ્ટ મૂલ પ્રકૃતિ એવો ભેદ શામાટે ? જો એમ કહિયે કે શુદ્ધસત્વપ્રધાન પ્રકૃતિ માયા કહેવાય છે અને મલિનસત્વપ્રધાન અવિદ્યા, એવા ભેદથી બે પ્રકારની અજ્ઞાનરૂપ પ્રકૃતિજ કેહેવાય છે. તો એનો ઉત્તર એ-

લોજ કે સત્વાદિ ગુણ તે બ્રહ્મના વિવર્તરૂપ અજ્ઞાનમા ક્યાથી આવ્યા ? કેમકે વિવર્ત તો તેમના મતમા પ્રતીતિ માત્ર છે તેના તો સ્વરચિત જીવ તથા ઈશ્વરવાદના કાઇ એક પક્ષ છે કોઇ જીવ ઈશ્વર બનેને પ્રતિબિબ માને છે, કોઇ જીવને ઇશ્વરનુ પ્રતિબિબ માને છે, કોઇ બ્રહ્મનુ પ્રતિબિબ માને છે, ઇત્યાદિ માયાવાદના અનેક ઝઘડાઓને છોડીને અમે એના મુખ્ય સિદ્ધાન્ત જે (૧) પ્રતિબિબવાદ (૨) અવચ્છેદવાદ (૩) આભાસવાદ, આ ત્રણે વાદોને અવૈદિક સિદ્ધ કરિયે છીએ કૂટસ્થ નિત્ય સર્વદેશી બ્રહ્મનુ મનોરથ માત્ર ( અજ્ઞાન માત્ર ) ની માયામા કદાપિ પ્રતિબિબ પડી શકતુ નથી, કેમકે પ્રતિબિબ ત્યારેજ પડી શકે છે કે જ્યારે બેમાથી એક પણ આકારવાળુ અવશ્ય હોય તો એ ઉક્ત નિયમ બ્રહ્મ અને અજ્ઞાન એ બનેમા નથી વળી અજ્ઞાનને અનિર્વચનીય બનાવીને સાકાર માનવુ એ અદ્વૈતવાદીઓનુ સાહસ માત્ર છે.

અવચ્છેદવાદ તેને કહે છે કે જે જે ઉપાધિની સાથે બ્રહ્મ મળે છે તેનાથીજ ઘટાકાશની સમાન ભિન્ન થાય છે એ પ્રમાણે અત કરણાવચ્છિન્ન જીવનુ સ્વરૂપ માન્યાથી જે જે દેશમા અત.કરણ જશે ત્યા ત્યાનુ નિત્ય મુક્ત બ્રહ્મ બધનમા આવતુ જશે, અને જેને છોડતુ જશે તે મુક્ત થતુ જશે તો પછી પાપ પુણ્યની વ્યવસ્થા શુ ? અને કેવી રીતે ? વળી પાપ પુણ્યની વ્યવસ્થાનુ તો સ્વામી શ૦ ચા૦ જીએ મહાબલપૂર્વક પ્રયોજનવત્વાધિકરણમા નિરૂપણ કર્યુ છે એટલા માટે આ અવચ્છેદવાદ અદ્વૈતાચાર્ય સ્વામીના સિધ્ધાન્તથી વિરૂદ્ધ છે

અને " आभास एवच " ब्र० सू० २ ॥ ३ ॥ ५० ॥ એ સૂત્રમા સ્વામિજીએ આભાસવાદનુ જે વર્ણન કર્યુ છે તે ઠીક નથી, કેમકે આભાસ નામ અદ્વૈત મતમા ચેતનની છાયાનુ છે, તે છાયા પણ નિરાકારમા થઇ શકતિ નથી અને તે છાયાને કોઇએ બિબનુ સ્વરૂપ પણ માન્યુ નથી પરતુ ભ્રમ માન્યો છે એટલા માટે તેનુ મિથ્યાપણુ હોવાથી બધ મોક્ષની વ્યવસ્થા બેમી શક્તી નથી એટલા માટે તેમના ઉક્ત ત્રણે વાદોથી જીવ ઇશ્વરનુ સ્વરૂપ નિરૂપણ કરી શકાતુ નથી

વૈદિક સિદ્ધાન્તમાં જીવ ઇશ્વરના સ્વરૂપ કૂટસ્થ નિત્ય છે. અર્થાત્ કોઈ ઉપાધિથી બનેલા નથી. જીવ સત્‌ચિત્ સ્વરૂપ છે, અને ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ છે. માયા અને પ્રકૃતિ એકજ પદાર્થનું નામ છે, તે પરિણામી અને નિત્ય છે. અને કોઇ કોઇ ઠેકાણે માયા શબ્દનો પ્રયોગ અન્યથા જ્ઞાનમાં પણ આવે છે. જેમકે— **मायामात्रं कार्त्स्न्येनानभिव्यक्त स्वरूपत्वात्** " ब्र० सू० ३ ॥ २ ॥ ३ ॥ ઇત્યાદિ સ્થલોમાં માયા શબ્દ અન્યથા જ્ઞાનના અભિપ્રાયથી આવ્યો છે, અને છલ, કપટ, આદિમાં પણ માયાનો પ્રયોગ થાય છે પણ તે અર્થ મુખ્ય નથી. તો પ્રકૃતિનું નામજ માયા છે. વૈદિક મતમાં વિપરીત જ્ઞાનનું નામ અજ્ઞાન છે અને તે અર્થમાં કોઇ કોઇ ઠેકાણે અવિદ્યા શબ્દ પણ આવ્યો છે તેમજ અવિદ્યા શબ્દ, વિદ્યા જે જ્ઞાન છે તેનાથી ભિન્નના અર્થમાં પણ આવ્યો છે. જેમકે " **विद्यांचाऽविद्यांच यस्तद्वेदोभय ँ सह** " यजु० ४० ॥ ११ ॥ ઇત્યાદિમાં કર્મનું નામ પણ અવિદ્યા છે. પરંતુ અવિદ્યા શબ્દ, બ્રહ્મને અજ્ઞાની બનાવી દેવાવાળા અજ્ઞાન અર્થમાં કોઇપણ જગ્યાએ વેદ અને વૈદિક ગ્રંથોમાં આવ્યો નથી, એટલા માટે અવિદ્યા શબ્દનો અર્થ ' બ્રહ્મનિષ્ઠ અજ્ઞાન ' એવો અવિદ્યાવાદીઓએ પોતાની અવિદ્યાથીજ કર્યો છે.

નનુ— " नीहारेणप्रावृत्ताः " ऋ० १० ॥ १७ ॥ ७ ॥ " अनृतेनप्रत्यूढाः " छां० ८ ॥ ४ ॥ २ ॥ " तमआसीत्तमसागूढमग्रे " ऋ० ८ ॥ १७ ॥ ३ ॥ " मायान्तुप्रकृतिंविद्यात् " श्वे० ४ ॥ १० ॥ " अजामेकां लोहितशुक्लकृष्णां " श्वे० ३ ॥ ५ ॥ " अविद्यायामन्तरेवर्तमानाः " मुण्ड० २ ॥ ८ ॥ " भूयश्चान्तेविश्वमायानिवृत्तिः " श्वे० ઇત્યાદિ અનેક વેદોપનિષદ્‌ના વચનોમાં અજ્ઞાનને બ્રહ્મનિષ્ઠ સિદ્ધ કર્યું છે. તો પછી કેમ કહી શકાય કે અજ્ઞાનનું સ્વાશ્રય સવિષયરૂપ બ્રહ્મવિષયક કોઇ પ્રમાણ નથી ?

ઉત્તર—એ હમે આર્યભાષ્યના અનેક સ્થલોમાં સ્પષ્ટ કર્યું છે છે કે માયાવાદી લોક સાહસ માત્રથી સ્વાર્થની સિદ્ધિને માટે તે વેદોપનિદની માળા પહેરાવી દેછે, પરંતુ પૂર્વોત્તર વિચાર કરવાથી તેના

માયાવાદનો ગંધ માત્ર પણ તે વાક્યોમા નથી. અને એવોજ અભિપ્રાય મધુસૂદન સરસ્વતીએ અદ્વૈતસિદ્ધિના બીજા પરિચ્છેદના " अविद्याप्रतिपादकश्रुत्युपपत्ति " વાદ ૩૪ માં માયાવાદવિષયક વાક્યોમા ભરી દીધા છે, જુઓ " नीहारेणप्रावृत्ता " એ પદવાળો આખો મત્ર ઋગ્વેદમાં આ પ્રકારે છે—"नतंविदाथ यइमाजजानान्यद्युष्माकमन्तरं बभूव॥ नीहारेणप्रावृत्ताः जल्प्याचासुतृप उक्थ शासश्चरन्ति " ऋ० १० ॥ ॥ ૧૭ ॥ ૭ ॥ અર્થ—ધુંધવાટની સમાન અવિદ્યારૂપી દોષોવડે આચ્છન્ન નેત્રોવાળી પ્રજા તે જગજ્જન્માદિ કારણ બ્રહ્મને જાણતી નથી તે પ્રજા કેવી છે ?—નાના પ્રકારના પ્રલાપ કરતી છે, કોઇ કહે છે કે હું બ્રહ્મ છું, કોઈ કહે છે કે ઇશ્વરજ નથી, આ સર્વ સૃષ્ટિ સ્વભાવસિદ્ધ છે ઇત્યાદિ અનેક પ્રલાપ કરવાવાળા લોકોને પ્રલાપી કહી ને એમ કહ્યુ છે કે ( असुतृप ) તે પેટ ભરીને સુઇ રહેવાવાળા, મનુષ્યજન્મના ફલથી સવથા વચિત છે, એ પ્રમાણે તે મહાપ્રભુ પરમાત્માના મહત્વ વિષયક આ મત્ર છે, જેનુ એક પ્રતીક લઇને માયાવાદીલોકોએ એવી માયા ફેલાવી કે તે સર્વ જ્ઞાતા પરમાત્માને પણ અજ્ઞાની બનાવી દીધા ! ! આ મત્રથી પ્રથમનો મંત્ર એવો છે કે જેમા પરમાત્માનો પ્રભાવ એવી રીતે વર્ણવ્યો છે કે—" तमिद्गर्भं प्रथमं दध्रआपोयत्रदेवाः समगच्छन्तविश्वे ॥ अजस्यनाभावध्येकमर्पितं यस्मिन् विश्वानिभुवनानि तस्थुः " ऋ० १० ॥ १७ ॥ ६ ॥

અર્થ—તે પરમાત્માએ પ્રથમ આ સૂક્ષ્મ સૃષ્ટિને ધારણ કરી, જેમાં સપૂર્ણ સૂર્ય ચંદ્રાદિ દેવ બીજરૂપે સગત હતા અર્થાત્ તે સર્વાધાર પરત્માત્મા એક પ્રકૃતિરૂપ બીજ સ્થિર હતું જેમા કાર્યરૂપે સપૂર્ણ ભૂવન સ્થિર હતા. એજ પરમાત્માનુ મહત્વ છે. જેની આગળ અજ્ઞાની જીવોનું તુચ્છત્વ નિરૂપણ કર્યું છે. આ ઠેકાણે બ્રહ્મને અજ્ઞાની થવાની તો કથાજ નથી ! આ, તે ભાવ છે કે જેમાં આવીને જીવ તે પર માત્માની અનતતાનુ અનુસન્ધાન કરીને બ્રહ્મામ્બુધિમાં નિમગ્ન થાય છે પોતાના અજ્ઞાનાગ્નિથી સતપ્ત જીવ તેજ અસીમામ્બુધિરૂપ જ્ઞાનસાગરમા ગોતુ ખાઇને શિતલ થાય છે. એજ પ્રકારે " अनृतेनप्रत्यूढा " એ વચન પણ જીવને અજ્ઞાની બોધન કરે છે ત્યાં એવું પ્રકરણ છે કે—

हिरण्यनिधिं निहतं क्षेत्रज्ञाउपरि उपरि सञ्चरन्तो नविन्देयु रेवमेवेमाः सर्वाः प्रजाः अहरहर्गच्छन्त्य एतंब्रह्मलोकं न विन्दन्ति अनृतेनाहिप्रत्यूढाः" छां० ८ ॥ ३ ॥ २ ॥ અર્થ—જે પ્રકારે ક્ષેત્રમાં દાટેલા ધનને અજ્ઞાની લોક નહિ જાણતાં ઉપર ઉપર ફરે છે, એ પ્રકાર પરમાત્માને નહિ જાણતી પ્રજા ઉપર ઉપર ફરે છે. અર્થાત્ સમાધિ, સુષુપ્તિ, મુર્છાદિકોમાં ઔપાધિક ચિત્તવૃત્તિ નિરોધથી તે પરમાત્માના સામાન્ય આનંદને જાણતાં છતાં પણ અજ્ઞાનવડે બ્રહ્માનંદથી વંચિત છે. આમાં તો સ્પષ્ટ જીવના અજ્ઞાનનું વર્ણન છે. અને "तमआसीत्तमसागूढमग्रे' ऋ ॥८॥१७॥३॥ એ મંત્રનો આશય એવો છે કે-પ્રલય કાળમાં તમોગુણ અધિક હોવાથી આ કાર્ય્ય જગત્ માનો કે તમથી આચ્છાદિત હતું. પણ તેથી બ્રહ્મ અજ્ઞાની કેવી રીતે સિદ્ધ થયુ ! પ્રત્યુત આગળના મંત્રમાં એવો ભાવ સ્પષ્ટ કરી દીધો છે કે, એક માત્ર પરમાત્માજ પોતાની સૃષ્ટિને સંપૂર્ણ જાણે છે; અજ્ઞાની જીવ તેના મહત્વને બરાબર જાણી શકતો નથી.

" मायान्तुप्रकृतिंविद्यात् " એ વાક્યમાં માયા પ્રકૃતિનું નામ છે. એનાથી ઇશ્વર અજ્ઞાની કેમ સિદ્ધ થઇ શકે ? કદાપિ નહિ. અને " अजामेकां लोहितशुक्लकृष्णाम " એ વાક્ય પ્રકૃતિનું વર્ણન કરે છે. એ અમે સમન્વયાધ્યાયમાં સ્પષ્ટ રીતિથી વર્ણન કર્યું છે. " अविद्यायामन्तरेवर्तमाना " એ વાક્ય જીવના અજ્ઞાનનું વર્ણન કરે છે. મુંડકોપનિષદ્માં આ વાક્ય તે પ્રકરણમાં છે કે જેમાં અજ્ઞાનથી એક બીજાની પાછળ ચાલવાનો નિષેધ કર્યો છે, કે અંધ પરંપરાથી ચાલવું તે અજ્ઞાની જીવોનું કામ છે. એજ પ્રમાણે " भूयश्चान्तेविश्वमायानिवृत्तिः " એ વાક્ય પણ જીવનાં અજ્ઞાનની નિવૃત્તિ બ્રહ્મજ્ઞાનથી કથન કરે છે. ઇત્યાદિ અનેક વાક્યાભાસોથી માયાવાદીઓએ બ્રહ્મને અજ્ઞાની બનાવવાને માટે કરોડો પ્રયત્ન કર્યા. એનાથી એવું ફળ સમજ્યા છે કે અજ્ઞાનથી બ્રહ્મ ભૂલી જઇને જીવ બને ત્યારેજ તેને "तत्त्वमसि" નો ઉપદેશ કરીને બ્રહ્મ બનાવીશું. જો બ્રહ્મ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ રહે અને જીવ અજ્ઞાની તેનાથી જુદો રહે તો પછી " तत्त्वमसि ' એ વાક્ય શું કામ આવશે ? " तत्त्वमसि " " अहं-

ब्रह्मास्मि " એ વાકયોની સંગતિ અમે ભાષ્યમાં કરી ચૂકયા છીએ. આ ઠેકાણે પ્રસંગ સંગતિથી એટલું બીજું દર્શાવિયે છીયે કે, " प्रज्ञानंब्रह्म " ऐ० ૫ ॥ ૩ ॥ " अयमात्माब्रह्म " बृ० ૨ ॥ ॥ ૫ ॥ ૧૯ ॥ એ વાકયોના પણ એવીજ રીતે અર્થ બગાડયા છે. જુઓ "प्रज्ञानंब्रह्म" એ ઇશ્વર પ્રકરણનું વાકય છે, એમાં પ્રજ્ઞાનને બ્રહ્મ કથન કર્યું છે. અર્થાત્ જેનાથી સર્વ કાંઇ જાણી શકાય છે તે બ્રહ્મ છે. એનાથી આગળના શ્લોકમાં એવું કથન કર્યું છે કે જે આ પ્રજ્ઞાનરૂપ પરમાત્માના જ્ઞાનથી આ લોકથી ઉત્ક્રમણ કરે છે, તે સર્વ કામનાઓને પ્રાપ્ત થાય છે. એથી જણાય છે કે જેને આ ઠેકાણે " प्रज्ञानंब्रह्म " કહ્યો છે તે જીવથી ભિન્ન છે. બીજું " अयमात्माब्रह्म " એ પણ બ્રહ્મપ્રકરણનું વાકય છે. આખું વાકય એવી રીતે છે કે " तदेतद् ब्रह्मापूर्वमनपरमनन्तरम वाह्यमयम त्माब्रह्म सर्वानुभूरित्यनुशासनम् " बृ० ૨ ॥ ૫ ॥ ૧૯ ॥ અર્થ—આ તે બ્રહ્મ છે કે જેનું કોઇ કારણ નથી, અને માટીના ઘડાની સમાન તેનું કાંઇ કાર્ય્ય નથી, તેનાથી કોઇ બહાર નથી, અર્થાત્ તે સર્વગત છે. સર્વનો જ્ઞાતા છે; એ વાકયમાં જીવનું કાંઇ પ્રકરણ નથી, તો પછી એ વાકયોથી જીવને બ્રહ્મ કેવી રીતે બનાવી દીધો ?

માયાવાદી વેદાન્તના સર્વ લેખકોનો એવો આશય રહે છે કે અર્થાભાસ બનાવીને પોતાનું પ્રયોજન સિદ્ધ કરી લેવું. પછી કોણ જુવે છે કે પૂર્વોત્તર શું છે !

એજ પ્રકારે એઓએ તર્કાભાસથી એવું સિદ્ધ કર્યું છે કે, બ્રહ્મને આશ્રિત અજ્ઞાન રહેલુ છે તેજ તેને જીવ બનાવી દેછે. જેમકે- " आच्छाद्यविक्षिपति संस्फुरदात्मरूपम् " सं० शा० ૧ ॥ ૨૦ ॥ એ વાકયમાં સંક્ષેપ શારીરકકાર સર્વજ્ઞમુનિએ શુદ્ધ બ્રહ્મને અજ્ઞાનથી ઢંકાએલું માનેલ છે. અમે એના તર્કનો પ્રભાવ દર્શાવવા પહેલાં એમ જણાવિયે છીએ કે બ્રહ્મને જીવ બનાવવાના અભિપ્રાયનું તેઓએ કેવું નિર્ભયતાથી વર્ણન કર્યું છે કે—

दीनताको त्याग नर अपनो स्वरूप,
देख तू तो शुद्ध ब्रह्म अजदृश्यको प्रकासी है ॥
आपने अज्ञान ते जगत सब तूहि रचे,
सर्वको संहार करे आप अविनासी है ॥
मिथ्या परपञ्च देख दुःख जिन आन जिय,
देवनको देव तू तो सब सुखरासी है ॥
जीव जग ईश होय माया ते प्रभासे तूही;
जैसे रज्जु सांप सीपरूप हैं प्रभासी है ॥
वि० सा० ६ ॥ १३ ॥

આ કવિતમાં એવો અભિપ્રાય સ્પષ્ટ કરી દીધો છે કે—રજ્જુ સર્પની પેઠે આ સર્વ મિથ્યા છે, એક માત્ર બ્રહ્મજ સર્વાકાર થઇ રહ્યું છે.

ઇતરવ્યપદેશાધિકરણમાં અર્થાત્ ब्र० सू० २ ॥१॥२१-२२॥ સૂત્રોમાં એ અભિપ્રાયનો સ્પષ્ટ રીતિથી નિષેધ કર્યો છે કે બ્રહ્મ પોતે પોતાની મેળે દુઃખમાં પડતો નથી, તોપણ શંકર મતના શ્રદ્ધાળુ લોકો આ બ્રહ્મ વિકારવાદનું અનેક પ્રકારે વર્ણન કરે છે. જુઓ—

ज्यों कोइ कूपमें झाक अलापत ऐसेहि भान्ति सो कूप अलापे ॥
ज्यों जल हालत हे लग पौनसु लोक कहें प्रतिबिम्बहि कांपे ॥
देहके प्राणके औ मनके कृत मानत है सब मोहिकों व्यापे ॥
सुन्दर पेच परयो अतिशय कर, भूल गयो भ्रम ते ब्रह्म आपे ॥
सु० वि०

એ પ્રકારે અનેક શંકર સમ્પ્રદાયવાળા લોકોના ગ્રંથો ભાષામાં અને સંસ્કૃતમાં પ્રચલિત છે કે જે અહર્નિશ એજ ઉપદેશ કરે છે

કે—બ્રહ્મજ ભુલીને જીવ બની ગયો છે. અને 'તું બ્રહ્મ છે' એવા ઉપદેશથી જેવોને તેવો પાછો બ્રહ્મ થઇ જશે!!!'

અમે તો એનો ઉત્તર એજ આપીએ છીયે કે બ્રહ્મ બનવું તે તો જેમ હોય તેમ ખરૂં, પરંતુ " असन्नेव स भवति असद्ब्रह्मेति वेदचेत् " तै० ६ ॥ १ ॥ એ ઉપનિષદ્‌ના વચનાનુકૂલ બ્રહ્મને વિકારી માનવાળા પોતે વિકૃત થાય છે, અસ્તુ. ચાલુ પ્રકરણ એ છે કે અમે એ ભાષાના છંદોનો એક ભાષાછન્દમાં ઉત્તર આપીએ છીયે કે જે માયાવાદિયોએ પૂર્વપક્ષરૂપે લખ્યો છે.

सुत आर्य्य जो तम होय षडो, रविको नहिं छादसके पुनसोई ॥
तिम आत्म नित्य प्रकाश महां, जिनके समदूसर औरनकोई ॥
सुखसागर नीतउजागर है, फिरभूल कहो किहिं भान्ति सुहोई ॥
अबदूर करो करुणा करके, यह शंक बडी डर अन्तर मोही ॥
प्र० चं० नाट०

આ પ્રબોધચંદ્રોદય નાટકના તે સ્થલનો એ છંદ છે કે જે ઠેકાણે બ્રહ્માશ્રિત અજ્ઞાન માનીને સર્વ વિશ્વ વર્ગની ઉત્પત્તિ તેનાથી માની છે. આ ઠેકાણે એવો પ્રશ્ન થયો કે સ્વતઃ પ્રકાશ બ્રહ્મમાં અજ્ઞાન કેમ થયું? કેમકે તે (બ્રહ્મ) તો સર્વનું પ્રકાશકછે? એનો ઉત્તર તેજ સ્થલમાં તેનાથી ભિન્ન બીજો કાંઇ ન આપતાં એટલુજ કહ્યું કે ઉપાધિના બળથી અજ્ઞાની બન્યું. અને ઉપાધિ માયાવાદમાં કલ્પિત છે. અસ્તુ. એ માયાવાદના નવીન વેદાન્તની કલ્પનામાં પડીને જો હજારો વર્ષ સુધી મેહેનત કરીએ તોપણ તેનો પાર કોઈ પામી શકે તેમ નથી. એટલા માટે અમે તેના મુખ્ય તાર્કિકોના કાંઇક તર્કોના તર્કાભાસ બતાવીને પ્રાચીન વેદાન્ત તરફ દ્રષ્ટિ કરાવીશું. જીવ બ્રહ્મને

એક સિદ્ધ કરવા માટે અદ્વૈત કામ્તુભમા એવો તર્ક કર્યો છે કે—" जीवः परस्मान्नभिद्यते " " सच्चिदानन्दलक्षणत्वात् " " यः सच्चिदानन्दलक्षणः सपरस्मान्नभिद्यते यथापरमात्मा " અર્થ જીવ પરમાત્માથી જુદો નથી કારણ કે સચ્ચિદાનદ લક્ષણવાળો હોવાથી. જેમકે પરમાત્મા સચ્ચિદાનંદ લક્ષણવાળો છે એટલા માટે પોતાથી ભિન્ન નથી એજ પ્રમાણે જીવ પણ પરમાત્મા છે

આ અનુમાનમા હેતુની અસિદ્ધિ છે, અર્થાત્ અમે જીવને આનદ સ્વરૂપ માનતા નથી તો પછી આનદ સ્વરૂપ હેતુથી જીવ બ્રહ્મ શી રીતે કહી શકાય ?

આધુનિક વેદાન્તના સર્વોપરિ પડિત નિશ્ચલદાસજીએ જીવ બ્રહ્મની એકતાસાધક એવુ અનુમાન લખ્યુ છે કે—" जीवोब्रह्माऽभिन्न. " " चेतनत्वात् " " ब्रह्मवत् " અર્થ—જીવ બ્રહ્મ છે કારણ કે ચેતન છે માટે જે ચેતન હોય છે તે બ્રહ્મથી ભિન્ન હોતુ નથી જેમકે બ્રહ્મ ચેતન છે, અને બ્રહ્મથી ભિન્ન નથી

આ અનુમાનમા અમે ચેતનત્વની વિવેચના પુછીએ છીએ કે, ચેતનત્વ શુ છે ? શુ વિષયપ્રકાશકત્વનુ નામ ચેતનત્વ છે ? અથવા વિષયનો પ્રકાશ નહિ હોય તોપણ ચેતનત્વ ધર્મ રહે છે ?

યદિ પૂર્વ વિકલ્પ માનિયે તો એવુ ચેતનત્વ માયાવાદિયોને બ્રહ્મમા સ્વીકાર નથી કેમકે કોઇ વસ્તુનો પ્રકાશ કરવો તે તો તેમના મતમા ઉપાધિથી થાય છે, સ્વત નથી અને એટલા માટેજ તેઓ શુદ્ધ બ્રહ્મને સર્વજ્ઞ માનતા નથી સર્વજ્ઞાદિ ધર્મ તેમના મતમા ઇશ્વરના છે, તો પછી ચેતન હેતુથી જીવને બ્રહ્મ સિદ્ધ કરવો એ કેમ બની શકે ?

હવે બીજો પક્ષ કે જેમા વિષય પ્રકાશ વિના ચેતનત્વ ધર્મ છે, તે અનુભવ વિરૂદ્ધ છે અને આ ઠેકાણે દુખપ્રાગભાવાનધિકરણત્વ ઉપાધિ પણ છે અર્થાત્ દુખપ્રાગભાવાનધિકરણત્વ બ્રહ્મમા છે, પરન્તુ

જીવમાં નથી એ પ્રમાણે ચેતનત્વ હેતુ જીવમાં છે, પરંતુ તેમાં દુઃખપ્રાગભાવાનધિકરણત્વ નથી. એ પ્રકારે સાધનનો અવ્યાપક ઉપાધિ છે. અને અદ્વૈત સિદ્ધિમાં પ્રપચના મિથ્યાત્વમાં એવું અનુમાન છે કે—" प्रपञ्चोमिथ्या " " दृश्यत्वात् " " शुक्तिरजतवत् " આ સંસાર મિથ્યા છે અર્થાત્ ભ્રમરૂપ છે, દશ્ય છે માટે, જેવી રીતે છીંપમાં ચાંદી ભ્રમ છે તેમ. એથી સિદ્ધ કર્યું કે જે દર્શનનો વિષય હોય છે તે સર્વ ભ્રમ હોય છે ! પ્રથમ તો એ હેતુજ વ્યભિચારી છે. કેમકે " दृश्यतेत्वग्रयाबुध्यासूक्ष्मया सूक्ष्मदर्शिभिः " ઇત્યાદિવાકયોથી બ્રહ્મમાં ( દશ્યત્વ ) જ્ઞાન વિષયત્વ છે, પરંતુ મિથ્યાત્વ નથી. અને એ વાત પણ વિવેચન કરવા યોગ્ય છે કે—દશ્યત્વ શું છે ? વૃત્તિ વ્યાપ્તિરૂપ છે કિંવા ફલવ્યાપ્તિરૂપ છે ? યદિ દશ્યત્વથી તાત્પર્ય ફલ પ્રાપ્તિનું છે અર્થાત્ જ્યાં જ્યાં ફલવ્યાપ્યત્વ છે ત્યાં ત્યાંજ મિથ્યાત્વ છે, તો એ અવસ્થામાં પરમાણુ આદિ અતીન્દ્રિય પદાર્થોમાં મિથ્યાત્વ આવી શકશે નહિ, કેમકે તેમાં વૃત્તિ વ્યાપ્તિ હોય તોપણ ફલવ્યાપ્તિ નથી અને બીજો પક્ષ પણ ઠીક નથી. કેમકે બ્રહ્મમાં વૃત્તિ વ્યાપ્તિ તો છે પરંતુ મિથ્યાત્વ નથી, એટલા માટે હેતુ વ્યભિચારી થયો, અને જો જ્ઞાન વિષયત્વ હેતુજ મિથ્યાત્વનો સાધક છે તો નિમ્ન લિખિત અનુમાન ઠીક કેમ નહિ કહેવાય ? જેમકે—" ब्रह्ममिथ्या " " अविद्यावदुत्पन्न ज्ञानविषयत्वात् " " प्रपञ्चवत् " વળી બીજું " ब्रह्ममिथ्या " " ज्ञानविषयत्वात् " " प्रपञ्चवत् " વળી ત્રીજું " ब्रह्ममिथ्या " " असत्यहेतुजन्मज्ञानविषयत्वात् " " प्रपञ्चवत् " અર્થ—માયાવાદિયોનો બ્રહ્મ મિથ્યા છે, અવિદ્યાવાળાને જે જ્ઞાન થાય તેમાં જ્ઞાનનો વિષય હોવાથી, પ્રપંચની સમાન. એ વાતનો સ્વામી શં૦ ચા૦ જીએ પ્રથમ સૂત્રની ભૂમિકામાં સ્વીકાર પણ કર્યો છે કે " અવિદ્યાવાળાને જ્ઞાનનો વિષય થાય છે, તે સર્વ મિથ્યા છે." બીજું અનુમાન જેમકે-બ્રહ્મ મિથ્યા છે, જ્ઞાનનો વિષય હોવાથી, પ્રપંચ સમાન. વળી ત્રીજુંઅનુમાન જેમકે—બ્રહ્મ મિથ્યા છે, અસત્ય હેતુથી છે જન્મ જેનો એવા જ્ઞાનનો વિષય હોવાથી,

અર્થાત્ અસત્યથી જે જ્ઞાન આવે છે તેનુ ફલ પણ મિથ્યાજ હોય છે માયાવાદી લોક સર્વ જ્ઞાનોને અસત્‌થીજ માને છે વેદ, શાસ્ત્ર, આદિ સર્વ તેમના મતમા ભ્રમ માત્ર છે, એ પ્રમાણે તર્કાભાસ અને અર્થાભાસ જણાયાથી જણાય છે કે તેઓ ઉપક્રમાદિ ષટ્‌લિગ અજ્ઞાની જનોના મનને મોહ પમાડવા માટેજ માને છે અન્યથા શુ કારણ છે કે ઉપક્રમાદિ ષટ્‌લિગોને માનીને પણ એ પોતાના મતને તદનુકૂળ સિદ્ધ કરી શકતા નથી ? તે લિગ એ છે કે—

(१) " उपक्रमोपसहार " (२) " अभ्यास " (३) " अपूर्वता " (४) " फल " (५) " अर्थवाद " (६) " उपपत्ति " અર્થ— (१) ઉપક્રમોપસંહાર તેનુ નામ કેહેવાય છે કે—જ્યા પ્રારભ અને અન્ત એક અર્થમા મગત થાય, જેમકે છાદોગ્યમા ઉપાસનાથી લઈને " यावदायुप.एवं वर्त्तयन् " કર્મમાજ ઉપસહાર કર્યો છે (૨) વાર વાર એક અર્થની દ્રઢતા કરની તેને અભ્યાસ કહેવાય છે. જેમક ઉદ્દાલકે શ્વેતકેતુને જીવાત્માનુ તત્ત્વ નવ વખત દ્રઢતાથી બતાવ્યુ. (૩) અપૂર્વતા—એવા અર્થમા હોય છે કે જે પ્રથમ પ્રાપ્ત ન હોય, જેમકે બ્રહ્મના અપહતપાપ્માદિ ધર્મ જીવને પ્રથમ પ્રાપ્ત નથી, અને તે મુક્તિના સાધનોથીજ પ્રાપ્ત થાય છે (૪ તદ્ધર્મતાપત્તિરૂપ મુક્તિ ફ્લ છે (૫) મુક્ત પુરૂષનુ જે સર્વ લોક લોકાન્તરોમા સ્વેચ્છાથી વિચરવુ છાદોગ્યમા કહ્યુ છે તે અર્થવાદ છે. અર્થાત્ સર્વમા પૂર્ણ થવું એ ઇશ્વરનુજ સામર્થ્ય છે, મુક્ત પુરૂષનુ નથી, એટલા માટે એ અર્થવાદ કહેવાય છે (૬) ઉપપત્તિ એ યુક્તિનુ નામ છે જેમકે છાદોગ્યમા એક પુરૂષની આખ બાધીને જગલમા છોડી દેવાનુ દ્રષ્ટાત આપીને એવી યુક્તિ બતાવી છે કે—જેમ તે પુરૂષ પૂછતા પૂછતા સ્વદેશને પ્રાપ્ત થાય છે એજ પ્રમાણે આચાર્યવાન્ પુરૂષજ પરમાર્થનો લાભ કરી શકે છે

ઉક્ત ષટ્‌લિગ, નામ માત્રથી પણ માયાવાદમા સગત થતા નથી. અને જે માયાવાદી એમ કહે છે કે— " सदेवसोम्येदमग्रआसीदे-कमेवाद्वितीयम् " छा० ६ ॥ २ ॥ १ ॥ એ ઉપક્રમણ છે અને

" तदात्म्यमिदं सर्वं " છાં० એ ઉપસંહાર છે. અર્થાત્ એકનો પ્રારંભ કરીને એકમાં સમાપ્તિ કરી છે. એટલા માટે ઉપક્રમ અને ઉપસંહાર અદ્વૈતવાદમાં ઘટી શકે છે ? એનો ઉત્તર એટલો છે કે— પ્રથમ તો એ ઉપક્રમોપસંહારમાં એ વાત સત્ય નથી કે એક બ્રહ્મનો ઉપક્રમ અને તેનોજ ઉપસંહાર છે; કેમકે એ છઠ્ઠા પ્રપાઠકમાં સત્યનું પ્રકરણ ચલાવીને સત્યમાંજ ઉપસંહાર દેખાય છે. અને બીજી વાત એ છે કે અદ્વિતીય શબ્દથી આ ઠેકાણે કાંઇ માયાવાદીઓના અદ્વૈતનું તાત્પર્ય નથી. માયાવાદીલોક અદ્વૈતનો એવો અર્થ કરે છે કે જેનો કોઇ સજાતીય, વિજાતીય, સ્વગત ભેદ નથી અર્થાત્ તેનાથી ભિન્ન કોઇ બીજી વસ્તુ નથી; એ તાત્પર્ય યદિ આ ઠેકાણે "एकमेवाद्वितीयम्" નું હોત તો એનાથી પ્રથમ એવું વાક્ય નહિ કહેવામાં આવતે કે " असतः सदजायत " છાં० ૬ ॥ ૨ ॥ ૧ ॥ અર્થ—અસત્‌થી સત્ ઉત્પન્ન થયું. આ ઠેકાણે અસત્‌થી સૂક્ષ્મ પ્રકૃતિનું તાત્પર્ય છે અને જો " एकमेवाद्वितीयम् " નો અર્થ ત્રણ ભેદ શુન્યનો હોય તો માયાવાદીઓના બીચારા આ પાંચ અનાદિયોની શી ગતિ થશે ? જેમકે— (૧) ઇશ્વર, (૨) જીવ, (૩) અવિદ્યા, (૪) અવિદ્યા અને ચેતનનો પરસ્પર સંબંધ, અને (૫) બ્રહ્મ અનાદિ મેળવીને એ પાંચેનો પરસ્પર ભેદ. એ પાંચે અનાદિનો નાશ થશે, અને જે માયાવાદીલોક એ બલ દેખડાવ્યા કરે છે કે—एकम् ॥ एव ॥ अद्वितीयम् ॥ એ ત્રણ પદોથી ત્રણે ભેદોના નિષેધનું તાત્પર્ય છે, તો " असदेव सोम्येदमग्रआसीत् " એ વાક્યમાં " एव " શબ્દથી કયા વિજાતીય ભેદનો નિષેધ કર્યો છે ? અમારા વૈદિક મતમાં તો असदेवदमग्रआसीत् एकमेवाद्वितीयम् " છાં० ૬ ॥ ૨ ॥ ૧ ॥ એમાં સૂક્ષ્મરૂપ પ્રકૃતિ ઉપાદાન કારણની દૃઢતાને માટે "एकम् ॥ एव ॥ अद्वीतीयम् ॥" એ ત્રણે શબ્દો આવ્યા છે. એ પ્રમાણે એ કાર્યની દૃઢતા કરવાને માટે ત્રણ શબ્દ આવ્યા છે. સિદ્ધ એ થયું છે કે, ઉક્ત ઉપક્રમ અને ઉપસંહારથી માયાવાદિયોનો અદ્વૈતવાદ સિદ્ધ થતો નથી. (૨) " तत्वमसि " નો અભ્યાસ અર્થાત્ નવ વખત બોલવું તે " जीवापेतं किलेदम्रियते, न जीवोम्रियते " ઇત્યાદિ લિંગોથી જીવા-

ત્મા અવિનાશી હોવાની દઢતા સિદ્ધ કરે છે, કાંઇ માયાવાદની દઢતા સિદ્ધ થતી નથી. (૩) અર્થવાદ–એમના મતમાં એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાન છે, અર્થાત્ એકને જાણવાથી સર્વ જાણી શકાય છે. જો એ પણ અર્થવાદજ હોય તો માયાવાદિયોના સર્વ અર્થ અનર્થ થઇ ગયા ! ! કેમકે બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદન કારણ માનવામાં એજ તો એક મુખ્ય તર્ક હતો કે એકને જાણ્યાથી સર્વ જાણી શકાય છે. હવે એકને જાણ્યાથી સર્વ ત્યારે જાણી શકાય છે કે જ્યારે ઉપાદાન કારણ એક હોય. જ્યારે સર્વજ્ઞાન અર્થવાદ છે તો પ્રતિજ્ઞા દૃષ્ટાંતથી અભિન્નનિમિતોપાદન કારણની સિદ્ધિ કેવી રીતે થાય ? (૪) ઉપપત્તિ—જે છ લિંગોથી તાત્પર્યનો નિર્ણાયક અર્થ હોય તે તો એતો તેમના મતમાં મનોરથ માત્રજ છે. જેમકે અમે વેદોપનિષદ્‌ના અનેક મંત્રોથી સિદ્ધ કર્યું છે કે અન્ધપરંપરાથી માયાવાદ સાગરનો સેતુ માયાવાદીઓ વેદોપનિષદોને માની રહ્યા છે, પરંતુ વાસ્તવમાં તેમાં માયાવાદનો ગંધ માત્ર પણ નથી.

અપૂર્વતા અને ફલ એ એટલા માટે એમના મતમાં સંગત નથી કે નિત્ય પ્રાપ્તિની પ્રાપ્તિમાં અપૂર્વતા શું ? તે તો પૂર્વ પ્રાપ્ત હતીજ તો વળી પછી તેમાં અપૂર્વતા શું ? ઘણું કરીને અદ્વૈતવાદીઓ એવો આક્ષેપ કર્યા કરે છે કે ભેદ તો પ્રત્યક્ષ સિદ્ધ છેજ તેમાં શું અપૂર્વતા છે ? તેનો ઉત્તર એ છે કે અમારા મતમાં ઇશ્વરનો સાક્ષાત્કાર અપૂર્વ છે. તે પૂર્વે સિદ્ધ નહિ હતો માટે દોષ નથી. અને (ફલ) મુક્તિ તો એમના મતમાં પાષાણકલ્પ છે એટલા માટે ફલ પણ નિષ્ફલ છે.

હવે ઉક્ત ષટ્‌લિંગનું શારીરક બ્રહ્મસૂત્રથી એમના મતમાં અસંબદ્ધપણું બતાવીએ છીએ. જેમકે "अथातोब्रह्मजिज्ञासा" ब्र० सू० १ ॥ १ ॥ १ ॥ " अनावृत्तिशब्दादनावृत्तिशब्दात् " ब्र० सू० ४ ॥ ४ ॥ २२ ॥ આ ઉપક્રમ, ઉપસંહારથી એમનો માયાવાદ સિદ્ધ થતો નથી. કેમકે માયાવાદને માટે પ્રપંચને મિથ્યા માનવો આવશ્યક હતો. પરંતુ તે તો સંપૂર્ણ બ્રહ્મસૂત્રોમાં કોઇ સૂત્રમાં પણ પ્રપંચને મિથ્યા માન્યો નથી. પ્રત્યુત ब्र० सू० २ ॥ २ ॥ २३ ॥

મા પ્રપચને સ્વપ્નાદિકોથી વિલક્ષણ માન્યો છે, જો એમ કહિયે કે (૧) " पारमार्थिक " (૨) " व्यावहारिक " (૩) " प्रातिभासिक" માયાવાદીઓના મતમા એ ત્રણ સત્તાવાદનો સ્વીકાર છે, અર્થાત્ પરમાર્થ સત્તા બ્રહ્મની છે અને વ્યાવહારિક સત્તા જગતની છે અને પ્રાતિભાસિક સત્તા સ્વપ્નાદિની છે, એટલા માટે સ્વપ્નાદિથી જગતને વિલક્ષણ કહ્યુ છે અને તેથી ઉક્ત સૂત્રમા સ્વપ્નથી વિલક્ષણતા માનવામા કાઇ દોષ નથી ? એનો ઉત્તર એ છે કે, (૧) તમારી ત્રણે સત્તાનુ કથન સૂત્રમા કોઇ જગ્યાએ નથી, તો પછી સ્વપ્નાદિ દૃષ્ટાતથી જગત મિથ્યા કેની રીતે ? કારણ સ્વપ્ન અને જાગ્રતના પદાર્થોની સત્તાનો ભેદ છે (૨) કોઈ પણ સૂત્રમા વિવર્તવાદનો સ્વીકાર નથી પરતુ પરિણામવાદ તો સૂત્રમા કથન કરેલો છે તેમજ સૂત્રોમા કોઇ જગ્યાએ પરમાણુ તથા પ્રકૃતિનુ ખડન પણ નથી પ્રત્યુત પ્રકૃત્યુપાદન કારણનુ " प्रकृतिश्चप्रतिज्ञादृष्टान्तानुरोधात् " ब्र० सू० १ ॥ ४ ॥ ૨૩ ॥ સૂત્રમા મડન કરેલુ છે

અને જે સ્વા૦ શ૦ ચા૦ એ પરમાણુઓમા આકાશ માનીને તેને સચ્છિદ્ર નિરૂપણ કરીને અનિત્ય સિદ્ધ કર્યા છે, તે એવી રીતે ઠીક નથી કે જેમ તેમના મતમા જીવની અદર પરમાત્મા હોવાથી જીવ સચ્છિદ્ર થઇ જતો નથી, તે પ્રમાણે વિભુ પદાર્થથી પરમાણુ સચ્છિદ્ર થતા નથી જો એમ કહો કે પરિચ્છિન્ન પદાર્થજ અદર અને બહાર પ્રદેશવાળા હોય છે તો માયાવાદીઓના મતમા જીવ પરિચ્છિન્ન નથી ? તો એનો ઉત્તર એટલોજ૦છે કે અશાધિકરણમા સ્વામીજીએ જીવને પરિચ્છિન્ન માન્યો છે તે તે ઉપાધિકૃત પરિચ્છેદવાળા જીવમા પરમાત્મા છે કે નથી ? જો એમ કહો કે તેજ પરમાત્મા છે તે દેશમા તેનાથી ભિન્ન પરમાત્મા નથી, તો પરમાત્માનુ નિત્ય શુદ્ધત્વ અને સર્વજ્ઞત્વ નાશ પામે છે અને એ વાત અનુભવથી પણ સિદ્ધ થાય છે કે જેટલા પ્રદેશમા જીવાત્મા અવિદ્યારૂપ ઉપાધિથી પરિચ્છિન્ન છે તેટલા પ્રદેશમા તેનાથી ભિન્ન ત્યા પરમાત્મા નથી અને આગમ (શાસ્ત્ર) પણ એમજ કહે છે કે यआत्मनितिष्ठन् आत्मनोऽन्तरो यमात्मानवेद यस्यात्मा शरीरम्" ઇત્યાદિ વાકયોમા જીવની અદર અન્ત

ત્માનું વર્ણન કર્યું છે. એ પ્રમાણે પરમાણુઓનાં ખંડનને માટે જે દોષ દર્શાવ્યા છે તે દોષ માયાવાદીઓના જીવવાદમાં પણ તેવાંજ છે. એ વાત પરમત નિદર્શનથી દર્શાવી છે. અને પરમાણુઓનું ખંડન માયાવાદના તર્કપાદના તર્કોથી પણ એટલા માટે નથી થતું કે પરમાણુવાદિયોનું તાત્પર્ય પ્રકૃતિનું પરિણામી નિત્યત્વ વર્ણનમાં છે અર્થાત્ પ્રકૃતિને કેટલીએ સૂક્ષ્મ કેમ ન કરે તોપણુ તેનો નાશ થતો નથી એજ તાત્પર્ય ત્રણ ગુણોની સામ્યાવસ્થાનું છે-એટલે કે ગુણરૂપથી તે બનીજ રહે છે, તેનો નાશ થતો નથી. સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિકાદિ સર્વ શાસ્ત્રકારો એ વાતને માને છે કે જડ દ્રવ્ય જગતનું ઉપાદાન કારણ છે, એ સર્વતંત્ર સિદ્ધાન્ત છે, તોપછી વેદાન્ત દર્શન તેનાથી વિરૂદ્ધ કેમજ હોઇ શકે ?

તથા "जनिकर्तुः प्रकृतिः" अष्टा० १ ॥ ४ ॥ ३० ॥ એ સૂત્રથી સ્વામી શં૦ચા૦જીએ ઉપાદાન કારણમાં પંચમી વિભક્તિ માની છે તે ઠીક નથી. કેમકે "पुत्रात्प्रमोदो जायते" "आदित्या ज्जायते वृष्टिः" ઇત્યાદિ સ્થળમાં ઉપાદાન કારણ વિના પણ પંચમી દેખાય છે. અને જો "जनि' ધાતુના પ્રયોગમાં ઉપાદાનમાંજ પંચમી વિભક્તિ થતી હોત તો ઉક્ત ઉદાહરણોમાં પંચમી કેમ થઇ ? અને મહાભાષ્યમાં गोलोमाजलोमाविलोमभ्योद्दूर्वा जायन्ते अपक्रामन्ति तास्तेभ्यः' ઇત્યાદિ વાકયોમાં દૂર્વાનું તેનાથી પૃથક્ હોવુંજ માન્યું છે, ગોલોમાદિ તેનાં ઉપાદાન નથી. એજ પ્રકારે "जनिकर्तुः प्रकृतिः"નું ખંડન કરીને "ध्रुवमपायेऽपादानम्" अष्टा०१ ॥ ४ ॥ २४ ॥ એ સૂત્રથી यतोवाइमा निभूतानि जायन्ते" तै० ३ ॥ १ ॥ ઇત્યાદિ વાકયોમાં નિમિત્ત કારણમાં પંચમી વિભક્તિ માની છે, એટલા માટે સ્વામીજી જે ઉપાદાન કારણમાં પંચમી માને છે તેનું ખંડન થયું. વળી ઉપાદાનનું લક્ષણ એ છે કે જે પોતે પોતામાં કાર્યને ઉત્પન્ન કરવામાં હેતુ હોય તેને ઉપદાન કારણ કહે છે; તો એ પ્રકારનું ઉપાદાન કારણ માયાવાદમાં માયાજ ઇષ્ટ છે કાંઇ બ્રહ્મ ઉપાદાન કારણ નથી. એ વાતને અમે દુર્જનતોષન્યાયથી સ્પષ્ટ કરી આવ્યા છીએ કે એ પ્રકારનું ઉપાદાન કારણ પ્રકૃતિજ ઠરે છે. ઉક્ત રીતિથી દર્શનશાસ્ત્ર અને વ્યાકર-

ણથી વિરૂદ્ધ બ્રહ્મને ઉપાદાન કારણ માનવાથી માયાવાદિયોનો મત અસગત છે અને બ્ર૦ સૂ૦ ૨ ॥ ૧ ॥ ૨૪ ॥ મા પરિણામવાદ સ્પષ્ટ છે

સૂત્રોમા કોઇ જગ્યાએ બ્રહ્મનુ ભૂલીને જીવ બનવુ કથન કર્યું નથી પરતુ બ્ર૦ સૂ૦ ૧ ॥ ૨ ॥ ૩ ૪ ॥ ઇત્યાદિમા જીવ બ્રહ્મનો ભેદ સ્પષ્ટ વર્ણવ્યો છે

માયાવાદીઓના હિરણ્યગર્ભ આદિ અનેક ઇશ્વરવાદનો ગધ માત્ર પણ સૂત્રોમા કોઇ જગ્યાએ નથી

માયા, અવિદ્યા અજ્ઞાન જે એમના બ્રહ્મના પ્રબળ શત્રુ છે તેમનુ નામ માત્ર પણ સૂત્રમા નથી અને જે અન્યથા જ્ઞાનના અભિપ્રાયથી માયા શબ્દ બ્ર૦ સૂ૦ ૩ ॥ ૨ ॥ ૩ મા આવ્યો છે, તે પણ જીવ વિષયક છે પરચ બ્રહ્મ વિષય નથી

એમની પાષાણ કલ્પમુક્તિ-કૈવલ્યમુક્તિ નુ તો નામ સુદ્ધા સૂત્રોમા નથી અધિક તો શુ પણ બ્રહ્મસૂત્ર સર્વથા શકર મતથી વિરૂદ્ધ છે તેને હસ્તામલકવત્ કોઈ જોવા ચાહે તો ' વેદાન્તાર્ય ભાષ્ય ભૂમિકા "મા જોઇ લેવુ જેમા શ્રી સ્વામી રામાનુજાચાર્ય, અને શકરાચાર્યના ભાષ્યો સહિત કાઈ એક અધિકરણ લખીને સ્પષ્ટ કરી આપ્યુ છે કે વેદાન્ત સૂત્રો માયાવાદ સિદ્ધ કરતા નથી

એ પ્રમાણે તેના ઉપક્રમોપસહારાદિ ષટ્લિગોની સગતિ સૂત્રોમા નથી પરતુ સૂત્રો તો વૈદિક અપૂર્વતા, ઉપપત્તિ અને ફલોનો ભડાર છે, મનુષ્ય જન્મના ફલ ચતુષ્ટયનો આગાર છે, અને ઐાપ પનિષદ્ વિદ્યાનો સાર છે

એ ભાવને સાક્ષાત્કાર કરવાનેમાટે અમે પ્રાય બ્રહ્મસૂત્રોના સર્વ ભાષ્યો અવલોકન કર્યા, જેનાથી એ અવગત થયુ કે સૂત્રકારે એ બ્રહ્મસૂત્રોમા મણિરૂપી વૈદિક વાકયોનુ ગ્રથન કર્યું છે એટલામાટે વૈદિક સિધ્ધાન્તોને લક્ષ્ય રાખીને અમે આ વેદાન્તાર્યભાષ્ય લખ્યુ છે અર્થાત્ માત્ર વૈદિક ભાવોનો આશ્રય લીધો છે, અન્ય કોઇ ભાષ્યનો આશ્રય લીધો નથી

યદ્યપિ મધ્વભાષ્ય દ્વૈતવાદનુ મડન કરે છે એ અશમા વૈદિક દ્વૈતવાદનુ વેદાન્ત સૂત્રોમા વ્યાખ્યાન કર્યું છે તથાપિ અમે તેમનુ

અવલંબન એટલામાટે નથી કર્યું કે તેમાં કાંઇ વિશેષ વ્યાખ્યા નથી " अधिकन्तु भेदनिर्देशात् " ब्र० सू० ૨॥ ૧॥ ૨૨॥ ઇત્યાદિ વેદાન્તનાં મર્મસ્થળોપર પણ કાંઇ લખ્યું નથી. આરંભણાધિકરણમાં પણ તેમાં કાંઇ વિશેષતા નથી. કેવળ એટલુંજ લખ્યું છે કે " જીવ બ્રહ્મ થઇ શકતો નથી." સત્ય તો એ છે કે કેવલ દ્વૈતવાદની વિલક્ષણતાથી મધ્વ ભાષ્ય વેદાન્ત સૂત્રોપર પ્રસિદ્ધ છે પરંતુ તેમાં કાંઇ એવી અપૂર્વતા નથી કે જેથી તેને ભાષ્ય કહેવામાં આવે. કેવલ પુરાણોના શ્લોકો એકત્ર કરીને એક સંગ્રહ કરેલો છે અને તે આકારમાં પણ સ્વા० શં० ચા० જી અને સ્વા० રા० ચા० જીની ચતુ.સૂત્રીની વ્યાખ્યાથી કમતી છે. એનું કોઇ મહત્ત્વ જોવા માગે તો ब्र० सू० ૨॥૨॥૭॥ ની વ્યાખ્યામાં જોવું કે જેનો માયા વાદીઓનાં મતમાં આ અર્થછે. કે, 'ભેદવાળા હોય છે તે વિકારી અર્થાત્ મિથ્યા હોય છે,' એ સૂત્રના ભાષ્યમાં પુરાણોનાં અહિંતહિંથી બેચાર શ્લોક લખીને વૈદિક દ્વૈતવાદને પણ એવો શિથિલ બનાવી દીધો છે. ભાષ્યકારથી વધુ કાંઇ પણ થઇ શકયું નહિ ત્યારે એવા આશ્રયથી અમે શું લાભ ઉઠાવી શકિયે ?

એ પ્રમાણે અણુભાષ્યમાં પણ કાંઇ વિશેષતા નથી, કેવળ જીવાત્માના અણુવાદ પર સતર્ક વ્યાખ્યા કરી છે, તે શ્રી ભાષ્યની અપેક્ષાથી તુચ્છ છે, સાર એ છે કે વૈષ્ણવોના ચારે સંપ્રદાયોના ભાષ્યમાં રામાનુજાચાર્યનું શ્રીભાષ્યજ મુખ્ય છે. અને અમે શ્રી ભાષ્યાચાર્યના જે જે સિદ્ધાન્તો વૈદિક છે તે કાંઇ એક સ્થળોમાં સ્પષ્ટ રીતિથી બતાવ્યા છે.

વિજ્ઞાન ભિક્ષુના ભાષ્યમાં એટલી વિચિત્રતા છે કે તેઓએ વૈદિક દ્વૈતવાદનું મોટા બલપૂર્વક મંડન કર્યું છે. " अस्मादिवच्च तदनुपपत्तिः " ब्र० सू० ૨॥ ૧॥૨૩॥ માં તેઓએ એવું સિદ્ધ કર્યું છે કે જે પ્રકારે પત્થરાદિક બ્રહ્મ બની શકતા નથી, એ પ્રમાણે જીવ પણ બ્રહ્મ બની શકતો નથી, જેમ પત્થરાદિકના સત્ આદિ ગુણ બ્રહ્મની સમાન પણ છે તથાપિ જડત્વાદિ ગુણ બ્રહ્મથી ભિન્ન છે, એટલા માટે પાષાણ, બ્રહ્મ બની શકતો નથી, એજ પ્રમાણે જીવના સત્‌ચિત્ ગુણ બ્રહ્મની

સમાન છે તોપણ અલ્પજ્ઞત્વાદિ ગુણ જીવાત્માને બ્રહ્મથી ભિન્ન કરે છે; એટલા માટે જીવ બ્રહ્મ થઇ શકતો નથી.

આ ઠેકાણે સ્વામી વિજ્ઞાનભિક્ષુની એ વાત અત્યન્ત પ્રશંનીય છે કે તેઓએ સંન્યાસી થઇને પણ વૈદિક દ્વૈતવાદને છુપાવ્યો નથી. અને પોતાનાથી પૂર્વપ્રવૃત્ત સ્વા૦ શં૦ ચા૦ જીના માયાવાદને મંતાવ્ય સમજ્યા નહિ. પરંતુ અમે તેમનો આશ્રય એટલા માટે લીધો નથી કે તેઓ પણ સર્વ અધિકરણમાં જીવ બ્રહ્મનો ભેદ અને પ્રકૃતિને ઉપાદાન કારણ ઇત્યાદિ વૈદિક ભાવોનું ઠીક ઠીક મંડન કરી શકયા નહિ; પ્રકૃત્યધિકરણમાં ઇશ્વરની ઉપાધિરૂપ પ્રકૃતિને માની છે, અને સાંખ્યનું પણ તેવીજ રીતે ખંડન કર્યું છે કે જેવી રીતે સ્વા૦ શં૦ ચા૦ જીએ કર્યું છે. બીજો દોષ તેમના ભાષ્યમાં એવો છે કે જેવી યુક્તિનો ભંડાર બ્રહ્મસૂત્ર છે તેના પર તેવું યુક્તિ પૂર્વક ભાષ્ય કર્યું નથી. આ તે બ્રહ્મસૂત્ર છે કે જેની અદ્દભૂત યુક્તિનું વર્ણન "ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः" गी० ૧૩।।૪।। માં કર્યું છે એ વાત તો બ્રહ્મસૂત્રા ભણવાથી પ્રતીત થાય છે કે એ સૂત્રો વેદાનુકૂલ તર્કની અને બ્રહ્મ વિદ્યાની ખાણ છે, તો પછી તેના પર યુક્તિ હીન ભાષ્ય શું? એટલા માટે અમે મુખ્ય ભાષ્યકાર સ્વા૦ શં૦ ચા૦ જી અને સ્વામી રામાનુજાચાર્ય કે જેની ફિલૉસૉફી ન કેવલ લેખમાંજ છે કિન્તુ લાખો મનુષ્યના હૃદયમાં છે તેના લેખને ઉદ્ધૃત કરીને આ વેદાન્તાર્ય ભાષ્યને યુક્તિ યુક્ત કર્યું છે.

હવે અમારાપર એવી શંકા થશે કે જ્યારે કોઈ પ્રાચીન ભાષ્યનુ અવલંબન આ ભાષ્યમાં કર્યું નથી તો આ ભાષ્ય પ્રમાણ કેમ ગણી શકાય?

એનો ઉત્તર એ છે કે-બ્રહ્મસૂત્રોમાં વેદ અને વૈદિક વાકયોનું ગ્રથન કર્યું છે. જે ભાષ્ય વેદ અને વૈદિક વાકયોથી વિરૂદ્ધ નહિ હોય તે પ્રમાણ હોય છે. એ વિષયના પ્રામાણ્યાપ્રામાણ્યની એજ પરીક્ષા છે.

બ્રહ્મસૂત્ર, બીજા દર્શનોથી વિરૂદ્ધ માન્યું નથી એટલા માટે જે ભાષ્ય અન્ય દર્શનોની સાથે સંગતિ રાખે તેજ પ્રમાણ સમજવું.યથા:-

(૧) જીવ અને બ્રહ્મના એકત્વ જ્ઞાનથી મુક્તિ કોઇપણ દર્શન કારે માની નથી.

( ૨ ) બીજા કોઇ પણ દર્શનકારે " बाधसामानाधिकरण " અર્થાત્ સર્વ મટાડીને એક બ્રહ્મજ બ્રહ્મ છે એવું માન્યું નથી; અથવા જીવ, ઘટાકાશની સમાન મહાકાશરૂપી બ્રહ્મથી અભિન્ન છે, એવું " मुख्यसमानाधिकरण " કોઇ પણ દર્શનમાં માન્યું નથી.

( ૩ ) ઇશ્વર કોઇ ઉપાધિના વશમાં આવીને સૃષ્ટિ રચે છે એવું કોઇ દર્શનકારે માન્યું નથી.

( ૪ ) જગત્‌ને મિથ્યા કોઇ દર્શનકારે માન્યું નથી.

( ૫ ) ધર્માધર્મ્મને મિથ્યા કોઇ દર્શનકારે માન્યા નથી.

( ૬ ) જડ ઉપાદાન કારણ વિના સૃષ્ટિની ઉત્પત્તિ કોઈ દર્શન-કારે કથન કરી નથી.

ઇત્યાદિ અનેક વિરોધથી શંકરભાષ્ય પ્રમાણ થઇ શકતું નથી. ઉક્ત વિરોધોનો પત્તો એ પ્રમાણે છે કે- "वैशेषिक दर्शन "૩॥ ૧॥ ૧૯-૨૦-૨૧॥ સૂત્રોમાં જીવાત્માઓને પરસ્પર ભિન્ન માન્યા છે. અને " न्यायदर्शन " ૪॥ ૧॥૧૯॥ માં ઇશ્વરનેકોઇ પણ પ્રકારની ઉપાધિ વિના કારણ માન્યા છે અને એનાજ સૂત્ર ૧૦ માં કોઈ પણ જાતની ઉપાધિ વિના જીવને નિત્ય માનીને પરલોક યાત્રા સિદ્ધ કરી છે. અને " सांख्यदर्शन " अ० ૧ सू० ૧૫૭ માં એકજીવવાદનું ખંડન કર્યું. છે. તથા सांख्य० अ० ૬॥ ૫૨॥ જગત્‌ને સત્ વર્ણન કર્યું છે એ સત્, પરિણામી નિત્યતાના અભિપ્રાયથી છે, અર્થાત્ તેનું ઉપાદાન કારણ પ્રકૃતિ પરિણામી નિત્ય છે.

એવીજ રીતે યોગ દર્શનમાં જીવ ઇશ્વરનો ભેદ અને પ્રકૃતિને ઉપાદાન કારણ સ્પષ્ટ રીતિથી વર્ણન કરેલ છે. અને મીમાંસામાં ધર્મા ધર્મને સત્ય વર્ણન કર્યા છે. અધિક શું લખીયે, કોઇપણ દર્શનકારે માયાવાદિયોની સમાન જગત્, જીવ, ઇશ્વર અને પ્રકૃતિને મનોરથ માત્ર માન્યાં નથી, કિન્તુ સર્વ દર્શનકારોએ તાત્વિક માન્યા છે, એથી સાર એવો નીકળે છે કે—

( ૧ ) બ્રહ્મસૂત્ર પર તેજ ભાષ્ય પ્રમાણિક જાણવું કે જે દર્શન શાસ્ત્રોના પૂર્વોક્ત સિદ્ધાન્તોની સાથે સંગતિ રાખતું હોય.

(૨) સૂત્રોમાં ગ્રંથન કરેલાં વિષય વાકયોથી વિરૂદ્ધ નહિ હોય.
(૩) વેદથી અવિરૂદ્ધ-વૈદિક યુક્તિયોથી યુક્ત હોય.
(૪) પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પ્રમાણિત હોય.

ભાષ્યના પ્રમાણિક હોવામાં આ ચાર મૂળ છે જેનો આશ્રય કરીને અમે કોઇ બીજા આશ્રયથી આશ્રિત કર્યું નથી. ઉક્ત આશયથી શ્રેષ્ટ અને સનાતન હોવાથી અમે એ ભાષ્યનું નામ આર્ય્ય ભાષ્ય રાખ્યું છે. એ નામ કોઇ સંપ્રદાયવિશેષના અભિપ્રાયથી નથી.

એ ભાષ્યને અમે સંસ્કૃતમાં એટલા માટે મુદ્રિત કરાવ્યું નથી કે પ્રથમ અમે 'વેદાન્તાર્યભાષ્યભૂમિકા' સંસ્કૃતમાં મુદ્રિત કરાવી હતી પણ તે પ્રવૃત્ત થઇ નહિ એટલા માટે સર્વ સાધારણને ઉપયોગ આવવા માટે અમે સરળ ભાષામાં ભાષ્ય કર્યું છે.

જો અધિકારી સમુદાય અધિક થશે તો અમે એને સંસ્કૃતમાં મુદ્રિત કરાવવાને ઉદ્યત થઇશું.

હવે છેવટનો નિયમ એ છે કે એ ભાષ્ય વૈદિક અભિપ્રાયોથી લખ્યું છે માટે વૈદિક ધર્માભિમાનિના સંપૂર્ણ સંતાન એ ભાષ્યને નીચેના શ્લોકના આશયથી આશ્રયણ કરે.

लब्ध व्यासपयोनिधे र्निमथनात् रत्नंमया सुप्रभम् ॥
यस्या लोकविलोकनेन मनसि ब्रह्मप्रमाजायते ॥
यस्मात्पक्ष परिग्रहो न घटते वेदैक वेद्यपथि ॥
तद्दश्यं सुविवेचकैः सुमतिभिः स्वार्थेषु कोमत्सरः ॥ १ ॥

आर्य्यमुनिः



॥ ओ३म् ॥

# ॥ अथ वेदान्तार्य्यभाष्यम्प्रारभ्यते ॥



१ જીજ્ઞાસાધિકરણ.

## ॥ अथातो ब्रह्मजिज्ञासा ॥ १ ॥

पद०—अथ ॥ अतः ॥ ब्रह्मजिज्ञासा ॥

અર્થ —"अथ" વિદ્યાધ્યયન તથા કર્મકાણ્ડાનંતર "ब्रह्मजिज्ञासा" બ્રહ્મને જાણવાની ઇચ્છા કરાય છે. "अतः" એટલા માટે કે બ્રહ્મજ્ઞાનની અપેક્ષાએ અન્ય ફલ તુચ્છ છે. ઉક્ત સૂત્ર સંબંધિ વિષય વાક્ય નિચે પ્રમાણે છે.

नवारे सर्वस्य कामाय सर्वम्प्रियम्भवति ॥
आत्मनस्तु कामाय सर्वम्प्रियम्भवति ॥ बृ० ४।४ ॥
आत्मावारे द्रष्टव्यः श्रोतव्यो, मन्तव्यो निदिध्यासितव्यः
॥ बृ० ४ ॥ ४ ॥

અર્થ—યાજ્ઞવલ્કય મહારાજ પરિવ્રાજક (સંન્યાસી) થવાના સમયે મૈત્રેયી કે જે તેમની પત્ની હતી, તેણે એવો પ્રશ્ન કર્યો કે—હે ભગવન્! આપ શામાટે આ સંસારવર્ગ છોડીને જાઓછો?—યાજ્ઞવલ્કયએ ઉત્તર આપ્યો કે—હે મૈત્રેયી! આ સર્વ સંસાર આત્માને માટેજ વહાલો લાગે છે; એમાટે આત્માજ સાક્ષાત્કાર કરવા યોગ્ય છે, તથા શ્રુતિવાકયો વડે શ્રવણ કરવા યોગ્ય છે, તેમજ વેદાનુકૂલ તર્કોથી મનન કરવા યોગ્ય છે અને ચિત્તવૃત્તિના નિરોધથી વારંવાર અભ્યાસ કરવા યોગ્ય છે; તેજ આત્માશબ્દ વાચ્ય બ્રહ્મ સત્ય છે, જ્ઞાનસ્વરૂપ છે, અનન્ત છે; એ વિષય વાકયોપર સૂત્રકારે આ સૂત્ર રચ્યું છે.

વેદાધ્યયન અને વૈરાગ્ય, વિવેક, ષટ્સંપત્તિ, મોક્ષની ઇચ્છા, એ ચાર સાધનો સંપાદન થયા પછી બ્રહ્મજ્ઞાનની ઇચ્છા થાય છે; કેમકે બ્રહ્મજ્ઞાનથી ભિન્ન જેટલાં સાંસારિક અભ્યુદયાદિ ફલ છે, તે સર્વ બ્રહ્મજ્ઞાનની અપેક્ષાથી તુચ્છ છે.

આ સૂત્રના અર્થમાં વિશિષ્ટાદ્વૈત તથા અદ્વૈતવાદના આચાર્યોના મતભેદ છે તે આ પ્રમાણે છે કે—"अथ" શબ્દનો અર્થ શ્રીભાષ્યાચાર્ય સ્વામિ રામાનુજજીએ "વેદાધ્યયનાનતર" એવો કર્યો છે અને તેમાં એવું સિદ્ધ કર્યું છે કે "આ ઉત્તરમીમાંસા—બ્રહ્મદર્શન, પૂર્વમીમાંસા—કર્મકાણ્ડ દર્શનનો એક ભાગ છે; એટલે કે બાર અધ્યાય પૂર્વમીમાંસા અને ચાર અધ્યાય ઉત્તરમીમાંસા, એમ સોળ અધ્યાય મળીને એકજ શાસ્ત્ર છે. આ સ્થળે અમને એટલો અંશ શ્રીભાષ્યાચાર્યનો સ્વીકરણીય છે કે પૂર્વમીમાંસા તથા ઉત્તરમીમાંસામાં પરસ્પર વિરોધ નથી, અને એટલા માટેજ કર્મકાંડ પછી બ્રહ્મજ્ઞાનની ઇચ્છા કરી છે. અને જે એમ કહ્યું છે કે—એ બે મીમાંસા મળીને એકજ શાસ્ત્ર છે, એ વાત ઠીક નથી; કેમકે ષટ્શાસ્ત્રની પ્રસિદ્ધિમાં હાની આવે છે.

સ્વામી શંકરાચાર્યજીએ એ સૂત્રને એવી રીતે લગાવ્યું છે કે—"अथ" શબ્દનો અર્થ ચતુષ્ટય સાધન પછીનો કર્યો છે, તે ઠીક છે. કેમકે સાધનવિના અધિકારી થઇ શકતો નથી, અને અધિકારીવિના બ્રહ્મજ્ઞાનમાં પ્રવૃત્તિ થતી નથી. એ અંશમાં જે રામાનુજાચાર્યના મતમાં વેદાધ્યયનની પછી બ્રહ્મ જીજ્ઞાસા માનેલી છે તેનાથી કાંઈ વિશેષ ભિન્નતા નથી. કેમકે સાધન ચતુષ્ટય સંપન્ન ઘણું કરીને શાસ્ત્રાપ્રીત પુરૂષજ હોય છે. પરંતુ એટલી વાતમાં એ બંને આચાર્યોનો મત ભેદ છે કે જે સ્વામી શંકરાચાર્યજીએ એ સૂત્રમાં અધ્યાસની ભૂમિકા બાંધીને વેદશાસ્ત્રને પણ અવિદ્યાની કોટીમાં રાખ્યાં છે. અર્થાત્ વેદશાસ્ત્ર પણ સ્વપ્નજ્ઞાનની માફક આવિદ્યક છે; અને વળી એમ કહ્યું છે કે—તે અવિદ્યાની નિવૃત્તિને માટે આ (વેદાંત) શાસ્ત્ર પ્રવૃત્ત થયું છે." હવે વિચાર કરતાં જણાશે કે અવિદ્યાની નિવૃત્તિ આ આવિદ્યક શાસ્ત્રથી કેમ કરી થશે? ઈત્યાદિ તર્કથી તુલના ન કરિયે તોપણ આ વાત સૂત્રકારનો આશયથી સર્વથા વિરૂદ્ધ છે. સૂત્રના અક્ષરોમાં એવી વાત

ક્યાંયે જોવામાં નથી આવતી કે "પ્રમાણુ અને પ્રમેય સર્વ અધ્યાસ છે." અસ્તુ! એ ઉપર જે માયાવાદી ભાષ્યકારે લખ્યું છે તેમનું ખંડન કરવું, એ અમારૂં મુખ્ય પ્રયોજન નથી; કિંતુ મુખ્ય પ્રયોજન તો એ છે કે મૂલસૂત્રોનો અભિપ્રાય શું છે અને પરસ્પર સૂત્રોની સંગતી કેમ લાગે છે, તે બન્ને વાતો અમે અહિં બતાવીયે છીએ. ૧

૨ જન્માધધિકરણ.

## ॥ जन्माद्यस्य यतः ॥ २ ॥

पद० जन्मादि ॥ अस्य ॥ यतः ॥

અર્થ—જન્મ છે આદિમાં જેને એવા જે જન્મ, સ્થિતિ અને પ્રલય તે (अस्य) આ સંસારનો "यतः" જેનાથી થાય, તે બ્રહ્મ છે. એ સૂત્રનું વિષય વાક્ય એ છે કે—

यतोवा इमानि भूतानि जायन्ते येनजातानि जीवन्ति ॥
यत्प्रयन्त्यभिसंविशन्ति तज्जिज्ञासस्वतद्ब्रह्म ॥ तै० ३ ॥ १ ॥

અર્થ—જેનાથી આ સર્વ ભૂત ઉત્પન્ન થાય છે, જેમાં સ્થિર રહે છે અને જેની સત્તાથી જીવે છે, અંતમાં જેમાં લય થાય છે; તે બ્રહ્મ છે. તેની તું જીજ્ઞાસા કર. આ સૂત્રમાં બ્રહ્મનું લક્ષણુ કર્યું છે, કે જે સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણુ છે તે બ્રહ્મ છે. એનાથી સૂત્રકારનો એવો આશય છે કે જે જગતનું નિમિત્ત કારણુ છે તે બ્રહ્મ છે. કેમકે ઇચ્છાપૂર્વક કર્ત્તાપણું નિમિત્ત કારણુમાંજ હોય છે, ઉપાદાનમાં તે હોતું નથી.

આ સૂત્ર શંકરાચાર્યજીના મત પ્રમાણે એવા હેતુથી નથી ઘટી શકતું કે તેમના મતમાં ઇશ્વર અને બ્રહ્મ જુદાં જુદા છે. જે શુદ્ધ છે તે બ્રહ્મ અને માયોપાધિવાળા ઇશ્વર છે. જો મહર્ષિ વ્યાસજીનો પણ એવોજ અભિપ્રાય હોત કે બ્રહ્મ અને ઇશ્વર જુદા જુદા છે, તો તેઓ બ્રહ્મ વિષયક પ્રશ્ન ઉઠાવીને ઇશ્વરનું લક્ષણુ કદી બાંધત નહિ. કેમકે ઉક્ત મતમાં જગત્ જન્માદિના હેતુ તો ઇશ્વર છે પણ બ્રહ્મ નથી. અમારા વિચારમાંતો સૂત્રકારના મતમાં બ્રહ્મ અને ઇશ્વર એકજ વસ્તુ છે; એ

માટે બ્રહ્મને જગત્ કર્ત્તા માન્યું છે. એ ભેદ તો માયાવાદી આધુનિક વેદાન્તિયોના મતમાં છે કે બ્રહ્મ અને ઇશ્વર જુદા જુદા છે. એ વિષયમાં વેદ અને આર્ષગ્રંથોનું કોઇ પણ પ્રમાણુ તેમને અનુકૂલ દેખાતું નથી; અને જે વેદાન્તિભાઇઓએ એજ સૂત્રમાં બ્રહ્મનું તટસ્થ લક્ષણુ માનીને ખેંચાતાણીથી પોતાનો અભિપ્રાય સિદ્ધ કર્યો છે, તે પણ ઠીક નથી. કેમકે એ પ્રકારે પણ ઇશ્વરનુંજ લક્ષણુ સિદ્ધ થાય છે. તેમના મતમાં બ્રહ્મમાં તો જગત્ કર્તૃત્વ છેજ નહિં, તોપછી ઉપરોક્ત સૂત્રલક્ષણુ તેમાં કેવી રીતે ઘટી શકે? ૨

સંગતિ—આ બીજા સૂત્રમાં બ્રહ્મનું લક્ષણુ કહ્યું પણ એમાં પાંચમી વિભક્તિથી એવો સંદેહ થાય કે—બ્રહ્મ નિમિત્ત કારણુ છે કે ઉપાદાન કારણુ? કેમકે પાંચમી વિભક્તિ નિમિત્ત કારણમાં પણ આવે છે અને ઉપાદાન કારણમાં પણ? એ સંદેહની નિવૃત્તિને માટે સૂત્રકાર કહે છે કે—

૩ શાસ્ત્રયોનિત્વાધિકરણ.

## शास्त्रयोनित्वात् ॥ ३ ॥

पद० शास्त्रयोनित्वात् ॥

અર્થ—"शास्त्र" ઋગ્વેદાદિ શાસ્ત્રનું "योनि" જે કારણુ છે તે બ્રહ્મ છે. પૂર્વ સૂત્રથી જે સંદેહ થયો હતો તે આ સૂત્રથી એવી રીતે નિવૃત્ત કર્યો કે ઋગ્વેદાદિ શાસ્ત્રોના કર્તા બ્રહ્મ છે, અને તે માટે તે ચેતન છે. એ સૂત્રનો ભાવ એ છે કે બ્રહ્મ ચેતન છે અને ચેતન હોવાથી તે કોઇનું ઉપાદાન કારણુ નથી તે બ્રહ્મ ઇચ્છાપૂર્વક જગત્નો કર્તા છે.

इच्छापूर्वककर्तृत्वम्प्रभुत्त्वमस्वरूपता ॥
निमित्तकारणेष्वेव नोपादानेषु कर्हिचित् ॥

અર્થ—ઇચ્છાપૂર્વક કર્ત્તા થવું, પ્રભુ થવું, કાર્યની સમાન રૂપવાળા નહિ થવું, એ ત્રણે વાતો નિમિત્ત કારણમાંજ મળી આવે છે ઉપાદાનમાં નહિં. એથી એમ સિદ્ધ થાય છે કે-બ્રહ્મ જગતનું નિમિત્ત કારણુ છે. એ સૂત્રનું વિષય વાક્ય નીચે મુજબ છે.

एतस्य महतो भूतस्य निश्वसितमेवैतत् यदृग्वेदोयजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं श्लोको व्याख्याना न्यनुमानानिप्रमाणभूतानि ॥ वृ० २।४।१० ॥

અર્થ—જે સર્વથી મહાન્ બ્રહ્મ છે તેના શ્વાસરૂપ ઋગ્વેદ, ર્વેદ, સામવેદ, અથર્વવેદ છે. અને ઇતિહાસ, પુરાણ, શ્લોકાદિ તેનાં ખ્યાન ભૂત છે. યજુર્વેદ સંહિતામાં પણ:—

तस्माद्यज्ञात्सर्वहुतऋचः सामानिजज्ञिरे ॥ य० ३१ ॥७॥

અર્થ—તે યજ્ઞરૂપ પરમાત્માથી ઋગ્વેદાદિ શાસ્ત્ર ઉત્પન્ન થયાં. પ્રકારે સર્વ વિદ્યાઓનો ભંડાર જે વેદ, તેના કર્તા હોવાથી બ્રહ્મ ચેતન બીજો અર્થ એ સૂત્રનો એમ પણ થઈ શકે છે કે "शास्त्रं योनिः ाणं यस्मिन्तच्छास्त्रयोनि" શાસ્ત્ર છે યોનિ નામ પ્રમાણ જેમાં શાસ્ત્રયોનિ કહેવાય છે. આ અર્થમાં પૂર્વ સૂત્રથી સંગતિ એ ારે છે કે પ્રથમ "जन्मादि" સૂત્રમાં એવો સંદેહ થાય છે બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ છે. એના ઉત્તરમાં આ સૂત્રથી એ ાણે કહે છે કે શાસ્ત્ર પ્રમાણ હોવાથી બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ તે શાસ્ત્ર નીચે મુજબ છે. જેમ કે:—

द्वा सुपर्णा सयुजा सखाया समानम्वृक्षम्परिषस्वजाते ॥
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥
ऋ० अ० २ ॥ अ० ३ व० १७ ॥

અર્થ—બે ચેતન છે. જેનું અનાદિ પણું હોવાથી પરસ્પર બંધ છે. અને સ્વસમાન પ્રકૃતિરૂપ વૃક્ષના આશ્રયી છે. તેમાંથી એક ર્મનો ભોક્તા છે અને બીજો અભોક્તા છતાં સાક્ષીરૂપે સ્થિર છે. ા વેદમંત્રથી એવું સિદ્ધ થાય છે કે અનાદિ પદાર્થ ત્રણ છે. ાવ, ઇશ્વર અને પ્રકૃતિ; પ્રકૃતિ ઉપાદાન કારણ છે; ઈશ્વર નિમિત્ત ણ છે. એજ પ્રમાણે યજુર્વેદ સંહિતામાં પણ.—

सपर्यगाच्छुक्रमकायमव्रणम् ॥ य० ४० ॥ ८ ॥

ઇત્યાદિ મંત્રોમાં સ્પષ્ટતાથી કહ્યું છે કે—ઇશ્વર શુદ્ધ અને કાય છે. અને અકાય વસ્તુનું તત્વથી અન્યથાભાવરૂપપરિણામ

કદી બની શકતું નથી. "પરિણામ તેનું નામ કહેવાય છે કે— વાસ્તવમાં પોતાનું સ્વરૂપ છોડીને અન્યરૂપ ધારણ કરે. જેમ કે— દુધનું દહિં." એ પ્રમાણે શાસ્ત્રયોનિ હોવાથી બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ નથી. અને જે માયાવાદી વેદાન્તિયોએ—

यथोर्णनाभिः सृजतेगृह्णतेच यथा पृथिव्यामोषधयः सम्भवन्ति ॥
यथा सतः पुरुषात्केशलोमानि तथाक्षरात्सम्भवतीहविश्वम् ॥
मुण्ड० १।७ ॥

ઇત્યાદિ શાસ્ત્રના વચનોથી અભિન્નનિમિત્તોપાદાનકારણતા સિદ્ધ કરી છે તે શાસ્ત્રાનુકૂલ નથી. કેમકે એ વાકયમાં એ તાત્પર્ય નથી. તાત્પર્ય તો એમ છે કે જેમ કરોળીયો પોતાનાં તન્તુઓનો ચેતનત્વ વડે નિમિત્ત કારણ છે, તેમ કાંઇ મૃત કરોળીયાનાં શરીરથી તન્તુ ઉત્પન્ન થતાં નથી. જેમ પૃથ્વીમાં વર્ષા આદિ નિમિત્તોથી ઔષધિયો થાય છે અને જે પ્રકારે જીવ નિમિત્ત વાળા પુરૂષના શરીરથી કેશ થાય છે; એ પ્રકારે અક્ષર બ્રહ્મરૂપ નિમિત્ત કારણથી આ સંસાર ઉત્પન્ન થાય છે. આ ઠેકાણે શાસ્ત્રકારનો અભિપ્રાય અક્ષર શબ્દથી બ્રહ્મને કારણ બોધન કરવાનું છે, કે બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે. જો એમ નહોત તો અક્ષર બ્રહ્મ કેહેવાનું શું તાત્પર્ય? એથી એમ સ્પષ્ટ જણાય છે કે ઉપરોક્ત શ્લોકથી પણ પૂર્વ શ્લોકમાં ઉપનિષદ્કારે એ વાત સ્પષ્ટ કરી દીધી છે કે જગજ્જન્માદિ હેતુ બ્રહ્મ નિમિત્ત કારણ છે. ઉપાદાન કારણ નથી. તે શ્લોક નીચે મુજબ:—

यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुः श्रोत्रन्तदपाणिपादम् ॥
नित्यम्विभुं सर्वगतं सुसूक्ष्मन्तदव्ययं यद्भूतयोनिम्परिपश्य-
न्तिधीराः ॥ मु० १।६ ॥

અર્થ—જે બ્રહ્મ રૂપાદિ રહિત હોવાથી અતીન્દ્રિય છે. એ માટે હસ્તાદિ ઇન્દ્રિયોથી ગ્રહણ કરાતું નથી જેથી અગ્રાહ્ય છે, કોઇ વંશમાં ઉત્પન્ન ન થવાથી અગોત્ર છે, શ્વેત પીતાદિ વર્ણ રહિત હોવાથી અવર્ણ છે, નેત્ર કર્ણ આદિ ઇન્દ્રિયોથી રહિત છે, હસ્તપાદાદિ અવયવોથી રહિત છે, વ્યાપક છે, સૂક્ષ્મ છે, તે અવ્યય

ઉપાદાનાદિ વિકાર રહિત "भूतयोनिम्" જગતનું કારણ છે. ઈત્યાદિ શાસ્ત્રમાં જે અવ્યય ને ભૂતયોનિ કહ્યો છે; એથી સિદ્ધ થાય છે કે બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે. ઈત્યાદિ શાસ્ત્ર પ્રતિપાદ્ય બ્રહ્મ નિમિત્તત્વ વડે જગતનું કારણ છે. એ અભિપ્રાયથી શાસ્ત્રકારે કહ્યું છે કે "शास्त्रयोनित्वात्" આ શાસ્ત્રને અનુકૂલ તર્ક એમ પણ થાય કે—જો બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ હોત તો તે કલ્યાણ ગુણોની રાશી (ખાણ) નહિ રહેતે; કારણકે બ્રહ્મ શુદ્ધ છે, માટે જગતના અશુદ્ધાદિ કાર્યોના ઉપાદાન કારણ થઇ શકે નહિં. ૩

સંગતિ—વેદોપનિષદોમાં નાના દેવતાઓની ઉપાસના દેખાય છે, તેમજ કોઇ કોઈ જગ્યાએ જડ દેવતાઓનાં પણ વર્ણન છે, જેમકે—અગ્નિ, આદિત્ય, વાયુ, આકાશ, તેમજ શાસ્ત્રમાં સાકાર બ્રહ્મનું પણ લક્ષણ જણાય છે જેમકે—"सहस्रशीर्षा पुरुषः ॥ य० अ० ३१ मं० १" તથા "द्वेवावब्रह्मणो रूपेमूर्त्तञ्चामूर्त्तञ्चेति ॥ बृ० २।३।१ ॥" ઇત્યાદિ પ્રમાણોથી સાકાર બ્રહ્મ સિદ્ધ થાય છે તો પછી એમ કેહેવું ઠીક નથી કે શાસ્ત્રનો વિષય "एकमेवाद्वितीयम्" નિરાકાર બ્રહ્મ છે? એ પૂર્વ પક્ષની વ્યાવૃત્તિને માટે સૂત્ર કહે છે.

૪ સમન્વયાધિકરણ.

## ॥ तत्तु समन्वयात् ॥ ४ ॥

पद० तत् ॥ तु ॥ समन्वयात् ॥

અર્થ—આ સૂત્રમાં "तु" શબ્દ પૂર્વ પક્ષની વ્યાવૃત્તિને માટે છે. "तत्" તે બ્રહ્મ જે નિરાકાર હોવાથી જગતનું નિમિત્ત કારણ છે, તેનો "समन्वयात्" પ્રતિપાદ્ય પ્રતિપાદકભાવસંબંધ વેદાન્ત શાસ્ત્રમાં છે, માટે ઇશ્વરરૂપ નાનાદેવતા વેદાન્તના વિષય નથી. એક સર્વ શક્તિમાન્ ઈશ્વર જગત્કર્ત્તાજ વેદાન્તનો વિષય છે. જેમકે—

विश्वतश्चक्षुरुतविश्वतोमुखो विश्वतोबाहुरुतविश्वतस्पात् ॥
सबाहुभ्यान्धमति सम्पतत्रैर्द्यावाभूमिजनयन्देवएकः॥य०अ० १७ म०॥

અર્થ—તે જગદીશ્વર જગદુત્પત્તિ પ્રલયનું કારણ સર્વતઃ જોવાનું સામર્થ્ય રાખે છે, સર્વતઃ બોલવાનું સામર્થ્ય રાખે છે, એ

પ્રમાણે સર્વ બાજુ હાથ તથા સર્વ બાજુ પગનું સામર્થ્ય રાખી શકે છે. તે પોતાનાં પરાક્રમથી સંસારને ઉત્પન્ન કરનાર એક દેવ છે. એ પ્રકારે ઘણા મંત્રો વેદમાં છે જે આ ઠેકાણે વિસ્તાર ભયથી લખતા નથી. જેમાં એમ લખ્યું છે કે "જગદુત્પત્તિ પ્રલયનું કારણ એકજ ઇશ્વર છે.અને તે ચેતન છે" અને જે ઉપરોક્ત શંકાનો એ અંશ હતો કે અગ્નિઆદિ જડ દેવતા વેદાન્ત શાસ્ત્રનો વિષય છે; તો એ વાતનું નિરાકરણ આ સમન્વયાધ્યાયમાં આગળ થશે. એ માટે સૂત્રકારે કહ્યું છે કે "**समन्वयात्**" વેદાન્તશાસ્ત્રમાં બ્રહ્મનોજ સમન્વય જણાય છે. અને અગ્નિ આદિ બ્રહ્મના નામ છે; તે વાતને મહર્ષિ વ્યાસજી આ સમન્વયાધ્યાયમાં સિદ્ધ કરશે "**सहस्रशीर्षापुरुषः**" ઈત્યાદિમંત્ર બ્રહ્મના સર્વ વ્યાપક અને સર્વાધારત્વના અભિપ્રાયથી છે. તેમજ "**द्वेवावब्रह्मणोरूपे मूर्त्तञ्चामूर्त्तञ्च**" ઇત્યાદિ ઉપનિષદોનાં વચન બ્રહ્મનું મૂર્ત્તામૂર્ત્ત એમ પરસ્પર વિરૂદ્ધ સ્વરૂપનું વર્ણન નથી કરતાં કિંતુ એમ વર્ણન કરે છે કે બ્રહ્મ સ્થૂલ અને સૂક્ષ્મ ભૂતોનાં સ્વામિ છે અને એ સ્થૂલ અને સૂક્ષ્મ ભૂતોનાં રૂપથી નિરૂપણ કર્યું છે. એ માટે એ બંને મૂર્ત્ત અને અમૂર્ત્ત ભૂતોને બ્રહ્મરૂપ કહ્યા છે. અને તે સચ્ચિદાનંદ સ્વરૂપ સ્વસત્તાથી કેવળ નિરાકારજ છે. એ વિષયમાં ઉપનિષદોનાં ઘણાં પ્રમાણો છે. જેમકેઃ—

अशब्दमस्पर्शमरूपमव्ययन्तथा रसन्नित्यमगन्धवच्चयत् ॥
अनाद्यनन्त महतः परन्ध्रुव निचाय्यत मृत्युमुखात्प्रमुच्यते॥कठ० ३।१५॥

दिव्योह्यमूर्त्तः पुरुषः सबाह्याभ्यन्तरोह्यजः ॥
अप्राणोह्यमनाः शुभ्रोह्यक्षरात्परतः परः ॥ मुण्ड० २।१।२ ॥

ઈત્યાદિ શાસ્ત્ર આ સૂત્રના વિષય વાક્ય છે. એ પ્રમાણે વેદાન્ત શાસ્ત્રમાં નિરાકાર બ્રહ્મનો સમન્વય છે; એ માટે તે બ્રહ્મ જગતનું નિમિત્ત કારણજ છે, ઉપાદાન કારણ નથી. આ સૂત્રમાં જે શંકર સમ્પ્રદાયી ટીકાકારોએ મીમાંસાનું પ્રકરણ ચલાવીને સમુચ્ચયવાદનું ખંડન કર્યું છે તે સૂત્રના આશયથી સર્વથા વિરૂદ્ધ છે અને જે એમ સિદ્ધ કર્યું છે કે—વેદાન્તમાં જીવ બ્રહ્મની એકતાનું વર્ણન જણાય છે અને તેનો સમન્વય પ્રદર્શનાર્થ એ સૂત્ર છે, તો એ બંને વાતોનો

ગંધમાત્ર પણ આ સૂત્રમાં નથી. કેમકે ત્રીજા સૂત્રમાં એમ નિરૂપણ કરવામાં આવ્યું હતું કે "જગતનું કારણ બ્રહ્મ છે અને તેમાં શાસ્ત્ર પ્રમાણ છે;" આમાં એવો પૂર્વપક્ષ થયો હતો કે નિર્ગુણ બ્રહ્મ શાસ્ત્રનો વિષય નથી, કિંતુ ભિન્ન ભિન્ન દેવતા અને સાકાર બ્રહ્મ શાસ્ત્રનો વિષય છે! જેના ઉત્તરમાં આ ચોથું સૂત્ર છે. આ ઠેકાણે જીવ બ્રહ્મની એકતાનું પ્રકરણજ શું હતું? કદાપિ માની લઇએ કે એ સૂત્રમાં સૂત્રકારે એજ વર્ણન કર્યું છે કે જીવ બ્રહ્મની એકતાનો સમન્વય વેદાન્તશાસ્ત્રમાં જણાય છે; તો આ સમન્વયાધ્યાયમાં જીવ બ્રહ્મની એકતાનું વર્ણન હોવું જોઈતું હતું; પણ સર્વ જડ વસ્તુઓનું ખંડન કરીને એક નિરાકાર બ્રહ્મના કારણનિરૂપણનું વર્ણન નહિ કરવું જોઈતું હતું. આ અધ્યાયમાં એ વાત સ્પષ્ટ છે કે તેમાં અગ્નિ, વાયુ, આકાશાદિની કારણતાનું ખંડન કરીને નિરાકાર બ્રહ્મને કારણ નિરૂપણ કર્યું છે; જેના વિષય વાક્ય નિચે મુજબ છેઃ—

एकोदेवः सर्वभूतेषुगूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षीचेताकेवलोनिर्गुणश्च ॥श्वे० ६।११॥
सपर्य्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरँशुद्धमपापविद्धम् ॥
कविर्मनीषीपरिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः
समाभ्यः ॥ य० अ० ४०।८ ॥

અર્થ—(૧) સચ્ચિદાનંદાદિ દિવ્ય ગુણયુક્ત હોવાથી એક દેવ-પરમાત્મા—સર્વ ભૂતમાત્રમાં ગુપ્ત રહેલો છે, તે દેવ સર્વ વ્યાપક છે, સર્વ ભૂતોનો અંતર્યામી છે, પુણ્ય પાપનાં ફળ આપવાવાળો સ્વામી છે, સર્વ ભૂતોનું અધિષ્ઠાન છે, દરેકનો સાક્ષી છે, ચેતન છે અને કેવલ નિર્ગુણ છે. (૨) "सपर्य्यगात्" તે પરમાત્મા સર્વ સ્થાનમાં વ્યાપક છે, "शुक्रम्" વીર્ય્ય-બલરૂપ છે, "अकायम्" દેહ રહિત છે, એ માટે "अव्रणम्" છિદ્રરહિત છે, તે પરમાત્મા "अस्नाविरम्" નાડી નસો આદિના બંધનોથી રહિત છે, "शुद्धम्" પવિત્ર અને "अपापविद्धम्" નિષ્પાપ છે, "कविः" સર્વ દષ્ટા છે, "मनीषी" મનના નિયમન કરવાવાળા છે, "परिभूः" સર્વથી શ્રેષ્ઠ છે, "स्वयम्भू" સ્વયંસિદ્ધ અને પોતાના કાર્યમાં કોઇની પણ સહાયતા નહિ લેવાવાળા

છે, "शाश्वतीभ्यः समाभ्यः" નિયતકાલમાં "याथातथ्यतः" યથાર્થરૂપથી "अर्थान्" સર્વ જગતના પદાર્થને "व्यदधात्" રચે છે. આ સૂત્રમાં ઉક્ત વિષયવાકય પ્રતિપાદિત બ્રહ્મની જગત્કારણતા નિરૂપણ કરી છે, માટે બ્રહ્મ શાસ્ત્રનો વિષય છે. અને જે કર્મોપાસનાનું ખંડન કરીને મુક્તિ પરત્વે આ સૂત્રને લગાવે છે તે આધુનિક માયાવાદી વેદાન્તિયોની ખેંચાખેંચ છે. ૪

સંગતિ—ઉક્ત ચાર સૂત્રોમાં બ્રહ્મને જગતનું નિમિત્ત કારણ સિદ્ધ કર્યું. હવે શંકા એટલીજ થાય છે કે તે બ્રહ્મ ઇચ્છાપૂર્વક સૃષ્ટિને રચે છે એમાં કાંઈ પણ પ્રમાણ નથી! એ તર્કથી પૂર્વ પક્ષીને ફલ એ થાય છે કે સૃષ્ટિ સ્વાભાવિક છે તેનો કોઇ પણ સમજી શોચીને ઉત્પન્ન કરવાવાળો નથી. આ અધિકરણમાં એ પૂર્વપક્ષનું સૂત્રકાર સમાધાન કરે છે.

૫ ઇક્ષત્ય-ધિકરણ.

## ईक्षतेर्नाशब्दम् ॥ ५ ॥

पद० ईक्षतेः ॥ न ॥ अशब्दम् ॥

અર્થ—બ્રહ્મમાં ઇચ્છા જણાય છે માટે બ્રહ્મ જગતનું કારણ છે, એ વાત શબ્દ પ્રમાણ રહિત નથી. કેટલાએક લોક કહે છે કે જગતનું કારણ પ્રકૃતિ માત્ર છે, તેનાથી ભિન્ન ચેતન કારણ માનવામાં કોઈ પ્રમાણ નથી; આ અભિપ્રાયનું નિરાકરણ કરવા માટે ઉક્ત સૂત્ર છે. જેમકે :—

तदैक्षत बहुस्यां प्रजायेय ॥ छां० ६।२।३ ॥

તેણે ઇચ્છા કરી કે હું બહુ સંસાર રચવાવાળો થઇને સંસારમાં વ્યાપ્ત થાઉં. એ વાકયથી એ સિદ્ધ થાય છે કે જડ પ્રકૃતિ જગત્ કર્તા નથી કિંતુ ઇશ્વર જગતનો કર્તા છે; જેમાં શાસ્ત્રએ ઇચ્છા નિરૂપણ કરી છે. ઇચ્છાવાળા કથન કરવાથી સૂત્રકારનો એવો પણ અભિપ્રાય દેખાય છે કે આ નાના પ્રયોજનવાળું જગત્ કોઇ જડ વસ્તુથી સ્વાભાવિક બનેલું નથી, કિંતુ ચેતન કર્તાની ઇચ્છાથી આ જગતના સૂર્યાદિલોકોમાં આકર્ષણ, પ્રકાશન, ઔષ્ણ્યપ્રદાન આદિ

પ્રયોજન રાખેલાં છે. એથી ચેતનજ જગત્નો કર્તા સિદ્ધ થાય છે પણ જડ કર્તા નથી.

કંઇ એક ભાષ્યકારોએ એ સૂત્રનો એવો અર્થ કર્યો છે કે "अशब्दम्" નથી શબ્દ પ્રમાણ જેમાં, એમ સાંખ્યમત પ્રકલ્પિત પ્રધાન (પ્રકૃતિ) જગતનું કારણ નથી; પણ એ અર્થ વ્યાસજીના અભિપ્રાયાનુસાર નથી. કેમકે વ્યાસજી મહારાજે એક પણ સૂત્ર સાંખ્યમતની પ્રકૃતિની વિરૂદ્ધ કહ્યું નથી. અને બ્રહ્મને નિરાકાર માનવો પણ ત્યારેજ ઠીક પડે છે કે જ્યારે જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ મનાય. વળી સૂત્રકારે પ્રકૃત્યધિકરણમાં પ્રકૃતિને ઉપાદાન કારણ માની છે. એ માટેજ આ ઠેકાણે પ્રકૃતિની નિમિત્તકારણતાનું ખંડન છે, પણ કાંઇ ઉપાદાન કારણતાનું ખંડન નથી. ૫

સંગતિ—ઇચ્છા જણાયાથી એમ સિદ્ધ કર્યું કે બ્રહ્મજ જગત્નો કર્તા છે જડ વસ્તુ કર્તા નથી, એ ઠીક નહિ; કેમકે ઉપનિષદોમાં ગૌણ ઇચ્છા જડ વસ્તુઓમાં પણ માનેલી છે, જેમકે–तत्तेजऐक्षत ताआपऐक्षन्त । छां० ६ ॥ २ ॥ ३ ॥ ઇત્યાદિ વચનોમાં જડ વસ્તુ તેજ, જલ આદિમાં ઇચ્છા વર્ણન કરેલી છે. એ માટે જડ વસ્તુનો સ્વભાવજ જગતનો કર્તા છે એ પૂર્વપક્ષનું સૂત્રકાર ખંડન કરે છે.

## गौणश्चेन्नात्मशब्दात् ॥ ६ ॥

पद०—गौणः ॥ चेत् ॥ न ॥ आत्मशब्दात् ॥

અર્થ—જો જડ વસ્તુમાં ગૌણ ઇચ્છા માનીને પોતાનો પક્ષ સિદ્ધ કરો તો તે ઠીક નથી; કેમકે ત્યાં આત્મા શબ્દ પડેલો છે. જેમકે–अनेनजीवेनात्मनानुप्रविश्य नामरूपेव्याकरवाणि ॥ छां० ६ ॥ ३ ॥ २ ॥ અર્થ–એ જીવાત્માદ્વારા પ્રવેશ કરીને નામરૂપ હું કરૂં. એ કથન પણ ત્યારેજ સંગત થઇ શકેછે કે જ્યારે ઈક્ષણ કર્તા ચેતન હોય. કેમકે જડ વસ્તુને માટે આત્મા શબ્દ નથી આવી શકતો. ૬

સંગતિ—યથા કથંચિત્ માની પણ લઇએ કે ગૌણી વૃત્તિથી જડનો પણ ચેતન આત્મા કહી શકાય છેઃ તો તેનો ઉત્તર સૂત્રકારજ આપે છે કે—

## तन्निष्ठस्यमोक्षोपदेशात् ॥ ७ ॥

पद०—तन्निष्ठस्य ॥ मोक्षोपदेशात् ॥

અર્થ—તે આત્મામાં નિષ્ઠા રાખવાવાળા પુરૂષનેજ મોક્ષનો ઉપદેશ શાસ્ત્રમાં બતાવેલો છે, માટે જગત્ કર્ત્તા ચેતન આત્માજ હોઇ શકે છે. જેમકે—

तस्यतावदेवचिरं यावन्नविमोक्ष्येऽथ संपत्स्ये ॥ छां० ६ ॥ १४ ॥ २ ॥

અર્થ—તે પુરૂષને એટલોજ વખત છે કે જ્યાં સુધી મુક્ત ન થાય; અર્થાત્ જ્યાં સુધી તે પુરૂષના પ્રારબ્ધ કર્મનો ક્ષય ન થાય ત્યાં સુધી મુક્તિમાં વિલંબ હોય છે. આ વાકયમાં પૂર્વ પ્રકૃત આત્મા (પરમાત્મા)ના જ્ઞાનથી મુક્તિનો ઉપદેશ કથન કર્યો છે. જેમકે વૈદિક વક્ષ્યમાણ વાકયમાં કથન છે કે—

वेदाहमेतंपुरुषम्महान्तमादित्य वर्णन्तमसः परस्तात् ॥
तमेवविदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥य०३१।१८॥

અર્થ—જે મહાન્ પરમાત્મા (આદિત્યવર્ણ) સ્વતઃ પ્રકાશરૂપ છે તેને જાણીનેજ મોક્ષપ્રાપ્તિ થાય છે, અન્યથા નહિ. એ મંત્રથી સ્પષ્ટ જણાય છે કે પરમાત્મજ્ઞાનથીજ મોક્ષ થાય છે. સાર એકંદર એટલોજ છે કે જે જગદીશ્વર પરાયણ થાય છે તેનીજ મુક્તિ થાય છે, પરંતુ જડ પરાયણની મુક્તિ થતી નથી. ૭

સંગતિ—અરૂન્ધતીન્યાયેકરીને જડ પરાયણની પણ મુક્તિ થઈ શકે છે, જેમકે અરૂન્ધતી નક્ષત્ર દેખાડવાને માટે પ્રથમ બીજાં નક્ષત્રો બતાવવાં પડે છે, પછી અરૂન્ધતી નક્ષત્રનું જ્ઞાન થાય છે; એજ પ્રમાણે સાધનભૂત જડ પદાર્થને પણ જો મુક્તિનો હેતુ કહેવામાં આવે તો કાંઈ હરકત નથી! તોપછી મુક્તિહેતુ ચેતનજ સિદ્ધ થઇ શકતું નથી. આ પ્રશ્નનો ઉત્તર સૂત્રકાર આપે છે કે—

## हेयत्वावचनाच्च ॥ ८ ॥

पद०–हेयत्वावचनात् ॥ च ॥

અર્થ—અરૂંધતી નક્ષત્ર બતાવવા આગળ જે જે નક્ષત્રો બતાવવામાં આવે છે, તેને તેને (અરૂંધતી જોયા) પછી છોડવાનો ઉપદેશ કરવામાં આવેછે. તે પ્રમાણે આ ઠેકાણે છોડવાનો ઉપદેશ કરવાનાં વચનોનો અભાવ છે માટે. ૮ તેમજઃ-

## स्वाप्ययात् ॥ ९ ॥

पद०–स्वाप्ययात् ॥

અર્થ—(સ્વ) એટલે પરમાત્મામાંજ (અપ્યય) એટલે લય સાંભળવામાં આવે છે માટે મોક્ષ સાધનભૂત જડ હોઈ શકતું નથી. વળી सतासोम्य तदा सम्पन्नोभवति ॥ छां० ६ ॥ ८ ॥ १ ॥ ઇત્યાદિ વચનોથી લય પણ તેજ ચેતનરૂપ સત્ કારણમાંજ કથન કરેલો છે, કાંઈ જીવાત્માનું જડ પ્રકૃતિમાં લીન થવાનું બની શકતું નથી; એથી પણ જણાય છે કે ચેતનજ આ જગતનું કારણ છે, જડ નથી. ૯. તેમજ:—

## गतिसामान्यात् ॥ १० ॥

पद०–गतिसामान्यात् ॥

અર્થ—ઉપનિષદોમાં પણ સર્વ ઠેકાણે ચેતન કર્તાનીજ ગતિ દેખાય છે; જેમકે—

(१) तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः ॥ तै० २ ॥ १ ॥
(२) आत्मन एवेदं सर्वम् ॥ छां० ७ ॥ २६ ॥ १ ॥
(३) आत्मन एषप्राणो जायते ॥ प्र० ३ ॥ ३ ॥
(४) यः सर्वज्ञः सर्वविद्यस्य ज्ञानमयंतपः ॥

तस्मादेतद्ब्रह्मनामरूपमन्नंचजायते ॥ मुण्ड० १ ॥ ९ ॥

અર્થ—(૧) તે આત્મા (પરમાત્મા) થી આકાશ ઉત્પન્ન થયું. (૨) આત્માથીજ આ સર્વ ઉત્પન્ન થયું (૩) આત્માથીજ પ્રાણ ઉત્પન્ન થયો. (૪) જે સર્વજ્ઞનું જ્ઞાનરૂપ તપ છે તે પરબ્રહ્મપરમાત્માથીજ આ બ્રહ્મનામ વિરાટ્ રૂપ જગત્ ઉત્પન્ન થયું છે. એ પ્રમાણે સર્વત્ર ચેતન કર્તાનીજ ગતિ દર્શાવવામાં આવેલી છે. જેમકે—

नतस्य कश्चित्पतिरस्ति लोके न चेशिता नैव च तस्यलिंगम् ॥
स कारणं करणाधिपाधिपो नतस्य कश्चिज्जनिता न चाधिपः॥श्वे०६।९॥

અર્થ—તેનો જગત્માં કોઇ સ્વામી નથી, તેનો કોઈ પ્રેરક નથી, તેનું કોઇ સાકાર પદાર્થોની માફક લિંગ નામ ચિન્હ નથી, તેજ સર્વનું કારણ છે, જીવાત્માનો પણ સ્વામી તેજ છે, તેનો કોઇ ઉત્પન્ન કર્તા નથી. ૧૦

## श्रुतत्वाच्च ॥ ११ ॥

पद०—श्रुतत्वात् ॥ च ॥

અર્થ—વેદમાં તેજ સાંભળવામાં આવે છે, માટે બ્રહ્મજ જગત્નો કર્તા છે જડ વસ્તુ નથી. જેમકે—ततोविराडजायत ॥ य० अ० ३१॥५॥ ઇત્યાદિ વેદમંત્રોથી સિદ્ધ છે કે પરમેશ્વર જગતનું કારણ છે. સૂત્રકારે એ પ્રમાણે અહિંઆ સ્વભાવવાદીઓનું ખંડન કર્યું છે. ૧૧

સંગતિ—હવે બીજા પ્રકારથી ઇશ્વરકારણવાદ અને જીવ ઇશ્વરના ભેદનું પ્રકરણ ચલાવે છે. માનો કે ઇશ્વર જગત્નો કર્તા છે; તથાપિ જીવ પણ સચ્ચિદાનંદ સ્વરૂપ હોવાથી તે પરમાત્માનો અંશ છે; એ માટે જીવ ઈશ્વરનો અભેદ છે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

૬ આનંદમયાધિકરણ.

## आनन्दमयोऽभ्यासात् ॥ १२ ॥

पद०—आनन्दमयः ॥ अभ्यासात् ॥

અર્થ—આનંદમય કેવળ ઇશ્વરજ છે, જીવ નથી. કેમકે વારંવાર ઉપનિષદોમાં ઇશ્વરજ આનંદમય હોવાનું કથન આવે છે; પરંતુ જીવનું નથી.

સંગતિ—બ્રહ્મ પણ આનંદમય હોઇ શકતો નથી, કેમકે મયટ્ પ્રત્યય વિકારમાં થાય છે અને બ્રહ્મ નિર્વિકાર છે! તેનો ઉત્તર સૂત્રકાર આપે છે. ૧૨ જેમકે—

## विकारशब्दान्नेतिचेन्नप्राचुर्यात् ॥ १३ ॥

पद०—विकारशब्दात् ॥ न ॥ इति ॥ चेत् ॥ न ॥ प्राचुर्यात् ॥

અર્થ—વિકારવાચી મયટની શંકા આ ઠેકાણે થતી નથી, કારણ કે મયટ્ પ્રત્યય "प्राचुर्यात्" નિરતિશય વાચી છે. ૧૩

## तद्धेतुव्यपदेशाच्च ॥ १४ ॥

पद०—तद्धेतुव्यपदेशात् ॥ च ॥

અર્થ—આનંદનો હેતુ-કારણ-પણ ઉપનિષદોમાં બ્રહ્મનેજ કેહેવામાં આવ્યું છે. જેમકે—

रसोवै सः रसं ह्येवायं लब्ध्वानन्दीभवति ॥ तै० २ ॥ ७ ॥

અર્થ—તે રસનામ આનંદ છે. તેનો લાભ કરીને પુરૂષ આનંદ પામે છે. એથી પણ બ્રહ્મજ આનંદમય દેખાય છે; જીવ આનંદમય નથી. ૧૪

## मान्त्रवर्णिकमेवचगीयते ॥ १५ ॥

पद०—मान्त्रवर्णिकम् ॥ एव ॥ च ॥ गीयते ॥

અર્થ—વેદમાં પણ બ્રહ્મનેજ આનંદસ્વરૂપ કથન કર્યો છે જેમકે—

नमः शम्भवायच मयोभवायच नमः शंकरायच मयस्करायच नमः शिवायच शिवतरायच ॥ य० १६ ॥ ४० ॥

આમંત્રમાં "मयोभव" શબ્દ એ વાત સિદ્ધ કરે છે કે તે પરમાત્મા સુખસ્વરૂપ છે, અર્થાત્ આનંદરૂપ છે. તેજ પોતાના આનંદથી સર્વને આનંદિત કરે છે.

## नेतरोऽनुपपत्तेः ॥ १६ ॥

पद०—न ॥ इतरः ॥ अनुपपत्तेः ॥

અર્થ—જીવને આનંદસ્વરૂપ હોવાની કોઇ પણ યુક્તિ નથી. જો જીવ આનંદસ્વરૂપ હોત તો સંસારના દુઃખમાં કદી ન પડતે. આ સૂત્રના ભાષ્યમાં સ્વામી શંકરાચાર્યજીએ પણ એજ અર્થ માન્યો છે કે જીવ આનંદમય નથી. જેમકે—

इतश्चानन्दमयः पर एवात्मा ॥ नेतरः ॥

इतरईश्वरादन्यः संसारी जीव इत्यर्थः ॥शं०भा०१।१।१६॥

અર્થ—એ માટે પરમાત્માજ આનંદમય છે, ઇશ્વરથી ભિન્ન જે જીવો છે તે આનંદમય નથી. આ સૂત્રના ભાષ્યમાં અદ્વૈતવાદિ ભાષ્યકારે જીવ ઇશ્વરનો ભેદ કાંઈ પણ આનાકાની કર્યા શિવાય ખુલ્લંખુલ્લા માની લીધેલો છે. સ્વામી રામાનુજાચાર્યજી એ સૂત્રનો એવો અર્થ કરે છે કે-"મુક્ત જીવ પણ પરમેશ્વરની માફક આનંદવાળા થઇ શકતા નથી." જો કે મુક્ત જીવ તથા સંસારી જીવ વિષયક બન્ને ભાષ્યકારોના મતમાં આ ઠેકાણે કાંઇક અર્થભેદ છે, તોપણ જીવ ઇશ્વરના ભેદમાં તો બન્ને આચાર્યોના મતમાં આ સૂત્ર ભેદવાદ સિદ્ધ કરે છે. ૧૬

## भेदव्यपदेशाच्च ॥ १७ ॥

पद०—भेदव्यपदेशात् ॥ च ॥

અર્થ—ઇશ્વર અને જીવનો ભેદ વર્ણન કર્યો છે, માટે પણ જીવ આનંદમય નથી. આ સૂત્રના ભાષ્યમાં સ્વા૦ શં૦ ચા૦ એ જીવ ઇશ્વરનો ભેદ અવિદ્યા કૃત માન્યો છે, જેમકે 'ઘટોપાધિવાળા ઘટાકાશથી મહદાકાશ ભિન્ન છે, એ પ્રમાણે જીવ ઈશ્વરનો ભેદ છે. અર્થાત્ મિથ્યા ભેદનો આશ્રય કરીને આ ઉપરોક્ત બે સૂત્ર છે, વાસ્તવમાં જીવ ઇશ્વરનો ભેદ નથી.' એ પ્રમાણે ઇશ્વરનું (ભ્રાંતિથી) ભૂલથી જીવ બની જવું, એવા અભિપ્રાયનો ગંધમાત્ર પણ આ બે

સૂત્રોમાં નથી; પરંતુ શંકરાચાર્યજીએ પોતાના માયાવાદની સિદ્ધિને માટેજ એવું ભાષ્ય ખેંચાતાણીથી કરેલું છે. જ્યાં જ્યાં સૂત્રકાર જીવ ઈશ્વિરનો ભેદ કથન કરે છે, ત્યાં ત્યાં સર્વત્ર અદ્વૈતવાદી ભાષ્યકારની એજ શૈલી છે કે તે અવિદ્યાશ્રયથી જીવ બ્રહ્મની એકતાનું મંડન કરે છે. પણ આ ઠેકાણે એટલું યાદ રાખવાનું છે કે આ આનંદમયાધિકરણના આઠ સૂત્રોમાં (માયા) અવિદ્યાનું નામ માત્ર પણ નથી; તેમજ જીવ ઇશ્વરનો ભેદ સ્પષ્ટ રીતિથી આ અધિકરણમાં વર્ણન કરેલો છે. વળી સ્વામી રામાનુજાચાર્યજીએ પણ આ અધિકરણમાં જીવ ઈશ્વિરનું ભેદપરક વ્યાખ્યાન કર્યું છે. ૧૭

સંગતિ—रसंह्येवायं लब्ध्वानन्दी भवति ॥ तै० २ ॥ ७ ॥ તે પરમાત્માને પામીને જીવાત્મા આનંદી થાય છે. જો જીવમાં આનંદ ન હોત તો કયાંથી આનંદ આવતે? એ અનુમાનથી એમ સિદ્ધ થાય છે કે જીવનું સ્વરૂપભૂત આનંદ છે, પણ કેવળ ઉપાધિના કારણથી આવિર્ભાવ તિરોભાવ થાય છે. એનો ઉત્તર—

## कामाच्चनानुमानापेक्षा ॥ १८ ॥

पद०—कामात् ॥ च ॥ न ॥ अनुमानापेक्षा ॥

અર્થ—જીવમાં આનંદની કામના છે એ માટે અનુમાનથી આનંદ કલ્પના કરવાની આવશ્યકતા નથી. ૧૮

## अस्मिन्नस्यचतद्योगंशास्ति ॥ १९ ॥

पद०—अस्मिन् ॥ अस्य ॥ च ॥ तद्योगम् ॥ शास्ति ॥

અર્થ—બ્રહ્મમાં જીવાત્માનું (तद्योगम्) આનંદની સાથે જોડાવું, એ પ્રમાણે શાસ્ત્રકાર કહે છે. જેમકે—

यदाह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयम्प्रतिष्ठांविन्दते॥
अथसोऽभयं गतोभवति ॥ यदाह्येवैष एतस्मिन्नुदरमन्तरंकुरुते
अथतस्यभयं भवति ॥ तै० २।७ ॥

અર્થ—જ્યારે આ જીવ અદૃશ્ય ઈંદ્રિયઅગોચર બ્રહ્મમાં "अनात्म्ये" ઈંદ્રિયાદિ અવયવરહિતમાં અભયરૂપ પ્રતિષ્ઠાને પ્રાપ્ત

થાય છે, ત્યારે અભય થાય છે જ્યારે પરમાત્માથી થોડો પણ જુદો થાય છે, અર્થાત્ ચિત્તવૃત્તિનો ભેદ કરે છે, ત્યારે તેને ભય પ્રાપ્ત થાય છે એનાથી એમ સિદ્ધ થાય છે કે પરમાત્માના યોગ થીજ જીવ આનંદ પામે છે આ સૂત્રના ભાષ્યમાં સ્વામી રામાનુજાચાર્યજી એમ લખે છે કે—

आनन्दीभवतीत्युच्यमानेयल्लाभाद्यआनन्दीभवति स स एवेत्यनुन्मत्तः कोब्रवीति ॥ श्रीं॰ भा॰ १ ॥ १ ॥ १९ ॥

અર્થ—તે આનંદસ્વરૂપ બ્રહ્મનો લાભ કરીને જીવાત્મા આનંદવાળો થાય છે, એમ કથન કર્યાથી જેના લાભથી જે આનંદવાળો થાય છે તે પણ બ્રહ્મજ છે, એમ તો ઉન્મત્તવિના બીજો કોણુજ કહી શકે? અર્થાત્ બ્રહ્મના આનંદથી આનંદિત થવાવાળો જીવ કદાપિ બ્રહ્મ થઈ શકતો નથી જે તેને બ્રહ્મ કહે છે તે કેવળ ઉન્મત્ત પ્રલાપ છે. ૧૯

સંગતિ—બ્રહ્મને આનંદમય સિદ્ધ કર્યા પછી પૂર્વ પ્રકૃત નિરાકાર બ્રહ્મમાં શાસ્ત્રનો સમન્વય બતાવવા માટે આદિત્યમાં હિરણ્યશ્મશ્રુ પુરૂષનું પ્રકરણ ચલાવે છે.

૭ અંતર-ધિકરણ

## अन्तस्तद्धर्मोपदेशात् ॥ २० ॥

पद॰—अन्तः ॥ तत् ॥ धर्मोपदेशात् ॥

અર્થ—આદિત્યની અંદર જ્યોતિર્મય પુરૂષનું વર્ણન છે. हिरण्यं वै ज्योतिः ॥ હિરણ્ય નામ જ્યોતિનું છે, અને તે જ્યોતિર્મય પુરૂષ પરમાત્મા છે. જેમકે—

अथयएषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषोदृश्यते ॥
हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात् सर्वएवसुवर्णः ॥छां॰ १।६।६ ॥

અર્થ—આ જે આદિત્યમાં હિરણ્યમય પુરૂષ છે, સુવર્ણની દાઢી અને સુવર્ણના કેશવાળો છે, નખથી લઈને સર્વ સુવર્ણરૂપ છે; અર્થાત્ જ્યોતિર્મય હોવાથી સ્વયંપ્રકાશ છે, કેમકે પરમેશ્વરનું રૂપ

કાંઇ કથન થઈ શકતું નથી; એ માટે ઉક્તવાક્યનું તાત્પર્ય સ્વતઃપ્રકાશ બ્રહ્મમાં છે. એનાપર સ્વામી શંકરાચાર્યજી એમ લખે છે કે—

नचपरमेश्वरस्यरूपवत्त्वंयुक्तंअशब्दमस्पर्शमरूपमव्ययम्॥कौ० १।३।१५।
इतिश्रुतेराधारश्रवणाच्च ॥ शं० भा० १ । १ । २० ॥

અર્થ—પરમેશ્વર રૂપવાળો હોઈ શકતો નથી, કેમકે તે શબ્દ, સ્પર્શ, રૂપ આદિથી રહિત છે અને અવ્યય છે. તેમજ શાસ્ત્રમાં આધાર શ્રવણ થાય છે માટે. ૨૦

## भेदव्यपदेशाच्चान्यः ॥ २१ ॥

पद०-भेदव्यपदेशात् ॥ च ॥ अन्यः ॥

**અર્થ**—સૂર્યથી પરમાત્મા અન્તર્યામી ભિન્ન છે, એમ બ્રાહ્મણમાં ભેદ કથન કરેલું છે. જેમકે—

य आदित्येतिष्ठन्नादित्यादन्तरो यमादित्यो न वेद यस्यादित्यः शरीरं।
य आदित्यमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥बृ० ३।७।९॥

અર્થ—જે આદિત્યમાં રહે છે, જેને આદિત્ય જાણતો નથી, જેનું આદિત્ય શરીર છે અને જે આદિત્યની અંદર વ્યાપક થઈ તે આદિત્યને નિયમમાં રાખે છે, તે તમારો અન્તર્યામી અમૃત છે. જે સૂર્યમાં રહે છે, જેને સૂર્ય જડ હોવાથી જાણી શકતો નથી, ઇત્યાદિ વચનોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે આદિત્ય પુરૂષથી કાંઇ સૂર્યની ઉપાસના છેજ નહિ, કિંતુ જ્યોતિર્મય બ્રહ્મની ઉપાસના છે ૨૧

સંગતિ—જો શાસ્ત્રમાં નિરાકાર બ્રહ્મનીજ ઉપાસના હોય તો—

आकाश इति होवाच सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव
समुत्पद्यन्त आकाशं प्रत्यस्तयन्त्याकाशोह्येवैभ्यो ज्यायानाकाशः
परायणम् ॥ छां० १।९।१ ॥

અર્થ—આકાશથીજ સર્વ ભૂત ઉત્પન્ન થાય છે અને આકાશમાંજ લય પામે છે; આકાશ સર્વથી મોટું છે અને આકાશજ સર્વનું અધિકરણ છે. એ વાક્યમાં આકાશનેજ સર્વ કર્ત્તા કથન કરવાનું શું પ્રયોજન? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

८ આકાશા ધિકરણ

## आकाशस्तल्लिंगात् ॥ २२ ॥

पद०—आकाशः ॥ तत् ॥ लिंगात् ॥

અર્થ—આ ઠેકાણે આકાશ એ બ્રહ્મનુજ નામ છે, કારણકે જગદુત્પત્તિ આદિ બ્રહ્મનુજ ચિન્હ છે आसमन्तात्काशतेप्रकाशते सूर्यादीन् य स आकाश ॥ જે સૂર્યાદિનો પ્રકાશક બ્રહ્મ છે તેનુજ નામ આ ઠેકાણે આકાશ છે २२

સંગતિ—જ્યા પ્રાણ શબ્દથી બ્રહ્મની ઉત્પત્તિ કહી છે ત્યાં પ્રાણ શબ્દથી પણ બ્રહ્મનો આશય છે? ઉત્તર—

८ પ્રાણા ધિકરણ

## अतएवप्राणः ॥ २३ ॥

पद०—अतः ॥ एव ॥ प्राणः ॥

અર્થ—પૂર્વોક્ત હેતુઓથી પ્રાણ પણ બ્રહ્મનુજ નામ છે જેમકે

प्राणइति होवाच सर्वाणि ह वा इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति प्राणमभ्युज्जिहते ॥ छां० १ । ११ । ५ ॥

અર્થ—એ સર્વ ભૂતમાત્ર પ્રાણમા લય પામે છે, અને પ્રાણથીજ ઉત્પત્તિકાલમા પ્રગટ થાય છે એ વાકયમાં પ્રાણથી આશય બ્રહ્મનો છે જેમકે—प्राणस्य प्राणम् ॥ बृ० ४ । ४ । १८ ॥ આ ઠેકાણે પ્રાણનોપ્રાણ બ્રહ્મ કથન કરેલો છે. २३

સંગતિ—અન્તરધિકરણમા આદિત્યની અંદર જે જ્યોતિર્મય પુરૂષ છે તેને બ્રહ્મ સિદ્ધ કર્યો છે હવે પૂર્વપક્ષ એવો છે કે છાંદોગ્યમા—

यदत परोदिवोज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेषु सर्वत पृष्ठेष्वनुत्तमेषूत्तमेषुलोकेष्विदं वाव तद्यदिदमस्मिन्नन्त पुरुषेज्योति ॥ छां० ३ ॥ १३ ॥ ७ ॥

અર્થ—अथ એટલે ગાયત્રી વર્ણનની પછી अतः એટલે સ્વર્ગલોકથી ઉપર જે પ્રકાશમાન જ્યોતિ છે, તેજ જ્યોતિ પુરૂષની અંદર છે. એ વાકયમાં જ્યોતિ શબ્દ સૂર્યાદિ જ્યોતિનો બોધક છે? એના ઉત્તરમાં સૂત્રકાર કહે છેઃ—

૧૦ જ્યોતિશ્ચરણાધિકરણ.

## ज्योतिश्चरणाभिधानात् ॥ २४ ॥

पद०—ज्योतिः ॥ चरणाभिधानात् ॥

અર્થ—तावानस्य महिमा ततो ज्यायांश्च पूरुषः ॥ पादोऽस्य विश्वाभूतानि त्रिपादस्यामृतन्दिवि ॥ छा० ३ ॥ १२ ॥६ ॥ આ સર્વ સંસાર તે પુરૂષનું મહત્વ છે, અને તે પુરૂષ એનાથી મોટો છે, વિશ્વના સર્વભૂત એ પુરૂષના એક પાદસ્થાનીય છે અને ત્રણપાદ અમૃતરૂપ છે. એ પ્રમાણે ચાર પાદ કથન કર્યાથી જ્યોતિશબ્દ આ ઠેકાણે બ્રહ્મનોજ બોધક છે. ૨૪

સંગતિ—ગાયત્રી છંદના પણ ચાર પાદ કથન કર્યા છે તો જ્યોતિશબ્દથી ગાયત્રીનું ગ્રહણ કેમ ન થાય? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## छन्दोभिधानान्नेतिचेन्नतथाचेतोऽर्पणनिगदात्तथाहि दर्शनम् ॥ २५ ॥

पद०—छन्दोऽभिधानात् ॥न॥ इति ॥ चेत् ॥ न ॥ तथा ॥ चेतोऽर्पणनिगदात् ॥ तथाहि ॥ दर्शनम् ॥

અર્થ—જો છંદનું કથન કરવાથી એમ શંકા કરે કે ચતુષ્પાદથી આ ઠેકાણે ગાયત્રીનું ગ્રહણ થાય છે, તો એ ઠીક નહીં; કેમકે "चेतोऽर्पणनिगदात्" એટલે કે ગાયત્રી છંદ દ્વારા બ્રહ્મમાં ચિત્ત અર્પણ કરવાનું કહ્યું છે. "तथाहिदर्शनम्" અને એજ પ્રમાણે વેદોપનિષદોમાં દેખાય છે કે ચતુષ્પાદથી આ ઠેકાણે બ્રહ્મનુંજ વર્ણન છે. ૨૫

## भूतादिपादव्यपदेशोपपत्तेश्चैवम् ॥२६॥

पद०—भूतादिपादव्यपदेशोपपत्तेः ॥ च ॥ एवम् ॥

અર્થ—અને જ્યા પૃથ્વી આદિ ભૌતિક ચાર પાદ કથન કર્યાથી જેમ ગાયત્રીનુ ગ્રહણ થઇ શકતુ નથી, તેમજ पादोऽस्यविश्वाभूतानि त्रिपादस्यामृतन्दिवि ॥ એ વાકયમા પણ એવા ચાર પદનુ વર્ણન છે, જેનાથી છદનુ ગ્રહણ કરવુ સર્વથા અસગત છે ૨૬

સગતિ—यदत परोदिवा ज्योतिर्दीप्यते ॥ એ વાકયમા દ્યાલોકથી પર જ્યોતિકથન કર્યુ છે અને त्रिपादस्यामृतादिवि । એ વાકયમા દ્યાલોકને અધિકરણરૂપ કથન કર્યો છે, તો એ ઉપદેશમા વિરોધ જણાય છે, કારણ કે પૂર્વોત્તર વાકયમા પરસ્પર વિરોધ આવે છે એનુ સમાધાન સૂત્રકાર કરે છે

## उपदेशभेदान्नेतिचेन्नोभयस्मिन्नप्यविरोधात् ॥ २७ ॥

पद०—उपदेशभेदात् ॥ न ॥ इति ॥ चेत् ॥ न ॥ उभयस्मिन् ॥ अपि ॥ अविरोधात् ॥

અર્થ—ઉપદેશ ભેદની શકા કરો તો તે ઠીક નથી, કારણ કે ઉક્ત બને વાકયમા બ્રહ્મનુજ વિધાન જણાય છે दिव परोज्योति એ વાક્યથી બ્રહ્મનુ સર્વોપરિપણુ કથન કર્યુ છે, અને त्रिपादस्यामृतन्दिवि ॥ એ વાક્યથી સૃષ્ટિને બ્રહ્મના એક દેશમા દર્શાવી છે, માટે કાઇ વિરોધ નથી ૨૭

સગતિ—જ્યોતિ અધિકરણની પછી એ શકા ઉત્પન્ન થઇ કે અનતાકારરૂપ ઈશ્વર સાકાર નિરૂપણ કર્યા છે અને તેનો સમન્વય પણ શાસ્ત્રમા દેખાય છે, જેમકે રાજા પ્રતર્દન અને ઇન્દ્રના સવાદમા કૌષિતકી ઉપનિષદ્‌મા ઇન્દ્રએ પ્રતર્દનને કહ્યુ છે કે सहोवाच प्राणोऽस्मि प्रज्ञात्मा त मामायुरमृतमित्युपास्व ॥ को० ३ ॥ २ ॥ હુ પ્રાણરૂપ પ્રજ્ઞાત્મા છુ, તુ મારી ઉપાસના કર જ્યારે આવી રીતનો ઉપદેશ છે તો પછી નિરાકાર ઈશ્વરનો સમન્વય કેવી રીતે થઈ શકે છે? એ સદેહની નિવૃત્તિને માટે આ ઇન્દ્રપ્રાણાધિકરણ કહે છે

११ ઇન્દ્રપ્રાણાધિકરણ

## प्राणस्तथानुगमात् ॥ २८ ॥

पद०—प्राणः ॥ तथा ॥ अनुगमात् ॥

અર્થ—પ્રાણુ શબ્દથી આ ઠેકાણે ઇન્દ્રએ બ્રહ્મની ઉપાસના બતાવી છે ૨૮

સંગતિ—ઇન્દ્રે જે પોતે પોતાને પ્રાણ કહીને પોતાની ઉપાસના કથન કરી છે એથી જણાય છે કે તેણે પોતાના આત્માનો ઉપદેશ કર્યો છે, તો પછી એમ કેમ કહી શકાય કે ત્યા પ્રાણુ શબ્દનો અર્થ બ્રહ્મ છે? એના ઉત્તરમા નીચેનું સૂત્ર છે કે—

## न वक्तुरात्मोपदेशादिति चेदध्यात्मसंबन्ध भूमाह्यस्मिन् ॥ २९ ॥

पद०—न ॥ वक्तुः ॥ आत्मोपदेशात् ॥ इति ॥ चेत् ॥ अध्यात्मसंबन्धभूमा ॥ हि ॥ अस्मिन् ॥

અર્થ—વક્તા ઇન્દ્રે પોતાના આત્માનો ઉપદેશ આ ઠેકાણે કર્યો નથી, કિંતુ પરમાત્મામાં ગાઢ સબંધ પામવાથી પરમાત્માની ઉપાસના કહી છે, અર્થાત્ ઇશ્વર તરફથી ઉપાસના કરવાની આજ્ઞા આપી છે. ૨૯

સંગતિ—શું એ પ્રમાણે આત્મોપદેશદ્વારા કોઈ અન્ય ઋષિએ પણ પોતે પોતાને ઇશ્વર કહીને ઇશ્વરોપાસના દર્શાવી છે ખરી? ઉત્તર—

## शास्त्रदृष्ट्यातूपदेशो वामदेववत् ॥ ३० ॥

पद—शास्त्रदृष्ट्या ॥ तु ॥ उपदेशः ॥ वामदेववत् ॥

અર્થ—શાસ્ત્ર દૃષ્ટિથી-શાસ્ત્રજ્ઞાન પામીને-આત્મભાવથી પણ ઉપદેશ થઇ શકે છે, જેમકે વામદેવે બૃહદારણ્યકોપનિષદ્‌મા કહ્યુ છે.

यथातद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवं सूर्यश्चेतितद्वृत् ॥ तद्योयो देवानां प्रत्यबुध्यत स एव तदभवत् ॥ बृ० १ ॥ ४ ॥ १० ॥

અર્થ —પરમાત્માના અપહત પાપ્માદિ ધર્મો ધારણ કરીને વામ દેવ ઋષિએ એ પ્રમાણે કહ્યુ છે કે "હુ મનુ છુ અને હુજ સૂર્ય છુ દેવતાઓમાથી જેને જેને જ્ઞાન થયુ તેઓ પરમાત્માના અપહતપાપ્માદિ ધર્મને ધારણ કરીને તેવાજ થઈ ગયા છે" એ અભિપ્રાયથી વામદેવે કહ્યુ છે કે "હુ બ્રહ્મ છુ"

આજ વાકયથી આજકાલના માયાવાદી લોકો માયામા ફસીને પોતે પોતાને બ્રહ્મ માની લે છે ૩૦

સગતિ—मामेवविजानीहि ॥ મનેજ જાણ એ પ્રકરણ ચલાવીને એવુ કહ્યુ છે કે—

प्राणोस्मि प्रज्ञात्मा त मामायुरमृतमित्युपास्व ॥ को० ३ ॥२॥

અર્થ—હુ પ્રાણ છુ, હુ પ્રજ્ઞાત્મા છુ અને અમૃત છુ, તુ મારી ઉપાસના કર એ વાકયમા જીવાત્મા અને પ્રાણનુ મુખ્ય ચિન્હ આવવાથી પ્રાણ શબ્દથી બ્રહ્મનુ ગ્રહણ નથી થતુ ? એનો ઉત્તર સૂત્રકાર આપે છે

## जीवमुख्यप्राणलिंगान्नेतिचेन्नोपासात्रैविध्यादाश्रितत्वादिहतद्योगात् ॥ ३१ ॥

પદ०—जीवमुख्यप्राणलिंगात् ॥ न ॥ इति ॥ चेत् ॥ न ॥ उपासात्रैविध्यात् ॥ आश्रितत्वात् ॥ इह ॥ तद्योगात् ॥

અર્થ—જીવ અને પ્રાણ વાયુને ગ્રહણ કરવાની શકા આ ઠેકાણે ઠીક નથી કેમકે "जीव" સર્વને જીવન આપવાવાળો અને પ્રાણ સર્વને પ્રાણ આપવાવાળો અમૃતરૂપ બ્રહ્મ છે એ પ્રકારે અહીં એકજ બ્રહ્મની ઉપાસના કહી છે એ માટે દોષ આવતો નથી આ અધિકરણમા એટલુ સિદ્ધ થઈ ગયુ કે જે શ્રીકૃષ્ણજીએ ગીતામા એમ કહ્યુ છે કે "હુ ઇશ્વર છુ મને જાણો" એ કથન પણ એવી રીતિથી કહેલુ છે કે જેવી રીતે ઇન્દ્ર અને વામદેવે કહ્યુ છે

वेदान्तार्य्यभाष्येप्रथमाध्यायस्य प्रथमः पादः समाप्तः ॥

॥ ओ३म् ॥

# ॥ वेदान्तार्य्यभाष्येप्रथमाध्यायस्यद्वितीयपादः ॥

## ॥ प्रारभ्यते ॥



સંગતિ—પ્રથમપાદમાં આકાશ, પ્રાણ, જ્યોતિ, સૂર્યાદિ જડ પદાર્થોથી બ્રહ્મને ભિન્ન નિરૂપણ કર્યું. હવે સંદેહ એમ થાય છે કે-ઘણાં વેદાન્ત વાકયોમાં જગતને બ્રહ્મરૂપ કહેવામાં આવ્યું છે તો સૂર્યાદિ જગતની તો કથાજ શી? એ સર્વ જગત્ સહસ્રો નામોવાળું બ્રહ્મરૂપ છે, એ સર્વાત્મવાદના વેદોમાં તથા ઉપનિષદોમાં સહસ્રો મંત્ર છે. જેમકે:—

तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तदुचन्द्रमाः ॥

तदेवशुक्रंतद्ब्रह्मताआपः सप्रजापतिः ॥ य० अ० ३२ मं १

सर्वंखल्विदंब्रह्मतज्जलानितिशान्तउपासीत छां० ३ ॥१४॥१॥

ઇત્યાદિ વાકયોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે એ સર્વ ચરાચર જગત્ બ્રહ્મરૂપ છે. આ સંદેહની નિવૃત્તિને માટે અગ્નિ આદિ બ્રહ્મના નામ છે એ સિદ્ધ કરવાના અભિપ્રાયથી આ દ્વિતીયપાદ આરંભ કરે છે:—

૧ સર્વત્રપ્રસિદ્ધા ધિકરણ.

सर्वत्रप्रसिद्धोपदेशात् ॥ १ ॥

पद०—सर्वत्र ॥ प्रसिद्धोपदेशात् ॥

અર્થ—સર્વ વેદ તથા ઉપનિષદોના વચનોમાં એવો પ્રસિદ્ધ ઉપદેશ જણાય છે કે આ જડ જગત્ બ્રહ્મથી ભિન્ન છે. યથા:—

ईशावास्यमिदꣳसर्वं यत्किञ्चिजगत्यांजगत् ॥ य०अ०॥४०॥१॥

અર્થ—આ સર્વ જડ જગત્ ઇશ્વરથી વ્યાપ્ત છે એ પ્રકારે વ્યાપ્ય વ્યાપકનો ભેદ ખુલ્લો જણાવ્યો છે, અને બૃહદારણ્યકોપનિષદમા એ ભેદ એવી રીતે વર્ણવ્યો છે કે —

एतस्य वाक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौतिष्ठत

॥ वृ० ३।८।६

અર્થ—હે ગાર્ગિ આ અક્ષર એટલે કે અવિનાશી પરમાત્માના નિયમમા એ સર્વ સૂર્ય ચન્દ્રમા આદિ સ્થિર છે ઇત્યાદિ વાકયોમા સર્વત્ર જડ તથા ચેતનનો ભેદ પ્રસિદ્ધ દેખાય છે, એવી રીતે ઉક્ત સૂત્રનો આશય છે

જે કોઇએક ભાષ્યકારોએ જીવોપાસનાનો પૂર્વપક્ષ કરીને આ સૂત્રનો બ્રહ્મોપાસના પરક અર્થ કર્યો છે તે સર્વથા અસગત છે, કેમકે જીવોપાસનાનો ગધમાત્ર પણ આ ચાલતા વિષય વાકયમા જણાતો નથી

સમાનાધિકરણના વાકયોમા સર્વાત્મવાદ અર્થાત્ આ સર્વ સસાર બ્રહ્મરૂપ છે એનો સદેહ હતો, જેનો ઉત્તર આ સૂત્રમા અપાઇ ગયો છે અને જે એવી શકા હતી કે "सर्वखल्विदंब्रह्म" એ વિષયવાકયમા ચરાચર જગતને બ્રહ્મ બતાવ્યુ છે, તો એનો ઉત્તર એટલોજ કે એ વિષયવાકય જડ ચેતન સર્વને બ્રહ્મ કથન કરતુ નથી; કિતુ એવુ કહેછે કે શમવિધિ અર્થાત્ શાતિને માટે સર્વ વસ્તુઓને બ્રહ્માશ્રિત સમજીને બ્રહ્મોપાસના કરી જોઇએ જેમકે —

सर्वखल्विदंब्रह्मतज्जलानितिशान्तउपासीत ॥

तस्माज्जायतइतितज्ज तस्मिन्लीयतइतितल्लम्

तस्मिन् अनितिचेष्टतइतितदनम् एतेपासमाहारइतितज्जलान् ॥

અર્થ—તે બ્રહ્મથી સર્વ પદાર્થ ઉત્પન્ન થાય છે, તેમાજ સર્વ લય પામે છે અને તેમાજ સર્વ પ્રાણી પ્રાણાદિ ચેષ્ટા કરે છે, એ અર્થમા બ્રહ્માશ્રિત હોવાથી સર્વ પદાર્થ બ્રહ્મ કહેવાય છે જો જડ ચેતન સર્વ બ્રહ્મજ છે એવી રીતેજ એ વાકયનો આશય હોત તો

उपासीत કથન કરવાની કાંઇજ જરૂર ન હતી; કારણ કે સર્વ બ્રહ્મજ છે તો પછી ઉપાસના કોણ કરનાર અને કોની કરવી? અમારા મતમાં તો એવો દોષ આવતો નથી; કારણ કે અમે તો એ ઉપદેશને સામ્યભાવ ઉપદેશ માનીએ છીએ. સમતા પ્રગટ કરવા માટે એ રીતિ અન્ય ગ્રંથકારોએ પણ લખી છે. જેમકેઃ—

विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि ॥

शुनि चैव श्वपाके चपंडिताः समदर्शिनः ॥ गी० अ० ५ ॥१८

અર્થ—વિદ્યાવડે નમ્રતા પામેલા બ્રાહ્મણમાં, ગૌ, હાથી, શ્વાન, ચાંડાલ, એ સર્વમાં જે સમદર્શી હોય છે તે પંડિત કેહેવાય છે. માયાવાદી ઉક્ત શ્લોકનો એવો અર્થ કરે છે કે—એ સર્વ પદાર્થ બ્રહ્મનાં વિવર્ત છે, (વિવર્ત એટલે વાસ્તવમાં અન્યથા નહિ પણ અન્યથા થઇને પ્રતીત થવું, જેમકે રજ્જુમાં સર્પ અને સીપમાં ચાંદી.) માટે બ્રહ્મરૂપ છે; પરંતુ એ શ્લોકનો અભિપ્રાય એવો બીલકુલ નથી. કેમકે એ વાતને ગ્રંથકાર નીચેના શ્લોકમાં સ્પષ્ટ કરે છે. જેમકે:-

इहैवतैर्जितःसर्गो येषांसाम्येस्थितंमनः ॥

निर्दोषं हिसमं ब्रह्म तस्मात्ब्रह्मणि तेस्थिताः॥ गी० अ०५श्लो०१७

અર્થ—તે લોકોએ આ ઠેકાણેજ સંસાર જીતી લીધો છે કે જેનું મન સમતામાં સ્થિર હોય. કેમકે નિર્દોષ સમરૂપ બ્રહ્મ છે એ માટે તે લોકો બ્રહ્મમાં સ્થિર છે. એ આશયવાળાં વાકયોને અર્થાભાસથી બગાડી નાંખીને માયાવાદી લોક સર્વ બ્રહ્મ છે એવી રીતે મિથ્યાવાદનો પ્રચાર કરે છે, જેમકે-सर्वंखल्विदंब्रह्म એ વાકયથી અર્થાભાસ કરી નાંખે છે. તો એ અર્થાભાસ દૂર કરવાને માટેજ ઉક્ત સૂત્ર છે. ૧

સંગતિ—જગત્ કર્તૃત્વાદિ ગુણો પણ જડમાં નથી હોઇ શકતા. એ આશયથી સૂત્રકાર કહે છેઃ—

## विवक्षितगुणोपपत्तेश्च ॥ २ ॥

पद०—विवक्षितगुणोपपत्तेः ॥ च ॥

અર્થ—બ્રહ્મમાં કથન કરવા યોગ્ય ગુણો પણ આ જગતમાં નથી માટે જડજગત્ બ્રહ્મ નથી. ૨.

સંગતિ—માનો કે જડ જગતમાં બ્રહ્મના ગુણ નથી, પરંતુ જીવમાં તો સચ્ચિદાનંદાદિ ગુણ જણાય છે, તો જીવને બ્રહ્મરૂપ કહેવામાં શું બાધ છે? ઉત્તરઃ—

## अनुपपत्तेस्तु न शारीरः ॥ ३ ॥

पद०—अनुपपत्तेः ॥ तु ॥ न ॥ शारीरः ॥

અર્થ—જીવને બ્રહ્મ થવાની કોઈપણ યુક્તિ ન હોવાથી જીવ બ્રહ્મ નથી એ વાત ઉત્તર સૂત્રોમાં કહેવાય છે. ૩.

## कर्मकर्तृव्यपदेशाच्च ॥ ४ ॥

पद०—कर्मकर्तृव्यपदेशात् ॥ च ॥

અર્થ—કર્મ અને કર્તારૂપથી જીવ અને બ્રહ્મનું કથન કરેલું છે માટે. જેમકે:—

एकोवशीनिष्क्रियाणांबहूनामेकंबीजंबहुधा यः करोति ॥
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषांसुखंशाश्वतंनेतरेषाम् ॥
श्वे० ६ ॥ १२ ॥

અર્થ—સર્વના નિયંતા એક પરમાત્મા છે કે જે એક પ્રકૃતિરૂપ બીજને રચનાથી ઘણા પ્રકારની કરે છે. જે પુરૂષ તેને અન્તરાત્મા સમજે છે તેનેજ નિરંતર સુખ રહે છે, બીજાને નહિ.—આ ઠેકાણે જીવાત્માને ઉપાસનારૂપ ક્રિયાનો કર્તા તથા ઇશ્વરને કર્મ કથન કર્યો છે એ પ્રમાણે કર્મ કર્તૃભાવના ભેદથી જીવ અને ઇશ્વરનો સ્પષ્ટ ભેદ છે. વળી એમાંજ "अनुपश्यन्ति" ક્રિયાનું કર્મ બ્રહ્મ કહ્યું છે; એથી પણ જણાય છે કે જીવ બ્રહ્મનો ભેદ જણાય છે. ૪.

## शब्दविशेषात् ॥ ५ ॥

पद०—शब्दविशेषात् ॥

અર્થ શબ્દ પણ જીવાત્માને માટેજ વિશેષ જણાય છે. જેમકે

अनेनजीवेनात्मनानुप्रविश्यनामरूपेव्याकरवाणि ॥
छां० ६ ॥ ३ ॥ २ ॥

આ જીવરૂપ આત્મા વડે પ્રવેશ કરીને નામરૂપનેકરૂં. આ ઠેકાણે કોઇ લોક એમ પણ શંકા કરે છે કે-શું બ્રહ્મ જીવરૂપ થઇને પોતે શરીરમાં પ્રવેશ કર્યો? એનો ઉત્તર એટલોજ કે જીવને આત્મા આ ઠેકાણે એવા અભિપ્રાયથી કહ્યો છે કે "જીવ બ્રહ્મનુ સ્વંત્વ એટલે કે પોતાની વસ્તુ છે એ માટે આત્મા શબ્દથી કથન કર્યો છે". જ્યાં અનાદિ જીવ માનીને પુણ્ય પાપની વ્યવસ્થા કરી છે ત્યાં સ્વામી શંકરાચાર્યજીએ પણ જીવને અનાદિકાલથી બ્રહ્મથી જુદો માન્યો છે; અસ્તુ. પ્રકૃતમા એમ છે કે કર્ત્તા ભોક્તા સંસારી આત્માને માટે અસાધારણ જીવ શબ્દ જણાય છે. અને પરમાત્માના તો ઇશ, બ્રહ્મ, સર્વજ્ઞ, આદિ નામ છે. જેમકે.—

प्रणवोधेनुःशरोह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ॥
अप्रमत्तेन वेद्धव्यंशरवत्तन्मयोभवेत् ॥ मु० २ ॥ ४ ॥

ઈત્યાદિ વાકયોમાં બ્રહ્મથી ઇશ્વરનુ ગ્રહણ છે એ પ્રમાણે જીવ ઇશ્વર બોધક શબ્દોના ભેદથી પણ જીવ ઇશ્વરનો ભેદ છે.

## स्मृतेश्च ॥ ६ ॥

पद०—स्मृतेः ॥ च ॥

અર્થ– સ્મૃતિથી પણ જીવ ઇશ્વરનો ભેદ જણાય છે. મનોમયવાકયના નિર્ણયને માટે જો આ અધિકરણ હોત તો સ્મૃતિથી ભેદ બોધન કરવાની શી આવશ્યકતા હતી?

અર્થ—હે અર્જુન! ઈશ્વર સર્વ જીવોના હૃદયમા રહે છે અને પોતાની માયા વડે સર્વને પોતાના નિયમ મુજબ ભ્રમાવે છે આ પ્રમાણે સ્પષ્ટ ભેદનુ વર્ણન કરીને સ્વામી શંકરાચાર્યજી લખે છે કે એ ભેદ તો કલ્પિત છે આશય એ નીકળ્યો કે વેદાન્તમા અને ગીતામા કલ્પિત ભેદ માનેલો છે, તો પછી જ્યારે એના ઉત્તરમા એમ કેહેવામા આવે છે કે જ્યા ઉપનિષદોમા અભેદ ઉપાસના કથન કરેલી છે ત્યા શાતિને મ ટે છે, વાસ્તવમા તેતે વચનોમા અભેદ નથી એ પ્રત્યુત્તર શામાટે દુ સહ લાગે છે! ૬

સ ગતિ—

अणोरणीयान् महतोमहीयानात्मास्यजन्तोर्निहितो गुहायाम् ॥
तमक्रतुः पश्यतिवीतशोको धातुःप्रसादान्महिमानमात्मनः ॥क०१॥२०

અર્થ—નાનાથી નાનો અને મોટાથી મોટો જીવાત્માની બુદ્ધિરૂપ ગુફામા એવો આત્મા સ્થિર છે, તેને જીવાત્મા વીત શોક થઈને જુવે છે ઈત્યાદિ પ્રમાણોથી નિશ્ચય થાય છે કે બ્રહ્મજ અણુરૂપ થઈને સર્વ પ્રાણિયોના હૃદયમા સ્થિર થયેલો જીવ સજ્ઞક છે તો પછી જીવ બ્રહ્મનો ભેદ કેવી રીતે? સૂત્રના પૂર્વાર્દ્ધમા એ પૂર્વપક્ષ છે અને ઉત્તરાર્દ્ધમા એનો ઉત્તર છે જેમકે —

## अर्भकौकस्त्वात्तद्व्यपदेशाच्चनेतिचेन्न निचाय्यत्वादेवंव्योमवच्च ॥ ७ ॥

पद० —अर्भकौकस्त्वात् ॥ तद्व्यपदेशात् ॥ च ॥ न ॥
इति ॥ चेत् ॥ न ॥ निचाय्यत्वात् ॥ एवम् ॥ व्योमवत् ॥ च ॥

અર્થ—अणोरणीयान् ઈત્યાદિ વાક્યોમા અલ્પસ્થાનવાળો નિરૂપણ કરવાથી જીવનુ કથન જણાય છે, એ માટે જીવ બ્રહ્મનો ભેદ નથી સિદ્ધ થતો એ પૂર્વપક્ષનો ઉત્તર સૂત્રકાર એજ સૂત્રમા આપે છે કે "निचाय्यत्वात्" ધ્યાનાર્થ હૃદયરૂપમા અણુરૂપથી પરમેશ્વરનુ વર્ણન કર્યુ છે જેવી રીતે મહાકાશનેજ ગિરિદેશમા વ્યાપક હો-

વાથી ગિરિગુહાકાશ કહેવાય છે, અને તે દેશના આકાશનો બોધકરવા મહાકાશનુંજ નામફેર રાખેલું છે. એજ પ્રમાણે તે પરમાત્માને જીવાત્માના અંતઃકરણરૂપી ગુફામાં અલ્પસ્થાનવાળો કહ્યો છે. (અર્ભક નામ અલ્પનું છે અને ઓક એ સ્થાનનું નામ છે. અલ્પ છે સ્થાન જેનું તેને અર્ભકૌક કહેવાય છે. તે પરમાત્માનું નામ અર્ભકૌક છે) પણ વાસ્તવમાં અર્ભકૌક એટલા માટે નથી કે ફક્ત ધ્યાનાર્થેજ તેને અનુરૂપ વર્ણન કર્યો છે. ૭.

સંગતિ—એ પ્રમાણે જ્યારે પરમાત્મા હૃદયદેશમાં છે ત્યારે તો તેને સુખ દુઃખની પ્રાપ્તિ પણ થવી જોઇએ? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## संभोगप्राप्तिरितिचेन्न वैशेष्यात् ॥ ८ ॥

पद०—संभोगप्राप्तिः ॥ इति ॥ चेत् ॥ न ॥ वैशेष्यात् ॥

અર્થ—સુખ દુ.ખની પ્રાપ્તિ પરમાત્માને એટલા માટે નથી થતી કે તે જીવથી વિશેષ છે, અર્થાત્ જીવ સુખ દુઃખનો ભોક્તા છે અને તે પરમાત્મા સાક્ષીરૂપે સ્થિર છે; એટલી પરમાત્મામાં વિશેષતા છે. આ સૂત્રના ભાષ્યમાં સ્વામી શંકરાચાર્યજીએ "वैशेष्यात्" એ પદનો એવોજ અર્થ કર્યો છે કે જે અમે કર્યો છે. પણ આ ઠેકાણે તેમના મતમાં શંકા એટલીજ થાય છે કે તેના એકાત્મવાદમાં જીવ બ્રહ્મનો ભેદ કયાંથી આવ્યો? કે જે આ સૂત્રમાં તેઓશ્રીએ માન્યો છે? અને વળી ભેદવાદીઓને તો આ ઠેકાણે ઘણાજ અવાચ્ય શબ્દો કહ્યા છે જેમકે "જે જીવ ઇશ્વરનો ભેદ કહે છે તે 'देवानांप्रियः प्रष्टव्यः" તે મૂર્ખને પુછવું જોઇયે કે તે એકાત્મા કેવી રીતે જાણ્યો? (હવે *આવો ઉચ્ચાર ભેદવાદીઓ પ્રત્યે કરવો એ એક આચાર્યને યોગ્ય* નથી.) જો કહે કે तत्त्वमसि ॥ अहंब्रह्मास्मि ॥ ઇત્યાદિ વાક્યોથી; તો વળી તેઓ પાછા અર્ધજરતીય ન્યાય શામાટે કરે છે? અર્થાત્ ભેદ પણ માને છે અને અભેદ પણ માને છે?"

આ ઠેકાણે સ્વામી શંકરાચાર્યનો અવો ઉત્તર સૂત્રના અક્ષરોથી સર્વથા વિરૂદ્ધ છે; તેમજ અત્યન્ત શિથિલ છે. કેમકે પૂર્વપક્ષી

અર્ધજરતીય કરતો નથી પરંતુ અર્ધજરતીય તો અદ્વૈતવાદીઓના મતમાં છે, કે તેજ બ્રહ્મને જીવ માને છે અને વળી તેજ બ્રહ્મને અભોક્તા માને છે.

સ્વામી રામાનુજાચાર્યએ સંગતિને અનુસાર યથાવસ્થિત અર્થ કર્યો છે કે પુણ્યપાપ રૂપ કર્મોને વશીભૂત ન હોવાથી ઈશ્વર ભોક્તા નથી. ૮.

સંગતિ—યદિ બ્રહ્મ ભોક્તા નથી તો પછી કઠોપનિષદ્‌માં ભોક્તા કેમ કહ્યો છે? જેમકે:—

यस्य ब्रह्म च क्षत्रंचोभे भवत ओदनम् ॥
मृत्युर्यस्योपसेचनं कइत्थावेदयत्रसः ॥ कठ० १ ॥ २ ॥ २५

અર્થ—જે બ્રહ્મનુ બ્રાહ્મણ, ક્ષત્રિય આદિ મનુષ્યમાત્ર ઓદન સ્થાનીય છે અને સર્વનો ભક્ષણ કર્તા મૃત્યુ જે બ્રહ્મનું શાકાદિરૂપ છે, તેવા બ્રહ્મને દુરાચારી પુરૂપ જાણી શકતો નથી. અર્થાત્ દુર્વિજ્ઞેય છે. એ વાકયમાં બ્રહ્મને ભોક્તા કહ્યો છે. તો પછી કેમ કહી શકાય કે બ્રહ્મ અભોક્તા છે? ઉત્તર.

૨ અત્તા-ધિકરણ.

## अत्ता चराचरग्रहणात् ॥ ९ ॥

पद०—अत्ता ॥ चराचरग्रहणात् ॥

અર્થ—"अत्ता" ચરાચરનો ગ્રહણ કર્તા હોવાથી પરમાત્માને ભોક્તા કહ્યો છે. વાસ્તવમાં પરમાત્મા કોઈ વસ્તુનો ભક્ષણ કર્તા નથી, કેમકે કઠોપનિષદ્‌માં આ વાતની પેહેલાં એવી વાતનું પ્રકરણ ચાલે છે કે તે બ્રહ્મને દુરાચારી પુરૂપ જાણી શકતો નથી. અર્થાત્ આચારભ્રષ્ટ હોવાથી દુરાચારીનું મન અને દ્રષ્ટિ એવી નથી હોતી કે જેવી સદાચારીની હોય છે

अशरीरंशरीरेषु अनवस्थेष्ववस्थितम् ॥
महान्तंविभुमात्मानं मत्वाधीरो न शोचति ॥ कठ १ ॥ २ ॥ २२

અર્થ—શરીરધારીમાં અશરીરી, સ્થિરતા રહીત પદાર્થોમાં

જે સ્થિર વિભુ પરમાત્મા છે, તેને જાણવાવાળો ધીર પુરૂષ શોક કરતો નથી; એ નિરાકાર બ્રહ્મનું પ્રકરણ છે, માટે જણાય છે કે આ ઠેકાણે ભક્ષણથી તાત્પર્ય ચરાચર ગ્રહણનું છે. એજ વાતને સૂત્રકાર સ્પષ્ટ કરે છે કે:—

## प्रकरणाच्च ॥ १० ॥

पद०—प्रकरणात् ॥ च ॥

અર્થ—પ્રકરણથી પણ અત્તા શબ્દનો આશય ચરાચર ગ્રહણ કર્ત્તાનોજ થાય છે.

સંગતિ—જો ઉપનિષદોમાં અભેદ નથી તો આપજ બતાવો કે ભેદ વર્ણન સ્પષ્ટતાથી કયા ઉપનિષદ્‌માં અને કયા શ્લોકથી છે? ઉત્તર—

૩ ગુહાપ્રવિષ્ટા ધિકરણ.

## गुहांप्रविष्टावात्मानौ हि तद्दर्शनात् ॥११॥

पद०—गुहां ॥ प्रविष्टौ ॥ आत्मानौ ॥ हि ॥ तद्दर्शनात् ॥

અર્થ—અંતઃકરણરૂપી ગુફામાં જીવ ઇશ્વરરૂપી બે આત્મા દેખાવાથી જીવઇશ્વરમાં ભેદ છે.

ऋतंपिबन्तौसुकृतस्यलोके गुहांप्रविष्टौ परमेपरार्द्धे ॥
छायातपोब्रह्मविदोवदन्तिपञ्चाग्नयोयेच त्रिणाचिकेता कठ०१॥३॥१॥

અર્થ—કર્મના ફલ ભોગવતા સુકર્મરૂપી લોકમાં અર્થાત્ સુંદરકર્મની દશામાં અંતઃકરણરૂપી ગુફામાં પ્રવિષ્ટ થયેલા જીવ અને પરમાત્મા બંને રહે છે; અને તાપ અને છાયાની પેઠે પરસ્પર ભિન્ન ભિન્ન સ્વરૂપવાળા છે. છાયા અને આતપ શબ્દથી એટલું તો સિદ્ધ કરી દીધું છે કે બંને એક વસ્તુ નથી. પંચાગ્નિ વિદ્યોપાસના કરવાવાળા અને ત્રણવાર જેણે નાચિકેત અગ્નિનું ચયન કર્યું છે એવા કર્મકાંડીએ ઉક્ત જીવ ઇશ્વરનો ભેદ કથન કરે છે; અને એજ ભેદનું સૂત્રકાર કથન કરે છે. ૧૧.

સંગતિ—ઉક્ત પ્રકારથી ઇશ્વરમાં ભોક્તા થવાની શંકા બનીજ રહે છે. કેમકે ઉક્ત સૂત્ર અને ઉપનિષદ્‌માં કર્મનું ફલપાન કર્ત્તા જીવ ઇશ્વર બંનેનું કથન કરેલું છે. એ શકાની નિવૃત્તિને માટે અને ઉક્ત ભેદને પ્રમાણાન્તરથી દૃઢ કરવાને માટે સૂત્રકાર કહે છે.

## विशेषणाच्च ॥ १२ ॥

पद०—विशेषणात् ॥ च ॥

અર્થ—જીવ અને ઇશ્વર બંનેના વિશેષણો પણ ભિન્ન ભિન્ન છે; એથી પણ જીવ અને ઇશ્વરનો ભેદ જણાય છે. જેમકે:—

आत्मानंरथिनंविद्धि शरीरंरथमेवतु ॥ क० १ ॥ ३ ॥ ३॥

ઇત્યાદિ વચનોથી જીવાત્માને શરીરરૂપી રથવાળો કહ્યો છે; એ માટે જીવાત્માનું શરીરી એ વિશેષણ છે. અને પરમાત્માને:—

अशब्दमस्पर्शमरूपमव्ययम् क० २ ॥ ३ ॥ १५ ॥

ઇત્યાદિ વચનોમાં અશરીરી, અવ્યય કહ્યો છે. એ પ્રમાણે ઉક્ત વચનોમાં પરમાત્માનું ગંતવ્ય વિશેષણ છે અને જીવાત્માનું ગન્તા એટલે પ્રાપ્ત થવાવાળો એ વિશેષણ છે.

विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः ॥
सोऽध्वनःपारमाप्नोतितद्विष्णोः परमंपदम् ॥ कठ० १ ॥३॥ ९ ॥

એ વચનમાં 'સ્વાધીન મનવાળો' એ જીવાત્માનું વિશેષણ છે, અને પરમાત્માને પરમપદરૂપ સંસાર માર્ગના પાર કથન કર્યા છે. એ પ્રમાણે વિશેષણોના ભેદથી જીવ ઇશ્વરનો ભેદ છે. કયાં સુધી જીવ ઇશ્વરભેદક વિશેષણોનું કથન કરીએ! જુઓ:-

तंदुर्दर्शं गूढ मनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् ॥
अध्यात्म योगाधिगमेनदेवं मत्वाधीरोहर्षशोकौ जहाति॥क० १।२।१२

અર્થ—અતિ સૂક્ષ્મ હોવાથી દુર્વિજ્ઞેય તથા गुढमनुप्रविष्टम् ॥ એટલે જે સૂક્ષ્મ હોવાથી ગુપ્ત રીતિથી હૃદયમાં પ્રવિષ્ટ છે. गह्वरेष्ठम् ॥

એટલે બહુ ગેહેરાઇમાં સ્થિર છે એવા પરમાત્માને આત્મિક યોગથી અર્થાત્ જ્ઞાનયોગથી જાણીને ધીર પુરૂષ હર્ષશોક છોડી દેછે. અધિક શું લખીએ, ઋગ્વેદમાં પણ એ વાતને સ્પષ્ટ કરી દીધી છે કેઃ—

द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिपस्वजाते ॥
तयोरन्यःपिप्पलं स्वाद्वत्यनश्नन्न्यो भिचाकशीति॥ ऋ० २॥३॥१७,

અર્થ—જે પ્રકારે ફ્લાર્થી પક્ષી વૃક્ષનો આશ્રય કરે છે તે પ્રકારે જીવ ઇશ્વરરૂપી પક્ષીઓએ પ્રકૃતિરૂપી વૃક્ષનો આશ્રય કરેલો છે. આ ઠેકાણે શંકા થાય છે કે ત્યારે શું જીવની પેઠે ઇશ્વર પણ ફ્લ ભોક્તા છે? એનો ઉત્તર મંત્રના ઉત્તરાર્ધમાં એવી રીતે આપ્યો છે કે—બંનેમાંથી જીવ કર્મના ફ્લનો ભોક્તા છે અને ઈશ્વર સાક્ષી રૂપ છે. ઉક્ત વેદમંત્રમાં જીવનું ભોક્તા વિશેષણ છે અને ઈશ્વરનું સાક્ષીરૂપે નિયન્તા થવું એ વિશેષણ છે એ કથનથી ऋतंपिवन्तौ એ વચનનો પણ ઉત્તર આવી ગયો કે આ ઠેકાણે દ્વિવચનથી એવો ભાવ નથી નિકળતો કે બંને ફ્લભોક્તા છે. કિન્તુ छत्रिणोयान्ति॥ છત્રિવાળાઓ જાય છે, એ પ્રમાણે જીવના ફ્લ ભોક્તા હોવાનાં કારણને લીધે ઇશ્વરમાં પણ ઉપચારથી કથન કરેલું છે. વેદ ભગવાને એ વાત સ્પષ્ટ કરી દીધી કે ઇશ્વર ભોક્તા નથી; અસ્તુ. ભોક્તા હોવાનું પ્રકરણ તો પ્રસગ સંગતિથી આવી ગયું પણ મુખ્ય પ્રકરણ જીવ ઇશ્વરના ભેદનું છે, તે ઉક્ત વેદમંત્રથી સિદ્ધ છે. કેટલાએક લોક આ મંત્રમાં બુદ્ધિ અને જીવનો અર્થ કરે છે કે (બુદ્ધિ) અંતઃકરણમાંજ ભોકતૃત્વ છે, અને જીવ ચેતન સાક્ષીરૂપ છે. પણ ઉક્ત અર્થ કરવાથી सयुजौ અને सखायौ એ બંને વિશેષણ વ્યર્થ થઇ જાય છે—सयुजौ નો અર્થ બન્ને અનાદિ છે, અને सखायौ નો અર્થ ઉપાસ્ય ઉપાસક રૂપથી બંને મિત્ર છે. બુદ્ધિ સાદિ છે માટે સદૈવ સાથે રહી શકતી નથી. અને બુદ્ધિ જડ હોવાથી ઉપાસ્ય ઉપાસક રૂપથી મિત્ર પણ કહી શકાય એમ નથી. ગમે તેમ કોઈ અર્થાભાસ કેમ ન કરે પરંતુ ઉક્ત મંત્રનો અર્થ તો તેજ થાય છે કે એક પ્રકૃતિરૂપ વૃક્ષમાં જીવઇશ્વરરૂપ બે પક્ષી રહે છે, તેમાં જીવ ભોક્તા છે અને ઇશ્વર સાક્ષીરૂપ છે. આ ઠેકાણે એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, મુંડકોપનિ-

પદ્દના ઉત્તર શ્લોકમાં ક્રમથી એવું વર્ણન કરેલું છે કે અવિદ્યાના કારણથી જીવમાં ભોક્તાપણું છે, વાસ્તવમાં નથી. તે શ્લોકમાં એમ છે કે:-

समानेवृक्षे पुरुषोनिमग्नोऽ नीशयाशोचति मुह्यमानः ॥

जुष्टं यदापश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥ ३॥ १ ॥२॥

અર્થ—સમાન વૃક્ષમાં સ્થિર પુરૂષ અજ્ઞાનથી મોહ પામીને શોક કરે છે જ્યારે તે પોતાથી ભિન્ન જે ઇશ્વર છે તેનું અને તેના મહિમાનું ચિંતવન કરે છે ત્યારે શોકરહિત થાય છે. માયાવાદી લોક આ ઉપનિષદ્ વાકયથી એવો અભિપ્રાય કહાડે છે કે, अनीशया જે લખ્યું છે તેનાથી અવિદ્યાથી મોહ પામેલા થાય છે. સાર એવો છે કે તે બંને ચેતનનું જે મંત્રમાં ભિન્ન ભિન્ન વર્ણન કર્યું છે તે ઉપાધિના કારણથી છે, વાસ્તવમાં ભેદ નથી! આ અર્થ તે ઉપનિષદ્દના આશયથી સર્વથા વિરૂદ્ધ છે; કેમકે એ શ્લોકના ઉત્તરાર્ધમાં यदापश्यत्यन्यमीशम् ॥ જેનો અર્થ સ્પષ્ટ એવો છે કે જ્યારે પોતાથી ભિન્ન ઇશ્વરને જુવે છે ત્યારે વીતશોક થાય છે. એથી પરિણામ એવું આવે છે કે ભેદજ્ઞાન જ મોહ શોકાદિની નિવૃત્તિનું કારણ છે. પછી એમ કેમ કહી શકાય કે પ્રથમાવસ્થામાં અવિદ્યાથી મુહ્યમાન હતો! અને શ્લોકના અર્ધ ભાગમાં જ્ઞાનાવસ્થાનું વર્ણન કર્યું છે! કારણકે શં० આ० ના મતમાં તો ભેદ જ્ઞાન આવિદ્યક છે. તો એનાથી વિપરીત જેમકે तत्रकोमोह कः शोकएकत्वमनुपश्यतः ॥ य० ४० ॥ मं० ॥ ७ ॥ ઇત્યાદિ મંત્રોના ભાષ્યમાં માયાવાદી ભાષ્યકાર આત્મત્વથી ઇશ્વર જ્ઞાનને અર્થાત્ "હું બ્રહ્મ છું" એ જ્ઞાનને શોક મોહની નિવૃત્તિનું કારણ બતાવે છે; એ પ્રકારે એ ઉપનિષદ્નો અર્થ તેને અનુકૂલ પડતો થતો નથી. જો એમ શંકા કરીએ કે:-

यदापश्यः पश्यतेरुक्मवर्णं कर्त्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ॥

तदाविद्वान्पुण्यपापेविधूय निरञ्जनः परमंसाम्यमुपैति ॥ मुंड० ३॥३॥

આ શ્લોકમાં અભેદ જ્ઞાનથી જીવનું બ્રહ્મરૂપ થવું બતાવેલું છે. અને બીજા શ્લોકમાં કેવલ શોકની નિવૃત્તિ માત્ર બતાવી છે જે ભેદજ્ઞાનથી બની શકે છે. અને આ તૃતીય શ્લોકમાં तदाविद्वान् पुण्यपापेविधूय निरञ्जनः परमंसाम्यमुपैति ॥ જ્યારે સર્વ જગતના

" ब्रह्मयोनिम् " અભિન્નનિમિત્તોપાદાનકારણ બ્રહ્મને, સર્વાત્મરૂપે કરીને કાર્ય કારણરૂપ સમજી લેછે ત્યારે નિષ્કલંક થઇને परमसाम्य मुपैति ॥ બ્રહ્મરૂપ થઇ જાય છે! તો એનો ઉત્તર એજ છે કે એ તૃતીય શ્લોકમાં પણ જે " कर्तारमीशंपुरुषं ब्रह्मयोनिम् " એવું કહ્યું છે તેનો અર્થ એજ થાય છે કે. જગત્કર્ત્તા ઈશ્વરને જાણીને બ્રહ્મની સામ્યતાને પામે છે. માયાવાદિયોના મતમાં જગત્કર્તૃત્વ બ્રહ્મમાં નથી; એ માટે એ શ્લોક તેમના અદ્વૈતવાદની સર્વથા વિરૂદ્ધ છે. શ્લોકાર્થ તો એમ છે કે, જ્યારે દૃષ્ટા મુમુક્ષુ તે પ્રકાશરૂપ બ્રહ્મને જ્ઞાનદૃષ્ટિથી જુવે છે, કે જે બ્રહ્મ જગતનું કારણરૂપ છે, ત્યારે તે વિદ્વાન પાપ પુણ્ય રહિત થઇને અર્થાત્ નિષ્પાપ થઇને બ્રહ્મની સદૃશ થઇ જાય છે. અર્થાત્ બ્રહ્મનો સ્વભાવ જે આનંદાદિ છે, તેને પ્રાપ્ત કરે છે. એટલા અંશમાં બ્રહ્મસદૃશ કેહેવાય છે.

શ્રીભાષ્યાચાર્યજીએ એના જેવા ભાવને 'તદ્ધર્મતાપત્તિ'શબ્દથી કહ્યો છે; અને બીજા વાદીઓ કોઇ દેહના વિલયને, કોઇ જ્ઞાનાભાવને અને માયાવાદી લોક ઉપાધિ નૈમિત્તિક જે જીવપણું છે તેના લયને મુક્તિ કહે છે. પૂર્વોક્ત સર્વ વાદીઓની મુક્તિનું ખંડન કરીને સ્વામી રામાનુજાચાર્ય વેદાંતિયોની મુક્તિ એવી રીતે નિરૂપણ કરે છે કે, અનંત કલ્યાણ ગુણોની રાશી જે બ્રહ્મ, તેના તત્ત્વજ્ઞાનથી જે બ્રહ્મ સદૃશભાવ જીવમાં થાય છે જેનાથી જીવના અજ્ઞાનાદિમલ નાશ પામે છે એવા ભાવોથી સંયુક્ત થઇને બ્રહ્મસ્થ થવું તેનું નામ મુક્તિ કહ્યું છે; અને એજ પ્રકારે મુક્તિ " ममसाधर्म्यमागता " એ ગીતાના વચનથી જણાય છે. જો કોઈ એમ શંકા કરે કે ગીતામાં તો શ્રી કૃષ્ણજીએ પોતાના ભાવને પ્રાપ્ત થવાવાળા પુરૂષને મુક્તિની પ્રાપ્તિ કહી છે અને શ્રી કૃષ્ણ પોતે અવતારરૂપ હોવાથી સાકાર હતા તો સાધર્મ્યથી પણ સાકારોપાસકનીજ મુક્તિ સિદ્ધ થાય છે? તો એનો ઉત્તર એ છે કે શ્રી કૃષ્ણજીનો "मम' શબ્દથી પોતાનો તાત્પર્ય નથી કિન્તુ ઈશ્વરનું તાત્પર્ય છે. જેમકે ઈન્દ્ર પ્રાણાધિકરણમાં नवक्तुरात्मोपदेशात्॥ ब्र० १॥ १॥ २९॥ ઇત્યાદિ સૂત્રોથી સ્પષ્ટ કરી દીધું છે કે અસ્મદ્ શબ્દનો અર્થ આ ઠેકાણે ઈશ્વર પરક છે. ગીતામાં એવા ભાવથીજ કૃષ્ણજી પોતાને ઈશ્વર રૂપે કથન કરે છે-૧૨.

સંગતિ—જ્યારે ઇશ્વર અને જીવનું સાધર્મ્ય અને વૈધર્મ્યથી સાલક્ષણ્ય અને વૈલક્ષણ્ય માનવામાં આવે છે, તો શંકા એ થાય છે કે અવિશેષ ઇશ્વિર સર્વગત હોઇ શકે નહિ, અને જો સર્વગત છે તો તેનો જીવથી ભેદ થઇ શકે નહિ? એના ઉત્તરમાં આ અન્તરાધિકરણ ચાલે છે.

૪ અંતરાધિકરણ.

## अन्तर उपपत्तेः ॥ १३ ॥

पद०- अन्तरे ॥ उपपत्तेः ॥

અર્થ—પરમાત્મા સર્વ વસ્તુની અંતર્ગત રહી શકે છે, યુક્તિ હોવાથી-તેયુક્તિ એ છે કે મૂર્ત પદાર્થોમાં એવો વિરોધ આવે છે કે બે વસ્તુ એક સ્થાનમાં રહી શક્તી નથી અને પરમાત્મા અમૂર્ત છે, માટે તેમાં ઉક્ત દોષ આવી શકતો નથી. ૧૩

## स्थानादिव्यपदेशाच्च ॥ १४॥

पद०- स्थानादिव्यपदेशात् ॥ च॥

અર્થ—બૃહદારણ્યક ઉપનિષદ્‌માં અન્તર્યામિ બ્રહ્મમાં પૃથિવી-આદિ સ્થાનોમાં પરમાત્માનું સર્વવ્યાપક હોવું વર્ણન કર્યું છે, જેમકે-

यःपृथिव्यांतिष्ठन्पृथिव्यामन्तरोयं
पृथिवीनवेदयस्यपृथिवीशरीरम् ॥ बृ० ३॥७॥ ३ ॥

અર્થ—જે પૃથિવીમાં રહે છે અને પૃથિવીની અંતર્ગત રહિને નિયમન કરે છે, જેને પૃથિવી જાણી શક્તી નથી અને પરમાત્માને વશીભૂત હોવાના કારણથી પૃથ્વીઆદિ જેનું શરીર કહ્યું છે, તે આત્મા અન્તર્યામી, અમૃત છે. સ્વામી શંકરાચાર્યજીએ એ સૂત્રથી મૂર્તિ પૂજા સિદ્ધ કરી છે જેમકે:— જે પ્રમાણે પૃથ્વીમાં પરમાત્મા વ્યાપક છે તે પ્રમાણે મૂર્ત શાલગ્રામાદિમાં પણ વ્યાપક છે. પરંતુ વ્યાપક હોવાથી શાલગ્રામ બુદ્ધિથી પૂજન કરવું એતો કદી પણ ઠીક નથી; સર્વવ્યાપક હોવાથી કાંઇ ઇશ્વરનું જડ વસ્તુઓ સાથે તાદાત્મ્યપણું થતું નથી. જેમકે:— ૧૪

## सुखविशिष्टाभिधानादेवच ॥ १५ ॥

पद०- सुखविशिष्टाभिधानात् ॥ एव ॥ च ॥

અર્થ --પરમાત્માને જે આનંદમયાદિ સુખ વિશિષ્ટ કથન કર્યાં છે તેનાથી પણ, સર્વગત હોવાનો આશય, સર્વ વસ્તુ તાદાત્મ્ય અર્થાત્ પાષાણાદિ સ્વરૂપ થવાનો નથી કિંતુ સર્વગત થવાનો છે; અન્યથા જે જે વસ્તુઓની સાથે મળશે તે તે રુપ થવાથી તે તે વસ્તુઓના દોષ પણ બ્રહ્મને લાગશે. ૧૫

## श्रुतोपनिषत्कगत्यभिधानाच्च ॥ १६ ॥

पद०- *श्रुतोपनिषत्कगत्यभिधानात्* ॥ च ॥

અર્થ—જે પુરુષે ઉપનિષદ્ સાંભળ્યાં છે તેની ગતિ પરમાત્મામાં વિધાન કરી છે; એથી પણ જણાય છે કે અન્તર્યામી સર્વાન્તર્ગત પુરૂષનું તાદાત્મ્ય સર્વ વસ્તુઓમાં નથી જણાતું. આ સૂત્રથી એટલી વાત સ્પષ્ટ થઇ કે "स्थानव्यपदेशाच्च" એ સૂત્રમાં શાલગ્રામાદિ સ્થાનમાં ઈશ્વરની પૂજા કરવાનો અભિપ્રાય નથી. જો તેમ હોતતો આ સૂત્રમાં એવું ન કહેત કે શ્રુતોપનિષદ્ પુરૂષોનીજ ગતિ પરમાત્મામા થાય છે અન્યથા જો મૂર્તિ પૂજાથી તે પરમાત્માની પૂજા થતી હોત તો મૂર્ખથી પણ મૂર્ખની ગતિ તેમાં હતી તો પછી ઉપનિષદ્ના શ્રોતાઓનીજ ગતિ તેમાં કેમ કહી? એ કથન એ વાત સિદ્ધ કરે છે કે પરમાત્મા સર્વગત છે અને એજ આ અધિકરણનો આશય છે ૧૬

સંગતિ—નિરાકાર ચેતન હોવાથી જીવપણ સર્વ ગત થઈ શકે છે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## अनवस्थितेरसम्भवाच्च नेतरः ॥ १७ ॥

पद०- अनवस्थितेः असम्भवात् ॥ च ॥ न ॥ इतरः ॥

અર્થ—સર્વ સ્થાનમાં નહિ હોવાથી અને અસંભવ હોવાથી પણ જીવાત્મા સર્વગત થઈ શકતો નથી.

સંગતિ--જે પૃથિવ્યાદિ સ્થાનોમાં કથન કર્યો છે તે પરમાત્મા નથી કિંતુ તે તો ભૂતાભિમાની દેવતા છે? ઉત્તર.

५ अन्तर्याम्य-
धिकरण

## अन्तर्याम्यधि दैवादिषु तद्धर्मव्यपदेशात् ॥ १८ ॥

पद०— अन्तर्याम्यधिदैवादिषु ॥ तद्धर्मव्यपदेशात् ॥

અર્થ—પૃથિવ્યાદિકોમાં જે અન્તર્યામી કહયો છે તે પરમાત્મા છે કોઇ અન્ય વિશેષ દેવતા નથી. કેમકે પરમાત્માના ધર્મજ અન્તર્યામી બ્રહ્મમાં કહેલા છે. તે ધર્મ એ છે કે—"

अन्तर्यामित्व सर्वज्ञत्व, य अन्तरोयमयति, सर्व नियन्तृत्व अमृतत्व"

ઇત્યાદિ ધર્મ પરમાત્માનાજ હોઇ શકે છે પરંતુ પરમાત્માથી ભિન્ન કોઇ દેવાદિના નથી. ૧૮

સંગતિ—જડ જગતનુ ઉપાદાન કારણ જે પ્રકૃતિ તેના એ ધર્મ થઇ શકે છે અને તેના સ્વભાવથીજ આ રચના થાયછે, એ માટે સર્વ નિયન્તૃત્વ અને પરિણામી નિત્ય હોવાથી અમૃતત્વાદિ ધર્મ જેના કથન કર્યા છે તે પ્રકૃતિ સ્માર્ત શબ્દથી કહેવાયલી છે? એ પૂર્વ પક્ષનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## नचस्मार्त्त मतद्धर्माभिलापात् ॥ १९ ॥

पद०— न । च । स्मार्तम् ॥ अतद्धर्माभिलापात् ॥

અર્થ—સ્મૃતિમાં નિરૂપિત જે અવ્યક્ત તેનો અન્તર્યામી બ્રાહ્મણમાં કહ્યો નથી કિંતુ આત્મા શબ્દથી તે અંતર્યામી પુરૂષનું કથન કરેલુ છે અને આત્માશબ્દ આ ઠેકાણે ચિદ્વસ્તુનોજ બોધક છે અચિદ્વસ્તુનો બોધક નથી, યોગી પુરૂષનો જીવાત્મા અન્તર્યામી થઇ શકે છે કાંઇ પરમાત્મા થઇ શકતો નથી. તેનું વર્ણન આગળનાં સૂત્રમાં. ૧૯

## शरीरश्चोभयेऽपिहिभेदेनैनमधीयते ॥२० ॥

पद०— शरीरः ॥च॥ उभये ॥अपि॥ हि ॥भेदेन॥ एनम्॥ अधीयते॥

અર્થ—બન્ને શાખાઓમાં જીવ અને પરમાત્માનો ભેદજ કહયો છે. જેમકે :—

यआत्मनितिष्ठन्नात्मनोन्तरो यमात्मानवेद यस्यात्माशरीरम्
॥ बृ ३ । ७ । २२ ॥ माध्यंदिने

અર્થ—જે આત્મામાં રહે છે અને જીવાત્મા જેને જાણતો નથી અને જેનું જીવાત્મા શરીર છે અને જે જીવાત્માની આભ્યંતરથી પ્રેરણા કરીને નિયમન કરાવે છે. તે તારો આત્મા અન્તર્યામી મૃત્યુ રહિત છે. એવી રીતે માધ્યન્દિની શાખાવાળા માટે છે અને કાણ્વ શાખાવાળા "योविज्ञानेतिष्ठन्" એ પ્રકારે માને છે. એ પ્રમાણે ઉભય શાખાઓમાં જીવ પરમાત્માનો ભેદજ વર્ણવ્યો છે. એ માટે યોગી પુરૂષ પરમાત્મા થઈ શકતો નથી. જે અન્તર્યામી બ્રાહ્મણમાં નિરૂપણ કર્યો છે તેજ પરમાત્મા છે. ૧૦

સંગતિ—ઉક્ત ઉપનિષદ્‌ના શ્લોકોમાં પૃથ્વીઆદિને અન્તર્યામિ પુરૂષનાં શરીર વર્ણવ્યાં છે જેથી ઈશ્વર સાકાર સિદ્ધ થાય છે? તો એથી तत्तुसमन्वयात् ब्र० सू० ॥ १ ॥ १ ॥ ४ ॥ એ સૂત્રમાં જે નિરાકાર સમર્થન કરવાને પ્રતિજ્ઞા કરેલી તે ભંગ થાય છે? ઉત્તર—

૬-અદૃશ્યત્વાધિકરણ

अदृश्यत्वादि गुणको धर्मोक्तेः ॥ २१ ॥

પદ૦— अदृश्यत्त्वादिगुणकः ॥ धर्मोक्तेः ॥

અર્થ—ઇશ્વર અદૃશ્યત્વાદિ ગુણોવાળા છે નિરાકારના ધર્મો કેહેવાથી જેમકે:—

यत्तदद्रेश्यमग्राह्मम गोत्रम वर्णम चक्षुः श्रोत्रं तद पाणिपादम् ॥ नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिम्परिपश्यन्ति धीराः ॥ मु० १ ॥ ६ ॥ ६ ॥

અર્થ—તે પરમાત્મા ચક્ષુઆદિ ઇન્દ્રિયોનો વિષય નથી. અત એવ કર્મ ઇન્દ્રિય હાથ વિગેરેથી ગ્રહણ થઈ શકતો નથી, અવર્ણ-રૂપાદિથી રહિત છે, જ્ઞાનેન્દ્રિય ચક્ષુ શ્રોત્રાદિયોથી રહિત છે, હસ્ત પાદાદિ કર્મેન્દ્રિયથી રહિત છે, નિત્ય છે, વ્યાપક છે, સર્વગત છે,

અતિસૂક્ષ્મ છે, તે વિકાર રહિત સર્વ ભુતોનું કારણ છે. જેને ધીર પુરૂષો-જ્ઞાનીલોક-જ્ઞાનદૃષ્ટિથી જુવે છે. એ પ્રમાણે તેના અદૃશ્યત્વાદિ ધર્મ છે, માટે તે સાકાર નથી. અને શરીરનું નિરૂપણ એવા અભિપ્રાયથી છે કે પૃથ્વિઆદિ તે પુરૂષનાં સાધનો છે. જેમકે કર્મ કરવા માટે જીવનું શરીર સાધન છે. એ અભિપ્રાયથી પૃથ્વિઆદિને તેનું શરીર કહ્યું છે, વાસ્તવમાં બ્રહ્મ અશરીરી છે.

अशरीरं शरीरेष्वनवस्थेष्ववस्थितम् ॥

महान्तं विभुमात्मानं मत्वाधीरो न शोचति ॥ क० २ ॥१२॥

અર્થ — શરીરોમાં તે અશરીરી છે. અસ્થિર પદાર્થમાં તે સ્થિર છે, જે એ પ્રમાણે વિભુ પરમાત્માને જાણે છે તે પુરૂષ શોક કરતો નથી. ઈત્યાદિ ઉપનિષદ્ વચન ઈશ્વરને નિરાકાર હોવામાં પ્રમાણ છે. સ્વામી રામાનુજાચાર્યજીએ પણ પોતાના ભાષ્યમાં શરીર શબ્દનો એવો અર્થ કર્યો છે કે- પૃથિવ્યાદિ પરમાત્માને સ્વાધિન ચેષ્ટા કરે છે એટલા માટે શરીર કહ્યાં છે, વાસ્તવમાં તે પરમાત્મા (બ્રહ્મ) અશરીરી છે. ૨૧

સંગતિ — અદૃશ્યત્વાદિ ગુણોવાળો તો જીવ પણછે અને અવ્યક્ત પ્રકૃતિપણ અદૃશ્યત્વાદિ ગુણોવાળી છે, એટલા માટે અદૃશ્યત્વાદિ ધર્મ એ બંનેના થઇ શકે છે. અને ઉક્ત બંને જીવાત્મા અને પ્રકૃતિ જેમ સાકાર પણ થઇ શકે છે એજ પ્રમાણે ઈશ્વરપણ સશરીરી અને નિરાકાર પણ થઈ શકે છે? એનો ઉત્તર—

## विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ ॥ २२ ॥

पद०—विशेषणभेदव्यपदेशाभ्याम् ॥ च ॥ न ॥ इतरौ ॥

અર્થ—પરમાત્માનુંજ અમૂર્ત વિશેષણ હોવાથી અને અક્ષર શબ્દ વાચ્ય જે પ્રકૃતિ તેથી ભેદ એટલે નિરાળાપણું કહ્યું છે માટે પરમાત્માજ વાસ્તવમાં અશરીરીછે. પ્રકૃતિ અને જીવ અશરીરી નથી. ઉક્ત સૂત્રનું વિષય વાક્ય એવું છે કે:—

दिव्योह्यमूर्त्तः पुरुषः सबाह्याभ्यन्तरोह्यजः ॥

अप्राणो ह्यमना शुभ्रोह्यक्षरात्परतःपरः ॥ मु० २ ॥ १ ॥ २ ॥

અર્થ—કાર્ય માત્રથી પર જે અક્ષર પ્રકૃતિ, તેનાથી પણ પર અર્થાત્ કૂટસ્થ નિત્ય જે પરમાત્મારૂપી પુરૂષ છે તે અમૂર્ત છે, અપ્રાણ છે, અને બહાર તથા અંદર એક રસ છે ૨૨

સંગતિ—યદિ પૃથિવીઆદિ બ્રહ્મના વાસ્તવમા શરીર નથી તો પછી તેના શરીર રૂપે વર્ણન કેમ કર્યું ? એનો ઉત્તર સૂત્રકાર આપે છે

## रूपोपन्यासाच्च ॥ २३ ॥

पद०—रूपोपन्यासात् ॥ च ॥

અર્થ—રૂપકાલંકારથી પૃથ્વિ આદિને શરીર રૂપે વર્ણન કર્યું છે. જેમકે:—

अग्निर्मूर्द्धा चक्षुषी चन्द्रसूर्ये दिशः श्रोत्रे वाग्विवृत्ताश्चवेदाः
वायु प्राणो हृदयं विश्वमस्यपदभ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा
॥ मुं० ॥ २ ॥ ४ ॥

અર્થ—ઇત્યાદિ વચનોમાં રૂપકાલંકારથી અગ્નિઆદિને મુખાદિ અવયવે વર્ણન કર્યું છે શ્લોકાર્થ એમ છે કે અગ્નિ જે પરમાત્માનુ મુખરુપ છે, ચંદ્રમા અને સૂર્ય નેત્ર છે પૂર્વોત્તરાદિ દિશાએ એ પરમાત્માના શ્રોત્રરૂપ છે, વિવૃત્ત વેદ વાણી છે, વાયુ પ્રાણસ્થાની છે, અને સંપૂર્ણ વિશ્વ એ પરમાત્માનું હૃદયસ્થાનીય છે અને જે પુરૂષને પાદરૂપ પૃથિવીછે. તે પરમાત્મા સર્વ ભૂતોના અન્તરાત્મા છે એ પ્રકારે ઉપચારથી તે પરમાત્માના અવયવ વર્ણન કરેલા છે વાસ્તવમાં પરમાત્મા નિરાકાર છે ૨૩

સંગતિ—જો પરમાત્મા નિરાકાર છે તો પછી તેને વૈશ્વાનર રૂપથી કેમ વર્ણન કર્યું છે? ઉત્તર—

૭-વૈશ્વાનરાધિકરણ

## वैश्वानरः साधारणशब्दविशेषात् ॥२४॥

पद०—वैश्वानरः ॥ साधारणशब्दविशेषात् ॥

અર્થ—વૈશ્વાનર પરમાત્માનું નામ છે, કેમકે જઠરાગ્નિમા સાધારણ જે વૈશ્વાનર શબ્દ છે તેનાથી વિશેષતા વિષય વાકયમા દેખાય

છે. પ્રસંગ એવો છે કે પાંચ ઋષિઓ મળીને વૈશ્વાનરોપાસનાનો મર્મ સમજવા ઉદ્દાલકની પાસે ગયા. ઉદ્દાલકે કહ્યું કે આપણે બધા મળીને કેકેય રાજાની પાસે જઇએ, કારણ કે તે વૈશ્વાનરોપાસનાનું તત્વ સમજે છે. પછી રાજાએ વાયુ આદિ જડ દેવતાની ઉપાસનાનું ખંડન કરીને વૈશ્વાનરોપાસના બતાવી. જેમકે:—

यस्तु एतमेव प्रादेशमात्र मभिविमानमात्मानं वैश्वानर मुपासते ॥
सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मसु अन्नमत्तीति ॥

અર્થ—જે ઉપાસક પ્રાદેશ માત્ર સુક્ષ્મ સ્થુલ સર્વભૂત પ્રદેશમાં વ્યાપ્ત પરમાત્માની ઉપાસના કરે છે તેજ અન્નાદિનો ભોક્તા છે. અર્થાત્ તેનુંજ જીવવું ધર્મ છે, અને જેઓ નિષ્ફળ અન્નાદિ ખાય છે તેનું જીવવું નિષ્ફળ છે. એથી આગળ તે વૈશ્વાનર સંબંધી સ્વર્ગ, શિર, અને સૂર્ય ચક્ષુનુ વર્ણન કર્યું છે. એ પ્રમાણે વિશેષતા જણાયાથી વૈશ્વાનર શબ્દથી આ ઠેકાણે પરમાત્માનુંજ ગ્રહણ છે. કાંઈ જડ જઠરાગ્નિનું ગ્રહણ નથી. ૨૪

## स्मर्य्यमाण मनुमानं स्यात् ॥ २५ ॥

पद०—स्मर्य्यमाणम् ॥ अनुमानम् ॥ स्यात् ॥

અર્થ—સ્મૃતિથી જે અનુમાન કથન કર્યું છે તેથી પણ વૈશ્વાનર શબ્દથી પરમાત્માનુંજ ગ્રહણ થાય છે. જેમકે:—

द्यां मूर्द्धानं यस्यविप्रावदन्ति खं वैनाभि चंद्रसूर्यौ च नेत्रे ॥
दिशः श्रोत्रे विद्धि पादौ क्षितिश्च सोऽचिन्त्यात्मा सर्व भूतप्रणेता ॥

અર્થ —દ્યો લોકને જે પરમાત્માનું મુખ વિપ્રલોકો કહે છે, આકાશને નાભિ, ચંદ્રસૂર્યને નેત્ર, દિશા શ્રોત્ર, અને પૃથિવીને પાદ વર્ણન કરે છે તે પરમાત્મા સર્વ ભૂતોના નિયમન કરવાવાળા છે. ઈત્યાદિ સ્મૃતિઓથી સિદ્ધ થાય છે કે જેના પ્રકાશમય દ્યુ લોકાદિ મૂર્દ્ધા છે તે પરમાત્મા છે. એ માટે જે પ્રકાશાગ્નિ તે પરમાત્માના અવયવ વર્ણવ્યા છેઃ તે ઉપાસ્ય થઈ શકતા નથી. ૨૫

संगति—"एषोऽग्निर्वैश्वानरः" એ સમાનાધિકરણ નિરૂપણ કરીને એમ કહ્યું છે કે पुरुषे अन्तः प्रतिष्ठितं वेद જે પુરૂષની અંદર સ્થિર વૈશ્વાનર છે તેને જાણે છે એ પ્રમાણે અગ્નિ શબ્દથી અને પુરૂષની અંદર કથન કરવાથી વૈશ્વાનર જઠરાગ્નિ કેમ નહિ?-ઉત્તર—

## शब्दादिभ्योन्तः प्रतिष्ठानाच्चनेतिचेन्न तथा दृष्ट्युपदेशा दसम्भवात्पुरुषमपि चैनमधीयते.॥ २६ ॥

पद०—शब्दादिभ्यः ॥ अन्तः ॥ प्रतिष्ठानात् ॥ न ॥ इति ॥ चेत् ॥ न ॥ तथा ॥ दृष्ट्युपदेशात् ॥ असंभवात् ॥ पुरुषम् ॥ अपि ॥ च ॥ एनम् ॥ अधीयते ॥

અર્થ—અગ્નિ આદિ શબ્દોથી અથવા પુરૂષના અંતર કથનથી જો એમ કહેવાય કે વૈશ્વાનર અગ્નિનો વાચક છે તો તે ઠીક નહિ. કેમકે પરમાત્મા સર્વાન્તર હોવાની દૃષ્ટિ "दिव्योह्यमूर्त्तः पुरुष सबाह्याभ्यन्तरोह्यजः" ઇત્યાદિ વાકયોમાં કથન કરેલી છે કે પરમાત્મા સર્વ વસ્તુઓની બહાર અને અંદર છે અને જઠરાગ્નિના સૂર્યાદિ ચક્ષુ કહેવાં એ અસંભવ છે અને બીજી વાત તો એ છે કે આચાર્ય લોક વૈશ્વાનરને પુરૂષ શબ્દથીજ કહે છે. २६

## अतएवनदेवता भूतम् ॥ २७ ॥

पद०—अतः ॥ एव ॥ न ॥ देवता भूतम् ॥

અર્થ—ઉક્ત યુક્તિયોથી વૈશ્વાનર કોઇ દેવતા વિશેષનુ નામ નથી તેમજ નથી કોઈ ભૂતનુ નામ. २७

## साक्षादप्यविरोधं जैमिनिः ॥ २८ ॥

पद०—साक्षात् ॥ अपि ॥ अविरोधम् ॥ जैमिनिः ॥

અર્થ—જૈમિની ઋષિ એમ માને છે કે-સાક્ષાત્ એટલે પ્રકરણ અને ઇતર હેતુઓપર કદાચિત્ ધ્યાન નહિ પણ આપી શકાય તોપણ

વૈશ્વાનર શબ્દ ઇશ્વરનોજ બોધક છે. વિશ્વ શબ્દનો અર્થ બ્રહ્માંડનો છે. તેનો જે નર એટલે સ્વામી તે વિશ્વાનર કહેવાય છે. અને વિશ્વાનર તેજ વૈશ્વાનર કહેવાય છે. એ પ્રકારે સાક્ષાત્ પણ એ શબ્દ ઇશ્વરનો વાચક છે. ૨૮.

## अभिव्यक्तेरित्याश्मरथ्यः ॥ २९ ॥

पद०—अभिव्यक्तेः ॥ इति ॥ आश्मरथ्यः ॥

અર્થ—અશ્મરથીના પુત્ર આશ્મરથ્યાચાર્ય માને છે કે, વૈશ્વાનરની ઉપાસના તે પરમાત્માની છે. પ્રકાશને માટે, અર્થાત્ જે પ્રમાણે અગ્નિ પ્રકાશવડે સ્પષ્ટ છે તે પ્રમાણે પરમાત્મા પોતાની સ્વયં પ્રકાશતા વડે સર્વત્ર પ્રકટ છે. એ અભિપ્રાયથી જઠરાગ્નિ અને પરમાત્મા એ બંનેનો સાધારણ વૈશ્વાનર શબ્દ કહ્યો છે. ૨૯.

## अनुस्मृते र्बादरिः ॥ ३० ॥

पद०—अनुस्मृतेः ॥ बादरिः ॥

અર્થ—બાદરીઆચાર્ય કહે છે કે, "अनुस्मृतेः" નિદિધ્યાસન રૂપ જે ભક્તિ તેને માટે વૈશ્વાનરને પ્રાદેશમાત્ર કહ્યો છે. ૩૦.

## सम्पत्तेरिति जैमिनिस्तथाहि दर्शयति ॥३१॥

पद०—सम्पतेः ॥ इति ॥ जैमिनिः ॥ तथाहि ॥ दर्शयति ॥

અર્થ—જૈમિની આચાર્ય એમ પણ કહે છે કે, તે પરમાત્માની પ્રાપ્તિ હૃદય દેશમાં થાય છે. અર્થાત્ અંતઃકરણમાં તેનું ધ્યાન કરાય છે. એટલા માટે એ પુરૂષને પ્રાદેશમાત્ર કહ્યો છે. ૩૧.

## आमनन्ति चैन मस्मिन् ॥ ३२ ॥

पद०—आमनन्ति ॥ च ॥ एनम् ॥ अस्मिन् ॥

અર્થ—અન્ય આચાર્યો પણ એ વૈશ્વાનર પુરૂષનું બંને ભ્રકુટીના મધ્ય ભાગમાં ધ્યાન કરવું એમ કહે છે. એ માટે પણ સર્વ

વ્યાપક વૈશ્વાનરને પ્રાદેશમાત્ર કથન કર્યો છે. કેટલાએક આચાર્યો એ સૂત્રથી મૂર્તિપૂજાનો ભાવ કહાડે છે, કે ભ્રુપ્રદેશમાં જે પ્રમાણે વૈશ્વાનરનું ધ્યાન છે એ પ્રમાણે મૂર્તિ પ્રદેશમાં પણ ઇશ્વરનું ધ્યાન થઇ શકે છે. એ અભિપ્રાયથી પ્રાદેશમાત્રની ઉક્તિ છે એમ કેમ ન મનાય ? તો એનો ઉત્તર એજ છે કે સર્વવ્યાપકપણાથી પરમાત્માના સર્વ પ્રદેશ કથી શકાય છે. એનાથી કાંઇ મૂર્તિપૂજા સિદ્ધ થતી નથી, અને ભ્રુપ્રદેશ તો એમ સિદ્ધ કરે છે કે ચિત્તવૃત્તિ નિરોધ કરીને ઇશ્વરોપાસના કરવી જોઇયે. કાંઇ એમ નથી કે ઇતર વસ્તુઓને ઇશ્વર સમજીને! અને તેજ પ્રમાણે જે પરમાત્માના સૂર્ય ચંદ્રમા આદિ નેત્ર વર્ણન કર્યાં છે તે વર્ણનથી પણ એક દેશી પરમાત્મા નથી કિંતુ રૂપકાલંકારથી સૂર્યાદિકોને જેના નેત્ર સ્થાનીય વર્ણવ્યા, છે, અને તે પરમાત્મા સર્વ ગત છે. એક દેશી મૂર્તિ આદિમાં પણ ઉપાસના થઇ શકે છે, જો એવો તર્ક માની પણ લઇયે તોપણ આ પ્રકરણના ઉપસંહારમાં "आमनन्ति चैनमस्मिन्" એ સૂત્રથી એ તો સ્પષ્ટ કરી દીધું છે કે ઔપનિષદ્ લોક તે પરમાત્મા (પુરૂષ) ને સર્વવ્યાપક માને છે. એ માટે પાષાણાદિ કોઇપણ મૂર્તમાં તે પરમાત્માની ઉપાસના ઉપનિષદોમાં વિધાન કરી નથી. એ વાતને મહર્ષિ સૂત્રકાર ચ્તુર્થાધ્યાયના પ્રતીકાધિકરણમાં "नप्रतीके नहिसः" ઇત્યાદિ સૂત્રોમાં વિસ્તારથી વર્ણન કરશે. ૩૨.

## वेदान्तार्यभाष्ये प्रथमाध्यायस्य द्वितीयपादः समाप्तः ॥

॥ ओ३म् ॥

# वेदान्तार्य्यभाष्ये प्रथमाध्यायस्य तृतीयपादः प्रारभ्यते ॥

સંગતિ—દ્વિતીય પાદમાં "सर्वत्रप्रसिद्धोपदेशात् ॥ ब० १ ॥ २॥१॥ એ સૂત્રથી આરંભ કરીને વૈશ્વાનરાદિ નામ ઇશ્વરના છે એ પ્રકારે વેદાન્ત શાસ્ત્રનો બ્રહ્મમાં સારી રીતે સમન્વય સિદ્ધ કર્યો. હવે તૃતીયપાદમાં દ્યુભ્વાદિ સર્વ લોકોનું અધિકરણ બ્રહ્મનું વર્ણન સૂત્રકાર કરે છે.

૧ દ્યુભ્વાદ્યધિકરણ

## द्युभ्वाद्यायतनं स्वशब्दात् ॥ १ ॥

पद०—द्युभ्वाद्यायतनम् ॥ स्वशब्दात् ॥

અર્થ—"द्यु" સ્વર્ગલોક, પૃથિવીલોક, ઇત્યાદિ સર્વ લોકોનું અધિકરણ પરમાત્મા છે. "स्व" એટલે કે પોતાનો વાચક શબ્દ હોવાથી. એના વિષય વાકયમાં આત્મા શબ્દ છે તે બ્રહ્મ વાચક છે અને તે વિષય વાકય નીચે મુજબ છે.

यस्मिन्द्यौः पृथिवीचान्तरिक्षमोतंमनः सहप्राणैश्चसर्वैः तमेवैकंजानथ॥ आत्मान मन्यावाचोविमुञ्चथामृतस्यैषः सेतुः ॥ मुण्ड० २ ॥ २ ॥ ५ ॥

અર્થ—જે પરમાત્મામાં સ્વર્ગ લોક અર્થાત્ સુખ પ્રધાનલોક, પૃથિવીલોક, અંતરિક્ષલોક, અને સર્વ પ્રાણોની સાથે જેનાં મન પ્રોત છે તેને એક બ્રહ્મ જાણો. અને બ્રહ્મથી ભિન્ન અન્ય દેવતાઓની ઉપાસના વિધાયક વાકયોને છોડી દો. ૧.

સંગતિ—આ પ્રકરણમાં "प्राण शरीरनेता" ॥मुं० ॥ २ ॥ २ ॥७॥ એવો પાઠ છે અને તેનો અર્થ એવો છે કે, પ્રાણ અને શરીરનો સ્વામી થાય છે તો એથી તો જીવનો અભિપ્રાય આવે છે? એ શંકાની નિવૃત્તિ માટે સૂત્રકાર કહે છે—

## मुक्तोपसृप्यव्यपदेशाच्च ॥ २ ॥

पद०–मुक्तोपसृप्यव्यपदेशात् ॥ च ॥

અર્થ—भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्तेसर्वसंशयाः ॥ क्षीयन्तेचास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ मु० २ ॥ २ ॥ ८ ॥.

તે પરમાત્માના જ્ઞાનથી દુર્વાસનારૂપી હૃદય ગ્રન્થિ તુટી જાય છે, સર્વ સંશય દૂર થઇ જાય છે અને તે પુરૂષના કુસંસ્કારરૂપી અશુભ કર્મ ક્ષય થઈ જાય છે; એ પ્રમાણે મુક્ત પુરૂષોના જ્ઞાનનો વિષય કહ્યો છે. એજ પ્રમાણે જ્ઞાનદ્વારા પ્રાપ્ય છે એમ કથન કર્યું છે. મુક્ત પુરૂષોનું પ્રાપ્ય સ્થાન બ્રહ્મજ હોઈ શકે છે, અન્ય નહિ. ૨

સંગતિ—સૂર્યાદિકોના આકર્ષણથી ભૂગોલાદિ સ્થિર રહેલા છે, એ માટે અનુમાન એમ થાય છે કે, સૂર્યાદિજ "द्युभ्वाद्यायतन" સિદ્ધ છે પણ પરમાત્મા નહિ. એનો ઉત્તર સૂત્રથી આપે છે.

## नानुमानमतच्छब्दात् ॥ ३ ॥

## प्राणभृच्च ॥ ४ ॥

पद०–न ॥ अनुमानम् ॥ अतच्छब्दात् ॥ प्राणभृत् ॥ च ॥

અર્થ—અનુમાન સિદ્ધ સૂર્યાદિ દ્યુ અને ભૂ આદિના સ્થાન હોઈ શકે નહિ. કારણકે "अतच्छब्दात्" એટલે કે દ્યુભ્વાદિકોને આયતન થવામાં કોઇ શબ્દ પ્રમાણ જણાતું નથી. ૩. અને "प्राणभृत्" જીવને પણ દ્યુભ્વાદિનું આયતન થવામાં કોઈ શબ્દ પ્રમાણ નથી. ૪

સંગતિ—જ્યારે જીવ મુક્ત થઇને બ્રહ્મમાં મળી જાય છે ત્યારે દ્યુ અને ભૂ આદિનું આયતન થશે ? ઉત્તર—

## भेदव्यपदेशात् ॥ ५ ॥

पद०–भेदव्यपदेशात् ॥

અર્થ — એ વાત સિદ્ધ થઈ શકતી નથી કારણકે જીવ અને બ્રહ્મનો ભેદ કહ્યો છે માટે. જેમકે —

(૧) સમાને વૃક્ષે પુરુષો નિમગ્નો અનીશયા શોચતિ મુહ્યમાનઃ॥મું૦ ૩॥૨॥

અર્થ — પ્રકૃતિરૂપી વૃક્ષમાં પુરૂષ નિમગ્ન છે જે અવિદ્યા શક્તિથી મોહિત થઈને શોક કરે છે. (૨) "જ્ઞાજ્ઞૌદ્વાવજાવીશૌ" એક જ્ઞાની અને એક અજ્ઞાની, ઈશ્વર અને જીવ બે છે.

(૩) પ્રાજ્ઞેનાત્મના અન્વારૂઢઃ ॥ બૃ૦ ૪ ॥ ૩ ॥ ૩૫ ॥

અર્થ — પ્રાજ્ઞ પરમાત્માનો આશ્રિત એ જીવાત્મા છે.—

(૪) નિત્યો નિત્યાનાં ચેતનશ્ચેતનાનામ્ ॥ કઠ૦ ૫ ॥ ૧૩ ॥

અર્થ — પ્રકૃત્યાદિ નિત્ય પદાર્થોમાં નિત્ય છે અને જીવરૂપ ચેતન પદાર્થોમાં ચેતન છે. ઇત્યાદિ વાકયોથી જીવ ઇશ્વરનો ભેદ ઉપનિષદ્‌માં સ્પષ્ટ છે. ૫.

## પ્રકરણાચ્ચ ॥ ૬ ॥

પદ૦—પ્રકરણાત્ ॥ ચ ॥

અર્થ — પ્રકરણ પણ બ્રહ્મનુંજ હોવાથી દ્યુભ્વાદ્યાયતન બ્રહ્મજ હોઈ શકે છે; જીવાત્મા નહિ. ૬.

સંગતિ — ભેદનું શું પ્રમાણ છે? ઉત્તર સૂત્રકાર આપે છે.

## સ્થિત્યદનાભ્યાંચ ॥ ૭ ॥

પદ૦—સ્થિત્યદનાભ્યામ્ ॥ ચ ॥

અર્થ — "દ્વા સુપર્ણા સયુજા સખાયા" મુણ્ડ૦ ૩ ॥ ૧ ॥ ૧ ॥

ઇત્યાદિ મંત્રોમાં ઈશ્વરને સાક્ષી અને જીવને ભોક્તા વર્ણન કરેલા છે, એથી જીવ બ્રહ્મનો ભેદ સ્પષ્ટ માલમ પડે છે. ૭

સંગતિ — છાંદોગ્યના સાતમા પ્રપાઠકમાં એવી કથા આવે છે કે "નારદે સનત્કુમારને કહ્યું કે ભગવન્ મને અધ્યયન કરાવો. ત્યારે સનત્કુમારે કહ્યું જે તમે જાણો છો તે તમે કહો અને તેથી આગળ હું કહીશ. નારદજીએ કહ્યું કે — ભગવન્! હું કેવળ ઋગ્વેદાદિ વિદ્યા જાણું છું અને એટલા માટે મંત્રવેત્તા છું, અને મેં સાંભળ્યું છે કે — "तरतिशोकमात्मवित्" અર્થાત્ આત્મવેત્તા પુરૂષ શોકને તરે છે; તો હું શોક પ્રાપ્ત છું મને શોકથી પાર કરો. સનત્કુમારે કહ્યું કે 'આ જે ઋગ્વેદાદિ વિદ્યા તમે ભણ્યા છો એ નામ છે અને એ નામજ બ્રહ્મ છે. તમે તેની ઉપાસના કરો.' નારદજીએ કહ્યું કે — નામથી પણ ઉત્તમ કોઈ છે? સનત્કુમારે કહ્યું કે — વાક્ય નામથી ઉત્તમ છે. એ પ્રકારે વાક્યથી મન, મનથી સંકલ્પ, સંકલ્પથી ચિત્ત, ચિત્તથી ધ્યાન, ધ્યાનથી વિજ્ઞાન, વિજ્ઞાનથી બલ, બલથી અન્ન, અન્નથી જલ, જલથી તેજ, તેજથી આકાશ, આકાશથી સ્મૃતિ, સ્મૃતિથી કામના, અને કામનાથી આગળ પ્રાણને બ્રહ્મરૂપથી ઉપાસ્ય કહ્યો છે. જેમ કે —

प्राणोवा आशाया भूयान् यथा वा अरानाभौ समर्पिताएनस्मिन्सर्वं समर्पितमिति ॥ छा०-७ ॥ १९ ॥ १ ॥

અર્થ — પ્રાણ આશા (કામનાથી)થી મોટો છે, જે પ્રમાણે રથની નાભીમાં આરા લાગેલા હોય છે તે પ્રકારે સર્વ ઇન્દ્રિય પ્રાણને આશ્રિત છે. એ પછી સનત્કુમારે નારદજીને સત્યનો ઉપદેશ કર્યો, સત્યથી આગળ વિજ્ઞાનનો, વિજ્ઞાનથી મતિનો, મતિથી શ્રદ્ધાનો, શ્રદ્ધાથી નિષ્ઠાનો, નિષ્ઠાથી ( કૃતિ ) યત્નનો, યત્નથી સુખનો અને સુખ પછી એવો ઉપદેશ કર્યો કે —

*यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखम् ॥*
भूमात्वेव विजिज्ञासितव्य इति ॥ छां० ७ ॥ २३ ॥ २४ ॥

અર્થ — જે ભૂમા છે તેજ સુખ છે; અને જે ભૂમા અર્થાત્ સર્વથી મોટો છે તે સુખરૂપ છે. અલ્પમાં સુખ નથી. એ માટે ભૂમાનીજ ઉપાસના કરવી જોઈએ. ત્યારે નારદે સનત્કુમારને કહ્યું કે

—ભૂમાનું વર્ણન આપ કરો. ત્યારે સનત્કુમારે એવો ઉપદેશ આપ્યો કે—

यत्रनान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा ॥ छां० ७ ॥ २३ ॥ २४ ॥

અર્થ—સર્વોપરિ સર્વથી મોટી વસ્તુનુ નામ ભૂમા છે. કેમકે ઘણાપણાને ભૂમા કહે છે. તે ભૂમા પ્રાણ છે, અથવા પરમાત્મા છે? એવી રીતે ઉક્ત વાક્યમા સદેહ છે. તેમજ ભૂમાની પેહેલા પ્રાણનો ઉપદેશ કરેલો છે માટે પ્રાણોનુ નામજ ભૂમા કેમ નહિ? એ પૂર્વ પક્ષનો સૂત્રકાર એવો ઉત્તર આપે છે કે—

૭ ભૂમાધિકરણ

## भूमासम्प्रसादादध्युपदेशात् ॥ ८ ॥

पद० भूमा ॥ सम्प्रसादात् ॥ अध्युपदेशात् ॥

અર્થ—જેમાં જીવાત્મા સર્વથા સુખી હોય તેનું નામ સપ્રસાદ કહેવાય છે અને તે સુષુપ્તિ છે, તે અવસ્થામાં પ્રાણોની ચેષ્ટા બની રહે છે. એ માટે સંપ્રસાદ પદથી સૂત્રમા પ્રાણોનુ ગ્રહણ છે. તેનાથી આગળ શ્રુતિમાં ભૂમાનો ઉપદેશ કર્યો છે. એ માટે ભૂમા શબ્દથી આ ઠેકાણે પરમાત્માનું ગ્રહણ છે, પ્રાણનુ નથી. અને બીજી યુક્તિ એ છે કે પ્રાણના ઉપદેશથી શોકની નિવૃત્તિ પણ થઇ શકતી નથી અને આ ઠેકાણે "तरतिशोकमात्मवित्" એમ કહ્યુ છે, માટે ભૂમા પરમાત્માનુંજ નામ છે. ८

## धर्मोपपत्तेश्च ॥ ९ ॥

पद० धर्मोपपत्तेः ॥ च ॥

અર્થ—પરમાત્માનામાં કહેલા જે ધર્મ તેની સિદ્ધિ ભૂમા શબ્દમાં દેખાવાથી આ ઠેકાણે ભૂમા એ પરમાત્માનુંજ નામ છે. અને

તે ધર્મ અલ્પતાથી વિરૂદ્ધ છે — અર્થાત્ વિભુ, સર્વજ્ઞ, સર્વાન્તર્યામિ, સર્વાધારત્વાદિ ધર્મ ભૂમા એટલે પરમાત્માનામાંજ છે. ૯

સંગતિ — બૃહદારણ્યકોપનીષદ્‌ના પાંચમા અધ્યાયના આઠમાં પ્રકરણમાં એવો પ્રસંગ છે કે — ગાર્ગિએ યાજ્ઞવલ્ક્યને પુછયું કે — સ્વર્ગ, પૃથિવી, આદિ સર્વ પદાર્થ શામા ઓતપ્રોત છે? ત્યારે યાજ્ઞવલ્ક્યએ ઉત્તર આપ્યો કે — આકાશમાં પાછો ગાર્ગિએ પ્રશ્ન કર્યો કે આકાશ શામા ઓતપ્રોત છે? ત્યારે યાજ્ઞવલ્ક્યએ ઉત્તર આપ્યો કે —

' सहोवाचैतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्ति ।। अस्थूलमनण्व ह्रस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमतमोऽवायु ।। अनाकाशमसगम रसमगंधमचक्षुष्कमश्रोत्रमवागमनोऽतेजस्कमप्राणिमुखममात्रमनन्तरबाह्यम् ।। नतदश्नाति किंचन न तदश्नातिकश्चन ।। एतस्यवाक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौविधृतौ तिष्ठत एतस्य वाक्षरस्य प्रशासने गार्गि द्यावा पृथिव्यौ विधृते तिष्ठतः ।। बृ० ३ ।। ८ ।। ९ ।।

" यो वा एतदक्षरं गार्गि अविदित्वाऽस्माल्लोकात् प्रैतिस कृपणोऽथ एतदक्षरं गार्गि विदित्वाऽस्माल्लोकात् प्रैतिस ब्राह्मण. ।। तद्वा एतदक्षरं गार्गि अदृष्टं द्रष्टृ अश्रुतं श्रोतृ अमतंमन्तृ अविज्ञातं विज्ञातृ नान्यदतोऽस्ति दृष्टृ नान्यदतोऽस्तिश्रोतृ नान्यदतोऽस्तिमन्तृ नान्यदतोऽस्तिविज्ञातृ एतस्मिन्नु खलु अक्षरे गार्गि आकाश ओतश्च प्रोतश्च इति बृ० ३ ।। ८ ।। ११ ।।

અર્થ — હે ગાર્ગિ! જે તમે પુછયું કે આકાશ શામાં ઓતપ્રોત છે? તો તે આકાશ અક્ષરમાં છે જેને બ્રહ્મવેત્તા લોકો એ પ્રકારે કહે છે કે તે અક્ષર સ્થુલ, અણુ, હ્રસ્વ, દીર્ઘ નથી — અર્થાત્ જે ઉક્ત પરિમાણવાળાં જડદ્રવ્ય છે તેનાથી તે અક્ષર ભિન્ન છે. અને લાલ, ચીકણું, છાયા, તમ, વાયુ અને આકાશરૂપ પણ તે અક્ષર નથી. તે અસંગ છે. રસ, ગંધ, નેત્ર, શ્રોત્ર, વાક્, મન, તેજ, પ્રાણ, મુખ અને ઇન્દ્રિયોવાળુ નથી — અર્થાત્ કોઈ પણ માપથી માપી શકાય તેમ નથી. તે કેવળ અંદર અથવા તો બહારજ નથી કિંતુ સર્વવ્યાપક

છે. તે કોઇને ખાતું નથી અને તેને કોઇ ખાઈ શકતું નથી. તે અક્ષરની આજ્ઞામાં સૂર્ય ચંદ્ર આદિ સ્થિત છે. જે અક્ષરની આજ્ઞામાં પૃથિવી આદિ સ્થિત છે. તે અક્ષર અદૃષ્ટ છે અર્થાત્ દેખી શકાતું નથી પણ તે બધાને જુવે છે. અને તે સ્વયં અશ્રુત છે છતાં પોતે સર્વને સાંભળે છે. તે અમન્તા છે અર્થાત્ તેને મનથી કોઇ પણ મનન કરી શકતું નથી. તે અવિજ્ઞાત છે અર્થાત્ તેને કોઈ બુદ્ધિથી જાણી શકતું નથી અને પોતે સર્વનો જ્ઞાતા છે. તે અક્ષરમાં આકાશાદિ સર્વ ઓતપ્રોત છે. એ ઠેકાણે જે એમ કહ્યું કે તે મન આદિનો વિષય નથી; તેનો એવો અભિપ્રાય છે કે તે અસંસ્કારી મન, અસંસ્કારી બુદ્ધિ આદિનો વિષય થતો નથી. અદ્વૈતવાદી લોક એનો એવો અર્થ કરે છે કે — તે એકજ ચેતન છે જીવ એનાથી જુદો નથી માટે તેનો જ્ઞાતા કોઈ નથી તેમજ કોઇ તેનો શ્રોતા હોઈ શકતો નથી. પણ એ ભાવ ઉક્ત વિષયવાક્યથી પ્રત્યક્ષ થતો નથી; કેમકે વિષયવાક્યમાં તેને આકાશાદિનું અધિકરણ કહ્યું છે. અને આકાશાદિનું અધિકરણ જીવ થઈ શકતો નથી. હવે શંકા એમ થાય છે કે "नक्षरतीत्यक्षरम् એ વ્યુત્પત્તિથી અક્ષર શબ્દે કરીને જીવનું પણ ગ્રહણ થઈ શકે છે? કેવળ બ્રહ્મનુંજ શી રીતે ગ્રહણ થાય? ઉત્તર—

૩ અક્ષરાધિકરણ.

## अक्षरमम्बरान्तधृतेः ॥ १० ॥

पद०—अक्षरम् ॥ अंबरान्तधृतेः ॥

અર્થ — આકાશાદિકોને ધારણ કરવાથી અક્ષર એટલે આ ઠેકાણે બ્રહ્મનુંજ નામ છે. કારણ એ ધારણશક્તિ બ્રહ્મમાંજ છે, જીવમાં નથી. ૧૦

સંગતિ — "नक्षरतीत्यक्षरम्" એ અર્થથી અક્ષરનામ પ્રકૃતિનું પણ છે કેમકે તે પણ નાશ પામતી નથી, ફક્ત રૂપાન્તરથી બદલાય છે; તો પછી આ સ્થાને અક્ષર શબ્દથી પ્રકૃતિનું ગ્રહણ કેમ ન થાય? ઉત્તરઃ—

## साचप्रशासनात् ॥ ११ ॥

पद०—सा ॥ च ॥ प्रशासनात् ॥

અર્થ—તે ધારણા સૂર્ય ચંદ્ર આદિને પ્રશાસન કરવાથી ચેતનમાંજ હોઇ શકે છે, જડમાં નહીં. ૧૧

સંગતિ—જો કે અક્ષર શબ્દથી આ ઠેકાણે બ્રહ્મનોજ વાચ્ય સમન્વય છે તથાપિ તેના વાચક ઓંકારાદિ વર્ણોનું પણ આ ઠેકાણે ગ્રહણ કેમ ન થઇ શકે? આનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## अन्यभावव्यावृत्तेश्च ॥ १२ ॥

पद०—अन्यभावव्यावृत्तेः ॥ च ॥

અર્થ—અન્યભાવ અર્થાત્ ઓંકારાદિ વર્ણોનો જે ભાવ અથવા તેના બ્રહ્મબોધક પ્રતિકોનો જે ભાવ તેની વ્યાવૃત્તિને માટે અક્ષર શબ્દથી આ ઠેકાણે બ્રહ્મનુંજ નામ છે, કોઇ વ્યક્તિવિશેષનું નામ નથી. તે વ્યાવૃત્તિ— नतस्यप्रतिमा अस्ति ॥ यं० ३२ ॥ ३ ॥ ઇત્યાદિ સંહિતાના મંત્રમાં સ્પષ્ટ છે અને—

यो वाएतदक्षरं गार्गि विदित्वाऽस्माल्लोकात्प्रैतिसकृपणः। बृ० ३।८।११।
अथयएतदक्षरं गार्गि विदित्वाऽस्माल्लोकात्प्रैतिसब्राह्मणः॥बृ० ३।८।१२।

ઇત્યાદિ વિષય વાકયોમાં અક્ષર શબ્દથી બ્રહ્મનુંજ સ્પષ્ટ ગ્રહણ છે. પ્રકૃતિ અને ઓંકારાદિ વર્ણોનું નથી. ૧૨

સંગતિ—પ્રશ્નોપનિષદ્ના પાંચમા પ્રશ્નમાં પિપ્પલાદ ગુરૂને સત્યકામે પુછયું કે—મરણપર્યન્ત જે ઓંકારનું ધ્યાન કરે છે તેને કયા લોકની પ્રાપ્તિ થાય છે? તેના ઉત્તરમાં પિપ્પલાદે કહ્યું કે—

यःपुनरेतत्त्रिमात्रेणैव "ओ३म्" इत्येतेनैवाक्षरेण परपुरुषमभिध्यायीत स तेजसि सूर्ये सम्पन्नः ॥ यथा पादोदरः त्वचाविनि-

मुच्यते एवं हवै सपाप्मना विनिर्मुक्तः सामभिः उन्नीयते ब्रह्मलोकं सएतस्माज्जीवघनात् परात्परं पुरिशयं पुरुषं ईक्षतेति ॥ प्र० ५ ॥

અર્થ—જે પુરૂષ ત્રિમાત્રિક અક્ષર ઓંકારથી તે પરમપુરૂષનું ધ્યાન કરે છે તે પાપથી એવી રીતે રહિત થાય છે કે જેમ સર્પ સૂર્યમાં રહીને ત્વચાથી રહિત થાય છે. અને તે પુરૂષ વૈદિક મંત્રોથી બ્રહ્મલોકને અર્થાત્ બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે. બ્રહ્મલોકનો અર્થ આ ઠેકાણે એમ થાય છે કે-'ब्रह्मणो लोक ब्रह्मलोकः। लोकृदर्शने" એ ધાતુથી બ્રહ્મદર્શન એ અર્થનો લાભ થયો. આ જીવથી પર જે પ્રકૃતિ છે અને તેનાથી પર જે સૂક્ષ્મ પુરૂષ તે પુરૂષને દેખે છે—અર્થાત્ તેનો સાક્ષાત્કાર કરે છે—તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે. આ વિષય વાક્યમાં એવો સંદેહ થાય છે કે તે જીવાત્મા તે બ્રહ્મલોકને પ્રાપ્ત થઇને સ્વયંબ્રહ્મ બની જાય છે કે તેનાથી ભિન્ન રહે છે? તેનો ઉત્તર સૂત્રકાર આપે છે.—

૪ ઈક્ષતિકર્માધિકરણ

## ईक्षतिकर्मव्यपदेशात्सः ॥ १३ ॥

पद०—ईक्षतिकर्मव्यपदेशात् ॥ सः ॥

અર્થ—ઇક્ષતિનું કર્મ કથન કરવાથી જીવ બ્રહ્મ બની શકતો નથી—બ્રહ્મલોકને પ્રાપ્ત થઇને જો જીવ બ્રહ્મ બની શકત તો 'परात्परंपुरिशयंपुरुषमीक्षते" અર્થ—જીવસમુદાયથી પર જે પ્રકૃતિ તેનાથી પર પુરૂષને જુવે છે—એમ ન કહ્યું હોત. એ કથનથી જીવ બ્રહ્મનો ભેદ સ્પષ્ટ જણાય છે. ૧૩

સંગતિ—છાંદોગ્ય ઉપનિષદ્‌ના આઠમાં પ્રપાઠકમાં આરંભમાં એ પ્રમાણે શ્રુતિ છે કે—

" अथयदिदं अस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्मदहरोऽस्मिन् अन्तराकाशः तस्मिन्नन्तराकाशः तस्मिन् यदन्तः तदन्वेष्टव्यं तद्वाव विजिज्ञासितव्यमिति ॥ तंचेद्ब्रुयुः यदिदं अस्मिन्ब्रह्म पुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन् अन्तराकाशः किंतदत्र विद्यते यद्-

न्वेष्टव्यं यद्वाव विजिज्ञासितव्यमिति ॥ स ब्रूयात् यावान्वा अयमाकाशः तावान् एषोऽन्तर्हृदय आकाश उभे अस्मिन् द्यावापृथिवी अन्तरेव समाहिते इति ॥ छां० ८ ॥ १ ॥ १ ॥

અર્થ — આ જે બ્રહ્મપુરનામ શરીર છે એમાં દહરનામક કમલસ્થાન છે, એની અંદર સૂક્ષ્માકાશ છે, તે જાણવા યોગ્ય છે—જો ગુરૂને શિષ્ય એમ કહે કે "જે આ બ્રહ્મપુર છે તેમાં દહરનામ કમલસ્થાન છે અને તેની અંદર દહરનામ અંતરાકાશ છે, ત્યાં શું જીજ્ઞાસા કરવા યોગ્ય છે?" એના ઉત્તરમાં ગુરૂ એમ કહે કે "જેવું આ આકાશ છે તેવુંજ હૃદયની અંદર આકાશ છે; અને તેની અંદર સ્વર્ગ અને પૃથ્વી બંને સ્થિત છે." એની આગળ એમ કહ્યું છે કે—

एषआत्मा अपहत पाप्मा विजरोविमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्प इति ॥ छां० ८ ॥ १ ॥ २ ॥

ઉક્ત વાક્યમાં જે હૃદયની અંદર સૂક્ષ્મ આકાશ કહ્યું છે તે ભૂતાકાશ છે કે બ્રહ્મ છે? એ સંદેહ નિવૃત્યર્થ સૂત્ર કહે છે—

૫ દહરાધિકરણ

दहरउत्तरेभ्यः ॥ १४ ॥

पद०—दहरः ॥ उत्तरेभ्यः ॥

અર્થ — દહરાકાશ આ ઠેકાણે બ્રહ્મનું નામ છેઃ ઉત્તરના હેતુઓથી—તે હેતુ એ છે કે "एषआत्मेत्यादि० અર્થ — એ આત્મા એવો છે કે જેના પાપ દૂર થઇ ગયાં છે, વૃદ્ધાવસ્થાથી રહિત છે, મૃત્યુથી રહિત છે, શોકથી રહિત છે, ખાવાની ઇચ્છા રહિત છે, તૃષા રહિત છે, સત્યકામ છે, સત્ય સંકલ્પ છે." એ વાક્યમાં સર્વ વિશેષણ પરમાત્માનાં કહ્યાં છે; માટે દહરાકાશ પરમાત્માનુંજ નામ છે. ૧૪

गतिशब्दाभ्यां तथाहि दृष्टंलिंगंच ॥ १५ ॥

पद०—गतिशब्दाभ्याम् ॥ तथाहि ॥ दृष्टम् ॥ लिंगम् ॥ च ॥

અર્થ—બ્રહ્મમા જીવોની હમેશા ગતિ દેખાય છે તેથી, બ્રહ્મલોક એવા શબ્દથી, તથા એજ પ્રમાણે બ્રહ્મમા લય થવાનુ ચિન્હ જણાય છે માટે આ ઠેકાણે દહરાકાશથી બ્રહ્મનુજ ગ્રહણ છે બ્રહ્મમા ગતિવિધાયક નિમ્ન લિખિત વિષય વાકય છે—

तथापि हिरण्यरूपनिधिं निहित मक्षेत्रज्ञा उपर्युपरि संचरन्तो नविंदेयु रेवमेवेमाः सर्वाः प्रजा अहरह र्गच्छ न्त्यहृता एत ब्रह्मलोक न विन्द न्त्यनृतेन हि प्रत्यूढा इति ॥ छा० ८॥३॥२॥

અર્થ—જેવી રીતે સુવર્ણરૂપી ધનને ખેતરમા દાટેલુ હોય તેને નહિ જાણીને ખેતરના સ્વામીઓ ઉપર ઉપર ફર્યા કરે છે, છતા તે ધનને તે મેળવી શકતા નથી એ પ્રકારે આ સર્વ પ્રજા પ્રતિદિન બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે, પરતુ તે બ્રહ્મને જાણી શકતી નથી, કારણકે એ પ્રજા અનૃતથી ઢકાયલી છે એ વાકયમા બ્રહ્મમા ગતિ દેખાય છે, અને બ્રહ્મલોક શબ્દ પણ દેખાય છે એથી સિદ્ધ થાય છે કે આ દહરાકાશનુ પ્રકરણ તે બ્રહ્મનુ પ્રકરણ છે લયનુ ચિન્હ એ છે કે–

सतासोम्यतदासम्पन्नोभवति ॥ छा० ६ ॥ ८ ॥ १ ॥

અર્થ—હે સોમ્ય ! ત્યારે એ જીવ બ્રહ્મની સાથે મળી જાય છે એ વાકયમા બ્રહ્મને મળવા રૂપ લિંગથી દહરાકાશ બ્રહ્મનુ નામ છે શકરાચાર્યના અનુયાયીઓ બ્રહ્મલોક શબ્દનો એવો અર્થ કરે છે કે–ब्रह्मैवलोक ब्रह्मलोक ॥ બ્રહ્મ એજ લોક છે ब्रह्मणोलोक ब्रह्मलोक ॥ બ્રહ્મનુ જે લોક નામ દર્શન એવો અર્થ કરતા નથી ઉક્ત અર્થ કરવાનુ કારણ એટલુજ છે કે તેઓને જીવને બ્રહ્મ બનાવવો છે, અને એવો આશય બ્રહ્મનોલોક એટલે દર્શન એવો અર્થ કરવાથી નીકળતો નથી અમે આ ઠેકાણે શુ વધારે કહીએ પણ બ્રહ્મજ લોક છે એવો સ્વામી શકરાચાર્યજીનો અર્થ સમ્પૂર્ણ પૌરાણિક મર્યાદાથી પણ વિરૂદ્ધ છે, કેમકે પૌરાણિક મર્યાદામા બ્રહ્મનો લોક વિશેષ માનેલો છે

एतस्य वाक्षरस्य प्रशासने गार्गि सूर्याचंद्रमसौ निधृतौ तिष्ठतः ॥ बृ ॥ ३ ॥ ८ ॥ ९ ॥

અર્થ — હે ગાર્ગિ! આ અક્ષરની પ્રશાસનામાં સૂર્ય ચંદ્રમા સ્થિત રહેલા છે. ઈત્યાદિ વાક્યોમાં બ્રહ્મમાંજ સંસારની ધારણા જ-ણાયાથી દહરાકાશ બ્રહ્મનું નામ છે. એજ વાતને નીચેનું સૂત્ર કથન કરે છે. ૧૫

## धृतेश्चमहिम्नोऽस्यास्मिन्नुपलब्धेः ॥ १६ ॥

पद०—धृतेः ॥ च ॥ महिम्नः ॥ अस्य ॥ अस्मिन् ॥ उपलब्धेः ॥

અર્થ — ધૃતિ અર્થાત્ બ્રહ્મમાં સંસારનું ધારણ જણાયાથી અને એ સંસારનો મહિમા બ્રહ્મમાં જણાયાથી, દહરાકાશ આ ઠેકાણે પર-મેશ્વરનુંજ નામ છે ૧૬

## प्रसिध्धेश्च ॥ १७ ॥

पद०—प्रसिद्धेः ॥ च ॥

અર્થ — દહરાકાશ એ માટે પણ પરમેશ્વરનુંજ નામ છે કે આકાશ શબ્દ પરમેશ્વરમાં પ્રસિદ્ધ છે.

आकाशो वैनाम नामरूपयोर्निरवहिता ॥ छां० ८ ॥ १४ ॥ १ ॥

અર્થ -- આકાશજ નામરૂપને ધારણ કરવાવાળું છે.

सर्वाणि ह वा इमानि भूतानि आकाशादेव समुत्पद्यन्ते॥छां० १॥९॥१॥

ઈત્યાદિ પ્રયોગો જણાયાથી આકાશ નામ બ્રહ્મનુંજ પ્રસિદ્ધ છે ૧૭

સંગતિ — દહર વાક્યની આગળ એવું વાક્ય છે કે —

अथयएष सम्प्रसादोऽस्मात् शरीरात् समुत्थाय परं ज्योतिरुप सम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यत एष आत्मा इति होवाच ॥ छां० ८॥३॥४॥

અર્થ — આ જે જીવ છે તે આ શરીરને છોડીને પરમજ્યો-તિને પ્રાપ્ત થઇને પોતાના રૂપમાં સ્થિર થાય છે. તે એ આત્મા અમૃત છે, અભય છે, તેજ બ્રહ્મ છે, તેજ બ્રહ્મનું નામ સત્ય છે; એ વાક્યમાં જીવનું ગ્રહણ છે માટે જીવનુંજ નામ દહરાકાશ છે

બ્રહ્મનું નામ નથી. એ પ્રમાણે સૂત્રકાર અર્ધ સૂત્રમાં પૂર્વપક્ષ કરીને અર્ધ સૂત્રમાં ઉત્તર આપે છે જેમકે—

## इतरपरामर्शात्सइतिचेन्नासम्भवात् ॥ १८ ॥

पद०—इतरपरामर्शात् ॥ सः ॥ इति ॥ चेत् ॥ न ॥ असंभवात् ॥

અર્થ—જ્યારે જીવની "परामर्शात्" એટલે સંગતિથી એવો આશય કહાડી શકાય કે જીવનુંજ નામ દહરાકાશ છે, તો એ વાત ઠીક નથી. કેમકે ઉક્ત ઉપનિષદ્‌માં કહેલા ગુણોનો જીવમાં અસંભવ છે. અને જે આ ઠેકાણે એવી શંકા હતી કે આ વાક્યમાં જીવને બ્રહ્મ કહયો છે એ માટે જીવનું નામ દહરાકાશ છે. એ વાતનું સૂત્રકારે ખંડન કર્યું છે કે—જીવનું બ્રહ્મ બનવું અસંભવ છે! એ માટે જીવને દહર એટલે આકાશ કહી શકાય નહિં. અને જે ઉક્ત ઉપપદ્‌માં જીવને અમૃત, અભય, અને બ્રહ્મરૂપ કહયો છે તો તે ભાવ જીવમાં ત્યારે આવી શકે કે જ્યારે તે જીવ તે પરમ જ્યોતિને પ્રાપ્ત થાય. તોપણ એથી કરીને જીવ બ્રહ્મજ છે એ વાત તો સર્વથા સિદ્ધ થતી નથી. ૧૮

સંગતિ—અને જે છાંદોગ્ય ઉપનિષદ્‌માં એમ કહ્યું છે કે—"य आत्माअपहतपाप्मा' છાં० ૮ ॥ ૭ ॥ ૧ ॥ જે આ આત્મા "अपहतपाप्मा" એટલે નિષ્પાપ છે. "विजरः" વૃદ્ધાવસ્થારહિત, "विमृत्युः" મૃત્યુરહિત, "विशोकः" શોક રહિત, "अविजिघत्सः" ખાવાની ઇચ્છા રહિત છે, "अपिपासः' તૃષાથી રહિત છે, સત્યકામ છે, સત્યસંકલ્પ છે, તેજ શોધવા લાયક છે, જે ઉક્ત ગુણોવાળા પરમાત્માને જાણે છે તે સર્વ લોકને પ્રાપ્ત થાય છે અને સર્વ કામનાઓને પ્રાપ્ત થાય છે. એ વાક્યને સાંભળીને ઇન્દ્ર અને વિરોચન બ્રહ્માની પાસે ગયા. અને તેમણે ત્યાં બત્રીસ વર્ષ બ્રહ્મચર્ય કર્યું ત્યારે બ્રહ્માએ કહ્યું કે તમે શી ઇચ્છાથી આવ્યા છો? ત્યારે તેઓ બોલ્યા કે આત્મજ્ઞાનની ઇચ્છાથી આવ્યા છીએ. ત્યારે બ્રહ્માએ તેમને એવો ઉપદેશ કર્યો છે કે—

य एषोऽक्षिणि पुरुषो दृश्यते एष आत्मा इति हो वाच एत दमृतमभय मेतद् ब्रह्म इति ॥ छां० ८ ॥ ७ ॥ ४ ॥

આ વાક્યને સાંભળીને તેઓ છાયાને આત્મા નિશ્ચય કરીને ચાલ્યા ગયા. વિરોચન તો ફરીથી ન આવ્યા પણ ઇન્દ્ર ઉક્ત આત્મામાં દોષ સમજીને પુનઃ બ્રહ્માજીની પાસે ગયા. બ્રહ્માજીએ કહ્યું બત્રીસ વર્ષ તપ કરો. જ્યારે તપ કરી ચૂકયા ત્યારે એવો ઉપદેશ આપ્યો કે —

य एषः स्वप्ने महीयमान श्चरति एष आत्मा इति होवाच एतद् मृतमभय मेतद् ब्रह्म इति ॥ छां० ८ ॥ १० ॥ १ ॥

એમાં પણ ઇન્દ્રએ દોષ બતાવ્યો ત્યારે બ્રહ્માએ એમ કહ્યું કે—

तद्यत्रं एतत्सुप्तः समस्तः सम्पन्नः स्वप्नं न विजानाति एष आत्मा इति हो वाच एतदमृतमभय मेतत् ब्रह्म इति छां० ८॥ ११॥१॥

એમાં પણ ઇન્દ્રએ દોષ કહ્યો ત્યારે બ્રહ્માએ એવો ઉપદેશ કર્યો કે —

अशरीरं वावसन्तं न प्रियाप्रिये स्पृशतः ॥ अशरीरो वायुः अभ्रं विद्युत् स्तनयित्नुः अशरीराणि ॥ एतानि तद्यथा एतानि अमुष्मादाकाशात्समुत्थाय परं ज्योति रुपसंपद्य स्वेन स्वेन रूपेणाभि निष्पद्यन्ते ॥ एवमेव एषः संप्रसादोऽस्मात् शरीराद् समुत्थाय परंज्योति रूपसंपद्य स्वेन रूपेणाभि निष्पद्यन्ते सः उत्तमः पुरुषः इति ॥ छां० ८ ॥ १२ ॥ ३ ॥

અર્થ — અશરીરીને સુખ દુઃખ સ્પર્શ કરી શકતાં નથી, વાયુ અશરીર છે, મેઘ અશરીર છે, વિજળી અશરીર છે, અને વીજળીની ચમક અશરીર છે. જે પ્રમાણે એ સર્વ આ આકાશથી ઉઠીને તે પરમ જ્યોતીમાં પ્રાપ્ત થઇને પોતપોતાના રૂપમાં સ્થિત થાય છે એ પ્રમાણે આ સંપ્રસાદ એટલે જીવ આ શરીરથી ઉઠીને તે પરમ જ્યોતીને પ્રાપ્ત થઇને પોતાના સ્વરૂપમાં સ્થિર થઇ જાય છે.

એવી અવસ્થાને પ્રાપ્ત થયેલો જીવાત્મા ઉત્તમ પુરૂષ કહેવાય છે આ ઠેકાણે એવી શંકા થાય છે કે—સમ્પ્રસાદ શબ્દથી જીવનું ગ્રહણ દેખાય છે માટે જીવજ દહરાકાશ છે ? તેના ઉત્તરમા સૂત્રકાર કહે છે—

## उत्तराच्चेदाविर्भूतस्वरूपस्तु ॥ १९ ॥

पद०—उत्तरात् ॥ चेत् ॥ आविर्भूतस्वरूपः ॥ तु ॥

અર્થ—एषसम्प्रसादोऽस्मात् शरीरात्समुत्थाय ઇત્યાદિ વાક્યમાં જીવનું કથન કરેલુ છે એ શંકાનો સૂત્રના ઉત્તર ભાગમા એવો ઉત્તર છે કે—જેનુ સ્વરૂપ નિર્મલ થયું હોય એવા જીવાત્માને આ ઠેકાણે ઉત્તમ પુરૂષ કહ્યો છે એ માટે કાઇ જીવાત્મા દહરાકાશ એટલે બ્રહ્મ કહી શકાતો નથી એમા પણ સ્વામી શ્રી શંકરાચાર્ય-જીએ "अहंब्रह्मास्मि' ' तत्त्वमसि ' ઇત્યાદિ વાક્ય લગાવીને જીવને બ્રહ્મ બનાવી દીધો છે જેમ કે —

यावदेवहि स्थाणाविवपुरुषबुद्धिं द्वैतलक्षणामविद्या निवर्त यन् कूटस्थनित्यदृक् स्वरूपमात्मानमहं ब्रह्मास्मीति न प्रति पद्यते तावज्जीवस्य जीवत्वम् ॥ शं० भा० १ ॥ ३ ॥ ९ ॥

અર્થ—સ્થાણુમા પુરૂષ બુદ્ધિની માફક આ દ્વૈત લક્ષણવાળી અવિદ્યાને જ્યા સુધી પુરૂષ નિવૃત્ત નહિ કરે ત્યા સુધી એ જીવમા જીવપણુ છે વળી આગળ લખ્યુ છે કે—જ્યારે શ્રુતિથી એવો બોધ થાય છે કે—તુ સંસારી નથી કિન્તુ કૂટસ્થ નિત્ય બ્રહ્મ છે ત્યારે કૂટસ્થ નિત્ય બ્રહ્મજ અવિદ્યાથી જીવભાવને પ્રાપ્ત થાય છે એ પણ આશ્ચર્ય કે શંકરાચાર્યજીના મતમા શુદ્ધ બ્રહ્મને પણ અવિદ્યા વળગે ખરી !!! એનાથી બીજુ આશ્ચર્ય શું ? સ્વામી રામાનુજાચાર્યજી પોતાના ભાષ્યમા લખે છે કે—સર્વ લોક લોકાન્તરોની મર્યાદા સ્થિર કરવાનો ગુણ જીવાત્મામા કદાપી હોઇ શકતો નથી —

जगद् व्यापार वर्ज्यमित्यत्रोपपादयिष्यामः ॥

श्रीभाष्य० १ ॥ ३ ॥ १८ ॥

અર્થ—મુક્ત જીવોનું ઐશ્વર્ય પણ ઈશ્વર તુલ્ય થતું નથી એ વાત અમે जगद्व्यापारवर्ज्यम् એ સૂત્રમાં કહિશું—આ કથનથી વિશિષ્ટાદ્વૈતવાદી ભાષ્યકારે સ્પષ્ટ કરી આપ્યું છે કે આ સૂત્રમાં જીવને બ્રહ્મ થવાના ભાવનો ગંધ માત્ર પણ નથી. ૧૯.

સંગતિ—જો જીવને બ્રહ્મ થવાનું આ પ્રકરણમાં કથન નથી તો આ પ્રકરણમાં જીવાત્માનું કથન શામાટે કર્યું છે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## अन्यार्थश्च परामर्शः ॥ २० ॥

पद०—अन्यार्थः ॥ च ॥ परामर्शः ॥

અર્થ—અન્ય મુક્ત જીવાત્માના કથન કરવા માટે આ પરામર્શ છે કે તે પરમાત્માની દહરવિદ્યાને જાણીને જીવાત્મા નિષ્પાપ થાય છે. એ અભિપ્રાયથી આ ઠેકાણે જીવાત્માનું કથન છે ૨૦.

સંગતિ—"दहरोऽस्मिन्नन्तराकाशः" આ બ્રહ્મપુરમાં જે આકાશ છે તે દહરાકાશ છે એ પ્રમાણે બ્રહ્મને અલ્પ કથન કર્યો છે તો પુનઃ અલ્પદેશી પરિચ્છિન્ન પદાર્થ બ્રહ્મ શી રીતે થઈ શકે છે? ઉત્તર-

## अल्पश्रुतेरितिचेत्तदुक्तम् ॥ २१ ॥

पद०—अल्पश्रुतेः ॥ इति ॥ चेत् ॥ तत् ॥ उक्तम् ॥

અર્થ—કદાપિ કહો કે અલ્પ કહેવાથી દહરાકાશ એ બ્રહ્મનું નામ નથી તો એ ઠીક નહિં, કેમકે તેને અલ્પ એટલે આકાશ સમાન કથન કર્યો છે. અર્થાત્ દરેક વસ્તુની અંદર હોવાથી આકાશની માફક અલ્પ છે-એનો સવિસ્તર ઉત્તર બ્રહ્મ સૂત્ર ૧॥૨॥૭ માં આપ્યો છે. માટે અહીં આવશ્યક નથી. ૨૧.

સંગતિ—यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्म
योनिम् ॥ तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः
परमं साम्यमुपैति ॥ मु० ३ ॥ ३ ॥

અર્થ—જ્યારે જીવાત્મા તે સ્વપ્રકાશ સ્વરૂપ બ્રહ્મને જ્ઞાનદૃષ્ટિથી જુવે છે ત્યારે તે મુક્ત જીવ પુણ્ય પાપથી રહિત થઈને તે માયારહિત બ્રહ્મની સમાન થાય છે. ઇત્યાદિ વાકયોથી બ્રહ્મનો ભાવ જીવમાં જણાયાથી જીવ બ્રહ્મ કેમ નહિ? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

અનુકૃત્યધિકરણ

## अनुकृतेस्तस्यच ॥ २२ ॥

पद० अनुकृतेः ॥ तस्य ॥ च ॥

અર્થ—તે બ્રહ્મનુ અનુકરણ કરવાથી તે મુક્ત પુરૂષ "अपहत पाप्मा" અર્થાત્ નિષ્પાપ થાય છે સારાંશ એ છે કે—તે પરમાત્માના સદ્ગુણોને પોતાનામાં ધારણ કરવાથી બ્રહ્મની તુલ્ય કહેવામાં આવ્યો છે. તે અસીમ પરમાત્માના ગુણોનું અનુકરણ કરવાવાળો તુચ્છ જીવ કદાપિ બ્રહ્મ થઈ શકતો નથી. ૨૨

સંગતિ—એજ પ્રસંગમાં નીચેનું પણ સૂત્ર છે કે—

## अपिचस्मर्य्यते ॥ २३ ॥

पद०—अपि ॥ च ॥ स्मर्य्यते ॥

तमेव भान्त मनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥
॥ मु० २ ॥ २ ॥ १० ॥

અર્થ—તેજ પરબ્રહ્મના પ્રકાશથી સર્વ પ્રકાશિત થાય છે અર્થાત તે સ્વપ્રકાશના પ્રકાશનું સર્વ અનુકરણ કરે છે.

इदं ज्ञान मुपाश्रित्य मम साधर्म्य मागताः ॥
सर्गेपिनोपजायन्ते प्रलये न व्यथन्तिच ॥ गीं० १४ श्लो० २

અર્થ—તે બ્રહ્મજ્ઞાનને પામીને મારા સમાન ધર્મને પામે છે. શ્રી કૃષ્ણજી કહે છે કે જેવી રીતે હું બ્રહ્મજ્ઞાની છું તેવા તે બ્રહ્મજ્ઞાની થાય છે પછી તે સૃષ્ટિની ઉત્પત્તિમાં ઉત્પન્ન થતા નથી અને

પ્રલયમાં લય પામતા નથી. આ કથન જ્ઞાનના મહત્ત્વની દૃઢતાને માટે કહ્યું છે. એ ગીતા વાકયથી પણ એમ સિદ્ધ થાય છે કે મુક્ત પુરૂષ નિષ્પાપ હોવાથી બ્રહ્મના ધર્મોને પ્રાપ્ત થાય છે, પણ કદી પોતે બ્રહ્મ બની શકતો નથી. ૨૩.

સંગતિ—જો જીવ બ્રહ્મ નથી બની શકતો તો અંગુષ્ઠ માત્ર જીવને બ્રહ્મ ભાવ કેમ કહ્યો ? જેમકે—

अंगुष्ठ मात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ॥ ईशानो भूत भव्यस्य, न ततो विजुगुप्सते ॥ कठ० २ ॥ ४ ॥ १२ अंगुष्ठ मात्रः पुरुषो ज्योति रिवा धूमकः॥ ईशानो भूत भव्यस्य स एवाद्यः सउश्वः एत द्वैतत् ॥ कठ० २ ॥ ४ ॥ १३ ॥

ઉક્ત વિષયવાકયોનો આશય સૂત્રકાર કહે છેઃ—

७ प्रमिता धिकरण

## शब्दादेवप्रमितः ॥ २४ ॥

पद०—शब्दात् ॥ एव ॥ प्रमितः ॥

અર્થ—ઉક્ત વાકયોમાં અંગુષ્ઠમાત્રથી પરમાત્માનું ગ્રહણ છે, જીવાત્માનું નથી. એ વાત શબ્દ પ્રમાણથી દેખાય છે. જેમકે—'ईशानो भूतभव्यस्य' તે પરમાત્મા ભૂત તથા ભવિષ્યત્ સર્વ વસ્તુઓનો સ્વામી છે, અને જીવ કદાપિ ભૂતભવિષ્યત્ વસ્તુઓનો ઇશ્વર બની શકતો નથી. સ્વામી શ્રી રામાનુજાચાર્યજી એ વિષયપર એમ લખે છે કે — नच भूत भव्यस्य सर्वस्येशितृत्वं कर्मपरवशस्य जीवस्यो पपद्यते ॥ श्री० भा० १ ॥ ३ ॥ २४ ॥ અર્થ—પોતાનાં કર્મથી પરાધીન જીવાત્મા ભૂતભવિષ્યત્ વસ્તુનો ઇશ્વર કદાપિ થઈ શકતો નથી.

ઉપરોક્ત સૂત્રનાં વિષયવાકયના અર્થ એમ છે કે-(૧) અંગુષ્ઠમાત્ર પુરૂષ પ્રત્યેક જીવાત્માની અંદર રહે છે. તે અંગુષ્ઠમાત્ર પુરૂષ સર્વ ભૂતભવિષ્યત્ વસ્તુઓનો ઇશ્વર છે. જો જીજ્ઞાસુ એ પ્રમાણે તે પુરૂષને જાણી લે છે તો તેનાથી પછી તે,

પોતાને છીપાવતો નથી (૨) અંગુષ્ઠમાત્ર પુરૂષ જે ધુમ વગરની જ્યોતિ સમાન છે તે કાલકૃત પરિચ્છેદથી રહિત છે, તેજ આજે છે અને કાલે હશે, સદા એકરસ કૂટસ્થ નિત્ય છે. હવે શંકા એવી રહી જાય છે કે તેને અંગુષ્ઠમાત્ર કેમ કહે છે ? તેનો ઉત્તર એટલોજ કે – અંગુષ્ઠ પરિમાણવાળું જે મનુષ્યનું હૃદય તેમાં જીવાત્માનો નિવાસ હોવાના અભિપ્રાયથી પરમાત્મા પણ તે જીવમાં વ્યાપક હોવાથી અંગુષ્ઠમાત્ર કહ્યો છેઃ અને એ વાત તો સર્વ સમ્મત છે કે આ ઠેકાણે પ્રકરણ પરમાત્માનું છે એ માટે પરમાત્માનેજ અંગુષ્ઠમાત્ર કહ્યા છે. સ્વામી શંકરાચાર્યજી પણ આ ઠેકાણે એમજ માને છે કે "પ્રશ્ન બ્રહ્મ વિષયક હતો માટે આ ઠેકાણે બ્રહ્મનુંજ ગ્રહણ થાય છે. યથા –

*पृष्टंचेद्ब्रह्म अन्यत्र धर्मादन्यत्राऽधर्मादन्यत्रास्मात् कृताकृतादन्यत्र*
भूताच्च भव्याच्च यत्तत्पश्यसितद्वद ॥कठ० १ ॥ २ ॥ १४ ॥

જો કોઈ સાકારવાદી એમાં પ્રશ્ન કરે કે જ્યારે હૃદયની ઉપાધિથી અંગુષ્ઠમાત્ર કહી શકાય છે તો મૂર્તિરૂપ ઉપાધિથી મૂર્ત માત્ર ન કહેવાય ? એનો ઉત્તર સૂત્રકારે "स्थानादिव्यपदेशात्" ब्र० १ । २ । १४ માં આપી દીધો છે બ્રહ્મનું સ્થાનાદિ કથન વ્યાપ્યવ્યાપક ભાવથી છે પણ કાંપૂસ(રૂ)થી જેમ કપડું અને માટીથી જેમ ઘડો તેમ તાદાત્મ્ય ભાવથી નથી." ૨૪.

સંગતિ — હૃદય પણ સર્વનું એકસરખું હોતું નથી તો પછી અંગુષ્ઠમાત્ર શાસ્માટે કહ્યું. હાથી અને ઉંટ આદિનાં હૃદયનું અંગુષ્ઠમાત્ર પરિમાણ અસંભવિત છે ! ઉત્તર —

## हृद्यपेक्षातुमनुष्याधिकारत्वात् ॥२५॥

પદ० हृदि ॥ अपेक्षा ॥ तु ॥ मनुष्याधिकारत्वात् ॥

અર્થ — મનુષ્યોનો બ્રહ્મવિદ્યામાં અધિકાર હોવાથી મનુષ્યના હૃદયનીજ અપેક્ષા છે, પશુ પક્ષીની નહિ ૨૫

હવે આ અધિકરણમાં દેવતાઓનો અર્થાત્ દિવ્યગુણવાળા બ્રહ્મવેત્તા મનુષ્યોનો બ્રહ્મવિદ્યામાં પઠનપાઠનનો અધિકાર નિરૂપણ કરે છે.

અર્થાત્ બ્રહ્મજ્ઞાન પામીને તે નિષ્કર્મ નથી થતા એ વાતનું વર્ણન આ દેવતાધિકરણમાં સૂત્રકાર કરશે.

સંગતિ — "मनुष्याधिकारत्वात्" એ સૂત્રથી જણાય છે કે બ્રહ્મજ્ઞાનનો મનુષ્યનેજ અધિકાર છે. જ્યારે તેજ મનુષ્ય બ્રહ્મવેત્તા થઈને અને અપહતપાપ્માદિ ગુણ સંપન્ન થઈને દિવ્ય ભાવોને ધારણ કરે છે જેથી તેની દેવ પદવી થાય છે તો પછી તેને કાંઇ કર્તવ્ય રહેતું નથી તે સર્વથા નિષ્કર્મ થાય છે ! એ શંકાનિ નિવૃત્તિ સૂત્રકાર આ દેવતાધિકરણમાં કરે છે —

८ દેવતાધિકરણ.

## तदुपर्यपिबादरायणः सम्भवादिति ॥२६॥

पद०—तदुपरि ॥ अपि ॥ बादरायणः ॥ संभवात् ॥ इति ॥

અર્થ — બાદરાયણાચાર્ય એમ માને છે કે—મનુષ્ય પદવીની ઉપર દેવપદવી, ઋષિ, મુનિ પદવીઓમાં પણ કર્મનો અધિકાર રહે છે જેમકે —

ब्रह्म वा इदमग्र आसीत् तदात्मानं एवावेदहं ब्रह्मास्मि,. इति तस्मात्तत्सर्व मभवत् तद्योयो देवानां मत्वबुध्यत् स एव तदभवत् ॥ तथा ऋषीणां तथा मनुष्याणांतद्वैतत्पश्यन् ऋषिर्वामदेवः प्रतिपेदे अहं मनुरभवं सूर्यश्चेति ॥ बृ० १।४।१० ॥

અર્થ — બ્રહ્મજ (પરમાત્મા) સંસારથી પ્રથમ હતુ અને તે સર્વજ્ઞ હોવાથી પોતે પોતાને જાણતા હતા. કેવાં રૂપથી જાણતા ? તો "હું બ્રહ્મ છું," એ રૂપથી જાણતા હતા. તાત્પર્ય કે બ્રહ્મ પોતે પોતાને જાણતા હતા એ કથનથી સ્પષ્ટ થઇ ગયુ કે આ ઠેકાણે બ્રહ્મ શબ્દ પરમેશ્વર વાચક છે. અન્યથા જો બ્રહ્મને આત્માનો જાણનાર ન કહ્યો હોત તો એવો સંદેહ થાત કે-બ્રહ્મ શબ્દ આ ઠેકાણે પ્રકૃતિવાચક છે અથવા વેદનો વાચક છે. કેમકે વેદ તથા પ્રકૃતિનુ નામ પણ બ્રહ્મ છે, અને જે એમ કહ્યુ છે કે 'દેવતા, ઋષીઓ તથા મનુષ્યમાથી જેને બોધ થયો તે સર્વ બ્રહ્મ થઈગયા' તેનો આશય એ છે કે બ્રહ્મના

અપહતપાપ્માદિ ગુણો ધારણ કરવાથી બ્રહ્મ વેત્તાઓને 'બ્રહ્મ થયા' કહ્યું છે. આજ આશય ને મુણ્ડ. ૩ ૨૯ "**ब्रह्मविद ब्रह्मैव भवति.**" શબ્દથી જણાવે છે. અને એજ આશયનું **शास्त्र दृष्टया तूपदेशो वाम: देववत् ॥ बृ सू. १। १ ।३०॥**માં વર્ણન કર્યું છે. અને આગળ ફલાધ્યાયમાં **ब्राह्मेण जैमिनि रुपन्यासादिभ्यः ॥ ब्र० सू० ४ ॥ ४ ॥ ५ ॥** એમાં વર્ણન કરવામાં આવશે કે બ્રહ્મભાવનો એવોજ અર્થ છે કે બ્રહ્મના ગુણ ધારણ કરવાથી મુક્ત પુરૂષ બ્રહ્મની સદૃશ થાય છે. અસ્તુ – આ ઠેકાણે પ્રસંગ સંગતિથી બ્રહ્મભાવના વિષયમાં એટલુ કહેવાયુ; મુખ્ય વાત તો એ છે કે દેવતા, ઋષિ અને મનુષ્ય એ ભિન્ન જાતિ છે કે એકજ મનુષ્ય જાતિમાંથી વિદ્યાદિ ગુણોનાં અધિકપણાંથી પદવીઓ છે? એનો ઉત્તર એક પ્રકારે તો ઉપનિષદ્ વચનમાં આવી ગયો છે '**ऋषिर्वामदेवः**" જ્યારે ઋષિ એમ આ ઠેકાણે મનુષ્ય જાતિમાંથીજ મંત્ર તત્વ જ્ઞાનાદિ ગુણોનું અધિકપણું હોવાથી લખ્યું છે, તો પછી દેવતા પણ બ્રહ્મ વિદ્યાદિ દિવ્ય ગુણોનાં આધિક્યથી મનુષ્ય જાતિમાંથીજ શા માટે, નહિ લઇ શકાય? અમારા વિચારમાં તો એ પૌરાણિક ભાવની ઝલક છે કે દેવતાઓને અલૌકિક માને છે. ગીતા પણ દેવતાઓની મનુષ્ય વર્ગથી વિલક્ષણ યોનિ માનવામાં સર્વથા વિરૂદ્ધ છે. જેમ કે–

**द्वौ भूत सर्गौ लोकेऽस्मिन् देव आसुर एवच ॥ गी०अ०१६श्लोक०६**

અર્થ — મનુષ્યોમાં બે શ્રેણી છે એક દેવ અને બીજો અસુર. અને જે સ્વામી શંકરાચાર્યજી તથા શ્રી રામાનુજાચાર્યજીએ દેવતાઓને આ ઠેકાણે પૌરાણિકભાવનાથી માન્યા છે તો તેનો ઉત્તર એટલોજ છે કે — ઉક્ત આચાર્યોના હૃદયમાં પૌરાણિક ભાવોની ઝલક પડી ચુકી હતી. એટલું તો તેઓનું આત્મિક બલ છે કે પૌરાણિક પ્રભાવ પડયા છતાં પણ હજારો સ્થાનોપર પૌરાણિક પ્રભાવને મર્દન કરીને આગળ વધ્યા છે. એ તેઓનું કેવલ આત્મિક બલજ નથી કિંતુ ઔપનિષદ્ જ્ઞાનનું પણ એ બલ છે જેથી ઉક્ત આચાર્યો પૌરાણિક સીમાને તોડીને આગળ વધ્યા છે જેમ કે નિરાકાર "**एकमेवाद्वितीयम्**" માનવામાં શંકરાચાર્ય તથા "**निरवधिकातिशय**" કલ્યાણ ગુણાકર માનવામાં સ્વામી રામાનુજાચાર્ય. કોઇ કોઈ ઠેકાણે પૌરાણિક

ભાવોના ભક્ત બનવાનો ભાવ જે ઉક્ત આચાર્યોમાં આવ્યો છે એ વિષયને (પ્રો. આર્ય મુનીએ)સતર્ક 'વેદાન્તાર્થભાષ્ય ભૂમિકા'માં સ્પષ્ટ કરીને લખ્યો છે. તો તે ભક્તિના ભાવથી ઉક્તાચાર્યોએ આ અધિકરણમાં દેવતાઓને અલૌકિક માન્યા છે. સૂત્રકારનો આશય આ અધિકરણમાં એવો છે કે દેહધારી મનુષ્ય, દેવ, ઋષિ આદિ કોઇ પણ પદવીમાં કેમ ન હોય પણ તેને સર્વ અવસ્થામાં કર્મનો અધિકાર રહેજ છે. તેજ સૂત્રકારે પ્રતિપાદન કર્યું છે. ૨૬

સંગતિ—भिद्यते हृदयग्रन्थि श्छिद्यन्ते सर्व संशयाः ॥ क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ मूण्ड० ॥ २ ॥ ८
प्लवाह्येते ऽदृढा यज्ञ रूपा अष्टादशोक्तमवरं येषु कर्म ॥ एतच्छ्रेयो योऽभिनन्दन्ति मूढा जरा मृत्युं ते पुनरेवापि यान्ति ॥ मूण्ड० २ ॥ ७ ॥

અર્થ—તે પરાવર બ્રહ્મનો સાક્ષાત્કાર થયાથી અવિદ્યારૂપી હૃદયગ્રન્થિ ખુલી જાય છે, સર્વ સંશય નષ્ટ થઈ જાય છે અને સર્વ કર્મનો ક્ષય થઇ જાય છે. આ ઠેકાણે "पर" એટલે કારણ અને "अवर" એટલે કાર્ય, પ્રકૃતિરૂપી કારણ અને સંસારરૂપી કાર્ય તે પરમાત્માનામાં રહે છે માટે તેને પરાવર કહેવાય છે. (૨) આ યજ્ઞરૂપ હોડીઓ અદૃઢ છે જેમાં અઢાર પ્રકારના કર્મ કહેવાયાં છે. જે મૂઢ ઉક્ત યજ્ઞાદિ કર્મોની શ્રેષ્ઠતાનું વર્ણન કરે છે તે પુનઃ પુનઃ જન્મ મરણને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ વાક્યોમાં કર્મનું ખંડન કરેલું છે. અને છાંદોગ્યમાં "एवं वर्तयन्यावदायुषं ब्रह्मलोक मभिसम्पद्यते ॥ ઇત્યાદિમાં કર્મનું મંડન છે તો એવી રીતે દેવતાઓના કર્મોમાં પરસ્પર વિરોધ જણાય છે તેનો પરિહાર શી રીતે કરવો ? ઉત્તર—

## विरोधः कर्मणीति चेन्नानेक प्रतिपत्तेर्दर्शनात् ॥ २७॥

पद० विरोधः ॥ कर्मणि ॥ इति ॥ चेत् ॥ न ॥ अनेकप्रतिपत्तेः॥ दर्शनात् ॥

અર્થ — જો કર્મોમાં વિરોધની આશંકા કરવામાં આવે તો તે ઠીક નથી, કેમકે અનેક પ્રકારની પ્રાપ્તિ દેખવામાં આવે છે માટે. તે પ્રાપ્તિ એવી રીતે છે કે — " भिद्यतेहृदयग्रन्थिः " એનો અભિપ્રાય એવો છે કે બ્રહ્મદર્શી પુરૂષના પાપાદિકકર્મ ક્ષય થઇ જાય છે. અને " प्लवाह्येतेऽदृढाः " એનો આશય એવો છે કે કેવલ યજ્ઞાદિ કર્મોને પ્રધાન માનવાવાળા મૂઢ છે. કેમકે વેદ કર્મ અને જ્ઞાનના સમુચ્ચયનું વિધાન કરે છે એજ વાતને स खल्वेवं वर्त्तयन् यावदायुपं ब्रह्म लोकमभिसम्पद्यते ॥ छां० ८ ॥ १५ ॥ ८ ॥ એમાં સ્પષ્ટ કરી આપ્યું છે કે ' यावदायुषम् ' ઇન્દ્રિય સંયમતાદિ કર્મને કરતાં જ્ઞાન દૃષ્ટિથી સર્વ ઇન્દ્રિયોને પરમાત્મામાં લગાવીને यावदायुषम् એટલે કે મુક્તિના નિયમિત સમય સુધી ( ब्रह्मलोकम् ) પરમાત્મા દર્શનરૂપ બ્રહ્મ લોક અર્થાત્ મુક્તિ અવસ્થાને પ્રાપ્ત થાય છે. ૨૭

સંગતિ — કર્મમાં વિરોધ ભલે ન હોય પરંતુ તે શબ્દોમાં તો પરસ્પર વિરોધ છેજ ! કોઈ ઠેકાણે તો કર્મોનું વિધાન કરે છે અને કોઈ ઠેકાણે કર્મોની નિન્દા બતાવે છે. અને જે લોકો એ વિરોધ નિવૃત્ત કરવા માટે પોતાના મનોરથ માત્રના અર્થ કરી લે છે તેનાથી શબ્દનો વિરોધ કેવી રીતે નિવૃત્ત થઇ શકે ? ઉત્તર —

## शब्द इतिचेन्नातः प्रभवात्प्रत्यक्षानुमानाभ्याम् ॥२८॥

પદ૦—शब्दः ॥ इति ॥ चेत् ॥ न ॥ अतः प्रभवात् ॥ प्रत्यक्षानुमानाभ्याम् ॥

અર્થ — જો કદાપિ ઉપરોક્ત શંકા કરવામાં આવે તો યોગ્ય નથી કેમકે " अतःप्रभवात् " એટલે કે વેદરૂપ શબ્દથી જે જ્ઞાન અને તેનાથી પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણથી શબ્દનો વિરોધ દૂર થઈ જાય છે. અર્થાત્ અર્થાભાસને દૂર કરવા માટે તર્ક અવશ્ય માનવોજ પડે છે. જો કોઇ આ ઠેકાણે એમ શંકા કરે કે જ્યારે તર્કથી વેદાર્થ

પ્રમાણિત થાય છે તો પછી તર્કજ વેદથી મોટો ઠરે છે ? એનો ઉત્તર એ છે કે પરમાત્માનું વેદરૂપ જ્ઞાન અવિદ્યાની નિવૃત્તિ કરનારૂં છે. માટે આવિદ્યક અર્થ પરિત્યાગ કરવા માટે વેદથી અવિરૂદ્ધ તર્ક અવશ્ય સ્વિકરણીય છે. એ માટેજ મનુજીએ વેદથી અવિરૂદ્ધ તર્કનો સ્વિકાર કર્યો છે કે—

आर्षं धर्मोपदेशंच वेदशास्त्रा विरोधिना म० अ० १२ ॥ १०६

અર્થ—ઋષિપ્રણીત સિદ્ધાન્ત અને ધર્મોપદેશનો નિશ્ચય વેદ શાસ્ત્રાનુકુલ તર્કોથી થાય છે અન્યથા નહિ. એ પ્રમાણે વેદાવિરોધી તર્કથી દેવોનો કર્મમાં અધિકાર જણાય છે. એમાં અનુમાન એ છે કે

देवानां ब्रह्मविदां कर्म स्वधिकारः मनुष्यत्वात् इन्द्रादिवत् ॥

અર્થ—બ્રહ્મવેત્તા કે જે બ્રહ્મજ્ઞાનના કારણથી દેવો કેહેવાય છે, તેમનો પણ કર્મમાં અધિકાર છે જેમ કે ઇન્દ્રાદિ દેવોને હતો. એજ આશયને લઇને ગીતામાં એમ લખ્યું છે કે—

कर्मणैव हि संसिद्धि मास्थिता जनकादयः ॥ गी० अ० २ ॥ २०

અર્થ—કર્મથીજ જનકાદિ બ્રહ્મવેત્તા લોકો સિદ્ધિને પ્રાપ્ત થયા હતા. ૨૮.

સંગતિ—જ્યારે વેદનો વિરોધ તર્કથી નિવૃત્ત કરાય છે તો પછી જો તર્ક વેદને અનિત્ય સિદ્ધ કરે તો તે પણ માનવું પડશે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે કે—

## अतएवचनित्यत्वम् ॥ २९ ॥

पद०—अतः ॥ एव ॥ च ॥ नित्यत्वम् ॥

અર્થ—એ માટેજ વેદ નિત્ય છે કે તેને તર્ક અનિત્ય સિદ્ધ કરી શકતો નથી. કેમકે ઇશ્વરીય જ્ઞાન હોવાથી તે વેદને તર્ક તો નિત્યજ સિદ્ધ કરે છે. ઇશ્વરનું જ્ઞાન નિત્ય હોય છે માટે વેદ નિત્ય છે. ૨૯

સંગતિ—જ્ઞાનરૂપ વેદ ભલે નિત્ય હોય પણ પ્રત્યેક સૃષ્ટિની આદિમાં તે જ્ઞાનની જે આવૃત્તિ થાય છે—જેનાથી વેદ પુસ્તકાકાર બને છે તે નિત્ય શી રીતે? ઉત્તર—

## समान नामरूपत्वाच्चा वृत्तावप्यविरोधो दर्शनात् स्मृतेश्च ॥ ३० ॥

पद०—समाननामरूपत्वात् ॥ च ॥ आवृत्तौ ॥ अपि ॥ अविरोधः दर्शनात् ॥ स्मृतेः ॥ च ॥

અર્થ—વેદોનું સમાન નામરૂપ હોવાથી અર્થાત્ તેજ વેદોના નામ અને તેજ પ્રકારની રચના હોવાથી તેના નિત્યત્વમાં કાંઇ પણ વિરોધ આવતો નથી. જેમ કે—

सूर्याचंद्रमसौ धाता यथा पूर्वमकल्पयत् ॥ ऋ० अ० ८ व० ४८ मं० २ ॥

અર્થ—સૂર્ય અને ચંદ્રમાને ધાતા પરમાત્માએ પૂર્વ સૃષ્ટિની સમાનજ બનાવ્યા છે. એ પ્રમાણ વેદોનું પણ ઉપલક્ષણ સમજવું. અર્થાત્ એ પ્રમાણે વેદોને પણ સમાન રૂપવાળા બનાવ્યા છે. ઈત્યાદિ સમાન નામરૂપની આવૃત્તિ જણાયાથી વેદોના નિત્યત્વમાં કાંઈ દોષ આવતો નથી.

अनादि निधना नित्या वागुत्सृष्टा स्वयंभुवा म० अ० ॥ १ ॥२१॥

ઈત્યાદિ સ્મૃતિઓથી જણાય છે કે—વેદ અનાદિ અનન્ત હોવાથી નિત્ય છે. અને એ માટેજ અપૌરૂષેય અર્થાત્ કોઈ પુરૂષ પ્રણીત નથી કિન્તુ પરમાત્માનું જ્ઞાન હોવાથી અનાદિ અનંત છે. ૩૦

સંગતિ—બૃહદારણ્યકમાં જે મધુવિદ્યા વર્ણન કરેલી છે તેનાથી જણાય છે કે દેવોને કર્મોનો અધિકાર અસંભવિત છે કેમકે ત્યાં દેવોના કર્માભાવનુંજ વિધાન કર્યું છે. એ ભાવને લઈને જૈમિનિ એમ માને છે કે—

## मध्वादिष्वसंभवा दनधिकारंजैमिनिः ॥ ३१ ॥

पद०—मध्वादिषु ॥ असंभवात् ॥ अनाधिकारम् ॥ जैमिनिः ॥

અર્થ — મધુવિદ્યામાં દેવતાઓના કર્મનો અસંભવ હોવાથી દેવોને કર્મનો અધિકાર નથી એમ જૈમિનિ ઋષિ માને છે. બીજી યુક્તિ કર્માભાવની જૈમિનિની એવી રીતે છે કે — તે દેવ એવી બ્રહ્મજ્યોતિમાં રહે છે કે તેને સદૈવ બ્રહ્મનું ધ્યાન રહે છે એ માટે તેને કર્મનો અધિકાર નથી. એજ અભિપ્રાયથી વળી કહે છે કે — ૩૧

## ज्योतिषिभावाच्च ॥ ३२ ॥

पद०—ज्योतिषि ॥ भावात् ॥ च ॥

અર્થ — જ્યોતિ સ્વરૂપ જે બ્રહ્મ છે તેમ વર્તન જણાયાથી દેવોનો અધિકાર કર્મમાં નથી. એ બંને સૂત્રના પૂર્વપક્ષનું ખંડન આગળનાં સૂત્રમાં કરે છે કે — ૩૨

## भावंतुबादरायणोऽस्तिहि ॥ ३३ ॥

पद०—भावम् ॥ तु ॥ बादरायणः ॥ अस्ति ॥ हि ॥

અર્થ — આ ઠેકાણે 'તુ' શબ્દ પૂર્વપક્ષનો નિષેધ કરે છે. બાદરાયણાચાર્ય એમ માને છે કે — દેવોનો અધિકાર કર્મમાં છે. સૂત્રનો આશય એવો છે કે યદ્યપિ દેવતાઓની વૃત્તિઓનો ભાવ બ્રહ્મધ્યાન સમયે કર્મમાં ભલે ન હોય તથાપિ તેમાં કર્મ કરવાનું સામર્થ્ય હોવાથી કર્મનો ભાવ જણાય છે, એ માટે તેમનો કર્મમાં અધિકાર છે ૩૨

સંગતિ — હવે પ્રકરણ એ ચલાવે છે કે શૂદ્રને બ્રહ્મવિદ્યામાં અધિકાર છે કે નહિ? છાંદોગ્યના ચોથા પ્રપાઠકમાં એવી કથા છે કે એક જાનશ્રુતિ નામનો રાજા હતો તે બ્રહ્મવિદ્યાને માટે બ્રહ્મવેત્તા રૈક્વ ઋષિની પાસે ગયો અને ઘણીક ગાયરથ આદિ ભેટ લઈને રૈક્વને કહેવા લાગ્યો કે આપ આ ભેટ ગ્રહણ કરીને મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. રૈક્વએ આ સાંભળીને કહ્યું કે —

अहहारेत्वा शूद्र तवैव सह गोभिरस्तु ॥ छान्दो० ४ ॥२॥३॥

અર્થ — હે શૂદ્ર આ રથો તેમજ ગૌઆદિ છે તે તમારેજ માટે રહેો. એટલું કહીને પછી તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ તથા અધ્યયન કરાવ્યું છે. એમાં સદેહ એટલોજ થાય છે કે શૂદ્રને બ્રહ્મવિદ્યામાં અધિકાર શી રીતે? એ વાતને સૂત્રકાર નીચેના સૂત્રથી પ્રતિપાદન કરે છે.

૯ અપશૂદ્રાધિકરણ

## शुगस्यतदनादर श्रवणात्तदाद्रवणात्सूच्यतेहि ॥ ३४ ॥

पद०—शुगस्य ॥ तत् ॥ अनादरश्रवणात् ॥ तदाद्रवणात ॥ सूच्यते ॥ हि ॥

અર્થ — તે જાનશ્રુતિને જે રૈકવએ અનાદર સૂચક શબ્દ કહયો હતો તેને શ્રવણ કરીને પુનઃ પણ તે બ્રહ્મવિદ્યાની યાચના કરવા લાગવાથી જણાય છે કે શૂદ્ર શબ્દથી આ ઠેકાણે અધ્યયનાદિ સામર્થ્ય રહિત અસંસ્કારિ પુરૂષનું ગ્રહણ છે, સંસ્કારીનું નથી. ૩૪

## क्षत्रियत्वगतेश्चोत्तरत्र चैत्ररथेनलिंगात् ॥ ३५ ॥

पद०—क्षत्रियत्वगतेः ॥ च ॥ उत्तरत्र॥ चैत्ररथेन ॥ लिंगात् ॥

અર્થ — જાનશ્રુતિમાં ક્ષત્રિયપણાની પ્રાપ્તી તો ચૈત્રરથ નામવાળા ક્ષાત્રધર્મ સંપન્ન પુરૂષના સહચારથી માનેલી છે. એથી જણાય છે કે તે સમયે કોઈ જાતિથી શૂદ્ર અથવા ક્ષત્રિય નહિ મનાતો હતો. એજ વિષયને વળી આગળનાં સૂત્રથી સ્પષ્ટ કરે છે ૩૫

## संस्कारपरामर्शात्तदभावाभिलापाच्च ॥३६॥

पद०—संस्कार परामर्शात् ॥ तदभावाभिलापाव ॥ च ॥

અર્થ — સંસ્કાર હોવાથી બ્રહ્મવિદ્યામાં અધિકાર હોય છે. અને સંસ્કાર ન હોવાથી બ્રહ્મવિદ્યામાં અધિકારનો નિષેધ દર્શાવ્યો છે.

અર્થાત્ જેનામાં વિદ્યાધ્યયનનું સામર્થ્ય હોય છે તે શૂદ્ર નથી અને જેનામાં વિદ્યાધ્યાયન કરવાનું સામર્થ્ય નથી, તે શૂદ્ર કહેવાય છે.–૩૬

સંગતિ—શબ્દ પ્રમાણ વિના એ વાત કેમ માની શકાય કે બ્રાહ્મણાદિ બ્રહ્મવિદ્યાધ્યયનમાં સામર્થ્ય સંપન્ન છે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## तद्भावनिर्धारणेचप्रवृत्तेः ॥ ३७ ॥

पद०—तद्भावनिर्धारणे ॥ च ॥ प्रवृत्तेः ॥

અર્થ—સામર્થ્યના અભાવનો નિશ્ચય કરવામાં ગુરૂ પ્રવૃત્ત થાય છે. એથી જણાય છે કે સામર્થ્ય પ્રયુક્તજ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય હોય છે. એનું વિષય વાક્ય એ છે કે છાંદોગ્યના ચોથા પ્રપાઠકમાં એવી એક કથા છે કે—સત્યકામ એક બાલક હતો તેણે પોતાની માતાને પુછયું કે હું બ્રહ્મચર્ય કરવા ઇચ્છુંછું તો મારૂં ગોત્ર શું છે તે કહે ત્યારે તેની માતાએ કહ્યું કે મને તેનો પત્તો નથી. મારૂં નામ જાબાલા છે અને તારૂં નામ સત્યકામ છે. પછી સત્યકામે ગૌતમ ઋષિની પાસે જઇને કહ્યું કે ભગવન્! હું આપની પાસે આવ્યોછું મને બ્રહ્મચારી બનાવો. ત્યારે ગૌતમે પુછયું કે તમારૂં ગોત્ર શું છે? સત્યકામે ઉત્તર આપ્યો કે મેં મારી માતાને પુછયું ત્યારે કહ્યું કે હું યુવાવસ્થામાં ઘણું ભ્રમણ કરતી હતી માટે તારા પિતાના ગોત્રની મને ખબર નથી. માત્ર સત્યકામ તારૂં નામ છે. માટે હું સત્યકામ જાબાલ છું. ત્યારે ગૌતમ ઋષિયે વિચાર્યું કે

नैतद ब्राह्मणो विवक्तुमर्हति समिधं सौम्याऽहरोपत्वानेष्ये न सत्यादगाः ॥ छा॰ ४ ॥ ४ ॥ ५ ॥

અર્થ—આવી સત્યવાત બ્રાહ્મણ વિના બીજો કોઇ કહી શકે નહિ. હે સોમ્ય! તું સમિધ લઈ આવ હું તને ઉપનયન કરાવું, કેમકે તેં સત્ય છોડયું નથી. સાર એવો નિકળ્યો છે કે જ્યારે ગૌતમે તેના સત્ય ભાષણથી બ્રાહ્મણ નિશ્ચય કર્યો અને ગોત્રની કાંઇ પણ અપેક્ષા કરી નહિ એથી જણાય છે કે સ્વભાવથીજ શૂદ્રત્વ અને બ્રાહ્મણત્વનો નિશ્ચય થાય છે. ૩૬

## श्रवणाध्ययनार्थप्रतिषेधात्स्मृतेश्च ॥ ३८ ॥

पद०—श्रवणाध्ययनार्थप्रतिषेधात् ॥ स्मृतेः ॥ च ॥

અર્થ—સ્વભાવ પ્રાપ્ત શુદ્રત્વ ધર્મવાળાને શ્રવણ અને અધ્યયનનો નિષેધ છે, અને સ્મૃતિથી પણ એવીજ વાત જણાય છે કે ગુણકર્મ સ્વભાવના સામર્થ્યથીજ બ્રાહ્મણ અને ક્ષત્રિય આદિ ભેદ છે. જેમ ગીતામા લખ્યુ છે કે चातुर्वर्ण्यम्मयासृष्टं गुणकर्म विभागश ॥ અ૦ ૪ શ્લો ૧૬ ॥ અર્થ—બ્રાહ્મણાદિ ચાર વર્ણો મે ગુણકર્મના વિભાગથી બનાવ્યા છે અસ્મચ્છબ્દનો આ ઠેકાણે તેજ અર્થ છે કે જે અમે પાછળ પ્રાણાધિકરણમા નિરૂપણ કરેલો છે ૩૮

સગતિ—પ્રસગ સગતિથી જે બ્રહ્મવિદ્યા સંબધી અધિકારનો વિચાર હતો તે કહયો હવે પાછો તેજ પૂર્વપ્રકૃત વેદાન્તોનો બ્રહ્મવિષયક સમન્વયનો વિચાર કરાય છે

૧૦ કપનાધિકરણ

## कम्पनात् ॥ ३९ ॥

पद०—कम्पनात् ॥

यदिदंकिञ्च जगत्सर्वं प्राणएजति निःसृतम् ॥ महद्भयं वज्रमुद्यतं य एतद्विदुर मृतास्ते भवन्ति ॥ कठ० २ ॥ ६ ॥ २

અર્થ—આ સંપૂર્ણ જગત્ ઉત્પન્ન થઇને પ્રાણમાં ચેષ્ટા કરે છે. તે પ્રાણ ઉગામેલા વજ્રસમાન મહદ્ભય ઉત્પન્ન કરે છે. અર્થાત્ મોટામાં મોટા પદાર્થોને પણ ભયપ્રદ છે. ઉક્ત વિષય વાક્યમાં એવો સંદેહ છે કે આ ઠેકાણે પ્રાણ શબ્દવડે પ્રાણવાયુનુ ગ્રહણ થાય છે કે प्रकर्षेणअनति चेष्टते स प्राण ॥ અર્થાત્ જેની સત્તાથી આ સર્વ જગત્ ચેષ્ટા કરે છે તે પ્રાણ છે? સૂત્રકાર એનો નિર્ણય કરે છે કે—"कम्पनात्" एजृकम्पने એ ધાતુનો અર્થ પરમાત્મામાં જણાયાથી આ ઠેકાણે પ્રાણનામ પરમાત્માનુ છે. કેમકે સર્વને કંપાવનાર પરમાત્માજ હોઈ શકે છે; પરતુ વાયુ નહિ જેમકે—

तदेव शुक्रं तद्ब्रह्म तदेवा मृतमुच्यते ॥ तस्मिँल्लोकाश्रितासर्वे तदुनात्येति कश्चन ॥ क० २ ॥ ६ ॥ ९ ॥

અર્થ — આ પ્રપંચને ઉર્ધ્વમૂલ વર્ણન કરતાં ઉપનિષદ્કાર એમ કહે છે કે તે કારણ બ્રહ્મરૂપ છે, સર્વથી મહાન્ છે, તે મૃત્યુરહિત છે, તેમાં સર્વ લોકસ્થિર છે, અને તેનાથી કોઇ પણ મોટો નથી. અને વળી प्राणस्यप्राणम् ॥ बृ० ४ ॥ ४ ॥ १८ ॥ આ ઠેકાણે પણ પ્રાણ એ બ્રહ્મનુંજ નામ છે.

न प्राणे नापानेन मर्त्यो जीवति कश्चनः ॥
इतरेण तु जीवन्ति यस्मिन्ने तावुपाश्रितौ ॥ क० २ ॥ ५ ॥

અર્થ — કોઈ પ્રાણ વાયુથી જીવી શકતું નથી, કોઇ અપાન વાયુથી જીવી શકતું નથી. જે પરમાત્માના આશ્રયથી ઉક્ત વાયુઓ છે તેનાથીજ સર્વ કોઈ જીવે છે કઠોપનિષદ્‌ના બીજા સ્થલમાં પણ કહ્યું છે કેઃ—

भयादग्निस्तपति भयात्तपति सूर्यः ॥
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ क० ६ ॥ ३ ॥

અર્થ — તે બ્રહ્મના ભયથી અગ્નિ તપે છે, સૂર્ય તે બ્રહ્મના ભયથી ગતિ કરે છે, વાયુ, વિદ્યુત્ અને સર્વવસ્તુવિનાશકશક્તિ (મૃત્યુ) એ પાંચ પદાર્થો બ્રહ્મની ભયરૂપ આજ્ઞાથી સ્વસ્વ કાર્યોમાં પ્રવૃત્ત છે. એથી પણ જણાય છે કે પ્રાણાદિ વાયુઓના નિયન્તા પરમાત્મા છે. માટે આ ઠેકાણે પ્રાણ બ્રહ્મનુંજ નામ છે. એ પ્રમાણે પ્રકરણથી જ્યોતિ શબ્દ પણ બ્રહ્મવાચકજ જણાય છે. જેમકે —

१२ જ્યોતિ રધિકરણ

## ज्योतिर्दर्शनात् ॥ ४० ॥

पद०—ज्योतिः ॥ दर्शनात् ॥

અર્થ — જ્યોતિ શબ્દ બ્રહ્મમાં જણાયાથી જ્યોતિ પણ બ્રહ્મનું નામ છે જેમકે —

एषः सम्प्रसादोऽस्माच्छरीरात् समुत्थाय परंज्योतिरूप संपद्यस्वेन रूपेणाभिनिष्पद्यते ॥ छा० ८ ॥ १२ ॥ ३

અર્થ—આ સંપ્રસાદ એટલે જીવાત્મા આ શરીરથી ઉઠીને પરંજ્યોતીને પ્રાપ્ત થઇને પોતાનાં વાસ્તવ સ્વરૂપને પ્રાપ્ત થાય છે. આ વિષયવાક્યમાં પરંજ્યોતિ એ બ્રહ્મનું નામ છે. "सउत्तमः पुरुष" છાં૦ ૮ ॥ ૧૨ ॥ ૩ ॥ એ વાક્યમાં તે પરંજ્યોતિને ઉત્તમ પુરૂષનું વિશેષણ આપેલું છે. જો આ ઠેકાણે જ્યોતિ શબ્દનો અર્થ ભૌતિક જ્યોતિવાચક હોત તો તે પરંજ્યોતિ પ્રાપ્ત .થનારને ઉત્તમ પુરૂષ કદાપિ કહેતે નહિ. ૪૦

સંગતિ—પ્રાણ, પરંજ્યોતિ ઇત્યાદિ નામ પરબ્રહ્મના મુખ્ય છે અને ભૌતિક વાયુ તેજ આદિ ગૌણ છે; એ પ્રમાણે ઉક્ત વાક્યોનો બ્રહ્મમાં સમન્વય હોવાથી પણ "तत्तुसमन्वयात्" એ સૂત્રમાંજ પ્રતિજ્ઞા કરી હતી કે સર્વ વેદાન્ત વાક્યોનો સમન્વય બ્રહ્મમાં છે. તે પ્રતિજ્ઞા તો પાછી પણ ઠીક રહેતી નથી ? કેમકે—आकाशो वैनाम रूपयो र्निर्वहिता ते यदन्तरा तद् ब्रह्म तदमृतम स आत्मा ॥ छां० ८ ॥ १४ ॥ १ ॥ એ વાક્ય મુક્ત પુરૂષને બ્રહ્મ કહે છે. એનો અર્થ એવો છે કે આકાશજ નામ અને રૂપને ધારણ કરવાવાળું છે. તે નામ અને રૂપ એ બન્ને જેના આશ્રિત છે તે બ્રહ્મ છે, તેજ અમૃત છે, અને તેજ આત્મા છે. એ વાક્યથી પૂર્વ મુક્ત પુરૂષનું વર્ણન આવી ચુક્યું છે માટે એ વાક્ય મુક્ત પુરૂષનેજ બ્રહ્મકથન કરે છે જેમકે:—

अश्व इव रोमाणि विधूय पापं चंद्र इव राहोर्मुखात्प्रमुच्य धूत्वा शरीरं कृतं कृतात्मा ब्रह्मलोकमभि संभवामीत्यभिसंभवामि छां०॥८ ॥ १३ ॥ १ ॥

અર્થ—જેમ ઘોડો પોતાના શરીરથી રોમોને કંપાવીને પોતાના શરીરની ધૂળ આદિ વસ્તુઓને કહાડી નાંખે છે, જેમ ચંદ્રમા ગ્રહણરૂપ કલંકથી છૂટીને નિર્મલ થાય છે એ પ્રમાણે આ જીવાત્મા શરીરનો ત્યાગ કરીને કૃતકૃત્ય થઈ બ્રહ્મલોકનો અનુભવ કરે છે. તે

અશરીરી અને સૂક્ષ્મ હોવાથી તેનેજ આકાશ નામથી કથન કર્યો છે ? એ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ માટે સૂત્રકાર કહે છે કે—

१२ અર્થાન્તરાદિ વ્યપદેશાધિકરણ.

## आकाशोऽर्थान्तरत्वादि व्यपदेशात् ॥ ४१ ॥

पद०—आकाशः ॥ अर्थान्तरत्वादिव्यपदेशात् ॥

અર્થ—આકાશ આ ઠેકાણે બ્રહ્મનુંજ નામ છે. કેમકે આ ઠેકાણે જે એવું કહ્યું છે કે નામરૂપનો "निर्वहिता" એટલે પ્રાપ્ત કરાવનાર આકાશ છે તો તે નામરૂપનું કર્તૃત્વ જીવમાં કદાપિ આવી શકતું નથી. વૃદ્ધાવસ્થામાં જીવાત્મા એ માટે કર્તા નથી હોઇ શકતો કે તે પોતે બંધનોથી નામરૂપને ધારણ કરનાર છે, અને મુક્તાવસ્થામાં એ માટે નામરૂપનો નિર્વાહક નથી થઈ શકતો કે મુક્તનું ઐશ્વર્ય જગતરૂપ વ્યાપારને ત્યાગીને હોય છે. અર્થાત્ સંસાર રચનાદિ સામર્થ્ય મુક્તને મુક્તિ અવસ્થામાં પણ નથી. જેથી મુક્ત પુરૂષ નામરૂપનો કર્ત્તા હોઇ શકે નહિ આ ઠેકાણે નામરૂપનો નિર્વહિતારૂપ અર્થાન્તર હોવાથી ઉક્ત વિષય વાક્યમાં આકાશ બ્રહ્મનું નામ છે: મુક્ત જીવનું નામ નથી. ४१

સંગતિ—अनेन जीवेनात्मनानु प्रविश्य नामरूपे व्याकरवाणि છાં० ६ ॥ ३ ॥ २ ॥ 'આ જીવરૂપ આત્માવડે પ્રવેશ કરીને નામરૂપને કરૂં.' એથી જણાય છે કે જીવરૂપે બ્રહ્મજ સર્વ શરીરોમાં પ્રવેશ થયો છે. અને તે રૂપવડે બ્રહ્મજ નામરૂપને બનાવે છે. એ વાક્યથી જીવ બ્રહ્મની એકતા જણાય છે તો પછી જીવ નામરૂપનો કર્ત્તા કેમ નહિ ? કેમકે શુદ્ધાવસ્થાને પ્રાપ્ત થઈને તે જીવજ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે ! ઉત્તર સૂત્રકાર આપે છે.

१३ સુષુપ્ત્યુત્ક્રાન્ત્યધિકરણ

## सुषुप्त्युत्क्रान्त्योर्भेदेन ॥ ४२ ॥

पद०—सुषुप्त्युत्क्रान्त्योः ॥ भेदेन ॥

અર્થ—સુષુપ્તિ અવસ્થા અને મરણાવસ્થા એમા જીવ અને પરમાત્માનો ભેદ વર્ણન કર્યો છે એ માટે જીવ બ્રહ્મ એક કદી થઈ શકતા નથી સુષુપ્તિ આદિ અવસ્થાઓમા ભેદ કથન કરનાર વાક્ય—

प्राज्ञेनात्मना सम्परिष्वक्तो न बाह्य किञ्चनवेदनान्तरम् ॥
प्राज्ञेनात्मनाऽन्वारूढ उत्सर्जनयातीति ॥ बृ० ४॥३॥३०॥

અર્થ—સુષુપ્તિ અવસ્થામા પરમાત્માની સાથે સબંધ પામીને બહાર અને અદરની કોઇ પણ વસ્તુને જીવ જાણતો નથી અને પરમાત્માનો આશ્રિત થઇને જીવ આ શરીરને છોડી દે છે એ પ્રમાણે ઉક્ત બન્ને અવસ્થાઓમા જીવ બ્રહ્મનો ભેદ કહ્યો છે એ પ્રમાણે જીવ બ્રહ્મનો ભેદ હોવાથી નામરૂપનો કર્ત્તા જે આકાશ શબ્દથી કહ્યો છે તે બ્રહ્મ છે જીવ નથી ૪૨

## पत्यादिशब्देभ्यः ॥ ४३ ॥

पद०—पत्यादिशब्देभ्यः ॥

અર્થ—પતિ આદિ શબ્દ પણ પરમાત્માનામાજ જણાયાથી જીવ અને પરમેશ્વરમા ભેદ છે જેમકે—

सर्वस्याधिपतिः सर्वस्यवशी सर्वस्येशानस्स न साधुनाकर्मणा भूयान्नो एवा साधुनाकनीयान् एषसर्वेश्वर एषभूताधिपति रेष भूतपालएषः सेतुर्विधरण एषा लोकानामसंभेदाय ॥बृ० ४॥४॥२२

અર્થ—તે પરમાત્મા સર્વનો અધિપતિ નામ સ્વામી છે, સર્વનો નિયતા છે, સર્વનો ઇશ્વર છે, સારા કર્મથી તે મોટો થતો નથી તેમ નાના કર્મોથી તે નાનો થતો નથી, તે સર્વનો ઇશ્વર અને સર્વ લોક મર્યાદાનો સેતુ છે—तमतवेदानु वचनेन ब्राह्मणाविविदिशान्ति एतमेवविदित्वामुनिर्भवति ॥ તેજ પરમાત્માને વૈદિક વચનોથી બ્રાહ્મણ લોક જાણવાની ઇચ્છા કરે છે તે પરમાત્માને જાણીનેજ મુનિ થાય છે એ પ્રમાણે જીવાત્માથી ભિન્ન પતિ આદિ નામોવાળા પરમાત્મા છે એ પ્રમાણે ભેદ જણાયાથી નામરૂપનો કર્ત્તા બ્રહ્મ છે,

જીવ નથી. આ અર્થાન્તરાધિકરણમાં સૂત્રકારે જીવ ઇશ્વરનો ભેદ સ્પષ્ટ વર્ણન કર્યો છે. તોપણ માયાવાદી આચાર્ય શ્રી શંકરાચાર્યાનુયાયી વાચસ્પતિમિશ્રાદિ આ ઠેકાણે એમ કહે છે કે જીવાત્માનો અનુવાદ આ ઠેકાણે અભેદ બોધનના અભિપ્રાયથી કહ્યો છે.

तस्माज्जीवात्मानं मानान्तर सिद्ध मनूद्यतस्य ब्रह्मभाव प्रतिपादन परोयोयं विज्ञानमय इत्यादि वाक्य संदर्भः॥ भामती ब्र० सु० १॥ ३॥ ४३॥

અર્થ—એ માટેજ જીવાત્માનો અનુવાદ કરીને તેને બ્રહ્મભાવ બોધન કરવા માટે "योयंविज्ञानमय" ઇત્યાદિ વાક્યરચના છે. આ અધિકરણમાં રામાનુજાચાર્યનો એવો મત છે કે—

ऐक्योपदेशस्तु सर्वस्यचिदचिदात्मकस्य ब्रह्मकार्य्यत्वेन तदात्मकस्त्वायत्त इतिसर्वं खल्विदं ब्रह्मतज्जलानित्यादिभिर्वाक्यैः प्रतिपाद्यत इतिपूर्वमेवोक्तं द्वैतप्रतिषेधश्च तत एवेत्यनवद्यम् ॥ श्री० भा० १॥ ३॥ ४३॥

અર્થ—"सर्वंखल्विदं ब्रह्म" ઇત્યાદિ વાક્યોમાં જે એકતાનો ઉપદેશ છે તે એવા અભિપ્રાયથી છે કે સર્વ જડ ચેતનાત્મક પ્રપંચ બ્રહ્મનું કાર્ય્ય છે—અર્થાત્ બ્રહ્મથીજ ઉત્પન્ન થાય છે, બ્રહ્મમાંજ લય પામે છે અને બ્રહ્મમાંજ સ્થિત થાય છે. એ પ્રકારે શમવિધિના ભાવથી એકતાનો ઉપદેશ કર્યો છે; વાસ્તવમાં એકતા નથી. એવો ભાવ ઉક્તાચાર્યનો વિશિષ્ટાદ્વૈતના અભિપ્રાયથી છે. વિશિષ્ટાદ્વૈતનું લક્ષણ એમ છે કે જગદુત્પત્તિકાલમાં પ્રકૃતિ અને જીવશરીરવિશિષ્ટ બ્રહ્મ જગતનું કારણ છે. અને સ્થૂલ જગદાકારશરીરવિશિષ્ટ કાર્ય કહેવાય છે. અર્થાત્ જીવ અને પ્રકૃતિ એ બંને પદાર્થોની સાથે મળેલું બ્રહ્મ વિશિષ્ટાદ્વૈત કહેવાય છે. એ પ્રકારે વિશિષ્ટાદ્વૈત કથનથી ત્રણ પદાર્થ અનાદિ જણાય છે પરિણામિત્વ માયામાં છે, દુઃખિત્વ જીવમાં છે, અને કલ્યાણ ગુણાકરત્વ બ્રહ્મમાં છેઃ એ પ્રમાણે ઉક્ત

ગુણોથી ત્રણે પદાર્થ ભિન્ન ભિન્ન છે એ માટે અદ્વૈતવાદની સમાન ત્રણેના મળી જવાથી નકર થવાનો દોષ વિશિષ્ટાદ્વૈતમા આવી શકતો નથી એ અર્થ સ્વામીશ્રી રામાનુજાચાર્ય્યજીએ ब्र० सू० २ ॥ १ ॥ २३ ના ભાષ્યમા પ્રતિપાદન કર્યો છે ૪૩

## इति वेदान्तार्य्य भाष्ये प्रथमाध्यायस्य

## तृतीयः पादः समाप्तः ॥



॥ ओ३म् ॥

# अथ प्रथमाध्यायस्य चतुर्थःपादः

## ॥ प्रारभ्यते ॥

સંગતિ—अथा तो ब्रह्म जिज्ञासा ब्र० सू० १ ॥ १ ॥ ૧ ॥ માં બ્રહ્મની જીજ્ઞાસા કરીને "जन्माद्यस्ययतः" ब्र० सू० १ ॥ १ ॥ २ ॥ મ બ્રહ્મનું લક્ષણ કર્યું. ઉક્ત લક્ષણવાળા બ્રહ્મમાં સર્વ વેદાન્ત શાસ્ત્રની સગતિ દર્શાવવા માટે "तत्तुसमन्वयात्" ब्र० सू० १ ॥ १ ॥ ४ ॥ એ સૂત્રમાં તેજ નિર્વિશેષ સચ્ચિદાનંદાદિ લક્ષણયુક્ત બ્રહ્મ વેદાન્તશાસ્ત્રનું પ્રતિપાદ્ય છે એમ પ્રતિજ્ઞા કરી હતી. તે પ્રતિજ્ઞાનું પ્રથમ, દ્વિતીય અને તૃતીય પાદોમાં સમર્થન કર્યું. હવે ઉક્ત પ્રતિજ્ઞાની પૂર્તિને માટે આ સમન્વયાધ્યાયના ચોથા પાદને આક્ષેપ સંગતિથી સંગત કરવા માટે એવો આક્ષેપ. ઉઠાવવામાં આવે છે કે આ સર્વ જગત્ આનુમાનિક છે, અર્થાત્ અનુમાનથી એવું સિદ્ધ થાય છે કે એનો કોઇ ચેતન કર્ત્તા-નથી. જીવ ચેતન પણ આનુમાનિક એ રીતે છે કે, રૂધિરાદિના અપૂર્વ સંચારથી એક વિલક્ષણ શક્તિ ઉત્પન્ન થઇ જાય છે તે જીવ છે, એનાથી ભિન્ન કોઈ પણ ચિત્શક્તિ નથી. એ પ્રમાણે પ્રાકૃતવાદને નિવારણ કરવા માટે તથા જીવ અને પ્રકૃતિને બ્રહ્મથી ભિન્ન સ્પષ્ટ બોધનાર્થ આ પાદનો આરંભ કરાય છે.

યદ્યપિ "अनुपपत्तेस्तुनशारीर" ब्र० सू० १ ॥ २ ॥ ३ ॥ તથા "नानुमानमतच्छब्दात्" ब्र० सू० १ ॥ ३ ॥ ३ ॥ માં જીવ અને પ્રકૃતિથી પરમાત્માને ભિન્ન સિદ્ધ કર્યો છે, તથાપિ વિસ્તારપૂર્વક જીવ અને પ્રકૃતિના અસ્તિત્વ બોધન માટે આ પાદ પિષ્ટપેષણ દોષગ્રસ્ત નથી. સ્વામી શંકરાચાર્ય્ય તથા રામાનુજાચાર્ય્યના મતમાં એ પાદ સાંખ્યશાસ્ત્રનું ખંડન કરે છે; એ માટે ઉક્ત બન્ને આચાર્યોએ એ પાદને પ્રકૃતિનાં ખંડનમાં લગાવ્યું છે. તેઓના મતમાં ईक्षतेर्नाशब्दम् ब्र० सू० १ ॥ १ ॥ ५ ॥ એ સૂત્રમાં પ્રકૃતિનું ખંડન કર્યું છે પછી વળી આ ઠેકાણે પિષ્ટપેષણથી શું લાભ હશે! અમારા મતમાં તો

આ પાદમાં અપૂર્વતા એ છે કે આમાં ત્રણ અનાદિ પદાર્થોનું સમર્થન સારી રીતે કર્યું છે અને તે એવી રીતે છે કે—

૧ આનુમાનિકાધિકરણ

## आनुमानिकमप्येकेषा मितिचेन्न शरीर रूपक विन्यस्त गृहीतेर्दर्शयतिच ॥ १॥

पद०—आनुमानिकं ॥ अपि ॥ एकेषाम् ॥ इति ॥ चेत् ॥ न ॥ शरीररूपकविन्यस्त गृहीतेः ॥ दर्शयति ॥ च ॥

અર્થ—કેટલાએક વાદીઓના મતમાં અનુમાનથી સિદ્ધ જે પ્રકૃતિનો સ્વભાવ તેનાથી જગત્ બને છે અને જીવાત્મા પણ પ્રકૃતિનું પરિણામ છે. એ પૂર્વપક્ષનું સૂત્રકાર એવું સમાધાન કરે છે કે એવુ કેહેવું યોગ્ય નથી. કેમકે શરીરનો રથરૂપ અલંકાર બાંધીને ગ્રહણ કરવાથી એમ જણાય છે કે રથ સારથીના વિના ચાલી શકતો નથી, એથી એમ સિદ્ધ થયું કે નિયન્તા વિના સ્વભાવથી સૃષ્ટિ થઇ શકતી નથી, તેમજ નિયંતા વિના આ શરીર ચેષ્ટા કરી શકતું નથી. વિષય વાક્ય એમ છે કે—

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेवतु ॥ बुद्धिंतुसारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ क० १ ॥ ३ ॥ ३ ॥

અર્થ—આત્માને રથવાળો જાણો, શરીરને રથરૂપ જાણો, બુદ્ધિને સારથી એટલે કે રથ ચલાવનાર અને મનને ઘોડાના નિયમન રૂપ રાશ જાણો. આ વિષયવાક્યથી માંડીને જીવાત્માને શરીરાદિ ઇન્દ્રિય સંઘાતના નિયન્તા પ્રતિપાદન કરી આગળ કહ્યું છે કે—

इन्द्रियेभ्यः पराह्यर्था अर्थेभ्यश्चपरंमनः ॥ मनसस्तुपराबुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ क० ॥ १० ॥

અર્થ—ઇંદ્રિયોથી ઇન્દ્રિયોના અર્થો એટલે કે શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગંધ એ સૂક્ષ્મ છે; અને તેનાથી મન, મનથી બુદ્ધિ અને બુદ્ધિથી મહત્તત્વ અને મહત્તત્વથી અવ્યક્ત સૂક્ષ્મ છે. અવ્યક્તને

માટે સૂક્ષ્મ કહ્યું છે કે તે પ્રકૃતિ અવસ્થામાં સર્વથા અલ- ... છે. જેમકે મનુસ્મૃતિમાં आसीदिदं तमोभूतमप्रज्ञात मलक्षणम् ॥ मनु० अ० १ ॥ श्लो० ५ ॥ તે અવ્યક્તથી પરમાત્મારૂપ પુરૂષ પર છે, તે પુરૂષથીપર કોઇ વસ્તુ નથી. તેજ કાષ્ઠા અર્થાત્ સર્વોપરિ છે. આગળ વળી લખ્યું છે કે "एषः सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते ॥ दृश्यते त्वग्र्या बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः कठ०' १॥३॥१२॥ અર્થ —ઉક્ત પુરૂષરૂપ આત્મા સર્વ ભૂતોમાં ગુપ્ત છે એ માટે અજ્ઞાનીઓને ( न प्रकाशते ) ઉપલબ્ધ થતો નથી. "दृश्यतेतु" સૂક્ષ્મ બુદ્ધિથી સૂક્ષ્મ દર્શિઓને જણાય છે. એ માટે એમ કહ્યું છેકે 'शारीररूपक विन्यस्त गृहीतेर्दर्शयति" શરીરનો રૂપકાલંકાર બાંધીને તે પરમાત્માની સૂક્ષ્મતા શાસ્ત્ર દેખાડે છે એ માટે આ જગત્ આનુમાનિક સ્વભાવ સિદ્ધ નથી; અને જીવાત્મા પણ આનુમાનિક નથી કેમકે ઉક્ત વિષય વાકયમાં શરીરરૂપી રથનો સ્વામી જીવાત્મા કથન કર્યો છે. એ માટે આ સૂત્રથી લૌકિક જીવાત્માવાદીઓનું ખંડન થઈ જાય છે ૧

સંગતિ — જ્યારે શરીરરૂપી રથનો જીવાત્મા રથી છે અર્થાત્ જીવ રથવાળો છે, તો સર્વને શરીરથી ભિન્ન આત્મજ્ઞાન કેમ રેહેતું નથી ? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## सूक्ष्मंतुतदर्हत्वात् ॥ २ ॥

पद०—सूक्ष्मं ॥ तु ॥ तदर्हत्वात् ॥

અર્થ — તે જીવાત્મા સૂક્ષ્મ હોવાથી સંશયાસ્પદ થઈ જાય છે. ૨

સંગતિ — જ્યારે તે સૂક્ષ્મ છે, નિત્ય છે અર્થાત્ કદી પણ તેની ઉત્પત્તિ વિનાશ નથી થતાં તો પછી તે ધર્મ, અર્થ. કામ અને મોક્ષ એ ફલ ચતુષ્ટયનો અર્થી શી રીતે થઇ શકે છે ! એનો ઉત્તર—

## तदधीनत्वादर्थवत् ॥ ३ ॥

पद०—तदधीनत्वात् ॥ अर्थवत् ॥

અર્થ—તે પરમાત્માને આધીન હોવાથી તે અવિનાશી જીવાત્મા અર્થવાળો થઈ શકે છે. ૩

સંગતિ—જ્યારે જીવાત્મા સ્વરૂપથી નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ છે તો પછી તેમાં અને ઈશ્વરમાં શું ભેદ? ઉત્તર

## ज्ञेयत्वावचनाच्च ॥ ४ ॥

पद०—ज्ञेयत्वावचनात् ॥ च ॥

અર્થ—તે જીવાત્માને જ્ઞેયપણાનું વચન નથી અર્થાત્ તેને પરમાત્માની સમાન્ 'જાણવા યોગ્ય' એમ કોઈ પણ ઠેકાણે કહ્યું નથી. જેમકે પરમાત્માના વિષયમાં કહ્યું છે કે—

तद्विष्णोः परमंपदं सदा पश्यन्ति सूरयः अथर्व०७ ॥ ३ ॥ ७ ॥

અર્થ—તે વિભુ પરમાત્માનું સ્વરૂપ સદા જ્ઞાનીલોક જુવે છે. એવી રીતે જ્ઞાનિયોના જ્ઞાનને વિષય પરમાત્માની પેઠે જીવાત્માને ક્યાંયે કથન કર્યો નથી ૪

સંગતિ—"आत्मावारेद्रष्टव्य. श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य." बृ० ४ ॥ ५ ॥ ६ ॥ એ વાક્યમાં એમ કહ્યું કે "આત્મા જ્ઞેય છે" તો પછી કેમ કહી શકાય કે જીવાત્માને જ્ઞેય કહ્યો નથી? ઉત્તર—

## वदतीतिचेन्न प्राज्ञोहिप्रकरणात् ॥ ५ ॥

पद०—वदति ॥ इति ॥ चेत् ॥ न ॥ प्राज्ञः ॥ हि ॥ प्रकरणात् ॥

અર્થ—જો એમ કહીએ કે "आत्मावारेद्रष्टव्यः" ઇત્યાદિમાં શ્રુતિ જીવાત્માને જ્ઞેય દર્શાવે છે તો તે કેહેવું ઠીક નથી; કેમકે આ ઠેકાણે પ્રકરણથી પરમાત્માનુંજ વર્ણન છે, જીવાત્માનું નથી. એજ પ્રકરણના ઉપસંહારમાં એમ કહ્યું છે કે येनेदंसर्वं विजानाति तं केन.

विजानीयात् ॥ बृ० ६ ॥ ४ ॥ જેનાથી આ સર્વ જણાય છે તો તે શાથી જણાય, સર્વજ્ઞ પરમાત્માનો જ્ઞાતા કોણ હોઇ શકે છે? જેથી પરમાત્માને દુર્વિજ્ઞેય કહ્યા છે.

## त्रयाणामेव चैवमुपन्यासः प्रश्नश्च ॥ ६ ॥

पद०—त्रयाणाम् ॥ एव ॥ च ॥एवम्॥उपन्यासः ॥ प्रश्नः॥च ॥

અર્થ—જીવ, ઇશ્વર, પ્રકૃતિ એ ત્રણેનો ઉપન્યાસ અર્થાત્ લેખ વેદાન્તમાં જણાય છે, એથી પણ સ્વભાવસિદ્ધ સૃષ્ટિની રચના મનાતી નથી. ત્રણેનો ઉપન્યાસ (લેખ) એવી રીતે છે કે—

समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ॥
जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीत शोकः ॥
मुण्ड० ३ ॥ २ ॥

અર્થ—અનાદિથી સમાન પ્રકૃતિરૂપ વૃક્ષમાં જીવરૂપ પુરૂષ રહે છે અને તે અવિદ્યાથી મોહિત થઇ શોક કરે છે, જ્યારે તે જીવાત્મા વ્યાપ્યવ્યાપકભાવથી પોતાની સાથે મળેલા પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે અને તે પરમાત્માના મહત્વને જાણે છે, ત્યારે તે શોકરહિત થાય છે હવે પ્રશ્ન એવો થાય છે કે ' अन्यत्र धर्मादन्यत्राधर्मात् ॥ कठ० १ ॥ २ ॥ १४ ॥ જે ધર્માધર્મથી ભિન્ન વસ્તુ મારા ઉપદેશને યોગ્ય સમજો તે કહો " પ્રશ્નનો એ આશય એવો છે કે ધર્મ અને અધર્મ તો ગુણ છે પણ તેના આધારભૂત દ્રવ્ય પદાર્થને આપ જાણતા હો તો કહો? આ પ્રશ્નના ઉત્તરમા જીવ ઇશ્વરના સ્વરૂપનુ આરી રીતે વર્ણન કર્યું છે. જેમકે—

एकोवशी सर्व भूतान्तरात्मा एकं रूपं बहुधा य करोति ॥
तमात्मस्थं येनुपश्यति धीरा स्तेषां सुखं शाश्वत नेतरेषाम् ॥
क० ५ ॥ १२ ॥

અર્થ — સર્વના નિયન્તા એક પરમાત્મા સર્વ ભૂતોના અન્તરાત્મા છે, કારણરૂપ પ્રકૃતિને કાર્યરૂપ કરી દેછે; તેને જે જીવાત્મા પોતાનામાં વ્યાપક માને છે તેને સદૈવ શાન્તિ રહે છે

यदा सर्वे प्रमुच्यन्ते कामायेऽस्यहृदिश्रिताः। अथमर्त्योऽमृत्तोभवत्यत्र ब्रह्मसमश्नुते ॥ क० ॥ १४ ॥

અર્થ — જ્યારે જીવના પ્રારબ્ધકર્મ સમાપ્ત થઇ જાય છે પછી એ જીવ અમૃત થાય છે, અને તે અવસ્થામાં બ્રહ્મના આનંદાદિ ધર્મને ભોગવે છે એ પ્રકારે જીવ, ઇશ્વર, અને પ્રકૃતિ એ ત્રણે પદાર્થને પ્રશ્ન કરીને સ્પષ્ટ કર્યા છે. ૬

સંગતિ — પ્રકૃતિનું નામ કોઇ પણ ઠેકાણે ઉપનિષદોમાં સ્પષ્ટ જણાતું નથી તો પછી કેમ સમજાય કે પ્રકૃતિ મળીને ત્રણ અનાદિ છે ? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## महद्वच्च ॥ ७ ॥

पद०–महद्वत् ॥ च ॥

અર્થ — જે પ્રકારે મહત શબ્દનો અર્થથી નિશ્ચય કરાય છે કે અમુક અર્થમાં આ ઠેકાણે મહત્ શબ્દ છે, એ પ્રમાણે પ્રકૃત્યર્થ વાચી 'અજા' શબ્દથી નિશ્ચિત થાય છે કે આ ઠેકાણે અજા એટલે પ્રકૃતિનુ નામ છે. જેમકે "बुद्धेरात्मामहान्परः" क० १ ॥ ३ ॥ १० ॥ આ ઠેકાણે પ્રથમ પ્રકૃતિની કાર્યાવસ્થામાં જેનું નામ સાંખ્યશાસ્ત્રની પરિભાષામાં મહત્તત્વ છે, તેના વિષયમાં મહત્ શબ્દ આવ્યો છે અને "महान्तंविभुमात्मानम् ॥ क० १ ॥ २ ॥ २२ ॥ આ ઠેકાણે પરમાત્માના વિષયમા "वेदाहमेत पुरुषं महान्तम्" श्वे० ३ ॥ ८ ॥ આ ઠેકાણે પણ પરમાત્માના વિષયમાં આવ્યો છે. એજ પ્રમાણે "अजामेकां लोहित शुक्लकृष्णां बह्वीः प्रजा सृजमानां स्वरूपां ॥ अजोह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोन्य श्वे० ४ ॥ ५ ॥ અર્થ — એક અજા છે જે રક્ત, શુકલ અને કૃષ્ણ એવા ત્રણ રંગવાળી છે, વળી કેવી છે ? કે નાના પ્રકારની પ્રજાને પોતાના સમાન રૂપવાળી બનાવે

છે. તે પ્રકૃતિરૂપ અજાને અજ્ઞાની પુરૂષ પ્રીતિવાળો થઇને સેવે છે અને બીજો વિવેકી પુરૂષ તેનો ત્યાગ કરે છે. એ માટે ઉપનિષદ મૂલકજ પ્રધાનની કલ્પના છે. આ ઠેકાણે લોહિતથી રજોગુણ, શુક્લથી સત્વગુણ, અને કૃષ્ણથી તમો ગુણનો અભિપ્રાય છે; અર્થાત્ ઉક્ત ત્રણે ગુણોની સામ્યાવસ્થાવાળી જે સાંખ્ય શાસ્ત્રમાં પ્રકૃતિ માની છે તેનું વર્ણન આ ઠેકાણે અજા શબ્દથી કરેલું છે. ૭

સંગતિ — "अजामेकां लोहितशुक्लकृष्णाम्" એ વાક્યમાં અજા શબ્દથી પ્રકૃતિનું ગ્રહણ જણાતું નથી, કિન્તુ એમ જણાય છે કે "न जायतइत्यजा" જે ઉત્પન્ન ન થાય તેનું નામ અજા છે. એ પ્રમાણે માયાનું નામ પણ અજા જણાય છે, બ્રહ્મ અને જીવને પણ અજા કહેવાય છે. એ પ્રકારે અજા શબ્દમાં કોઇ પ્રકારની વિશેષતા નહિ જણાયાથી પ્રકૃતિનુંજ ગ્રહણ કરવું ઠીક નથી, એવી રીતનો પૂર્વપક્ષ આ સૂત્રમાં છે. જેમકે:—

૨ ચમસા
ધિકરણ.

## चमसवदविशेषात् ॥ ८ ॥

पद०—चमसवत् ॥ अविशेषात् ॥

अर्थ — "यथार्वाग्बिलश्चमसऊर्ध्वबुध्नः ॥ बृ० २ ॥ २ ॥ ३ ॥ નીચે જેનું મુખ હોય અને ઉપરથી મોટો હોય તેને ચમસપાત્ર કહેવાય છે; એ પ્રમાણે "अविशेषात्" અર્થાત્ ચમસપાત્રનું ઉક્ત લક્ષણ કરવાથી તેમાં અસાધારણ ધર્મ ન દેખાવાથી ચમસ શબ્દથી ચમસ પાત્રનુંજ ગ્રહણ થતું નથી, કિંતુ અન્ય પાત્રોનું પણ ગ્રહણ થાય છે.

એ પ્રમાણે "नजायते इत्यजा" એનાથી કાંઇ પ્રકૃતિનું ગ્રહણ થઇ શકતું નથી. આ પૂર્વ પક્ષનો ઉત્તર નીચેના સૂત્રથી આપે છે. ૮

## ज्योतिरुपक्रमात्तु तथा ह्यधीयत एके ॥ ९ ॥

पद० ॥ ज्योतिः ॥ उपक्रमात् ॥ तु ॥ तथा ॥ हि ॥ अधीयते ॥ एके ॥

અર્થ — તેજનું પ્રકરણ ચલાવીને એક શાખાવાળા અર્થાત્ છાંદોગ્યવાળા, એ પ્રકૃતિનું વર્ણન કરે છે, ત્યાં લખ્યું છે કે —
यदग्ने रोहितं रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्य॥छांदोग्य०.

અર્થ — જે લાલરૂપ છે તે અગ્નિનું, જે શુક્લરૂપ છે તે જલનું, અને જે કૃષ્ણરૂપ છે તે અન્નનું અર્થાત્ પૃથ્વિનું છે. એ પ્રકારે વિશેષતા જણાયાથી "चमसवदविशेषात्" એવી શકા ઠીક નહિ. અને વેદાન્તિલોકો પ્રકૃતિનો અર્થ માયા કરે છે અને તેમાં પ્રમાણ જે એવું આપે છે કે मायान्तुप्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरम् ॥ છાં ૪ ॥ ૧૦ ॥ ૧૧ ॥ તો એમાં પણ પ્રકૃતિનું કથન છે જો કદી તેઓ આ ઠેકાણે એમ કહે કે પ્રકૃતિ શબ્દ માયાનો બોધક છે, જેમકે प्रक्रियतेऽनया इति प्रकृतिः જેનાથી આ કાર્યરૂપ પ્રપંચ થાય તે પ્રકૃતિ કહેવાય છે; અર્થાત્ માયાજ બ્રહ્મમાં જગત્‌ની ઉદ્‌ભાવના કરાવે છે, એ માટે માયાનું નામજ આ ઠેકાણે પ્રકૃતિ છે! તો એનો ઉત્તર એટલોજ કે "प्रकृतिं पुरुषञ्चैव विध्द्यनादि उभावपि" ॥ गी०१३॥ १९॥ આ શ્લોકમાં વ્યાસજીએ સાંખ્ય શાસ્ત્રની માનેલી પ્રકૃતિનું સ્પષ્ટ વર્ણન કર્યું છે; તો પછી તેને માયા કેમ કહી શકાય? અને વેદાન્તિઓના મતમાં તો માયા એટલે અજ્ઞાન, એમ એકજ વસ્તુનું નામ છે. અને આ ઠેકાણે ઉક્ત ગીતાના શ્લોકમાં પ્રકૃતિ શબ્દનો અર્થ અજ્ઞાન નથી; કેમકે એજ પ્રકરણમાં શ્લોક ૨૧ માં જીવરૂપી પુરૂષને પ્રકૃતિના ગુણોનો ભોક્તા કહ્યો છે. અને "य एवं वेत्ति पुरुषं प्रकृतिंच गुणैः सह ॥ गी० १३ ॥ २३ ॥ આ શ્લોકમાં પ્રકૃતિના ગુણોના તત્ત્વજ્ઞાનથી મુક્તિ નિરૂપણ કરી છે. એથી જણાય છે કે પ્રકૃતિથી માયાનુ ગ્રહણ કદાપિ થઈ શકતું નથી; કેમકે માયાવાદીઓના મતમાં માયાના ગુણો જાણવાથી મુક્તિ થાય છે, એમ કહ્યુ નથી; પરંતુ માયાની નિવૃત્તિથી મુક્તિ કથન કરી છે. તો પછી આ ઠેકાણે પ્રકૃતિથી માયાનુ ગ્રહણ કેમજ થઈ શકે? એ પ્રમાણે માયાવાદની સાથે ગીતાનો વિરોધ આવે છે. એ વાતને વિસ્તારપૂર્વક 'ગીતા આર્યભાષ્યમાં' વર્ણવી છે. ૯

સંગતિ — ઉક્ત ઉપનિષદ્ વાક્યમાં ભલે પ્રકૃતિનું વર્ણન હોય તથાપિ તેને અજારૂપથી લોહિત, શુક્લ, કૃષ્ણ રૂપવાળી કેમ વર્ણવી? એનો ઉત્તર નીમ્ન સૂત્રથી આપે છે.

## कल्पनोपदेशाच्च मध्वादिवदविरोधः ॥ १० ॥

पद०—कल्पनोपदेशात् ॥ च ॥ मध्वादिवत् ॥ अविरोधः ॥

અર્થ — અજાનો રૂપકાલંકાર આ ઠેકાણે કલ્પ્યો છે—કે જેમ મધુવિદ્યામાં "असौवाआदित्योदेवमधु" અને "वाचश्चाधेनोर्धेनुत्वम् ॥ बृ० ५ ॥ ८ ॥ એમ કલ્પના કરી છે. અર્થાત્ આ આદિત્ય દેવતાઓનો મધુ છે અને વાણી જે અધેનુ છે—અર્થાત્ ગૌ નથી, તેમાં ગૌની કલ્પના કરી છે. જેવી રીતે એ કલ્પના કરી છે એવીજ રીતે પ્રકૃતિને અજાના અલંકારથી વર્ણવી છે. १०

સંગતિ — यस्मिन्पञ्च पञ्चजना आकाशश्च प्रतिष्ठितः ॥ बृ० ४ ॥ ४ ॥ १७ ॥ એ વાક્યમાં સાંખ્ય શાસ્ત્રની માનેલી પચ્ચીસ પ્રકૃતિઓનું વર્ણન છે અને તેનાથી ભિન્ન પાછું આકાશ પણ માન્યું છે. હવે સાંખ્ય મત પ્રમાણે એ પચ્ચીસ પદાર્થોથી ભિન્ન આકાશ કોઇ પદાર્થ માન્યો નથી. તો એ પ્રમાણે સાંખ્ય શાસ્ત્ર અને ઉપનિષદોમાં પરસ્પર વિરોધ આવે છે? એનો ઉત્તર એમ છે કે —

૩ સંખ્યોપસંગ્રહાધિકરણ

## न संख्योपसंग्रहादपि नानाभावादतिरेकाच्च ॥ ११ ॥

पद०—न ॥ संख्योपसंग्रहात् ॥ अपि ॥ नानाभावात् ॥ अतिरेकात् ॥ च ॥

અર્થ — એ સંખ્યાનું ગ્રહણ કરવાથી પણ સાંખ્ય શાસ્ત્રની સાથે વિરોધ આવતો નથી; કેમકે એ ઠેકાણે નાના પદાર્થ વાચી પંચપંચજના શબ્દ કહ્યો છે, કાંઇ પાંચની સાથે પાંચને ગુણવાનો કહ્યો નથી. અને બીજો તર્ક એવો પણ છે કે, આ ઠેકાણે આકાશ અને આત્માને પંચપંચજના એનાથી ભિન્ન માનેલા છે; એથી પણ જણાય છે કે આ ઠેકાણે સાંખ્ય શાસ્ત્રના પચ્ચીસ પ્રકૃત્યાદિ પદાર્થોનું વર્ણન નથી. ११

## प्राणादयो वाक्यशेषात् ॥ १२ ॥

पद०—प्राणादयः ॥ वाक्यशेषात ॥

અર્થ — અને વળી "प्राणस्यप्राण मुतचक्षुषश्चक्षु श्रोत्रस्य श्रोत्र-मन्नस्यान्नं मनसोमनो ये विदु ॥ बृ० ४ ॥४॥ १७॥ પ્રાણના પ્રાણ, ચક્ષુનુ ચક્ષુ, શ્રોત્રનુ શ્રોત્ર, અન્નનુ અન્ન અને મનનુ જે મન છે તેને જે જાણે છે તે બ્રહ્મને જાણે છે. એ વાક્યશેષથી એમ જણાય છે કે બ્રહ્મના આશ્રય જે પ્રાણાદિક છે તેનેજ પંચપંચજના શબ્દથી કહ્યા છે. ૧૨

## ज्योतिषैकेषामसत्यन्ने ॥ १३ ॥

पद०—ज्योतिषा ॥ एकेषां ॥ असति ॥ अन्ने ॥

અર્થ — કાણ્વ શાખાવાળાઓના મતમાં અન્નનો પાઠ ન હોવાથી "ज्योतिषा" અગ્નિથી તે ઠેકાણે પચ સંખ્યા પૂર્ણ કરે છે, અને તે વિષયોની પ્રકાશક ઇન્દ્રિયો લીધી છે. પ્રાણ શબ્દથી સ્પર્શ ઇન્દ્રિય, કેમકે વાયુ સંબંધી સ્પર્શેન્દ્રિય હોય છે, અને જ્યોતિ શબ્દથી ચક્ષુ ઇન્દ્રિય, શ્રોત્રથી શ્રોત્રેન્દ્રિય અને અન્ન શબ્દથી ઘ્રાણેન્દ્રિય અને મન એ પાંચજના એટલે પાંચ ઇન્દ્રિય જેમાં છે અને આકાશ જેમાં છે તેને આત્મા જાણો ૧૩

સંગતિ — હવે અન્ય પ્રકારથી બ્રહ્મના કારણવાદમાં પ્રશ્ન કરાય છે કે—જે એમ કેહેવાય છે કે સર્વ વેદાન્ત વાક્ય બ્રહ્મનેજ જગતનું કારણ નિરૂપણ કરે છે, એ ઠીક નથી; કેમકે "सदेव सोम्येद मग्रआसीत् ॥ छां० ६ ॥ ७ ॥ १ ॥ હે સોમ્ય ! સૃષ્ટિથી પેહેલાં સતજ હતું. આ વાક્યમાં સત્પૂવક સૃષ્ટિ સંભળાય છે. અને "असद्वा इ दमग्रआसीत् ' तै० २ ॥ ७ ॥ એ વાક્યમાં અસત્પૂર્વક સૃષ્ટિ સંભળાય છે. એ પ્રકારે વેદાન્ત વાક્યોમાં બ્રહ્મ જગતનુ કારણ જણાતું નથી. તો શંકા એ છે કે કોઈ ઠેકાણે સત્ અને કોઇ ઠેકાણે અસત્ દેખાય છે ?. એના ઉત્તરમાં સૂત્રકાર કહે છે.

४ कारणत्वाधिकरण.

## कारणत्वेन चाकाशादिषु यथा व्यपदिष्टोक्तेः ॥ १४ ॥

पद०—कारणत्वेन ॥ च ॥ आकाशादिषु ॥ यथा ॥ व्यपदिष्टोक्तेः॥

અર્થ — "कारणत्वेन" અર્થાત્ સર્વજ્ઞત્વાદિ ગુણ વિશિષ્ટપણાથી બ્રહ્મજ જગતનું કારણ છે, કેમકે "यथाव्यपदिष्टोक्तेः" એટલે યથાભૂતજ આ વેદાન્તમાં સર્વજ્ઞ બ્રહ્મને આકાશાદિઓનાં કારણ વર્ણન કરેલા છે, માટે; જેમકે तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः॥ तै० २॥१॥ તે બ્રહ્મથી (કે જે સર્વનો અન્તરાત્મા છે) આકાશ ઉત્પન્ન થયું. "तत्तेजोऽसृजत" તેણેજ તેજને ઉત્પન્ન કર્યું; ઇત્યાદિ વાકયોમાં બ્રહ્મનેજ કારણ વર્ણન કર્યું છે. અને સદસતનો વિરોધ એ માટે નથી કે, સતનું સત્ કારણવાદના અભિપ્રાયથી કથન કર્યું છે અને કાર્ય્યના અભિપ્રાયથી અસત્ કથન કર્યું છે; અર્થાત્ કારણ રૂપથી આ જગત્ સદ્ અને કાર્ય્યરૂપથી આ જગત્ અસત્. એ માટે એમાં કાંઈ વિરોધ નથી. ૧૪

## समाकर्षात् ॥ १५ ॥

पद०—समाकर्षात् ॥

અર્થ — "असद्वाइदमग्रआसीत्" આ ઠેકાણે સત્યસંકલ્પ બ્રહ્મનો સંબંધ કરી લેવાય છે તેનું આ વાકયમાં વર્ણન કર્યું છે. तस्माद्वा एतस्माद्विज्ञानमयादन्योऽन्तरात्मा आनंदमयः सोऽकामयत बहुस्यां प्रजायेय ॥ तै० ५॥२॥ અસદ્ એવા અભિપ્રાયથી કહ્યું છે કે તે સમયે આ સંસારનું નામરૂપ સ્વકારણમાં અભિવ્યક્ત (પ્રકટ) નહિ હતું. ૧૫

સંગતિ—सहोवाच यो वै बालाके एतेषां पुरुषाणां कर्ता यस्य वैतत् कर्म स वै वेदितव्यः॥ कौ० ब्रा० ४॥१९॥ અજાત શત્રુએ કહ્યું કે હે બાલાકે! જે આ પુરૂષોનો કર્ત્તા છે અને જેનું આ કર્મ છે તે જાણવો જોઇયે. એનાથી જણાય છે કે આ ઠેકાણે અજાત શત્રુએ કર્મોને

વેદિતવ્ય ( જાણવા લાયક ) કહ્યાં છે અને તેને સર્વ પુરૂષોના કર્ત્તા વર્ણવ્યાં છે, તોપછી કેમ કહી શકાય કે સર્વ વેદાન્ત વાકયમાં બ્રહ્મજ જગતનું કારણ છે ? ઉત્તર —

૫ બાલાકય ધિકરણ.

## जगद्वाचित्वात् ॥ १५ ॥

पद०—जगद्वाचित्वात् ॥

અર્થ — क्रियत इतिकर्म એ વ્યુત્પત્તિથી કર્મ શબ્દ આ ઠેકાણે જગતનો વાચક છે. એકંદર એવા અર્થનો લાભ થયો કે જે આ જગતનો કર્ત્તા છે તે બ્રહ્મ છે. એ માટે કર્મનો અર્થ આ ઠેકાણે પ્રાણ કરવો એ ઠીક નહિ. ૧૬

સંગતિ -- આ વાકયમાં જે અજાત શત્રુએ બાલાકીને કહ્યું છે, તેમાં જીવનું લિંગ જણાય છે અને મુખ્ય પ્રાણનું પણ લિંગ જણાવ્યુ છે. માટે એ વિષય વાકયમાં બ્રહ્મનું વર્ણન જણાતું નથી ? એનો ઉત્તર —

## जीवमुख्यप्राणलिंगान्नेति चेत्तद्व्याख्यातम् ॥१७॥

पद०—जीवमुख्यप्राणलिंगात् ॥ न ॥ इति ॥ चेत् ॥ तत् ॥ व्याख्यातम् ॥

અર્થ — જે આ ઠેકાણે એમ કહ્યું કે જીવનું લિંગ જણાયાથી તેમજ મુખ્ય પ્રાણનું લિંગ જણાયાથી આ ઠેકાણે બ્રહ્મનું વર્ણન નથી, એ વાત ઠીક નથી; કેમકે એનો ઉત્તર " उपासात्रैविध्यादाश्रितत्त्वादित्तद्योगात् ॥ ब्र० सू० १ ॥ १ ॥ ३१ ॥ એમાં આપી દીધો છે અને આ ઠેકાણે પણ અજાત શત્રુના ઉપક્રમમાં એવું કથન કર્યું છે કે " ब्रह्मतेब्रवाणि " હવે તમને હું બ્રહ્મનો ઉપદેશ કરૂછું. એ પ્રમાણે બ્રહ્મનું પ્રકરણ ચલાવીને પૂરી વચમાં જઈને એવું કહે છે કે " यस्य चैतत्कर्मेति " એથી સ્પષ્ટ જણાય છે કે આ ઠેકાણે જીવનું વર્ણન નથી; કિન્તુ નિખિલ જગત્કારણ બ્રહ્મનું વર્ણન છે. ૧૭

## अन्यार्थंतु जैमिनिः प्रश्नव्याख्यानाभ्यामपि-चैवमेके ॥ १८ ॥

पद०—अन्यार्थं ॥तु॥ जैमिनिः ॥ प्रश्नव्याख्यानाभ्याम् ॥ अपि ॥ च ॥ एवम् ॥ एके ॥

અર્થ — જૈમિનિ આચાર્યના મતમાં આ વાકયમાં જીવનુ વર્ણન બ્રહ્મના બોધને માટે છે; એ વાત પ્રશ્ન અને વ્યાખ્યાનથી સ્પષ્ટ જણાય છે. બાલાકી પ્રત્યે અજાત શત્રુનું વાકય એવું છે કે क्व एष एतत् बालाके पुरुषो शयिष्ट॥क्व वा एतदभूत् कुतएतदागात् ॥ कौ० ब्रा० ४ ॥ १९ ॥ હે બાલાકે ! એ પુરૂષ કયાં સુતો હતો ? અને કયાં હતો ? કયાંથી આવ્યો ? આ પ્રમાણે અજાત શત્રુના પ્રશ્નોનો ઉત્તર જયારે બાલાકીએ કાંઈ ન આપ્યો ત્યારે અજાત શત્રુએ સ્વયં કહ્યું કે

अस्मिन्प्राणे एव एकधा भवति तदेनं वाक् सर्वैर्नामभिः सहाप्येति ॥ चक्षुः सर्वैः रूपैः सहाप्येति ॥ श्रोत्रं सर्वैं शब्दैः सहाप्येति ॥ मनः सर्वैर्ध्यानैः सहाप्येति ॥ स यदा प्रतिबुध्यते यथाग्ने र्ज्वलतः सर्वादिशो विस्फुलिंगा विप्रतिष्ठेरन् एवमेव एतस्मादात्मनः प्राणा यथा आयतनं विप्रतिष्ठन्ते प्राणेभ्यो देवाः देवेभ्यो लोकाः ॥ कौ० ब्रा० ४ ॥ २० ॥

અર્થ — આ પ્રાણરૂપ પરમાત્મામાં જયારે એક પ્રકારથી સર્વ લય થાય છે, તો વાક્ ઇન્દ્રિય સર્વ નામોની સાથે લય પામે છે, શ્રોત્ર સર્વ શબ્દોની સાથે, મન સર્વ ધ્યાનોની સાથે લય પામે છે. જયારે એ પુરૂષ જાગે છે, ત્યારે જેમ બળતા અગ્નિના ચિણગારા સર્વ દિશાઓમાં ફેલાઈ જાય છે, એ પ્રકારે આ આત્માથી પ્રાણ પોત પોતાના સ્થાનોમાં સ્થિર થાય છે; પ્રાણોથી ઇન્દ્રિય, ઇન્દ્રિયથી લોક. એ પ્રકારે જૈમિનિના મતમાં સુતેલા પુરૂષને જગાડીને જે બાલાકીને કહ્યું કે "તે કયાં સુતો હતો ?" એ જીવને પરમાત્માથી ભિન્ન જણાવવાને માટે હતું. ૧૮

સગતિ — ભલે એ અજ્ઞાત શત્રુના વાક્યમાં પરમાત્માનુંજ વર્ણન હો. પરંતુ બૃહદારણ્યકના મૈત્રેયી બ્રાહ્મણમાં યાજ્ઞવલ્ક્યએ મૈત્રેયીને કહ્યું છે કે नवारेपत्युः कामायपतिः प्रियोभवति ॥ आत्मनस्तु कामायपतिः प्रियोभवति ॥ વળી આગળ ॥ नवारे सर्वस्य कामाय सर्वं प्रियं भवति ॥ आत्मन स्तुकामाय सर्वं प्रियं भवति ॥ आत्मावारेद्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य ॥ मैत्रेय्यात्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्याविज्ञाने नेदं सर्वं विदितम् ॥ बृ० ४ ॥ ५ ॥ ६ ॥ ઈત્યાદિ વાક્યોમાં તો સ્પષ્ટ જીવાત્માનું વર્ણન દેખાય છે. અને તેજ એક જાણ્યાથી સર્વ જાણવામાં આવે છે એમ કહ્યુ છે. તો પછી એમ કેમ કહી શકાય કે વેદાન્ત વાક્યોમાં બ્રહ્મનોજ સમન્વય છે જીવનો નથી? ઉત્તર —

૬ વાક્યાન્વયાધિકરણ.

## वाक्यान्वयात् ॥ १९ ॥

पद०—वाक्यान्वयात् ॥

અર્થ — વાક્યના પૂર્વોત્તર સંબંધથી એ જણાય છે કે આ ઠેકાણે બ્રહ્મનુંજ વર્ણન છે, જીવાત્માનું વર્ણન નથી. તે અન્વય એ પ્રકારથી જણાય છે કે, જ્યારે મૈત્રેયીએ યાજ્ઞવલ્કયના પરિવ્રાજક થવાના સમયે પુછ્યું કે હે ભગવન્ આપ ક્યાં જાઓ છો? એનો ઉત્તર યાજ્ઞવલ્કયે એમ આપ્યો કે "अमृतत्वस्य तु नाशास्तिवित्तेन ॥ बृ० ४ ॥ ५ ॥ ६ ॥ અમૃત જે મુક્તિ છે તેની આશા ધનથી પૂર્ણ થઇ શકતી નથી ત્યારે મૈત્રેયીએ કહ્યું કે "येनाहंनामृतास्यां किमहन्तेनकुर्याम् यदेव भगवान् वेद तदेव मे ब्रूहि ॥ बृ० ४॥ ५॥ ६ ॥ જેથી હું અમૃત નથી થતી તો પછી તેને (ધનને) હું શું કરીશ, અમૃતનું કારણ જે આપ જાણતા હો તે મને કહો. ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યું કે आत्मावारे० હે મૈત્રેયી! આત્મા દર્શન કરવા યોગ્ય છે, ઇત્યાદિ. એથી જણાય છે કે મુક્તિનું કારણ પરમાત્માનું દર્શજ હોઈ શકે છે, પણ જીવાત્મા નથી. અને બીજી યુક્તિ એ છે કે, આ પ્રકરણમાં એ પણ વર્ણન કર્યું છે કે તે એકના જ્ઞાનથીજ સર્વ જાણી શકાય છે અને

એવું જ્ઞાન પરમાત્માનુંજ હોઇ શકે છે. એથી પણ આ ઠેકાણે પરમાત્માનુજ વર્ણન જણાય છે, જીવાત્માનું નહિ. આ તે પ્રકરણ છે કે જેની પ્રતીકો લખીને માયાવાદના આચાર્ય્ય એવું સિદ્ધ કર્યા કરે છે કે-આ જે કાંઇ નાનાપણું દેખાય છે, તે સર્વ આવિદ્યક છે, અર્થાત્ અવિદ્યાજન્ય છે; વાસ્તવમાં બ્રહ્મ એકજ છે અને તેજ અવિદ્યા વશથી નાના રૂપ થઇ જાય છે. તે પ્રતીક એવી રીતે છે કે-

यत्राहि द्वैत मिव भवति तदितर इतरं पश्यति ॥ यत्र वाऽस्य सर्वमात्मैवाऽभूत् तत्केन कंपश्येत् बृ० ४ ॥ ५ ॥ १५ ॥

પરંતુ ઉક્ત વાકયમાં પરમાત્માના સજાતીય આદિ ભેદોનો નિષેધ કર્યો છે. જ્યાં પરમાત્માથી ભિન્ન કોઈ તેના જેવો જ્ઞાતા હોય તે તેને જાણી શકે; જ્યાં કોઇ તેના જેવો જ્ઞાતા નથી તે કેમ તેને જાણે? એ વાકયમાં પરમાત્માને સ્વતઃ પ્રકાશસિદ્ધ કહ્યા છે. સ્વામિશંકરાચાર્ય્યજી ઉક્ત વાકયનો આશય બતાવે છે કે 'આ ઠેકાણે બીજા ચેતનનો નિષેધ કર્યો છે. અર્થાત્ તે એકજ ચેતન છે, અન્ય સર્વ ઉપાધિ કલ્પિત છે.' એ આશય એટલા માટે એ બ્રાહ્મણમાંથી નથી નિકળતો કારણકે એમાં એવું લખ્યું છે કે—

अस्य महतो भूतस्य निश्वसित मेतद्यदृग्वेदो यजुर्वेदः ॥ बृ०४॥ ५ ॥ १५ ॥

અર્થ—આ મહાભૂત સર્વથી મોટી પરમસત્તારૂપ બ્રહ્મથી ઋગ્વેદાદિ વેદ ચતુષ્ટય ઉત્પન્ન થયા અને વેદ ચતુષ્ટયની યોનિ સ્વામિશંકરાચાર્યજી બ્રહ્મનેજ "शास्त्रयोनित्वात्" ब्र० सू० ॥१॥१॥३॥ માં માની આવ્યા છે, તો પછી કેમ કહી શકાય કે આ ઠેકાણે જીવનું પ્રકરણ છે? કદાચિત્ કહો કે – અસ્તુ, આ ઠેકાણે ઇશ્વરનું પ્રકરણ ભલે રહો, પરંતુ તોપણ અદ્વૈતવાદની સિદ્ધિ એવી રીતે થઇ શકે છે કે આ ઠેકાણે તે પરમાત્માથી ભિન્ન જીવનું કાંઈ વર્ણન કર્યું છે? એનો ઉત્તર એટલોજ કે, એ પ્રકરણમાં જીવનો નિષેધ કોઇ જગ્યાએ નથી. અને જે એમ કહ્યું છે કે—

दुन्दुभेर्हन्यमानस्य न बाह्यांच्छब्दान् च्छक्नुयात् ग्रहणायदुन्दु भेस्तु ग्रहणेन दुन्दुभ्याघातस्य वा शद्वोगृहीतः ॥बृ० ४॥ ४॥ ८॥

અર્થ — દુંદુભિવાજાના ગ્રહણથી જેવી રીતે દુંદુભિગત નાના પ્રકારના સર્વ શબ્દોનુ ગ્રહણ થાય છે, એ પ્રમાણે સર્વાધિષ્ઠાનરૂપ પરમાત્માનાં ગ્રહણથી તદાશ્રિત સર્વ વસ્તુઓનુ ગ્રહણ થાય છે એથી પરમાત્માનુ સર્વાધિષ્ઠાનપણું સિદ્ધ કર્યું છે પણ ઈતર વસ્તુનો નિષેધ કર્યો નથી. ૧૯

## प्रतिज्ञासिद्धेर्लिंगमाश्मरथ्यः ॥ २० ॥

पद०—प्रतिज्ञासिद्धेः ॥ लिंगम् ॥ आश्मरथ्यः ॥

અર્થ — આશ્મરથ્યાચાર્ય એમ કહે છે કે "किमस्मिन्नुभगवो विज्ञाते सर्व मिदं विज्ञातं भवति ॥ मुण्ड० १ ॥ १ ॥ ७ ॥ કોના જાણ્યાથી આ સર્વ જણાય છે? એ પ્રતિજ્ઞાની સિદ્ધિને માટે આ દુન્દુભિનું દૃષ્ટાંત છે; અર્થાત્ એક પરમાત્માના જાણવાથી સર્વ કાંઈ જાણી શકાય છે. એ ભાવ ઉક્ત દૃષ્ટાંતનો છે. ૨૦

## उत्क्रमिष्यत एवं भावादित्यौडुलोमिः ॥ २१ ॥

पद०—उत्क्रमिष्यतः ॥ एवं ॥ भावात् ॥ इति ॥ औडुलोमिः ॥

અર્થ — ઔડુલોમી આચાર્ય એમ માને છે ॥ एवं भावात् ॥ એટલે પરમાત્માના ભાવોને ધારણ કરવાથી આ જીવાત્મા પોતાની પૂર્વ અવસ્થાથી ઉત્ક્રમણ થાય છે. અર્થાત્ બ્રહ્મને પ્રાપ્ત થાય છે; જેમકે —

एषः सम्प्रसादोऽस्माच्छरीरात् समुत्थाय परं ज्योति रुपसम्पद्य स्वेन रूपेणा भिनिष्पद्यते ॥ छां० ८ ॥ १२ ॥ ३ ॥ यथानद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नाम रुपे विहाय ॥ तथा विद्वान् नाम रूपाद्विमुक्तः परात्परं पुरुष मुपैति दिव्यम् ॥ मु० ३॥२॥८

અર્થ — આ સંપ્રસાદ નામવાળો જીવાત્મા આ શરીરથી ઉઠીને સર્વોપરી પુરૂષ જે બ્રહ્મ છે, તેને પ્રાપ્ત થાય છે. જેવી રીતે નદીઓ વેહેતી વેહેતી સમુદ્રમાં નામરૂપને છોડીને પ્રાપ્ત થાય છે, તેમ વિદ્વાન્ મુક્ત જીવાત્મા નામરૂપને છોડીને પૂર્વોક્ત દિવ્યગુણ યુક્ત પરમાત્મા પુરૂષને પ્રાપ્ત થાય છે ઔડુલોમિ આચાર્ય કહે છે કે એવી મુક્તિ અવસ્થામાં કોણ કોને જુવે અને કોણ કોને સાંભળે! ૨૧

## अवस्थितेरितिकाशकृत्स्नः ॥ २२ ॥

पद०-अवस्थितेः ॥ इति ॥ काशकृत्स्नः ॥

અર્થ — કાશકૃત્સ્નાચાર્ય કહે છે કે "અવસ્થિતે." અનતીત્યાત્મા એવી વ્યુત્પત્તિથી અર્થાત્ જે સર્વસ્થાનમાં વ્યાપક હોય તેને આત્મા કહે છે. કેમકે તે બ્રહ્મરૂપ આત્મા સર્વનો અંતરાત્મા છે. માટે એવું કહ્યું છે કે – "आत्मावारेद्रष्टव्यः" એ પ્રમાણે ત્રણે આચાર્યોના મતમાં આ પ્રકરણમાં બ્રહ્મનું વર્ણન છે. અર્થાત્ બ્રહ્મનુજ શ્રવણ, મનન અને નિદિધ્યાસન લખ્યું છે; જીવનું નથી સ્વામિશંકરાચાર્યજીએ ઉક્ત સૂત્રોમાં માયાવાદના ભાવથી ભાષ્ય કર્યું છે, જેમાં નાના પ્રકારના અર્થાભાસોથી જીવને બ્રહ્મ બનાવવાને પ્રયત્ન કર્યો છે. તે એ પ્રકારે છે કે – પરમાત્મા જીવરૂપ બનીને સર્વમાં સ્થિત રહ્યો છે. તેમાં પ્રમાણ છે કે- *अमेदाविधानमिति काशकृत्स्नाचार्यो मन्यते* ॥ शा० भा० १ ॥ ४ ॥ २२ અર્થાત્ આ સૂત્ર જીવ બ્રહ્મનો અભેદ કથન કરે છે એમ કાશકૃત્સ્નાચાર્ય માને છે કેમકે — यत्रहिद्वैत मिव भवति तदितर इतरं पश्यति ॥ बृ० ४ ॥ ५ ॥ १५ ॥ એ વાક્યથી લઇને એવું સિદ્ધ કર્યું છે કે એક બ્રહ્મથી ભિન્ન બીજી કોઇ વસ્તુ નથી.

"यत्रत्वस्य सर्वमात्मैवाभूत् तत्केन कं पश्येत्" बृ० ४॥५॥१५॥

ઇત્યાદિથી તે એક બ્રહ્મનું વર્ણન કર્યું છે. અને એમ બતાવ્યું છે કે કાશકૃત્સ્નાચાર્યનો મતજ શ્રુતિ સિદ્ધ છે. એ માટે સ્વામિ શંકરાચાર્યજી પોતાના ભાષ્યમાં એમ લખે છે કે —

विज्ञानात्म- परमात्मनोरविद्या प्रत्युपस्थापित नामरूप रचित देहाद्युपाधि निमित्तो भेदो न पारमार्थिक इत्येपोऽर्थः सर्वै वेंदान्तवादि भिरभ्युपगंतव्यः ॥ शं० भा० १ ॥ ४ ॥ २२ ॥

અર્થ — અવિદ્યા કૃત જે દેહાદિ ઉપાધિ તેનાથી આ જીવાત્માનો ભેદ છે પણ વાસ્તવમાં નથી. એ અર્થ સર્વ વેદાન્તિયોએ સ્વીકાર કરવા યોગ્ય છે. વળી આગળ ચાલતાં લખે છે કે —

" सदेवसोम्येद मग्र आसीदेकमेवाद्वितीयम् ॥ छां० ६ ॥ २ ॥ १ ॥ आत्मैवेदं सर्वम् ॥ छां० ७ । २५ ॥ २ ॥ ब्रह्मैवेदं सर्वम् ॥ मुण्ड० २ ॥ २ ॥ ११ ॥ इदं सर्वं यदयमात्मा ॥ बृ० २ ॥ ४ ॥ नान्यतोस्तिद्रष्टा बृ० ३ ॥ ७ ॥ २३ ॥ नान्यदतोऽ स्तिदृष्टिः ॥ बृ० ३ ॥ ८ ॥ ११ ॥ ઇત્યાદિ શ્રુતિઓથી જીવ બ્રહ્મનો અભેદ છે-"वासुदेवः सर्वम् ॥ गी० ७ ॥ १९ ॥ क्षेत्रज्ञंचापि मां विद्धिसर्वक्षेत्रेषु भारत ॥१३॥२॥ समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ॥ गी ॥ १३ ॥ २७ ॥

એ પ્રકારની સ્મૃતિયોથી જીવ ઇશ્વરની એકતા જણાય છે. તથા અન્ય સ્થાનોમાં પણ જીવ બ્રહ્મના ભેદનો નિષેધ જણાય છે. જેમકે-

" अन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुः ॥ बृ०१॥४॥१०॥ मृत्योः सं मृत्युमाप्नोति य इहनानेव पश्यति ॥ बृ० ४ ॥ ४ ॥ १९ ॥ एपमहानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयोब्रह्म॥ बृ० ॥४॥४ ॥ १५ ॥ वेदान्त विज्ञान सुनिश्चितार्थाः ॥ मुण्ड० ३ ॥ २ ॥ ६ ॥ तत्र कोमोहः कः शोक एकत्वमनु पश्यतः॥ इश० ७ ॥यजु०४०॥७॥

ઇત્યાદિ ગીતા ઉપનિષદ્ અને વેદના વાકયના એવા અર્થ કર્યા છે કે-(૧) જ્યાં બીજો હોય ત્યાં બીજો બીજાને દેખે. પણ જ્યાં સર્વ આત્માજ છે ત્યાં કોણુ કોને જુવે ? (૨) હે સોમ્ય ! સદા એ એક અદ્વિતીયજ હતું. (૩) એ સર્વ આત્માજ છે. (૪) એ સર્વ બ્રહ્મજ છે. (૫) એ સર્વ આત્મા છે. (૬) એનાથી જુદો કોઇ જોવાવાળો નથી. (૭) એ સર્વ વાસુદેવ છે. (૮)સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્ર-

આત્મા મનેજ જાણો. (૯) સર્વ પ્રાણીઓમાં પરમેશ્વર એક છે. (૧૦) તે જુદો છે અને હું જુદો છું એમ જે જાણે છે તે પશુ છે. (૧૧) તે મૃત્યુથી મૃત્યુ પામે છે કે જે આ ઠેકાણે નાનાપણું જુવે છે. ઇત્યાદિ પ્રતીકોથી એક બ્રહ્મજ સિદ્ધ કર્યો છે. આ ઠેકાણે સર્વ પ્રતીકોના અર્થ કરવાથી ગ્રંથ વધી જાય છે અને અનેક સ્થલોમાં ઉક્ત વાકયોના અર્થ કરેલા છે એ માટે પુનરૂક્તિ પણ થઇ જાય છે, માટે કેવલ અદ્વૈતવાદીઓનો અર્થાભાસ દેખાડવા માટે બેચાર પ્રતીકોનાજ અર્થ કરીએ છીએ કેઃ-જેનો અર્થ શંકરાચાર્યજીએ એમ કર્યો છે કે, જે પોતાનાથી જુદો બ્રહ્મને માને છે તે પશુ છે. એવો આશય તે વાકયનો નથી. વાકયનો આશય એવો છે કે- योऽन्यांदेवतामुपासते॥ જે પરમાત્માથી ભિન્ન દેવતાઓની ઉપાસના કરે છે તે પશુ છે. કેમકે એની પૂર્વે પરમાત્માનું વર્ણન છે. બીજા વાકયનો અર્થ એમ છે કે – अन्योसावन्योऽहमस्मीति न स वेद यथा पशु रेवं स देवानाम्॥ અને જે એમ નથી જાણતો કે હુ અલ્પજ્ઞત્વાદિગુણવાળો જીવ જુદો છું અને ઇશ્વર સર્વજ્ઞત્વાદિ ગુણવાળા જુદા છે તે પણ વિદ્વાનોમાં પશુ છે. " मृत्यो स मृत्युमाप्नोति " એનો અર્થ એવો છે કે જે ઇશ્વરમાં નાનાપણું માને છે તે મૃત્યુથી મૃત્યુ પામે છે અર્થાત્ ઇશ્વિર એક છે તેમાં નાનાપણું નથી; કેમકે એનાથી પૂર્વ શ્લોકનો એવો અર્થ છે કે – જ્યાંથી સૂર્યોદય થાય છે અને જ્યાં અસ્ત થાય છે ત્યાં સુધી એકજ પરમાત્મા સર્વવ્યાપક છે. પાછું કહ્યું છે કે — यदेवेह तदमुत्रयदमुत्रतदन्विह ॥ જે પરમાત્મા આ ઠેકાણે છે તેજ પરલોકમાં છે અને જે પરલોકમાં છે તેજ અહિં છે. એ પ્રકારે ઇશ્વર વિષયક સજાતીયાદિભેદ વાકયને જીવ ઇશ્વિર ભેદના નિષેધાર્થમાં સ્વામિશંકરાચાર્યજીએ લગાવી દીધા છે અને " वासुदेवः सर्वम् " એ ગીતાના શ્લોકને એવા અભિપ્રાયમાં લગાવ્યો કે જીવ ઇશ્વરનો ભેદ નથી, તે સર્વથા ગીતાના આશયથી વિરૂદ્ધ છે. ત્યાં પ્રકરણ એમ છે કે મારા ચાર પ્રકારના ભક્ત હોય છે. એક તો આર્ત, (દુઃખી) જીજ્ઞાસુ, અર્થાર્થી, અને જ્ઞાની. જોકે એ બધા શ્રેષ્ટ છે પણ તે સવ માં જ્ઞાની ભક્ત મારો આત્માજ છે અને તે મને ઘણાં જન્મો પછી પ્રાપ્ત થાય છે; અને તે પોતાની જ્ઞાનાવસ્થામાં એમ જુવે છે કે પરમાત્માજ-

પરમાત્મા છે બીજું કોઇ નથી. એનું નામ શમવિધિ છે. એથી કાંઇ જીવ બ્રહ્મનો અભેદ સિદ્ધ થતો નથી. કિન્તુ ઉક્ત પ્રતીકોના અર્થ કયાં સુધી લખીએ? આ ઠેકાણે તો અદ્વૈત વિદ્યાચાર્ય્યજીએ તો કેવલ જ્યાં ત્યાંથી પ્રમાણ આપી આપીને જીવ ઇશ્વરનો અભેદ સિદ્ધ કરવો એજ પોતાનું મુખ્ય કર્તવ્ય સમજી લીધું છે. જુવો ગીતામાં "समंसर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम्" ભલા, આ શ્લોકથી જીવ બ્રહ્મનો અભેદ શી રીતે સિદ્ધ થયો? સંપૂર્ણ શ્લોક નીચે પ્રમાણે છે—

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ॥ विनश्यत्स्व विनश्यन्तं यः पश्यति स पश्यति ॥ गी० १३ ॥ २७॥

અર્થ—જે પરમાત્માને સર્વવ્યાપક સમજે છે, અને તે વિનાશવાવાળા પદાર્થોમાં તેને અવિનાશી સમજે છે તે ઠીક સમજે છે. આ શુદ્ધ અર્થને છોડીને જીવ બ્રહ્મની એકતામાં આ શ્લોક લગાવી દીધો છે. એવીજ રીતે અન્ય પ્રતીકોનું પણ કર્યું છે કે જેનો જીવ બ્રહ્મની એકતા સાથે કોઇપણ જાતનો સંબંધ નથી. સ્વામિશંકરાચાર્ય્યજીએ કેવલ પોતાના મતની દ્દઢતા દેખાડવા એ પ્રતીકો એકઠાં કરી દીધાં છે. ઉક્ત સ્વામીજીએ આ ઠેકાણે એમ લખ્યું છે કે આ કાશકૃત્સ્નાચાર્યનો મતજ શ્રુતિની અનુસાર છે. આ લખવાનો આશય એવો છે કે પૂર્વના બે આચાર્યોનો મત સ્પષ્ટતાથી ભેદ સિદ્ધ કરે છે અને આ સૂત્રમાં અર્થાભાસ કરવાથી ભેદવાદી જીજ્ઞાસુને સંદેહ ઉત્પન્ન થઇ શકે છે. એટલા માટે એનાપરજ અધિક બલ વાપર્યું છે કે-"अवस्थितेः" નો અર્થ એમ છે કે બ્રહ્મજ સર્વ જગત્‌માં જીવરૂપથી સ્થિર થઇ રહ્યો છે. અને પ્રમાણ એને માટે એ આપ્યું છે કે

अनेन जीवेनात्मनानु प्रविश्य नाम रूपे व्याकरवाणि ॥ छां० ६ ॥

૩॥૨॥બ્રહ્મજ જીવરૂપે પ્રવિષ્ટ થયા, અને એજ વાકયનો અર્થ 'પ્રયોજન વત્ત્વાધિકરણ' માં સ્વામિશંકરાચાર્યજીએ એવો કર્યો છે કે જીવાત્મા અનાદિ છે; કેમકે ત્યાં અનાદિ માન્યા વિના પાપપુણ્યની વ્યવસ્થા બની શકતી નથી. અમારા વિચારમાં કાશકૃત્સ્નાચાર્ય્યજીનો આશય આ ઠેકાણે એમ છે કે બ્રહ્મ સર્વાન્તરાત્મા એવા અભિપ્રાયથી કહ્યો છે કે તે સર્વની અંદર વ્યાપક હોવાથી સર્વનો આત્મા છે એ

માટે "आत्मा वारेद्रष्टव्यो मन्तव्यो" એ વાકયમાં બ્રહ્મરૂપી આત્માનું ગ્રહણ છે કાંઇ જીવાત્માનું ગ્રહણ નથી.

સ્વામી રામાનુજાચાર્યજીએ એ સૂત્રના ભાષ્યમાં બૃહદારણ્યકની નિમ્નલિખિત પ્રતીકોને લઇને એનો આશય એ પ્રમાણે સ્પષ્ટ કર્યો છે કે–

य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरोयमात्मा न वेद यस्यात्मा शरीरम् ॥
य आत्मानमन्तरो यमयति स ते आत्माऽन्तर्याम्यमृतः बृ॰अ॰ब्रा॰

અર્થ — જે જીવાત્મામાં રહે છે અને જીવાત્મા જેને પૂર્ણ રીતિથી જાણતો નથી, તથા જીવાત્મા જેનું શરીર છે અને જે જીવાત્માને નિયમમાં રાખવાવાળો છે, તે તમારો અન્તર્યામિ પરમાત્મા છે. એથી જીવ ઈશ્વરનો ભેદ સ્પષ્ટ કર્યો છે, અને કહ્યું છે પોતાના શરીરરૂપી જીવાત્મામાં સ્થિર હોવાથી કાશકૃત્સ્નાચાર્યએ બ્રહ્મની જીવરૂપે સ્થિતિ માની છે; પણ કાંઇ માયાવાદીઓની પેઠે અવિદ્યા વશથી જીવ બની ગયાથી માની નથી. અને જે સ્વામિશંકરાચાર્યજીના મતમાં એમ માન્યું છે કે નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ પરમાત્માજ અવિદ્યોપાધિની સાથે ઢંકાઇ જવાથી જીવ બની જાય છે એનું ખંડન આ સૂત્રના ભાષ્યમાં સ્વામિરામાનુજાચાર્યજીએ બહુ બળથી કર્યું છે અને એમ કહ્યું છે કે– જો તમે "तिरोधान" એટલે પરમાત્માના સ્વરૂપનું ઢંકાઇ જવું માનો છો તો તે તિરોધાન પ્રકાશ સ્વરૂપ પરમાત્માના પ્રકાશની નિવૃત્તિકારથઈ જશે અને વાસ્તવિક રીતે પ્રકાશજ તેનું સ્વરૂપ છે, માટે એવી રીતે અર્થ કરવાથી સ્વરૂપ નાશનો પ્રસંગ આવ્યો!

*એકંદર સાર એટલોજ કે આ ત્રિસૂત્રીમાં સ્વામિશંકરાચાર્યજીએ અવિદ્યાનો આશ્રય લઇને આ ત્રણે સૂત્રોનું ભાષ્ય કર્યું છે અને તે સૂત્રોના આશયથી સર્વથા વિરૂદ્ધ છે.*॥૨૨

સંગતિ—એ પ્રકારે અહિં સુધી જીવ અને ઈશ્વરનો ભેદ સૂત્રોમાં વર્ણન કર્યો. હવે સૂત્રકાર જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ છે તેનું સ્પષ્ટતાથી વર્ણન કરે છે.

७ પ્રકૃત્ય ધિકરણ.

## प्रकृतिश्च प्रतिज्ञा दृष्टान्तानुपरोधात् ॥२३॥

पद०—प्रकृतिः ॥ च ॥ प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ॥

અર્થ—પ્રકૃતિ પણ આ જગત્‌નું કારણ છે; કેમકે પ્રતિજ્ઞા અને દ્રષ્ટાંત ત્યારેજ ઠીક રહે છે કે જ્યારે ઉપાદાન કારણ કોઇ બ્રહ્મથી ભિન્ન હોય. પ્રતિજ્ઞા એવી છે કે- अस्थूलमनणु अह्रस्वमदीर्घमलोहितमस्नेहमच्छायम् ॥ बृ० ३ ॥ ७ ॥ ८ ॥ दिव्योह्यमूर्त्तः पुरुषःसबाह्याभ्यन्तरोह्यजः ॥ मुं० १ ।२ ।२

અર્થ—તે સ્થુલ નથી, અણુ નથી, દીર્ઘ નથી, હ્રસ્વ નથી, લાલ નથી, ચીકણો નથી અને તેની કોઈ છાયા નથી એ પ્રકારે સ્થૂલાદિ ગુણોનો અભાવ વર્ણન કરીને તેને નિરાકાર સિદ્ધ કર્યો છે. તે પરમાત્મા દિવ્ય એટલે પ્રકાશ સ્વરૂપ છે, અમૂર્ત્ત છે અને તે પુરૂષ સર્વથી બહાર પણ છે અને અંદર પણ છે, અજ છે અર્થાત્ ઉત્પન્ન થતો નથી એ નિરાકારની પ્રતિજ્ઞા છે. એમાં દ્રષ્ટાંત એ છે કે-

" सूर्योयथा सर्वलोकस्यचक्षुर्नलिप्यते चाक्षुषैर्बाह्यदोषैः॥ एकस्तथा सर्व भूतान्तरात्मा न लिप्यते लोकदुःखेनबाह्यः" क० ४ । ११

અર્થ—જે પ્રકારે સૂર્ય પ્રકાશક હોવાથી સર્વ લોકનો ચક્ષુ છે, પરંતુ બહારના દોષોની સાથે તેનો કોઇ પણ પ્રકારનો સંબંધ નથી; એજ પ્રમાણે સર્વ ભૂતોનો અંતરાત્મા બહારના દુઃખથી દુઃખી થતો નથી કેમકે તે નિર્લેપ છે. એ પ્રતિજ્ઞા અને દ્રષ્ટાંતથી નિરવયવ સિદ્ધ થાય છે. હવે એ પ્રતિજ્ઞા અને દ્રષ્ટાંત ત્યારેજ ઠીક રહી શકે છે કે જ્યારે બ્રહ્મથી ભિન્ન ઉપાદાન કારણ કાંઈ જુદું માનીએ અને તેનું પરિણામ આ સર્વ જગત્ સમજીએ; અને " जन्माद्यस्ययतः " એ સૂત્રમાં બ્રહ્મને નિમિત્ત કારણ અને પ્રકૃતિને ઉપાદાન કારણ કહ્યાં છે અને જે સ્વામિ શંકરાચાર્યજીએ એમ કહ્યું છે કે પંચમી વિભક્તિ ઉપાદાન કારણમાંજ થાય છે એ ઠીક નથી; જુઓ- आदित्याज्जायतेवृष्टि ॥ मनु० ३ ॥ ७६॥ આ ઠેકાણે પણ નિમિત્ત કારણમાં

પંચમી વિભક્તિ છે. અને વળી तस्माद्यज्ञात्सर्वहुतऋचः सामानिजज्ञिरे ॥ यजु० ३१ ॥ ७ ॥ આ ઠેકાણે પણ નિમિત્ત કારણમાં પંચમી વિભક્તિ છે; તો એ માટે એમ લખી મારવું કે જનિ ધાતુના પ્રયોગમાં ઉપાદાનમાંજ પંચમી થાય છે, એ લેખ માત્ર મનોરથ છે. ૨૩

સંગતિ—એમ કેમ સમજી શકાય કે બ્રહ્મ જગતનું નિમિત્ત કારણજ છે અને ઉપાદાન કારણ નહિ? એનો ઉત્તર–

## अभिध्योपदेशाच्च ॥ २४ ॥

पद०—अभिध्योपदेशात् ॥ च ॥

અર્થ—એ બ્રહ્મથી ઈક્ષણ પૂર્વક સૃષ્ટિ જણાય છે-અર્થાત્ તેણે ધ્યાનપૂર્વક સમજીને આ સંસાર બનાવ્યો છે. માટે નિમિત્ત કારણજ પરમાત્મા છે, પણ ઉપાદાન કારણ નહિ. ૨૪

## साक्षाच्चोभयाम्नानात् ॥ २५ ॥

पद०—साक्षात् ॥ च ॥ उभयाम्नानात् ॥

અર્થ—વેદોપનિષદોમાં સાક્ષાત્ બંનેનું વર્ણન કરેલું છે-અર્થાત્ નિમિત્ત કારણ બ્રહ્મ અને ઉપાદાન પ્રકૃતિ. ૨૫

## आत्मकृतेः परिणामात् ॥ २६ ॥

पद०—आत्मकृतेः ॥ परिणामात् ॥

અર્થ—"आत्मकृतेः" પરમાત્માના યત્નથી અને "परिणामात्" પ્રકૃતિના પરિણામથી આ જગત્ ઉત્પન્ન થાય છે. એ પ્રકારે પ્રકૃતિને પરિણામી ઉપાદાન કારણ અને બ્રહ્મને કૂટસ્થ નિત્ય હોવાથી કેવળ નિમિત્ત કારણજ વર્ણન કર્યું છે. ૨૬

## योनिश्चहि गीयते ॥ २७ ॥

पद०—योनिः ॥ च ॥ हि ॥ गीयते ॥

અર્થ—બીજી યુક્તિ એ પણ છે કે તે બ્રહ્મને ભૂતયોનિ કહ્યો છે, અર્થાત્ સર્વ ભૂતોનો કારણ કથન કર્યો છે; એથી પણ પરમાત્મા

કેવળ નિમિત્ત કારણજ જણાય છે. યોનિ શબ્દનો અર્થ આ ઠેકાણે નિમિત્ત કારણનો છે, એ વાત નીચે લખેલાં વિષય વાકયથી સ્પષ્ટ દેખાય છે.

यत्तदद्रेश्यमग्राह्य मगोत्र मवर्ण मचक्षुः श्रोत्रं तदपाणिपादम् ॥
नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यदभूत योनिं परिपश्यन्ति धीराः ॥ मु० १ ॥ १ ॥ ६ ॥

અર્થ—એ જે અદૃશ્ય છે અર્થાત્ રૂપાદિ હીન છે, અગ્રાહ્ય છે, નિરવયવ હોવાથી પકડી શકાતો નથી, ઉત્પત્તિ શૂન્ય હોવાથી અગોત્ર છે, નિરૂપ હોવાથી અવર્ણ છે, અત્યન્ત સૂક્ષ્મ હોવાથી રૂપ અને શબ્દની પેઠે ચક્ષુ તથા શ્રોત્રનો વિષય નથી; તે હસ્તપાદાદિ અવયવથી રહિત છે, નિત્ય છે, એકરસ છે, "विभु" વ્યાપક છે, સર્વગત છે, અતિ સૂક્ષ્મ છે, અને તે અવ્યય અર્થાત્ વિકારરહિત છે; જેને ભૂતયોનિ માન્યો છે, તે એ પ્રકારનો નિરવયવ ઉપાદાન કારણ હોઇ શકતો નથી. એ માટે આ ઠેકાણે ભૂતયોનિનો અર્થ નિમિત્ત કારણનો છે, ઉપાદાન કારણનો નથી. ૨૭

(સર્વ વ્યાખ્યાનાધિકરણ) एतेन सर्वे व्याख्याता व्याख्याताः॥२८॥

पद०—एतेन ॥ सर्वे ॥ व्याख्याताः ॥ व्याख्याताः ॥

અર્થ—"एतेन" એટલે "तत्तुसमन्वयात्" ब्र० सू० १ ॥ १॥४॥ થી લઇને ઉક્ત સૂત્ર સુધી આ ગ્રંથથી "सर्वेव्याख्याताः" એટલે સર્વ ઉપનિષદોના સિદ્ધાન્તો કથન કર્યા, અર્થાત્ "भेदव्यपदेशाच्चान्यः॥ ब्र० सू० १ ॥ १ ॥ २१ ॥ ઇત્યાદિ સૂત્રોમાં જીવ બ્રહ્મનો ભેદ અને "आकाशस्तल्लिंगात्" ब्र० सू० १ ॥ १ ॥ १२ ॥ ઇત્યાદિ સૂત્રોમાં આકાશાદિ સર્વ બ્રહ્મનામ છે અને જડાકાશાદિ ઔપનિષદ લોકોના ઉપાસ્ય નથી, ઇત્યાદિ સિદ્ધાન્તો વ્યાખ્યાન કર્યા અને બીજો "व्याख्याता" એ શબ્દ આ અધ્યાયની સમાપ્તિને માટે આપ્યો છે. "प्रकृतिश्चप्रतिज्ञादृष्टान्तानुपरोधात्" ब्र० सू० १ ॥ ४ ॥ २३॥ એ સૂત્રથી લઇને આ

સર્વ સૂત્રોમાં સ્વામિશંકરાચાર્યજીએ બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાન કારણ વર્ણવ્યો છે, અને પ્રતિજ્ઞા એવી રાખી હતી કે—**एकस्मिन्नविज्ञातेइदंसर्वविज्ञातंभवति** એકને જાણવાથી આ સર્વ જાણી શકાય છે. તો એકને જાણ્યાથી સર્વ ત્યારેજ જાણી શકાય છે કે જ્યારે બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાનકારણ મનાય. એવા તર્કથી બ્રહ્મની અભિન્ન નિમિત્તોપાદાન કારણતાનું મંડન કર્યું છે, અને દૃષ્ટાંત એ લીધું છેકે—

**यथापृथिव्यामोषधयः सम्भवन्ति ॥ मु० १ ॥ १ ॥ ७॥**

**અર્થ**—જે પ્રમાણે પૃથિવીથી ઔષધીઓ નીકળે છે તથા જેમ પુરૂષથી કેશાદિ રોમ ઉત્પન્ન થાય છે, એ પ્રમાણે બ્રહ્મથી આ વિશ્વ ઉત્પન્ન થયું છે. આ વિષયવાક્યમાં શંકરમતનું ખંડન કરવા પેહેલાં અમે તર્કથી અદ્વૈત મતની નિર્બલતા દેખાડીશું—કે શંકર મત પ્રમાણે બ્રહ્મ ઉપાદાન કારણ થઇ શકતું નથી, કારણકે તે નિરવયવ છે. એ માટે સ્વામિશંકરાચાર્યજીએ તેને બ્ર૦ સૂ૦ ૨॥ ૧॥ ૨૭ માં વિવર્તઉપાદાન કારણ માન્યું છે, અને પરિણામી ઉપાદાન કારણ શંકરમતમાં અવિદ્યા અથવા માયાને માન્યું છે. તો પછી આ ઠેકાણે બ્રહ્મને ઉપાદાન કારણ શી રીતે માની શકાય? વિવર્ત્તનો અર્થ એ છે કે જે પોતાના સ્વરૂપનો ત્યાગ નહિ કરે અને અન્યથા પ્રતીત થાય, જેમકે રજ્જુમાં સર્પ, છીપમાં ચાંદી; અને પરિણામ તેનું નામ કેહેવાય છે કે પોતાના સ્વરૂપને છોડીને બીજું સ્વરૂપ ધારણ કરી લે; જેમ દૂધથી દહિ. બ્રહ્મમાં એવી રીતે પરિણામ થવું એ તો શંકર મહારાજને પણ ઈષ્ટ નથી, કેમકે શાસ્ત્ર એનો તો નિષેધ કરે છે; તો પછી વળી "आत्मकृतेः परिणामात्" એ સૂત્રમાં બ્રહ્મનું પરિણામ શી રીતે માન્યું? જો એનો એવો આશય લઇએ કે યત્ન પરમાત્મામાં દેખાય છે અને પરિણામ કોઇ બીજી વસ્તુમાં છે; તો એ અર્થ અમારોજ પાછો આવી જાય છે—કે પરિણામવાળી કોઈ ભિન્ન વસ્તુ સૂત્રકારે માની છે, જેનું નામ આ સૂત્રોમાં હોવુંજ જોઇતું હતું. અમારા મતમાં તે પ્રકૃતિ છે, અને તેનું વર્ણન બ્ર૦ સૂ૦ ૧॥૪॥ ૨૨॥ માં છે. એ પ્રકારે આ ઠેકાણે શંકરમત ઉક્ત સૂત્રોના આશયથી સર્વથા વિરૂદ્ધ છે. સ્વામિરામાનુજાચાર્ય આ પ્રકૃતિ અધિકરણમાં એમનાજ ઢંગ ઉપર ચાલે છે; અર્થાત્ તે પણ બ્રહ્મનેજ પ્રકૃતિ માને

છે પરતુ તે આ ઠેકાણે એટલો ભેદ જરૂર કરે છે કે, બ્રહ્મનુ શરીર તે ઉપાદાન કારણ છે અને બ્રહ્મ નિમિત્ત કારણ જેમકે—

अचिद्वस्तुशरीरस्य ब्रह्मणोकारणत्वात् ॥ श्री० भा० १ ॥४॥२६॥

આ ઠેકાણે તેઓએ અનાદિની સર્વવ્યવસ્થા સ્વીકાર કરી છે અર્થાત્ અચિદ્ વસ્તુ પ્રકૃતિ અને ચિદ્વસ્તુ જીવ એ બન્નેને ઇશ્વરનુ શરીર માન્યુ છે એ પ્રમાણે શરીર શરીરી ભાવથી ઉક્ત બને વસ્તુઓ સદૈવ બ્રહ્મની સાથે રહે છે એથી સાર એવો નીકળ્યો કે અચિદ્વસ્તુ જે બ્રહ્મના શરીરરૂપ પ્રકૃતિ છે તેના પરિણામથી આ સસાર બનેલો છે, તેમા તેઓએ મનુસ્મૃતિનો શ્લોક આપ્યો છે કે—

सोभिध्याय शरीरात्स्वा त्सिसृक्षुर्विविधाः प्रजाः ॥ मनु० १॥८॥

અર્થ—તે પરમાત્માએ ધ્યાન કરીને પોતાના શરીરથી ઘણા પ્રકારની પ્રજાને ઉત્પન્ન કરવાનો વિચાર કર્યો શરીરથી આ ઠેકાણે આશય પ્રકૃતિનો છે, કેમકે એ વાતને ઉપનિષદ્કારે સ્પષ્ટ કરી બતાવ્યુ છે કે—

यः पृथिव्यां तिष्ठन्पृथिव्यामन्तरोऽयम्पृथिवी न वेद यस्य पृथिवी शरीरम् ॥ वृ० ३ ॥ ७ ॥ ? ॥

એ પ્રકારે વિશિષ્ટાદ્વૈતના અભિપ્રાયથી બ્રહ્મનેજ બને પ્રકારનુ કારણ કરાવ્યુ છે જેકે અર્થથી આ ઠેકાણે સ્વામિરામાનુજનો મત "द्वासुपर्णासयुजासखाया" ઇત્યાદિ વૈદિક મતથી વિરૂદ્ધ નથી, તોપણ બને પ્રકારનુ કારણ બ્રહ્મને કથન કરવાથી અને વળી યોનિ શબ્દ આ ઠેકાણે ઉપાદાનનો વાચક છે, એમ કહેવાથી રામાનુજાચાર્યનો મત પણ વેદ વિરૂદ્ધ છે કેમકે—

यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः सम्भवन्ति ॥
यथा सतः पुरुषात्केशलोमानि तथाक्षरात्सम्भवतीह विश्वम् ॥
मुण्ड० १ ॥ १ ॥ ७ ॥

અર્થ—જે પ્રકારે કરોળીયો (માકડી) પોતાની જાળને પોતેજ રચે છે અને પોતેજ ગ્રહણ કરે છે, જેમ પૃથિવીથી ઔષધિઓ

ઉત્પન્ન થાય છે, જેવી રીતે જીવતા પુરૂષથી કેશાદિ ઉત્પન્ન થાય છે, એ પ્રકારે અક્ષર બ્રહ્મથી આ સંસાર થાય છે. આ વાક્ય શેષથી યોનિ શબ્દ એટલા માટે ઉપાદાન કારણ નથી કહેવાતો કે આ ઠેકાણે બ્રહ્મને યોનિ કહ્યો છે—જેમકે એનાથી પૂર્વ શ્લોકમાં અવ્યયને યોનિ માન્યો છે. હવે અવ્યય અને અક્ષર બ્રહ્મને યોનિ માનવું એ એમ સિદ્ધ કરે છે કે યોનિ શબ્દ આ ઠેકાણે નિમિત્ત કારણનોજ વાચક છે, અને જે વાતથી બને આચાર્યોએ વાક્યમાં ઉપાદાન કારણનો આશય લીધો છે—કે જેમ કરોળીયાથી જાળું, પૃથિવીથી ઔષધિયો, તેમજ જીવતા પુરૂષથી કેશાદિ, પરંતુ એ દૃષ્ટાંતો આ ઠેકાણે ઉપાદાનની સિદ્ધિ કરનારાં નથી. તે એમ સિદ્ધ કરે છે કે પરમાત્મા પણ એજ પ્રમાણે પોતાનામાં સ્થિર જે પ્રકૃતિ છે તેનાથીજ સર્વ બનાવે છે, કાંઇ બહાર લેવા જતો નથી. અને એ વાતને સ્વામિ શંકરાચાર્યજી પણ અન્ય સ્થલોમાં એમ માને છે કે પરિણામનું વિધાન કરવાવાળી શ્રુતિનું તાત્પર્ય પરિણામને પ્રતિપાદન કરવામાં નથી કિંતુ બ્રહ્મની એકતા પ્રતિપાદન કરવામાં તાત્પર્ય છે—

नचेयंपरिणामश्रुतिः परिणामप्रतिपादनार्था तत्प्रतिपत्तौफलानवगमात्॥

शं० भा० ब्र० सू० २ ॥ १ ॥ २७ ॥

અર્થ—પરિણામને વર્ણન કરવાવાળી શ્રુતિ પરિણામને પ્રતિપાદન કરવા માટે નથી, કેમકે પરિણામનું વર્ણન કરવામાં કાંઇ ફલ નથી. એની આગળ એમ પણ લખ્યું છે કે બ્રહ્મ નિરવયવ છે એ માટે પણ તેનું વર્ણન થઇ શકતું નથી—"नेतिनेति" ઇત્યાદિ વાક્યોથી બ્રહ્મમાં સાકારનો નિષેધ જણાયાથી. એ પ્રમાણે અમારા મતમાં પણ "यथोर्णनाभिसृजतेगृह्णतेच" એવા પરમાત્માની સ્વાધીનતા પ્રતિપાદન કરે છે, પણ પરિણામ નહિ "एतेनसर्वेव्याख्याताव्याख्याता" એ સૂત્રમાં સ્વામિશંકરાચાર્યજીએ પરમાણુઓનું ખંડન કર્યું છે કે "एतेन" એટલે કે સાંખ્ય મતની પ્રકૃતિનું ખંડન કર્યાથી પરમાણુઓનું પણ ખંડન જાણી લેવું જાઇએ.

હવે આ કરતાં વધારે ખેંચાતાણી બીજી કઈ હોઇ શકે, કે "व्याख्याता" શબ્દને આ ઠેકાણે પણ ખંડન અર્થમાં લગાવી દીધો ?

સ્પષ્ટ અર્થ તો એનો એમ છે કે, આ અધ્યાયથી પૂર્વોક્ત સર્વ સિદ્ધાન્તો વ્યાખ્યાન કર્યાં. સ્વામિ રામાનુજાચાર્યજીએ આ ઠેકાણે એ અર્થને યથાવસ્થિત રાખ્યો છે અર્થાત્ ઠીકઠીક તેવોજ અર્થ કર્યો છે કે જે સૂત્રના અક્ષરોથી સ્પષ્ટ પ્રતીત થાય છે. તે એ છે કે—

एतेन पादचतुष्टयोक्त क्षापेन सर्वे वेदान्तेषु जगत्कारणं प्रतिपादन परः सर्वे वाक्य शेषाश्चेतनाऽचेतन विलक्षण सर्वज्ञ सर्वशक्ति ब्रह्म प्रतिपादनपराः ॥ व्याख्याता व्याख्याता इति पदाभ्यासोऽध्याय परिसमाप्ति द्योतनार्थः ॥ श्री० भा० ब्र० सू० १ ॥ ४ ॥ २८ ॥

અર્થ—આ અધ્યાયના પાદચતુષ્ટયમાં જે યુક્તિઓનો સમૂહ કથન કર્યો તેનાથી જડચેતનથી વિલક્ષણ અર્થાત્ પ્રકૃતિ અને જીવથી ભિન્ન જે બ્રહ્મને સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ વર્ણન કર્યો છે તે સર્વ વાકયો વ્યાખ્યાન કર્યાં. અર્થાત્ તેના નિર્ણય થયા કે તે વાકયો બ્રહ્મને બોધન કરવાવાળાં છે પણ પ્રકૃતિ અને જીવનાં બોધક નથી. "व्याख्याता" એ શબ્દ બેવાર આ ઠેકાણે અધ્યાયની સમાપ્તિ જણાવવાને માટેજ છે. જોકે કાંઇએક સ્થલોમાં સ્વામિ રામાનુજાચાર્યજી પણ પરમાણુંઓનું ખંડન કરે છે, તથાપિ આ ઠેકાણે એમનો ન્યાય અત્યન્ત સ્તુત્ય છે કે જેણે આ સૂત્રમાં અર્થાભાસ કર્યો નથી. અને જે એક વિજ્ઞાનથી સર્વનાં વિજ્ઞાનની પ્રતિજ્ઞા છાંદોગ્યાદિ ઉપનીષદોમાં છે તે પણ બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાન સિદ્ધ કરતી નથી. એ વાતને અમે વિસ્તારપૂર્વક આરંભણાધિકરણમાં વિવેચન કરીશું. ૨૮

इति श्री वेदान्तार्य्य भाष्ये, प्रथमाध्यायस्य

चतुर्थः पादः समाप्तः ॥

॥ समाप्तश्चायं प्रथमोध्यायः ॥

॥ शुभं भूयात् ॥

॥ ओ३म् ॥

# ॥ अथवेदान्तार्य्यभाष्ये द्वितीयाध्यायस्य प्रथमः पादः प्रारभ्यते ॥



સંગતિ—પ્રથમાધ્યાયમાં સચ્ચિદાનંદાદિ લક્ષણયુક્ત બ્રહ્મને જગતનું નિમિત્ત કારણ અને પ્રકૃતિ એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ગુણોનો આશ્રય છે તે જડ દ્રવ્યને ઉપાદાન કારણ કહ્યું. હવે આ અધ્યાયમાં એ વિરોધનો પરિહાર કરવામાં આવશે કે કોઇ ઠેકાણે સ્મૃતિમાં બ્રહ્મને ઉપાદાન કારણ માન્યું છે, જેમકે—

सोभिध्यायशरीरात्स्वात्सिसृक्षुर्विविधाः प्रजाः ॥

अपएवससर्जादौतासुबीजमवासृजत् ॥ म० अ० १ ॥ ८ ॥

અર્થ—તે પરમાત્માએ પોતાની વિચારશક્તિથી વિચાર કરીને પોતાના શરીરથી જલાદિ સંસાર ઉત્પન્ન કર્યો. હવે આ શ્લોકમાં બ્રહ્મને ઉપાદાન કારણ માન્યું છે. અને કંઇ એક સ્થલોમાં પ્રકૃતિને ઉપાદાન અને બ્રહ્મને નિમિત્ત કારણ માન્યું છે જેમકે—

अव्यक्ताद्व्यक्तयः सर्वा प्रभवन्त्यहरागमे ॥ गी० ८ ॥ १८ ॥

આ શ્લોકમાં અવ્યક્ત શબ્દથી પ્રકૃતિનું કથન છે અને તેનેજ કાર્ય વર્ગનું ઉપાદાન કારણ માન્યું છે. વળી આગળ परतस्मात्तुभावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ॥ गी० ८ ॥ २० ॥ આ શ્લોકમાં તે પ્રકૃતિથીપર પરમપુરૂષને નિમિત્ત કારણ વર્ણવ્યો છે. એ પ્રકારે એકજ વિષયમાં સ્મૃતિયોમાં પરસ્પર વિરોધ છે; તે વિરોધ પરિહાર કરવા માટે સૂત્રકાર સૂત્ર કહે છે કે—

१ स्मृत्य-धिकरण.

## स्मृत्यनवकाश दोषप्रसंगइतिचेन्नान्यस्मृत्यनवकाशदोषप्रसंगात् ॥ १ ॥

पद०--स्मृत्यनवकाश दोषप्रसंगः ॥ इति ॥ चेत् ॥ न ॥ अन्यस्मृत्यनवकाश दोषप्रसंगात् ॥

અર્થ—કોઈ સ્મૃતિ બ્રહ્મને ઉપાદાન કારણ કહે છે અને કોઈ નિમિત્ત કારણ કહે છે, એ પ્રમાણે સ્મૃતિયોમાં અનવકાશરૂપ દોષનો પ્રસંગ આવે છે અર્થાત્ જે સ્મૃતિમાં બ્રહ્મને ઉપાદાન કારણ કહે છે તેમાં નિમિત્ત કારણ કહેવા વાળીનો અવકાશ નથી અને જે નિમિત્ત કારણ કહે છે તેમાં ઉપાદાન કારણ કહેવાવાળીનો અવકાશ નથી; એ આશયને "इतिचेन्नान्यस्मृत्यनवकाश दोषप्रसंगात् ॥ ઉક્ત સૂત્રના ઉત્તરાર્ધથી કથન કરે છે કે સ્મૃતિનો અનવકાશરૂપ દોષ, બંને પક્ષમાં સમાન છે. એમાં સૂત્રકારનો આશય એવો છે કે સ્મૃતિયોમાં વિરોધ અવશ્ય છે. પરંતુ જે સ્મૃતિ વેદાનુકૂલ છે તેજ માનનીય છે, એ અભિપ્રાયથી અંન્ય સ્મૃત્યનવકાશરૂપ દોષ પ્રસંગ કહ્યો છે. આ સૂત્રના ભાષ્યમાં સ્વામિ શંકરાચાર્ય્યજીએ પણ એ અંશમાં એવોજ આશય લીધોછે કે વેદાનુકૂલ સ્મૃતિ માનનીયછે અને વિરૂદ્ધ માનનીય નથી; જેમકે—"वेदस्यहिनिरपेक्षं स्वार्थे प्रामाण्यं रवेरिवरूपविषये ॥ पुरुषवचसांतु मूलान्तरापेक्षम् ॥ शां० भा० ब्र० सू० २ ॥ १ ॥ १ ॥ સૂર્ય જેમ રૂપના વિષયમાં સ્વતઃ પ્રમાણ છે છે, તેમ વેદજ પોતાના અર્થ પ્રકાશ કરવામાં પોતે પ્રમાણ છે, અને અન્ય જેટલી મનુષ્ય રચિત વાણી છે, તે વેદ મૂલક હોવાથીજ પ્રમાણ માની શકાય છે; અન્યથા પ્રમાણ નહિ. આ કથનથી સ્વામિ શં૰ આ૰ જીએ એમ તો સ્પષ્ટ માની લીધું છે કે સ્મૃતિયોનો વિરોધ હોવાથી કાંઈ સિદ્ધાન્તની હાની થતી નથી. સિદ્ધાન્તની હાની તો વેદ વિરોધ હોવાથી થાય છે. અને જે ઉક્ત સ્વામીજીએ આ સૂત્રમાં કપિલ મતનું ખંડન કર્યું છે તે સૂત્રના આશયથી સર્વથા વિરૂદ્ધ છે; કેમકે કપિલ મતના વિષયમાં સૂત્રકારે સૂચના સરખી પણ કરી નથી વળી "ऋषिंप्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्त्ति ॥ શ્વે૰

૫ ॥ ૨ ॥ એ પ્રમાણુની વ્યવસ્થા કરતાં સ્વામિશંકરાચાર્ય્યજી એમ લખે છે કે 'એમાં કપિલ ઋષિનું મહત્ત્વ કહ્યુ છે, તેમાં પણ શ્રુતિથી વિરૂદ્ધ જે કપિલનો મત તે શ્રદ્ધાયુક્ત હોઇ શકતો નથી, કેમકે એમા એ વાતનો નિર્ણય દર્શાવેલો નથી કે તે કપિલ કયા ? જેણે સાંખ્યશાસ્ત્ર લખ્યું છે તે કપિલનું ઉક્ત ઉપનિષદ્‌મા વર્ણન નથી, કિંતુ તે કપિલનું છે કે જેણે સગરના પુત્રોને શાપ દીધો હતો. એનાથી એમ જણાવ્યું કે સાંખ્યશાસ્ત્રકર્તા કપિલનું એ મહત્ત્વ નથી, માટે તેનો મત માનનીય નથી.' બીજી યુક્તિ એવી પણ આપી છે કે સાંખ્યશાસ્ત્રનો કર્ત્તા કપિલ ભેદવાદી છે અર્થાત્ જીવ ઇશ્વરને જુદા માને છે, માટે પણ તેનો મત ખડનીય છે. ઈત્યાદિ સાંખ્ય શાસ્ત્રનું ખંડન સ્વામી શંકરાચાર્યજીએ પોતાના માયાવાદના સિદ્ધાન્તની પુષ્ટિ માટે કર્યું છે; બાકી સૂત્રમાં તો એવા આશયનો અંશ માત્ર પણ નથી. ૧

## इतरेषां चानुपलब्धेः ॥ २ ॥

पद०—इतरेषाम् ॥ च ॥ अनुपलब्धेः ॥

અર્થ—"इतरेषां" બીજા તર્કોના અભાવથી અર્થાત્ બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાનકારણ માનવામાં બીજો કોઈ તર્ક ન જણાયાથી એમ સિદ્ધ થયું કે બ્રહ્મ જગતનું નિમિત્તકારણ છે, કેમકે ચેતન નિયન્તા વિના જગત્‌ની રચના કદાપિ થઇ શકતી નથી. ૨

૨ યોગ પ્રત્યુ- ક્ત્યધિકરણ.

## एतेनयोगः प्रत्युक्तः ॥ ३ ॥

पद०—एतेन ॥ योगः ॥ प्रत्युक्तः ॥

અર્થ—બ્રહ્મના અભિન્નનિમિત્તોપાદાનકારણનાં ખડનથી જે પરસ્પર તત્ત્વોની મીલાવટથી સૃષ્ટિની ઉત્પત્તિ માને છે, તેનું પણ ખડન આ અતિદેશથી થઈ ગયું-અતિદેશ તેનું નામ કહેવાય છે કે એકના કહેવાથી બીજા પણ આવી જાય, અર્થાત્ જે યુક્તિ એકના ખંડનમાં હોય તે યુક્તિથી બીજાનું પણ ખડન થાય તે-

સ્વામિશંકરાચાર્ય્યજીએ આ સૂત્રમાં યોગનું ખંડન કર્યું છે અને કહ્યું છે કે યદ્યપિ પરમાત્માનું શ્રવણ, મનન, નિદિધ્યાસન વિષયમાં યોગ પણ સમ્યગ્દર્શનથી વિરૂદ્ધ નથી; તથાપિ દ્વૈતવાદી હોવાનાં કારણથી યોગ પણ વેદ વિરૂદ્ધ હોવાથી સાંખ્યની સમાન ખંડનીય છે. આ ઠેકાણે શંકરમતના પરમ શ્રદ્ધાળુઓની તરફથી એમ સમાધાન કરવામાં આવે છે કે ઉક્ત સૂત્રોમાં સ્વામીએ સાંખ્યસ્મૃતિ અને યોગસ્મૃતિનું ખંડન કર્યું છે, પણ કાંઇ સાંખ્ય અને યોગદર્શનનું ખંડન નથી. પરંતુ એ સમાધાન આભાસ માત્ર છે; કેમકે ઉપાદાન કારણ પ્રકૃતિનું ખંડન અને દ્વૈતવાદનું ખંડન સ્વામી શંકરાચાર્ય્યજીએ ઉક્ત સૂત્રોમાં કર્યું છે તે સાંખ્ય અને યોગદર્શનમાં પણ ઘટે છે.

બીજી વાત એમ પણ છે કે સાંખ્ય શાસ્ત્રનું ખંડન તો સ્વામી શંકરાચાર્યજી સ્પષ્ટ કરે છે. હવે રહ્યું યોગદર્શન તે "एतेनयोगःप्रत्युक्तः" એ સૂત્રમાં કયાંયે યોગસ્મૃતિનું નામ નથી; પ્રત્યુત સાંખ્યશાસ્ત્રના સહચારથી તેના અર્થમાં યોગશાસ્ત્રજ લઇ શકાય છે. એ માટે સાંખ્યદર્શન અને યોગદર્શનનું ખંડન શાંકરભાષ્યમાં સ્પષ્ટ છે. ૩

સંગતિ—સ્મૃત્યધિકરણમાં જે એમ કહ્યું કે "इतरेषां चानुपलब्धेः" ब्र० सू० २ ॥ १ ॥ २ ॥ અને તર્કો ન મળવાથી બ્રહ્મને ઉપાદાન કારણ માનવું ઠીક નહિ. તો હવે બ્રહ્મને ઉપાદાન કારણ માનવાવાળો વાદી તર્કનો આશ્રય લઇને એવો પ્રશ્ન કરે છે કે—

૩ વિલક્ષણત્વાદ્ધિકરણ.

## न विलक्षणत्वादस्य तथात्वंचशद्बात्॥४॥

पद०—न ॥ विलक्षणत्वात् ॥ अस्य ॥ तथात्वं ॥ च ॥ शद्बात्॥

અર્થ—વિલક્ષણ હોવાથી જગત્ અને બ્રહ્મ કાર્યકારણ ભાવ બનતાં નથી–કેમકે કાર્ય કારણ ભાવ સમાન લક્ષણવાળામાંજ હોય છે–જેમ માટીથી ઘટ, રૂથી કપડાં, ઇત્યાદિ કાર્ય સમાન ધર્મી દ્રવ્યથીજ ઉત્પન્ન થાય છે અને એ વાત શબ્દ પ્રમાણથી પણ જણાય છે કે બ્રહ્મ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ છે અને આ જગત્ જડ છે. એજ કાર્ય કારણનું વૈલક્ષણ્ય છે. ૪

સંગતિ—શાસ્ત્રમાં અચેતન વસ્તુ પણ કારણ હોઇ શકે છે, એમ દર્શાવ્યું છે; જેમકે "मृदऽब्रवीत्" आपोऽब्रुवन्" છાં૦ ૬ ॥૧॥૩॥૨॥૪॥ "तत्तेजऐक्षत ता आपऐक्षन्त" છાં૦ ૬॥૨॥૩॥૪॥ ઇત્યાદિ વાકયોમાં એમ કહ્યું છે કે માટી બોલી, પાણી બોલ્યું, અને (તેજ) અગ્નિએ ઇચ્છા કરી. ઇત્યાદિ વચનોમાં જડ પૃથિવી આદિનેજ ઉપાદાન અને નિમિત્તકારણ કહ્યાં છે, એથી જણાય છે કે બ્રહ્મ અભિન્નનિમિત્તો પાદાન કારણ છે; કેવલ નિમિત્તકારણ નથી! એને ઉત્તર સૂત્રકાર આપેછે -

## अभिमानिव्यपदेशस्तुविशेषानुगतिभ्याम् ॥५॥

પદ૦—अभिमानिव्यपदेशः ॥तु॥ विशेषानुगतिभ्याम् ॥

અર્થ—અભિમાનીનું "मृदऽब्रवीत्" "आपोऽब्रुवन्" ઇત્યાદિ વાકયોમાં કથન કર્યું છે, તે વિશેષ અને અનુગતિના કારણથી છે. વિશેષ અર્થાત્ જે જડ અને ચેતનનો ભેદ છે તે; માટે જ્યાં પૃથ્વી આદિનું બોલવું કહ્યું હોય, ત્યાં તેના અભિમાની પરમાત્માથીજ આશય સમજવો જોઇયે. અન્યથા જડ દ્રવ્ય પૃથ્વ્યાદિમાં બોલવાનો સંભવ કયાંથી હોઈ શકે? બીજો હેતુ અનુગતિ છે—અનુગતિ એટલે કે પરમાત્મા સર્વત્ર અનુગત અર્થાત્ વ્યાપક છે—એ માટે તે પરમાત્માના અભિપ્રાયથી તે વાકયોમાં પૃથ્વી જલ આદિમાં બોલવાપણું ઉપચારથી કથન કરેલું છે. ૫

## दृश्यतेतु ॥ ६ ॥

પદ૦—दृश्यते ॥ तु ॥

અર્થ—વળી વેદાન્તશાસ્ત્રમાં એ વાત પણ દેખાય છે કે પરમાત્માજ સર્વસ્થાનમાં અનુગત છે જેમકે-" यः पृथिव्यांतिष्ठन् पृथिव्या मन्तरोऽयं पृथिवी न वेद यस्य पृथिवी शरीरम् ॥ बृ० ॥ ३ ॥ ७॥ १ ॥ ઈત્યાદિ ઉપનિષદ્ વાકયોમાં તેજ પરમાત્માનું સર્વ જગ્યાએ અનુગતિ નામ વ્યાપક હોવું કથન કર્યું છે. એથી જણાય છે કે ચેતન બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે અને પ્રકૃતિ ઉપાદાન કારણ છે. સ્વામી શંકરાચાર્યજીએ એ સૂત્રને એવી રીતે લગાવ્યું કે

કે "જેમ ચેતન શરીરથી જડ કેશ આદિ થઈ જાય છે, અને અચેતન ગોવર (છાણ) આદિથી ચેતન વિંછી આદિ થઇ જાય છે, એ પ્રકારે વિલક્ષણોમાં પણ કાર્ય કારણ ભાવ બની જાય છે" એ કહેવું સ્વામિશકરાચાર્યજીના સિદ્ધાન્તથી સર્વથા વિરૂદ્ધ છે, કેમકે તેમના સિદ્ધાન્તમાં શરીર ચેતન નથી; અને અચેતન ગોવર આદિથી ચેતન વિંછી આદિની ઉત્પત્તિ થતી નથી, કિન્તુ વિંછીના જડ શરીરની ઉત્પત્તિ થાય છે વિંછીનો જીવાત્મા જીવરૂપથી અથવા બ્રહ્મરૂપથી તેમના મતમાં પણ અનાદિ છે. જો એમ મહારાજશ્રી માની ચુકેલ છે તો પછી વિલક્ષણોનો કાર્યકારણ ભાવ કેવી રીતે થઇ શકે? અમારા મતમાં વિલક્ષણોના કાર્યકારણનો દોષ એટલા માટે નથી આવતો કે ઉકત નિયમ ઉપાદાન કારણમાંજ લાગી શકે, પરંતુ નિમિત્ત કારણમાં નહિ. ૬

સંગતિ—વળી પુનઃ અભિન્નનિમિત્તોપાદાનવાદી પ્રશ્ન કરે છે કે-असदेव सोम्येदमग्र आसित्॥ छां॥ ६॥ २॥ १॥ ઇત્યાદિ વાકયોમાં એમ કહ્યું છે કે પ્રથમ અસતજ હતું. હવે જ્યારે પ્રથમ અસતજ હતું તો પછી દ્વૈતવાદીઓની પ્રકૃતિ પણ નહિજ હતી? તો પછી પરમાત્માએ જગત્ કયાંથી બનાવ્યું? એ આશ્રયનો આગળ અરધા સૂત્રમાં પૂર્વ પક્ષ કરીને અર્ધ સૂત્રથી સૂત્રકાર ઉત્તર આપે છે.

## असदितिचेन्न प्रतिषेधमात्रत्वात्॥ ७॥

पद०—असत्॥ इति॥ चेत्॥ न॥ प्रतिषेधमात्रत्वात्॥

અર્થ—જો પ્રકૃતિને અસત્ કહેવાય તો તે ઠીક નહિ, કારણકે અસત્ કેહેવું એ કેવલ પ્રતિષેધ માત્ર છે; અને તેનો અર્થ કાંઇ નહિ, અર્થાત્ તે પ્રતિષેધનો વિષય કાંઈ નહિ. કેમકે કાર્યરૂપ ન હોવાના અભિપ્રાયથી અસત્ કહ્યું છે; પણ કાંઇ કારણના અભાવના અભિપ્રાયથી કહ્યું નથી ૭

સંગતિ—પ્રકૃતિને ઉપાદાન કારણ માનવાવાળાઓના મતમાં જ્યારે આ જગત્ લય થઇ બ્રહ્મમાં મળી જાય છે, તે સમયે બ્રહ્મને પ્રકૃતિ પોતાના ધર્મથી દૂષિત કરશે અર્થાત્ મલીનાદિ જેટલા આ

જગત્‌ના અશુભ ધર્મ છે તે બધા ધર્મોવાળું બ્રહ્મ બની જશે ? એવા પૂર્વ પક્ષના અભિપ્રાયથી આ સૂત્ર છે.

## अपीतौ तद्वत्प्रसंगादसमञ्जसम् ॥ ८ ॥

पद०—अपीतौ ॥ तद्वत् ॥ प्रसंगात् ॥ असमञ्जसम् ॥

અર્થ —( अपीतौ )પ્રલયકાલમાં (तद्वत्प्रसंगात्) અશુધ્ધ્યાદિરૂપ દોષપ્રસંગથી બ્રહ્મ પણ દૂષિત થશે ? અને તે તો વાજબી નહિ ? એનો ઉત્તર નીચેના સૂત્રથી આપે છે. ૮

## नतुदृष्टान्तभावात् ॥ ९ ॥

पद०—न ॥ तु ॥ दृष्टान्तभावात् ॥

અર્થ — એમ થઈ શકે નહિ, કારણકે એવું દૃષ્ટાંત છે- તે દૃષ્ટાંત એવી રીતે કે જ્યારે કોઈ પદાર્થ કારણરૂપ થઇને બ્રહ્મમાં લય થઇ જાય છે, તો તે સમયે તેમાં કાર્યના અશુધ્ધ્યાદિ ધર્મ રહેતા નથી; જેમકે લોકમાં જણાય છે કે જ્યારે કોઈ અશુધ્ધ્યાદિ ગુણવાળી વસ્તુના અવયવ છીન્ન ભિન્ન થઇ જાય છે, તોપછી તેમાં અશુદ્ધિ રહેતી નથી. એ માટે દ્વૈતવાદીઓના મતમાં એવો દોષ નથી આવતો કે જ્યારે જગત્ પ્રલયકાલમાં પોતાના કારણમાં લય થાય ત્યારે સ્વકારણને દૂષિત કરે. એ દોષ તો માયાવાદીઓના મતમાં આવે છે કે જેઓ પ્રલયકાલમાં જગત્‌ને બ્રહ્મરૂપ માને છે અને માયાને કેવલ અગ્નિની ઉષ્ણતાની પેઠે બ્રહ્મની શક્તિ માને છે. એ વાતને સૂત્રકાર નીચેના સૂત્રમાં કથન કરે છે. ૯

## स्वपक्षदोषाच्च ॥ १० ॥

पद०—स्वपक्षदोषात् ॥ च ॥

અર્થ — સ્વપક્ષ અર્થાત્ અદ્વૈતવાદીઓના પક્ષમાં ઉક્ત દોષ આવવાથી અર્થાત્ પ્રલયકાલમાં સૃષ્ટિ બ્રહ્મરૂપ હોવાથી અશુધ્ધ્યાદિ દોષ અદ્વૈતવાદીઓનાજ મતમાં લાગે છે - કે જેઓ બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ માને છે. આ ઠેકાણે લોકે માયાવાદીઓનો એવો ઉત્તર

લાગુ પડી શકે છે કે " અમે બ્રહ્મનું વિવર્ત જગત્‌ને માનીએ છીએ પણ પરિણામ નહિ, અને જગત તો માયાનુંજ પરિણામ માન્યું છે." તોપણ એ ઉત્તર ઠીક નથી; કેમકે અનેક સ્થલોમાં સ્વામિ શ્રી શંકરાચાર્ય મહારાજે જગત્‌ને બ્રહ્મનું પરિણામ માન્યું છે જેમકે—

" तस्मादेकस्यापि ब्रह्मणोविचित्रशक्तियोगात् क्षीरादिवद्विचित्र परिणाम उपपद्यते ॥शां० भा० ब्र० सू० २ ॥ १ ॥ २५

અર્થ—એમાટે એકજ બ્રહ્મની વિચિત્ર માયાશક્તિના યોગથી દૂધથી દહિંની માફક આ જગતરૂપ વિચિત્ર પરિણામ થઇ જાયછે. આવાં કથનથી પ્રલય કાળમાં બ્રહ્મને દૂષિત થવાના દોષ માયાવાદીઓના મતમાં લાગે છે, દ્વૈતવાદીઓના મતમાં નહિ. એવા અભિપ્રાયથી સૂત્રકારે કહ્યું છે કે " स्वपक्षदोषाच्च " ॥ १०

સંગતિ—જે પૂર્વોક્ત તર્કોથી માયાવાદને દૂષિત કર્યો છે તે ઠીક નથી, કેમકે તર્કની અપ્રતિષ્ઠા છે એ માટે અમે તર્કને છોડીને અન્ય પ્રકારથી માયાવાદનું સમર્થન કરીએ છીએ. તેના ઉત્તરમાં જેમકે-

## तर्काप्रतिष्ठानादप्यन्यथानुमेयमितिचेदेवमप्याविमोक्ष प्रसंगः ॥ ११ ॥

पद०—तर्काप्रतिष्ठानात् ॥ अपि ॥ अन्यथा ॥ अनुमेयम् ॥ इति ॥ चेत् ॥ एवम् ॥ अपि ॥ अविमोक्षप्रसंगः ॥

અર્થ—તર્કની અપ્રતિષ્ઠા હોવાથી જો અન્યથા અનુમાન કરીએ તે પણ ઠીક નહિ, કેમકે એ પ્રકારે પણ માયાવાદીઓના મતમાં અવિમોક્ષપ્રસંગ દોષ દૂર થઇ શકતો નથી. તર્કની અપ્રતિષ્ઠા માનીને પણ દોષ દૂર નથી થતો તે એ પ્રકારે કે—એવું કોઇપણ કહી શકશે નહિ કે તર્ક પ્રતિષ્ઠિત નથી. કેમકે તર્કને જે અપ્રતિષ્ઠિત કહેવાય છે તે પણ તર્કથીજ કહેવાય છે. ભૂત અને વર્તમાનકાલમાં જે કાંઈ જણાય છે તેનાજ અનુભવથી દરેક લોક વ્યવહાર કરે છે. એથી જણાય છે કે જો સર્વ તર્ક અપ્રતિષ્ઠિત હોય તો લોક વ્યવ-

હારજ ચાલી શકે નહિ. અને જ્યારે શ્રુતિના અર્થમાં વિવાદ થાય છે ત્યારે પણ અર્થાભાસનું ખંડન તર્કથીજ થાય છે સાર એવો નીકળે છે કે વેદવિરોધી તર્ક ત્યાજ્ય છે અને વેદાનુકૂલ તર્ક ત્યાજ્ય નથી. એ વાતને મનુ મહારાજ પણ લખે છે કે—

(१) प्रत्यक्षं चानुमानंच शास्त्रं चविविधागमम् ॥
त्र्यं सुविदितं कार्य्यं धर्मशुद्धि मभीप्सता॥ म० अ० १२श्लो०१०५

(२) आर्षं धर्मोपदेशंच वेदशास्त्राऽविरोधिना ॥
यस्तर्केणानुसंधत्ते सधर्मवेदनेतरः ॥ म० अ० १२ श्लो० १०६

અર્થ—૧ પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એ ત્રણે પ્રમાણ ધર્મ નિર્ણય કરવાવાળાએ માનવા જોઇયે. ૨ ઋષિયોના સિદ્ધાન્ત અને ધર્મોપદેશ તેને વેદશાસ્ત્રથી અવિરોધી તર્કથી જેઓ નિર્ણય કરે છે તેજ કાંઇક જાણે છે; બીજા ધર્મને જાણતા નથી. એ પ્રમાણે જોતાં તો તર્ક માત્રની અપ્રતિષ્ઠા નથી, કિંતુ વેદવિરોધી તર્કની અપ્રતિષ્ઠા છે. તોપણ બ્રહ્મને પરિણામી કારણ માનવાના નિષેધમાં જે તર્ક "स्वपक्षदोषाच्च" એ સૂત્રમાં કર્યો છે તે અપ્રતિષ્ઠિત કેમ થઇ શકે!! કેમકે તે તર્ક "द्वासुपर्णासयुजा सखाया" ऋ० २।३।२७ ઇત્યાદિ વેદમંત્રોની અનુકૂલ છે. એ મંત્રમાં ત્રણ પદાર્થોને અનાદિ કહ્યા છે. અને જીવને ભોક્તા તથા ઇશ્વરને અભોક્તા કહ્યા છે. એથી એમ સિદ્ધ થાય છે કે પરિણામી કારણત્વ, પ્રકૃતિમાંજ છે પરંતુ અભોક્તા ઇશ્વરમાં નથી. તર્કને અપ્રતિષ્ઠિત માનવાથી પણ એ પ્રકારે માયાવાદીનો પીછો છુટતો નથી. ૧૧

૪ શિષ્ટ પ્રગ્રિહા-ધિકરણ

## एतेनाशिष्टपरिग्रहा अपि व्याख्याता ॥ १२ ॥

पद०—एतेन ॥ शिष्टापरिग्रहाः ॥ अपि ॥ व्याख्याताः ॥

અર્થ—એવું કથન કરવાથી જેનું શ્રેષ્ઠ લોકોએ ગ્રહણ કર્યું નથી તેવા મતો પણ વ્યાખ્યાન થઇ ગયા. તે મત એમ છે કે એકજ પ્રકૃતિથી જીવ અને તેની શક્તિથી આ સંસાર રચના થાય

છે, જેમકે નિરીશ્વર મતાનુયાયીઓ માને છે. વળી કોઈ મતવાદી એમ માને છે કે પ્રકૃતિ અને જીવ એ બેજ છે, ઇશ્વર કોઇ વસ્તુ નથી ઇત્યાદિ મતો જેનું શિષ્ટ લોકોએ ગ્રહણ કર્યું નથી, તેમનું પણ ખંડન આ સૂત્રના અભિપ્રાયથી થઇ જાય છે. આ સૂત્રને સ્વામિશંકરાચાર્યજી તથા સ્વામી રામાનુજાચાર્યજીએ પરમાણુઓનાં ખંડનમાં લગાવ્યું છે. પરતુ તેવા અર્થ સૂત્રકારના આશયથી સર્વથા વિરૂદ્ધ છે, કેમકે આ ઠેકાણે આ સૂત્રમાં ગંધ માત્ર પણ પરમાણુઓનો આશય નથી. એ સૂત્રનો અર્થ પણ "एतेन सर्वे व्याख्याताः" ब्र० सू० अ० १।४।२९ એ સૂત્રની માફક અર્થાભાસ કરી નાંખ્યો છે. १२

સંગતિ — જીવને તો ભોક્તા માન્યો છે, અને ભોક્તા તથા ભોગ્ય એક જણાય છે જેમકે પાર્થિવ શરીર ભોક્તા છે અને પાર્થિવ શાકાદિ ભોગ્ય છે એ પ્રમાણે એકજ વસ્તુમાં ભોક્તા અને ભોગ્યપણું બની શકે છે તો પછી જીવને પ્રકૃતિથી ભિન્ન માનવાની શું આવશ્યક્તા છે? એ મતનું ખંડન સૂત્રકાર કરે છે.

(૫ ભોક્ત્રાપત્ત્યધિકરણ.)

**भोक्त्रापपत्तेरविभागश्चेत्स्याल्लोकवत्॥१३॥**

पद०—भोक्त्रापपत्तेः ॥ अविभागः ॥ चेत् ॥स्यात् ॥लोकवत्॥

અર્થ — ઉપરોક્ત પ્રકારના ભોક્તા અને ભોગ્ય એક હોવાથી જો પ્રકૃતિ અને જીવનો ભેદ ન માનીએ તો તે ઠીક નહિ. કેમકે લોકમાં એવી રીતે દેખાય છે કે ભોગ્ય જડ પદાર્થ હોય છે અને ભોકતા ચેતન હોય છે. ચેતન વિના કોઇપણ ભોકતા હોઈ શકતો નથી અને જે શરીરાદિકોમાં ભોક્તૃત્વ સમજાય છે તે તો કેવલ અવિવેકથીજ સમજાય છે; કેમકે શરીરાદિ તો ભોકતા હોવામાં સાધન છે; જડ હોવાથી કાંઇ સ્વયં ભોકતા બની શકે નહિ. એ પ્રમાણે આ ભોક્ત્રાપત્યધિકરણમાં એવું સિદ્ધ કર્યું છે કે જીવ કાંઇ પ્રકૃતિનો અંશ નથી, કિંતુ પ્રકૃતિથી ભિન્ન સ્વયં સિદ્ધ પરિચ્છિન્ન ચેતન છે. સ્વામિશંકરાચાર્યજીના મત પ્રમાણે એ સૂત્ર એવી રીતે લગાવ્યું છે કે "અભિન્નનિમિત્તોપાદાન કારણ વાદિયોના મતમાં ભોક્તા

અને ભોગ્ય બંને એક થઇ જાય છે; અર્થાત્ જે જીવ છે તે પણ બ્રહ્મ છે અને જે વસ્તુઓનો તે ભોગ કરે છે તે પણ બ્રહ્મ છે. ' એ પ્રમાણે ભોક્તા અને ભોગ્ય એક હોવાથી દોષ આવશે, એનો ઉત્તર અદ્વૈતવાદી સ્વામિશ્રી એવી રીતે આપે છે કે-" યદ્યપિ અમારા મતમાં ભોક્તા પણ બ્રહ્મજ છે, કેમકે બ્રહ્મજ જીવરૂપ થઇને સર્વ શરીરોમાં પ્રવિષ્ટ છે તથાપિ ઉપાધિના વશથી ઘટાકાશાદિકોની સમાન ભોક્તા અને ભોગ્યનો વિભાગ થઈ શકે છે." વાહરે યુક્તિ ! ! ઉપાધિ ન હોત તો અદ્વૈતવાદનું જીવનજ નષ્ટપ્રાય હતું !

સ્વામિરામાનુજાચાર્યના મતમાં ઉક્ત સૂત્રનો આશય એ પ્રમાણે છે કે "જ્યારે સ્થૂલ સૂક્ષ્મ શરીર વિશિષ્ટ બ્રહ્મ અદ્વૈત છે, તો બ્રહ્મજ સુખ દુઃખનો ભોક્તા બન્યું ? એનો ઉત્તર એમ આપે છે કે જે પ્રમાણે મહાન રાજા ઘોર યુદ્ધ આદિ સંકટમાં વિદ્યમાન હોય છે, તથાપિ પોતાનાં સર્વજ્ઞ અને સર્વશક્તિમત્વના કારણથી તે દુઃખી થતા નથી; એ પ્રમાણે બ્રહ્મનાં શરીરરૂપ જીવાદિકોમાં દુ ખ હોવાથી તે બ્રહ્મ દુઃખી થતો નથી. ઉક્ત બન્ને આચાર્યશ્રીઓનાં ભાષ્ય એટલા માટે સંગત પ્રતીત થતાં નથી કે વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈતવાદમાં ભોક્તા અને ભોગ્યને એકથવારૂપ દોષનો પરિહાર તેઓના મત પ્રમાણે થઈજ શકતો નથી. ૧૩

સંગતિ—જો જીવ પ્રકૃતિનો અંશ નથી, તોપણ આ સર્વ સંસાર બ્રહ્મથી અભિન્ન કેમ કહ્યો છે ? જેમકે છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકમાં એમ કહ્યું છે કે " આ સર્વ વિકાર વાણીનો આરંભ માત્ર છે, અર્થાત્ વાણીથી કથન માત્ર છે; વસ્તુતઃ એક કારણ માત્રજ સત્ય છે." એ પ્રકારે એક કારણ માત્રજ સત્ય દેખાય છે અને આ બીજું બધું માયા માત્ર છે. એ પ્રમાણે માયાવાદનો આશય ઉપનિષદોમાં જણાય છે ? એ શંકાના ઉત્તર માટે સૂત્રકાર આરંભણાધિકરણની રચના કરે છે.

આરભણા ધિકરણ

## तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ।१४।

पद०—तदनन्यत्वम् ॥ आरम्भणशब्दादिभ्यः ॥

અર્થ-"तद" એટલે જે કારણ છે તેનાથી "अनन्यत्वम्" એટલે કે કાર્યનો અભેદ જણાય છે, એ વાત આરભણ શબ્દાદિકોથી જણાય છે તે આરભણ શબ્દ એ પ્રકારે છે કે-

"यथासोम्यैकेन मृत्पिण्डेन सर्वमृण्मयंविज्ञात स्याद्वाचारम्भण विकारो नामधेय मृत्तिकेत्येव सत्यम् ॥ छा० ६ ॥१॥४॥

અર્થ — આ ઠેકાણે એ પ્રમાણે કથા છે કે જ્યારે ઉદ્દાલક ઋષિનો પુત્ર શ્વેતકેતુ વિદ્યાભ્યાસ કરીને આવ્યો, ત્યારે ઉદ્દાલકે પુછ્યુ કે "તમે એવી વિદ્યા પણ શિખ્યા છો કે જેથી નહિ દીઠેલી વસ્તુ પણ જોઈ શકાય ? અને સાભળ્યા વિના સાભળી શકાય ?" ત્યારે શ્વેતકેતુએ ઉત્તર આપ્યો કે હુ એવી વિદ્યા ભણ્યો નથી પછી ઉદ્દાલકે તેને કાર્ય કારણની એકતા બતાવીને એમ દર્શાવ્યુ કે આ પ્રકૃતિના જેટલા વિકાર છે, તે પ્રકૃતિથી ભિન્ન નથી એ અભિપ્રાયથી એમ કહ્યુ કે 'હે સોમ્ય ! જેવી રીતે એક માટીના પિડથી સર્વ મૃત્તિકાના વિકાર જણાય છે, કેમકે વિકાર કેવલ વાણીના આરભ માત્ર છે, વાસ્તવમા મૃત્તિકાજ સત્ય છે આ ઠેકાણે મૃત્તિકાથી આશય ઉપાદાન કારણનો છે, એ વાત નિમ્ન લિખિત પ્રતીકથી સિદ્ધ થાય છે જેમકે —

"अपागादग्नेरग्नित्वं वाचारम्भण विकारोनामधेय त्रीणिरूपाणीत्येवसत्यम् ॥ छा० ६ ॥ ८ ॥ १ ॥

અર્થ —અગ્નિનુ અગ્નિપણુ દૂર થઈ જાય છે, કેમકે વાણીનો આરભ માત્રજ અગ્નિનો વિકાર છે, અર્થાત્ કાર્યરૂપ અગ્નિ પોતાના કારણથી ભિન્ન કોઈ વસ્તુ નથી વાસ્તવમા ત્રણે રૂપ સત્ય છે ત્રણ

રૂપથી આ ઠેકાણે આશય પૃથિવ, અપ, તેજ એ ત્રણ સૂક્ષ્મ ભૂતોનો છે, અને એ ત્રણે તત્ત્વ કારણરૂપથી સત્ય છે. ઉક્ત ત્રણે ભૂતોને અગ્ન્યાદિ કાર્યોમાં વિશેષતા હોવાના અભિપ્રાયથી ગણ્યા છે. વાસ્તવમાં વાયુ, આકાશ, એ મળીને પાંચ ભૂતો છે. એ પ્રમાણે પ્રકૃતિરૂપ ઉપાદાન કારણથી કાર્ય માત્ર ભિન્ન નથી, એમ આ ઠેકાણે વર્ણવ્યું છે; અને શ્વેતકેતુને એનો બોધ કરવામાં એ ફલ હતું કે શ્વેતકેતુ આ નિખિલ સંસારને પ્રકૃતિનું કાર્ય સમજી જાય અને આગળ જતાં જીવાત્માને આ કાર્યરૂપ સંસાર વર્ગથી ભિન્નરૂપે બોધ્યો છે; જેમકે-

"जीवापेतंवावाकिलेदं म्रियते न जीवोम्रियतइति स य एषोऽणिमैतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतोः" छां० ६॥ ८॥७॥

અર્થ —જીવથી રહિત થઇને એ શરીર મરે છે જીવ મરતો નથી, એ જીવ સૂક્ષ્મરૂપ છે, તેજ જીવાત્માના આ સર્વ જ્ઞાનાદિ ભાવો છે, તે ચૈતન્ય સત્ય છે, હે શ્વેતકેતો ! તેજ તારો જીવાત્મા છે. એ પ્રકારે આ ઠેકાણે જીવાત્માનું અસ્તિત્વ અને અવિનાશિત્વ શ્વેતકેતુને ઉદ્દાલક ઋષિયે બતાવ્યું છે. આ ઠેકાણે —

"ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं सआत्मा तत्त्वमसि" छां० ६ ॥ ८॥७॥

"इदंसर्वं यदयमात्मा" ब्र० २ ॥ ४ ॥ ६ ॥ ब्रह्मैवेदं सर्वं" मुण्ड० २ ॥ ॥ २ ॥ ११ ॥ "आत्मैवेदं सर्वम्" छां० ७ ॥ २५॥ २ ॥ "नेहना नास्तिकिञ्चन" ब्र० ४ ॥ ४॥१९॥ ઇત્યાદિ પ્રતીકો લઇને સ્વામિશ્રી શંકરાચાર્યજીએ જીવ બ્રહ્મની એકતા સિદ્ધ કરી છે. ઉક્ત પ્રતીકોના અર્થ "अवस्थितेरिति काशकृत्स्न ॥ ब्र० सू० १ ॥ ४ २२ ॥ એ સૂત્રમાં કરી દીધા છે, એટલે આ ઠેકાણે ફરી લખવાની આવશ્યકતા નથી આ અધિકરણમાં "तत्त्वमसि" એનાથી સ્વામિશ્રી શંકરાચાર્યજી જીવ બ્રહ્મની એકતા બળપૂર્વક સિદ્ધ કરે છે; અને વળી બલ એ વાતમાં બતાવે છે કે-" જેમ મૃત્તિકાના સર્વ વિકાર મૃત્તિકાથી ભિન્ન હોતા નથી, અને જે પ્રમાણે ઘટ મઠાદિ આકાશ, મહાકાશથી ભિન્ન નથી; એ પ્રમાણે સર્વ વિકારરૂપ સંસાર બ્રહ્મ"

ભિન્ન નથી." પરંતુ ઉક્ત દૃષ્ટાંતોનું બલ આ ઠેકાણે એવી રીતે કામ નથી આવતું કે-સર્વ કાંઇ બ્રહ્મનોજ વિકાર માન્યાથી પછી બ્રહ્મ નિર્વિકાર સિદ્ધ થતું નથી. બ્રહ્મની નિર્વિકાર સિદ્ધિને માટે સ્વામિશ્રી શંકરાચાર્યજીએ આ અધિકરણમાં ઉભયલિંગબ્રહ્મવાદીનું એવી રીતે ખંડન કર્યું છે કે "मृत्तिकेत्येवसत्यम्" મૃત્તિકાજ સત્ય છે. એ પ્રકૃતિ માત્રનું સત્યત્વ નિશ્ચય કરવાથી જણાય છે કે વાચારંભણ શબ્દથી વિકાર માત્રને મિથ્યા કથન કર્યા છે એ પ્રકારે સ્વામીજીના કથનમાં પરસ્પર વિરોધ આવે છે-કે કોઈ ઠેકાણે તો વાચારંભણ ન્યાયથી કાર્યકારણની એકતાદ્વારા આ સર્વ સંસારને બ્રહ્મ દર્શાવે છે, જ્યારે કોઇ ઠેકાણે આ સંસારને મિથ્યા માનીને એક નિર્વિકાર બ્રહ્મનેજ સત્ય કહે છે; અસ્તુ. એવા તો અનેક વિરોધો છે, પણ અમારે તો આ ઠેકાણે એ વાતની સમીક્ષા કરવી છે કે "तत्त्वमसि" એ વાકયથી જે જીવ બ્રહ્મની એકતા સિદ્ધ કરે છે તે કયાં સુધી ટકી શકે છે. જેમકે અમે "जीवापेतंकिलेदंम्रियते" એ વાકયમાં દેખાડી આવ્યા છીએ કે એ ઠેકાણે જીવને શરીરથી ભિન્ન જણાવવાનોજ અભિપ્રાય છે.

શંકરમતના અનુયાયિ લોકો આ ઠેકાણે ભાગત્યાગલક્ષણા માનીને જીવ બ્રહ્મની એકતા સિદ્ધ કરે છે. ભાગત્યાગલક્ષણા એવી રીતે છે કે-तत् પદનો વાચ્ય ઇશ્વર અને त्वं પદનો વાચ્ય જીવ, ઇશ્વરના સર્વજ્ઞતાદિ ભાગ છોડી દેવા અને જીવના અલ્પજ્ઞતાદિ ભાગ છોડી દેવા પછી 'ચેતન' માત્રથી એકતા સિદ્ધ કરી લેવી, તેનું નામ ભાગત્યાગલક્ષણા કહેવાય છે. પરંતુ વેદાન્તપરિભાષાકારે આ ઠેકાણે ભાગત્યાગલક્ષણા માની નથી. તે એવી રીતે નથી માની કે-શક્તિ વૃત્તિથી ઉપસ્થિત જે જીવ ઇશ્વરનો વિશેષણાંશ છે, તેના અભેદાન્વયનો અસંભવ છે, તો પણ શક્તિ વૃત્તિથી ઉપસ્થિત જે જીવ ઇશ્વરનો વિશેષ્યાંશ છે, તેનો અભેદાન્વય થવામાં કાંઇ વિરોધ આવતો નથી. એ માટે આ ઠેકાણે લક્ષણાની કાંઇ જરૂર નથી. જેમકે-"घटोऽनित्यः" એટલું કહેવાથી ઘટવ્યક્તિની સાથે અનિત્યત્વનો અન્વય થાય છે; પણ કાંઇ ઘટત્વની સાથે થતો નથી. એ પ્રકારે વિશેષણ ભાગની સાથે અન્વયની અનુપપત્તિ થાય તોપણ વિશેષ્યની

સાથે અવિદ્યાવૃત્તિથી અન્વય થઇ શકે છે, તોપછી લક્ષણાની શી આવશ્યકતા ? એ પ્રમાણે નવીન ગ્રંથકારોએ तत्त्वमसि એ વાકયને તો ઘણુ ગૌરવયુક્ત બનાવી દીધુ છે કે જે બધુ લખવાથી આ ગ્રંથ કઠીન થઇ જાય, એટલુંજ નહિ પણ એમા પ્રકરણ પ્રથનો રસ પણ રહેવા પામતો નથી એ અભિપ્રાયથી આ ઠેકાણે અમે લક્ષણાનો વિચાર ન કરતા કેવલ એટલુંજ જણાવીશું કે "तत्त्वमसि" એ વાકયથી માયાવાદીઓનો અદ્વૈતવાદ સિદ્ધ થતો નથી, કેમકે વેદાન્તના પ્રાય સર્વ આચાર્યો એનાથી વિરુદ્ધ છે

સ્વામિશ્રી રામાનુજાચાર્યજીના મતમા त्व પદનો વાચ્ય જે પ્રકૃતિ અને જીવ, તેની સાથે तत्पद વાચ્ય ઈશ્વરની ઐકયતા એટલા માટે કહી છે કે પ્રકૃતિ અને જીવ તે બ્રહ્મના શરીર ભૂત છે, એ માટે શરીર શરીરિ ભાવથી બન્નેને એક કહ્યા છે અને એક વિજ્ઞાતાથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞા એ પ્રમાણે ઠીક થઇ શકે છે જેમકે સૂક્ષ્મ પ્રકૃતિ અને જીવ શરીરવાળુ જે બ્રહ્મ છે તેનાથી આ સ્થૂલ જગત્ રૂપી શરીરવાળુ બ્રહ્મ ભિન્ન નથી એ વાતને "सन्मूलाःसोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः" छा० ६ ॥ ८ ॥ ॥ "सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्तउपासीत" छा० ३ ॥ १४ ॥ १ ઇત્યાદિ ઉપનિષદ્ વાકયોમા વર્ણન કર્યુ છે, અને य पृथिव्यां तिष्ठन् पृथिव्योमन्तरो" बृ० ३ ॥ ७ ॥ १ ३ ॥ 'यआत्मनितिष्ठनात्मनोन्तरो यमात्मानवेद यस्यात्माशरीरम्०" ઇત્યાદિ પ્રતીકોમા જડ પ્રકૃતિ અને જીવાત્માને બ્રહ્મનુ શરીર વર્ણન કર્યું છે એજ અભિપ્રાયથી "अनेनजीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि" એ વાકયમા બ્રહ્મના શરીરરૂપથી આત્મા જે જીવ, તે દ્વારા પ્રવેશ કરીને નામ રૂપનો કર્ત્તા બ્રહ્મને કહ્યુ છે પરંતુ કાંઇ એનો એવો અર્થ કદાપી થઇ શકતો નથી કે 'જીવ બ્રહ્મ થઇ ગયો કિંતુ બ્રહ્મનો આત્મા એવા અભિપ્રાયથી કહ્યો છે કે તે જીવ બ્રહ્મનુ શરીર છે અને એ અભિપ્રાયથીજ "तत्सृष्ट्वा तदेवानुप्राविशत्" અર્થાત તે બ્રહ્મ, શરીરને બનાવીને પોતાના આત્મભૂત જીવથી તેમા પ્રવિષ્ટ થયો (એ) પ્રકા-

રથી त्वं પદ વાચ્ય જીવ અને પ્રકૃતિ બ્રહ્મના આત્મા હોવાથી. "तत्वमसि" એ વાક્યમાં કોઈ પ્રકારે વિરોધ આવતો નથી અને એ માટે લક્ષણાની પણ કાંઇ જરૂર નથી.

અમારા મતમાં તો એ વાક્યમાં કોઈપણ જાતનો વિરોધજ નથી, પછી લક્ષણાની શી આવશ્યકતા? અને જે સ્વામિશ્રીરામાનુજાચાર્યજીએ એમ લખ્યું છે કે-

"भेदवादिनामत्यन्त भिन्नयोः केनापिप्रकारेणैक्यासंभवादेव ब्रह्मात्मभावोपदेशो न सम्भवतीति सर्व वेदान्तपरित्यागः स्यात्" श्री० भा० अ० सू० १ ॥ १ ॥ १ ॥

અર્થ—જે કેવલ ભેદવાદી છે તેમના મતમાં પરસ્પર અત્યન્ત ભિન્ન જે જીવ અને ઇશ્વર છે, તેની કોઈપણ પ્રકારે એકતા ન હોવાથી બ્રહ્માત્મ ભાવનો ઉપદેશ બનીજ શકતો નથી. એ માટે તેમના મતમાં સર્વ વેદાન્તનો પરિત્યાગ થાય છે. એ કેહેવું તેમનું ઠીક નથી કેમકે-"तत्वमसि" એ વાક્યમાં જ્યારે જીવ અને બ્રહ્મની એકતા અભિપ્રેતજ નથી, કેવલ જીવનુંજ વર્ણન છે, તોપછી ઉક્ત દોષ શી રીતે આવી શકે? હવે રહ્યું એટલુંજ કે-"ऐतदात्म्यमिदं सर्व तत्वमसिश्वेतकेतो" छां० ६ ॥ ७ ॥ એનો તો આશય એવો છે કે—एतदात्मनः भावएतदात्म्यम्-હે શ્વેતકેતો તેજ આત્માના એ સર્વભાવ છે; અને તે આત્મા તું છે. એ પ્રમાણે ઐતદાત્મ્ય કહેવાથી સર્વાત્મવાદનો અભિપ્રાય નીકળતો નથી, કિંતુ જીવના ભાવોનો સ્પષ્ટ અભિપ્રાય છે, જે ભાવ પ્રથમ ષોડશ કલાવાન્ પુરૂષના નામથી વર્ણન કર્યો છે. તો પછી એ ઠેકાણે જીવ બ્રહ્મની એકતાની તો કથાજ શી કરવી? હવે રહી એ વાત કે જે વેદાન્ત વાક્યોમાં અભેદોપાસનાના અભિપ્રાયથી જીવ બ્રહ્મની એકતા કેહેવાઇ છે જેમકે-"अहमात्वमसि मगवोदेवतेत्वंवाऽहमस्मि" ઇત્યાદિ વાક્યોમાં જીવ બ્રહ્મની એકતા બોધન કરવાનો અભિપ્રાય નથી. કિંતુ અપહતપાપ્પાદિ બ્રહ્મના ધર્મ જીવમાં આવવાથી બ્રહ્માત્મ ભાવનો ઉપદેશ બની શકે છે. અથવા

તો શમવિધિના અભિપ્રાયથી "सर्वं खल्विदंब्रह्म" ઇત્યાદિ વાકયની પેઠે શાન્તિને માટે અભેદોપાસના છે. તો પછી કેવલ ભેદવાદીઓના મતમાં સર્વ વેદાન્તનો પરિત્યાગ કેમજ કહી શકાય? અસ્તુ. સ્વામિથી રામાનુજાચાર્યજીના નિમ્ન લિખિત લેખથી અમારે તેમની સાથે તાત્પર્યમાં કાંઇ વિરોધ નથી, એ માટે તેમના લેખની અમે આ ઠેકાણે વિશેષ સમીક્ષા અટકાવીએ છીએ તથાહિ—

"अतश्चिदचिदात्मकस्य सर्वस्य वस्तु जातस्य ब्रह्मताद्यात्म्य मात्मशरीरभावादेवेत्यवगम्यते तस्माद्ब्रह्म व्यतिरिक्तस्य कृत्स्नस्य तच्छरीरत्वेनैववस्तुत्वात् तस्यप्रतिपादकोऽपिशब्दस्तत्पर्यन्तमेव स्वार्थ मभिदधाति अतः सर्वशब्दानां लोकव्युत्पत्त्यवगत तत्तत्पदार्थ विशिष्ट ब्रह्माभिधायित्व सिद्धमिति एतदात्म्यमिदं सर्वमिति प्रतिज्ञातार्थस्य तत्त्वमसीति सामानाधिकरण्येन विशेषेणोपसंहारः॥ "

અર્થ—જડ ચેતનરૂપ સર્વ વસ્તુ માત્રનો બ્રહ્મની સાથે અભેદ તેના શરીર હોવાના અભિપ્રાયથી છે, એ માટે બ્રહ્મથી ભિન્ન સંપૂર્ણ પદાર્થ તે બ્રહ્મના શરીરરૂપે છે અને તેના પ્રતિપાદક શબ્દ બ્રહ્મનુંજ કથન કરે છે. એ પ્રમાણે "ऐतदात्म्यमिदं सर्वम्" એ વાકયનો અર્થ છે, અને એજ વાતનો "तत्वमसि" એ સમાનાધિકરણ બોધક વાકયથી વિશેષ રૂપતા કરીને ઉપસંહાર કર્યો છે. એ વિશિષ્ટાદ્વૈતવાદિઓનો સિદ્ધાન્ત છે. વિશિષ્ટાદ્વૈતનો અર્થ લાભ એ થયો કે—

"विशिष्टच विशिष्टश्च विशिष्टे ॥ विशिष्टयोरद्वैतं विशिष्टाद्वैतम् ॥"

અર્થ—પ્રથમ વિશિષ્ટનો અર્થ સૂક્ષ્મ ચિદચિત્ વિશિષ્ટ ઇશ્વર છે, અને બીજા વિશિષ્ટ શબ્દનો અર્થ સ્થૂલ ચિદચિદ્વસ્તુ વિશિષ્ટ ઇશ્વર છે અને કાર્ય કારણરૂપ શરીર વિશિષ્ટનું જે ઐક્ય તેનુ નામ વિશિષ્ટાદ્વૈત કેહેવાય છે. સારાંશ એટલો નીકળે છે કે-ઉક્ત સ્વામીજીના મતમાં જીવ, ઇશ્વર, અને પ્રકૃતિ એ ત્રણે પદાર્થ અનાદિ છે.

અને પ્રકૃતિને ઇશ્વરના સામર્થ્યથી ભિન્ન માની નથી. એટલાજ અંશમાં બ્રહ્મની સાથે અભેદોપદેશ છે. એ તાત્પર્યથી જીવ ઇશ્વરના ભેદવાદી વૈદિક લોકોથી ઉક્ત મતનો અત્યન્ત ભેદ નથી. એ માટે અમે એ મતની વિશેષ સમીક્ષા કરતા નથી. વિશેષ સમીક્ષા તો અમે આ ઠેકાણે શંકરમતની કરીએ છીએ કે જેના મતમાં "આ સર્વ જડ ચેતન શુદ્ધાશુદ્ધ ભલુબુરૂ સર્વ બ્રહ્મજ બ્રહ્મ છે, અને વેદાદિ શાસ્ત્ર સર્વ અસત્ય છે, અને તે મિથ્યારૂપી વેદ શાસ્ત્રથીજ બ્રહ્મતત્ત્વની પ્રાપ્તિ થાય છે" એ પ્રકારે અસત્થી સત્ની પ્રાપ્તિ તેમના મતમા માની છે, જેમકે —

"कथश्चानृतेन मोक्षशास्त्रेण प्रतिपादितस्यात्मैकत्वस्य सत्यत्वमुपपद्यतेति" शं० भा० ब्र० सू० २ ॥ १ ॥ १४

અર્થ — અનૃત મોક્ષ શાસ્ત્રથી પ્રતિપાદિત જે જીવ બ્રહ્મની એકતા તે કેવી રીતે સત્ય થઇ શકે? એવી રીતે પ્રશ્ન છે અને તેના ઉત્તરમા ઉક્ત મતમા એમ જણાવ્યું છે કે "અમારા મતમાં સર્વ વ્યવહાર બ્રહ્મ જ્ઞાનથી પ્રથમ પ્રથમ સત્ય સમજી શકાય છે અને વાસ્તવમાં સર્વ પદાર્થ સ્વપ્ન પદાર્થની સમાન અસત્ય છે. પછી પાછો આ ઠેકાણે વળી પ્રશ્ન એવો કરે છે કે —

"न हि रज्जूसर्पेणदष्टोम्रियते नापि मृगतृष्णिकाम्भसापानावगाहनादि प्रयोजनाक्रियते" शं० भा० २ ॥ १ ॥ १४

અર્થ — રજ્જુના સાપથી ડસાયલો પુરૂષ મરતો નથી, અને મૃગતૃષ્ણિકાના જલથી સ્નાન તથા પાન આદિ પ્રયોજન સિદ્ધ થતું નથી, તો પછી તમારાં મિથ્યા શાસ્ત્રથી સત્ય મોક્ષરૂપ પ્રયોજન કેવી રીતે સિદ્ધ થશે? એનો ઉત્તર શકરમતમાં એવો આપ્યો છે કે-જેવી રીતે વિષભક્ષણના સદેહથી મનુષ્ય મરી જાય છે, જેથી જુઠાં સ્વપ્નથી તેનું જ્ઞાન જાગૃતાવસ્થામાં સત્ય થઇ જાય છે, અને જેથી સ્વપ્નના જુઠા સિંહથી ડરીને સત્ય જાગૃતાવસ્થા પ્રાપ્ત થાય છે, એ પ્રમાણે અમારા મિથ્યા મોક્ષ શાસ્ત્રથી સત્ય મોક્ષની પ્રાપ્તી થશે

સમીક્ષા—ઉપરોક્ત ત્રણે દૃષ્ટાન્ત માયાવાદીઓનાં ઠીક નથી–(૧) જે વિષની શંકાથી મરવાનું બતાવ્યું છે ત્યાં પણ ભયથી મરવાનું છે તો પછી 'ભય તો સત્યજ છે. એ માટે સત્યથીજ સત્ય થયું. (૨) જે સ્વપ્નના પદાર્થોનાં દૃષ્ટાન્ત આપ્યાં તે પણ અસત્થી સત્ની પ્રાપ્તિ સિદ્ધ કરતાં નથી, કેમકે સ્વપ્નના પદાર્થોનાં જ્ઞાન અસત્ય નથી અને તેનીજ પ્રાપ્તિ જાગૃતિમાં થાય છે. અને વાત એમ પણ છે કે–જાગૃતના પદાર્થજ સ્વપ્નમાં અન્યથા પ્રતીત થાય છે; અત્યન્ત અસત્ સ્વપ્નના પદાર્થ નથી. (૩) એમ કહ્યું કે સ્વપ્નના સિંહથી સત્ય જાગૃત અવસ્થા થાય છે તો ત્યાં પણ ઉક્ત પ્રકારથી ભયજ કારણ છે અને તે ભય સત્ય છે. બીજા દોષ અદ્વૈતવાદમાં એ પણ લાગે છે કે તેઓએ જે અસત્થી સત્ પ્રાપ્તિના ત્રણ દૃષ્ટાન્તો આપ્યાં છે, તે તેમના મતમાં લાગી શકતાં નથી. કેમકે તેમનાં મતમાં વિષથી મરવું, સ્વપ્નના પદાર્થોનું જ્ઞાન, અને સ્વપ્નના સિંહથી ડરીને જાગવું એ ત્રણે વસ્તુઓ મિથ્યા છે. તો પછી અસત્થી સત્ની પ્રાપ્તિ કેમ થઇ શકે? આ તો ઉલટી અસત્થી અસત્નીજ પ્રાપ્તિ સિદ્ધ થઇ. અને જે એમ કહ્યું છે કે–સર્વ બ્રહ્મજ બ્રહ્મ છે, તે પણ ઠીક નથી, કેમકે જ્યારે સર્વ બ્રહ્મજ હતું તો પછી "एकंबीजं बहुधा यः करोति" શ્વે૦ ૬ ॥ ૧૨ ॥ ઇત્યાદિ વાક્યોમાં બીજરૂપ પ્રકૃતિની ઘણા પ્રકારથી રચના કરવાવાળો કોણ? અને તેનો એવો ઉત્તર આપ્યો કે—

"अविद्याकृत नामरूपोपाध्यनुरोधीश्वरोभवति व्योमेव घटकरकाद्युपाध्यनुरोधी" शं भा० ब्र० सू० २ ॥ १ ॥ १४

અર્થ—અવિદ્યાકૃત જે નામ રૂપોપાધિ તેના અનુરોધથી અર્થાત્ તેના પ્રબલ પડવાથી તે બ્રહ્મની ઇશ્વર સંજ્ઞા થઇ જાય છે–જેમકે ઘટાદિ ઉપાધિઓથી મહાકાશની ઘટાકાશાદિ સંજ્ઞા થઇ જાય છે. એ પ્રમાણે બ્રહ્મની પણ ઉકતોપાધિ વશથી ઇશ્વર સંજ્ઞા થઈ જાય છે. પછી તે ઇશ્વર અવિદ્યાકૃત નામરૂપવાળા જીવોના ઇશ્વર કેહેવાય છે અને તેના વ્યવહાર વિષયમાં તે ઇશ્વર છે. એ પ્રકારે અવિદ્યારૂપોપાધિથીજ ઇશ્વરનું ઇશ્વરપણું, સર્વજ્ઞપણું, સર્વશક્તિપણું ઇત્યાદિ

ધર્મ છે, પરતુ વાસ્તવમાં નથી. એ માયાવાદીઓનો સિદ્ધાન્ત એટલા માટે ઠીક નથી કે સર્વ શક્તિમાન્ બ્રહ્મ ઉપર માયા પ્રબલ થઈજ નહીં શકે. "तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः" એના અર્થમાં તો માયાવાદીઓએ સર્વ વસ્તુમાત્રને બ્રહ્મ માની છે તો પછી પ્રબલ પડવાવાળી માયા તેનાથી ભિન્ન કેવી રીતે રહી? જો એમ કહે કે માયા પણ બ્રહ્મની શક્તિભૂત છે; તો પછી સ્વશક્તિથી બ્રહ્મ પોતાની ઉચ્ચ પદવીથી પડીને ઇશ્વર કેમ બને છે? કેમકે તેની શક્તિ તો તેના સામર્થ્યને વધારવા માટે છે, પણ કાંઈ સામર્થ્ય ઘટાડવાને માટે નથી. અને જે —

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ॥
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ गी० ५ ॥ १४॥
नादत्ते कस्यचित्पापं न चैवसुकृतं विभुः ॥
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः॥ गी०५ ॥१५॥

એ બંને ગીતાના શ્લોકનો સ્વામી શંકરાચાર્યજીએ એવો અર્થ કર્યો છે કે–એ શ્લોક પરમાર્થાવસ્થામાં વ્યવહારનો અભાવ કથન કરે છે, અર્થાત્ વાસ્તવમાં નથી કોઇ ઇશ્વર અને નથી કોઈ જીવાદિ; એ તો સર્વ માયા માત્ર છે. ઉક્ત શ્લોકોનો એવો આશય કહાડવો એ ગીતાના આશયથી સર્વથા વિરૂદ્ધ છે. ન કેવલ ગીતાથીજ વિરૂદ્ધ, કિંતુ સ્વામી શંકરાચાર્યજી કૃત ઉક્ત શ્લોકોનાં ગીતાભાષ્યથી પણ વિરૂદ્ધ છે ઉક્ત શ્લોકોના ભાષ્યમાં સ્વામીજી એમ લખે છે કે કોઇ ભક્તોના પાપોને પરમેશ્વર પોતાના શિરપર લેતા નથી, કિંતુ અજ્ઞાનથી તે જીવોનું જ્ઞાન ઢંકાયલું છે અને જ્ઞાનથી મોહ પામેલા અવિવેકી જીવો પુણ્ય પાપ કરે છે. "नकर्तृत्वंनकर्माणि" એ શ્લોકના ભાષ્યમાં સ્વામી શંકરાચાર્યજીએ પોતે એમ અર્થ કર્યો છે કે–પરમેશ્વર કોઈનાં કર્મ બનાવતો નથી અને કોઈને કર્મોનો કર્ત્તા પણ બનાવતો નથી. કિંતુ જીવોનો સ્વભાવજ તેની અજ્ઞાનરૂપ પ્રકૃતિથી પોતપોતાનાં કર્મો કરાવે છે. જ્યારે સ્વામી શંકરાચાર્યજી પોતાનાં ભાષ્યમાં એવો અર્થ કરે છે અને ગીતાથી એમ સ્પષ્ટ જણાય છે કે

ઉક્ત શ્લોકોમાં અજ્ઞાનથી જીવોને મોહ પામવું કહ્યું છે, તો પછી આ ઠેકાણે સ્વામીજી એમ કેમ કહી શકે કે " ઇશ્વરાદિ પણ અજ્ઞાન વશ થઇને સર્વ કરે છે ? સર્વ ધારણ કરે છે ? પરમાર્થમાં " नकर्तृत्वंनकर्माणि " એ નિષેધ છે. અને આગળ—

ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुनतिष्ठति ॥
भ्रामयन्सर्व भूतानि यन्त्रारुढानि मायया ॥ गी० १८ ॥६१ ॥

આ શ્લોક કે જેનું પ્રમાણ સ્વામી શંકરાચાર્યજી લખે છે, તેમાં સ્પષ્ટ વર્ણન કર્યું છે કે હે અર્જુન ! ઇશ્વર પોતાની યંત્રરૂપ માયાવડે સર્વ પ્રાણિયોને ભ્રમણ કરાવતો સર્વના હૃદય દેશમાં રહે છે. ઉક્ત શ્લોકથી પણ માયારૂપી મોહથી મોહિત જીવજ જણાય છે, પણ કાંઈ ઇશ્વર નથી. તો પછી અદ્વૈતવિદ્યાચાર્ય્ય સ્વામિજીએ પોતાના માયોપાધિવાળા ઇશ્વરને માટે ઉક્ત શ્લોક કેવી રીતે પ્રમાણમાં આપ્યો ? એ અદ્વૈત મતમાં એ પ્રમાણે વિરોધ અનેક ઠેકાણે દેખાય છે. જેમકે કોઇ ઠેકાણે તો અવિદ્યોપાધિથી જીવ બને છે; અને કોઇ ઠેકાણે અવિદ્યોપાધિથી ઇશ્વર બની જાય છે. કોઇ ઠેકાણે માયા અને અવિદ્યાને એક માની છે તો કોઇ ઠેકાણે શુદ્ધ સત્ત્વ પ્રધાનને માયા માની છે અને મલીન સત્વ પ્રધાનને અવિદ્યા માની છે; ઇત્યાદિ સેંકડો વિરોધો છે. પ્રકૃત એ છે કે આ સૂત્રમાં એમ કેહેવાય છે કે પરમાર્થના અભિપ્રાયથી સૂત્રકારે " तदनन्यत्वं " એ સૂત્ર કહ્યું છે અને એ સૂત્રમાં કાર્ય પ્રપંચનુ ખંડન ન કરતાં પરિણામ પ્રક્રિયાનો આશ્રય કર્યો છે અને તે આશ્રયનો સ્વામીજીએ સગુણોપાસનામાં પણ ઉપયોગ બતાવ્યો છે. આશ્ચર્યની વાત છે કે સગુણોપાસનામાં ઉપયોગ બતાવીને વળી પરમાર્થાભિપ્રાયથી સર્વ વસ્તુ માત્રને બ્રહ્મ કથન કરવું, એ એક એવો ગુપ્તભાવ છે કે જેની માયાને માયાવાદીઓજ સમજી શકે, બાકી બીજા તો કોઇ સમજી શકે તેમ નથી.

અસ્તુ. માયાવાદનું એ મહત્વ સુવિજ્ઞેય હોય; અમારે તો આ ઠેકાણે સૂત્રકારનો આશય સ્ફુટ કરવા સાથે તાત્પર્ય છે. સૂત્રકારનો આશય એ સૂત્રમાં સત્કાર્યવાદથી છે અર્થાત્ પ્રકૃતિ ઉપાદાન રૂપથી

આ કાર્યરૂપ જગત્ નામરૂપ બનાવવાથી પૂર્વે પણ સત્ હતું, એજ આશયને આ નિમ્ન સૂત્ર પણ સ્પષ્ટ કરે છે. ૧૪

## भावेचोपलब्धेः ॥ १५ ॥

पद०—भावे ॥ च ॥ उपलब्धेः ॥

અર્થ—કારણનાં વિદ્યમાન હોવાથીજ કાર્યની ઉપલબ્ધિ જણાવાથી એ સ્પષ્ટ થાય છે કે ઉપાદાન કારણ વિના આ જગતરૂપ કાર્ય ઉત્પન્ન નહિ થાય; અને તે કાર્ય પ્રથમ કારણરૂપે વિદ્યમાન હતું. એ વાતને આગળનું સૂત્ર સ્પષ્ટ કરે છે. ૧૫

## सत्वाच्चावरस्य ॥ १६ ॥

पद०—सत्वात् ॥ च ॥ अवरस्य ॥

અર્થ—(अवरस्य) કાર્યની (सत्वात्) સત્તા જણાયાથી આ કાર્ય પ્રથમ કારણરૂપે સત્ હતું. ૧૬

સંગતિ—કોઇ કોઈ સ્થાનમાં ઉત્પત્તિથી પ્રથમ કાર્યનો અસત્ વ્યપદેશ અર્થાત્ ન થવાપણું દેખાય છે જેમકે—

"असदेवेदमग्रआसीत्" छां० ३ ॥ १९ ॥ १ ॥ "असद्वा इदमग्रआसीत्" तै० २ ॥ ७ ॥ १ ॥

અર્થ—પ્રથમ આ અસતજ હતું; અને બીજા તૈત્તિરીય ઉપનિષદ્ વાક્યનો અર્થ પણ એજ પ્રમાણે છે. ઈત્યાદિ વાક્યોથી એમ જણાય છે કે પ્રથમ આ કાર્યરૂપ જડ દ્રવ્ય નહીં હતું તો પછી તેને કારણરૂપે સત્ શી રીતે કહી શકાય? એનો ઉત્તર સૂત્રકાર આપે છે-

## असद्व्यपदेशान्नेतिचेन्न धर्मान्तरेण वाक्यशेपात् ।१७।

पद०—असद्व्यपदेशात् ॥ न ॥ इति ॥ चेत् ॥ न ॥ धर्मान्तरेण ॥ वाक्यशेपात् ॥

અર્થ—જો કાર્યને ન થવાનું કથન કરાય તો તે ઠીક નહિ, કેમકે અન્ય પ્રકારથી કાર્યની સત્તા ઉક્ત વાક્યોમાં દેખાય છે. એ

વાત વાકયના અંતના અક્ષરોથી સ્પષ્ટ છે જેમકે-" असदेवेदमग्रआसीत्" એ વાકયનું કથન કરીને આગળ લખ્યું છે કે 'तत्सदासीत्' એજ પ્રમાણે તૈત્તિરીય વાકયની આગળ પણ "तदात्मानंस्वमकुरुत" એ વાકયોના અર્થ એમ છે કે "તે પ્રથમ સત્ હતું. તેણે પોતાના આત્માને બનાવ્યો." એ વાકયથી જણાય છે કે નામરૂપવાળી વસ્તુજ લોકમાં સચ્છબ્દથી કેહેવાય છે; તે સમયે આ કાર્યરૂપ જગતનું નામરૂપ નહીં હતું. એ અભિપ્રાયથી "असद् व्यपदेश" કહ્યો છે; અને કારણરૂપે કાર્ય સત્ હતું એ અભિપ્રાયથી "तत्सदासीत्" ઇત્યાદિ વાકયોમાં સત્નું કથન કર્યું છે અને જે વાકયમાં એમ લખ્યું છે કે "તેણે આત્માને કર્યો" તે ઠેકાણે આત્મા શબ્દનો અર્થ બ્રહ્મની વિભૂતિ હોવાથી પ્રકૃતિનો છે. એ પ્રકારે સત્ અસત્નો કોઇ પ્રકારે વિરોધ નથી. એ વાત યુક્તિ અને શબ્દોથી પણ જણાય છે.

## युक्तेः शब्दान्तराच्च ॥ १८ ॥

पद०—युक्तेः ॥ शब्दान्तरात् ॥ च ॥

અર્થ—યુક્તિથી અને બીજા શબ્દ પ્રમાણથી કાર્ય કારણની એકતા જણાય છે. યુક્તિ એ છે કે જે કારણમાં કાર્યનો ભાવ હોય છે, તેનાથી તે કાર્યનો પ્રાદુર્ભાવ થાય છે, અન્યથી નહિ; જેમકે માટીથી ઘડો, દુધથી દહિં ઘી વિગેરે. દુધમાં પ્રથમથીજ ઘૃતાદિ સૂક્ષ્મરૂપથી હોય છે. એ પ્રકારે કાર્ય, કારણવસ્થામાં પણ સૂક્ષ્મરૂપથી રહે છે. કેવલ તેની કાર્યરૂપે અભિવ્યક્તિ એટલે પ્રકાશ થાય છે. આ સૂત્રમાં સ્વા૦ શં૦ ચા૦ એ સમવાય સંબંધનું ખંડન મહા જોરથી કર્યું છે, તે સૂત્રના આશયથી સર્વથા વિરૂદ્ધ છે. (સમવાય સંબંધ એટલે કે વૈશેષિકશાસ્ત્રમાં નિત્ય સબંધને કહે છે જેમકે બ્રહ્મમાં સચ્ચિદાનંદાદિ ગુણોનો અને જડદ્રવ્યમાં રૂપરસાદિનો સંબંધ તેનું નામ સમવાય કેહેવાય છે.) કેમકે સૂત્રકારનો આશય સમવાયનાં ખંડનનો જણાતો નથી. ૧૮

## पटवच्च ॥ १८ ॥

पद०—पटवत् ॥ च ॥

અર્થ—જેવી રીતે લપટેલુ કપડુ માલમ પડતુ નથી, કે આ કપડું છે કે કાઇ અન્ય વસ્તુ છે; પછી જ્યારે તેને ફેલાવીને ખુલ્લું કરે, ત્યારે સ્પષ્ટ પ્રતીત થાય છે કે આ કપડુ છે. એ પ્રકારે આ કાર્ય જગત્ કારણાવસ્થામા સમવેષ્ટિત પટની પેઠે હતુ અને કાર્યાવસ્થામાં ફેલાવેલા પટની સમાન રૂપાન્તર પ્રાપ્ત થયુ, એ માટે કાર્ય્ય કારણમાં કોઇ પ્રકારે ભિન્નતા નથી.

## यथा चप्राणादि ॥ २० ॥

पद०—यथा ॥ च ॥ प्राणादि ॥

અર્થ—જેવી રીતે પ્રાણ રોકવાથી તેનુ કામ બંધ થયું એમ પ્રતીત થાય છે, પછી પાછો છોડી દીધાથી પ્રાણનું આવવુ જવું સ્પષ્ટ પ્રતીત થાય છે, એ પ્રમાણે આ કાર્ય જગત્ પણ કારણાવસ્થામા રોકાયેલા પ્રાણની સમાન હતુ. ૨૦

હવે કાર્ય કારણનો અભેદ કથન કર્યા પછી ઇતરવ્યપદેશાધિકરણમાં જીવ બ્રહ્મનો ભેદ સ્પષ્ટ રીતિથી કથન કરે છે.

સંગતિ—પૂર્વના અધિકરણોમાં વેદાન્તવાક્યોનો વિરોધ પરિહાર કર્યો. જેમકે બ્રહ્મ સૂત્ર૦ ૨ ॥ ૧ ॥ ૧॥ તથા ૨ ॥ ૧ ॥ ૧૪ તથા ૨ ॥ ૧ ॥ ૧૭ ॥ માં સદસદ્ વિધાયક વાક્યોના વિરોધ પરિહાર કર્યો. હવે આ અધિકરણમાં આત્મતત્વરૂ જીવનો પ્રવેશ વિધાન કરવાવાળા વાક્યો કે જેથી વૈદિક દ્વૈતવાદની સાથે વિરોધ આવે છે તેનો પરિહાર કરવામાં આવશે.

७ इतरव्यपदेशाधिकरण.

## इतरव्यपदेशाद्धिताकरणादि दोषप्रसक्तिः ॥२१॥

पद०—इतरव्यपदेशात् ॥ हिताकरणादि दोषपसक्तिः ॥

અર્થ—ઈતર એટલે જીવનું કથન કરવાથી અર્થાત્ બ્રહ્મનોજ જીવરૂપે પ્રવેશ સ્વિકાર કરવાથી, હિત ન કરવાપણું આદિ દોષનો પ્રસંગ આવશે. આ પૂર્વપક્ષ સૂત્ર છે. એનો અભિપ્રાય એવો છે કે જો બ્રહ્મ પોતે પોતાની મેળેજ જીવ બની ગયો, તો તેણે પોતાને માટે હિત કર્યું કેહેવાય નહિ કેમકે તે પોતે પોતાની મેળેજ અતિ દીન દુઃખી જીવોના ભાવને પ્રાપ્ત થયો અર્થાત્ કોઇ ઠેકાણે કીટ પતંગાદિ શરીરોમાં પ્રવિષ્ટ થયો, તો કોઇ ઠેકાણે ઘૃણિતરોગ વિશિષ્ટ શરીરોમાં પ્રવિષ્ટ થયો. એ પ્રકારે તેણે પોતાના આત્માનું હિત તો કાંઈ પણ કર્યું નહિ. કોઈપણ જ્ઞાની પોતાને માટે પોતે કેદખાનું બનાવીને બંધનમાં પડતો નથી, તો પછી જે સર્વજ્ઞ બ્રહ્મ, તેણે એમ કર્યું ? એ પૂર્વપક્ષ કરીને સૂત્રકાર તેનો ઉત્તર આપે છે. ૨૧

## अधिकंतु भेदनिर्देशात् ॥ २२ ॥

पद०—अधिकम् ॥ तु ॥ भेदनिर्देशात् ॥

અર્થ—તે બ્રહ્મ, જીવથી અધિક અર્થાત્ મહાન્ છે. અને તે શરીરમાં પ્રવિષ્ટ થયો નથી. એ વાત જીવ બ્રહ્મનો ભેદ કથન કરવાવાળાં વાક્યોથી સ્પષ્ટ દેખાય છે. તે ભેદ એ પ્રકારે છે કે—

आत्मावारेद्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः बृ० २॥४॥५

આત્મા અર્થાત્ પરમેશ્વર જ્ઞાનચક્ષુથી જોવા યોગ્ય છે, શ્રુતિવાક્યથી સાંભળવા યોગ્ય છે, યુક્તિયોથી મનન કરવા યોગ્ય છે અને વારંવાર અભ્યાસ વૃત્તિથી જાણવા યોગ્ય છે—"सोऽन्वेष्टव्यः सविजिज्ञासितव्यः," छां० ८ ॥ ७ ॥ १ ॥ તે પરમાત્મા જાણવા યોગ્ય છે—"सतासोम्यतदासम्पन्नोभवति" छां० ६ ॥ ८ ॥ १ ॥ હે સોમ્ય ! ત્યારે એ જીવ તે સત્પુરૂષની સાથે મળે છે. "शरीर आत्मापाज्ञेनात्मनान्वा-

स्त्र: वृ० ४ ॥ ३ ॥ ३१ ॥ આ પ્રાણધારી જીવ પરમેશ્વરના આશ્રયથી છે. ઈત્યાદિ ઉપનિષદ્ વાકયોમાં જીવ બ્રહ્મનો ભેદ સ્પષ્ટ જણાય છે. એ માટે જેની ઉપાસના ઉક્તવાકયોમાં કથન કરી છે તે બ્રહ્મ, જીવથી મહાન્ છે. તે બ્રહ્મ કદાપિ જીવ બની શકતો નથી. આ સૂત્રમાં સૂત્રકારે જીવ બ્રહ્મનો ભેદ સ્પષ્ટ વર્ણન કર્યો છે આ સૂત્રમાં સ્વામિશંકરાચાર્યજીને જીવ ઇશ્વરની એકતા કરવાનો કોઇપણ રસ્તો મળ્યો નથી આખરે હારીને એટલોજ ઉત્તર આપ્યો છે કે-અવિદ્યાકૃત જે નામરૂપ ઉપાધિ છે તેણેજ બ્રહ્મને જીવ બનાવી દીધો. વાસ્તવમાં બ્રહ્મ જીવ નથી.. એનાથી પૂર્વ એકવીસમા સૂત્રમાં પ્રશ્ન એવો હતો કે-જો બ્રહ્મ સ્વયં જીવ બની ગયો તો તેણે પોતાને માટે હિત ન કર્યું, કેમકે તે જીવરૂપ થઇને નાના પ્રકારના દુઃખોમાં સ્વય પ્રવિષ્ટ થયો. એનો ઉત્તર શંકરમતમાં ઠીક નથી અને અમારા વૈદિકમત પ્રમાણે તો જે —तत्सृष्ट्वातदेवानुप्राविशत्" तै० २ ॥ ६ ॥ "अनेनजीवेनात्मनानुप्रविश्य नामरूपेव्याकरवाणि" छां० ६ ॥ ३ ॥ २ ॥ ઇત્યાદિ વાકયોમાં જીવરૂપે બ્રહ્મનો પ્રવેશ કથન કર્યો છે, તે બ્રહ્મની આત્મભૂત (માલીક અને મીલ્કતના સંબધથી) વસ્તુ હોવાથી કર્યો છે. પરંતુ કાંઇ અભેદનાં અભિપ્રાયથી નથી. એ પ્રમાણે પ્રવેશ વિધાયક ઉક્ત વાકયોનો વૈદિક દ્વૈતવાદની સાથે કોઈપણ પ્રકારે વિરોધ આવતો નથી. ૨૨

## अश्मादिवच्च तदनुपपत्तिः ॥ २३ ॥

पद०—अश्मादिवत् ॥ च ॥ तदनुपपत्तिः॥

અર્થ–પત્થર આદિની સમાન જીવ બ્રહ્મ બની શકતો નથી; જે પ્રમાણે પત્થરાદિ અત્યન્ત વિજાતીય પદાર્થ છે, તે પ્રમાણે જીવ પણ અત્યન્ત વિજાતીય પદાર્થ છે તે કદાપિ બ્રહ્મ બની શકતો નથી, અને બ્રહ્મ કોઇપણ સમયે જીવ બની શકતો નથી. આ સૂત્રનો અર્થ શંકરમતમાં એવો કર્યો છે કે-જે પ્રકારે એક ખાણમાંથી બહુ મુલ્યવાળા મણિ આદિ પાષાણ ઉત્પન્ન થાય છે એજ પ્રમાણે એકજ બ્રહ્મથી નાના પ્રકારનું આ જગત્ બની જાય છે, એ માટે પૂર્વોક્ત દોષની અનુપપત્તિ અર્થાત્ અસિદ્ધિ છે. આ અર્થ આ અધિકરણની

સાથે બીલકુલ સંગતિ રહિત છે, કેમકે બ્રહ્મને સ્વયં જીવ બનવામાં પૂર્વપક્ષ સૂત્રમાં દોષ આપવામાં આવેલો છે અને "अधिकन्तुभेद-निर्देशात्" ब्र० सू० २ ॥ १ ॥ २२ ॥ એ સૂત્રમાં બ્રહ્મને અધિક બતાવ્યું છે. અર્થાત્ એમ બતાવ્યું છે, કે બ્રહ્મ મહાન્ છે તે કદાપિ જીવ થઇ શકે નહિ. અને આ સૂત્રમાં પણ એજ વાત બતાવી છે કે જેવી રીતે પત્થર આદિ અન્ય વસ્તુ બ્રહ્મ થઈ શકે નહિ, તેમ જીવ પણ બ્રહ્મ બની શકે નહિ.

સ્વામિરામાનુચાર્યજીએ એ સૂત્રનો એવોજ અર્થ કર્યો છે-કે જેમ પાષાણાદિ અત્યન્ત વિજાતીય પદાર્થ બ્રહ્મ બની શક્તા નથી, તે પ્રમાણે જીવ પણ બ્રહ્મ થઇ શકે નહિ. છેવટે એટલે સુધી વર્ણન કર્યું છે કે-સર્વજ્ઞ, સત્ય સંકલ્પ બ્રહ્મ, કદાપિ જીવ થઇ શકે નહિ. ૨૩

સંગતિ—હવે આ ઠેકાણે ઉક્ત બ્રહ્મના વિષયમાં એવો પ્રશ્ન થાય છે કે-તે બ્રહ્મ જગતકર્ત્તા થઇ શકે નહિ, કારણકે કર્ત્તા થવાની સામગ્રી તેની પાસે કાંઇ જણાતી નથી ? એ પૂર્વપક્ષનું સૂત્રકાર ખંડન કરે છે.

૮ ઉપસંહાર દર્શનાધિકરણ.

## उपसंहारदर्शनान्नेतिचेन्न क्षीरवद्धि।२४

पद०—उपसंहारदर्शनात् ।।न।। इति।। चेत् ।। न।।क्षीरवत् ।।हि।।

અર્થ—કર્ત્તાની પાસે સામગ્રી ન દેખાવાથી બ્રહ્મ જગતનું કારણ નહિ થઈ શકે, કારણકે તેની પાસે કોઈ જાતની સામગ્રી નથી. એ પૂર્વપક્ષનો ઉત્તર એજ સૂત્રના ઉત્તરાર્ધમાં એવો આપ્યો છે કે-જેવી રીતે દૂધ કોઇપણ અન્ય સામગ્રિ વિશેષ વિના દહિ બની જાય છે, એ પ્રકારે બ્રહ્મ પણ સ્વભાવ વિશેષથી જગતનું કારણ થઇ શકે છે. આ સૂત્રમાં દૂધનું દૃષ્ટાંત કોઇ બીજાની સહાયતા નહિ લેવાના અભિપ્રાયથી છે; પરંતુ એમ નહિ સમજી લેવું કે દૂધની સમાન બ્રહ્મ સ્વયં જગતરૂપ પરિણામ થઈ જાય છે. કેમકે જો દૂધ દહિની સમાન બ્રહ્મનુંજ પરિણામ જગત માન્યું હોત તો બ્રહ્મસૂત્ર ૧ ॥ ૪ ॥ ૨૬ ॥

એ સૂત્રમાં એમ વર્ણન નહિ હોત કે પરમાત્મા જગતનું નિમિત્ત કારણ છે અને પ્રકૃતિ ઉપાદાન કારણ છે અને—

" नतस्य कार्यं करणं चविंद्यते नततसमश्चाभ्यधिकश्चदृश्यते ॥
परास्यशक्तिर्विविधैवश्रूयते स्वाभाविकी ज्ञानबलक्रियाच॥श्वे० ८॥८

અર્થ —એનું કોઇ કાર્ય નથી તેમજ કારણ પણ નથી; તેની બરોબરી કોઈ નથી તેમજ અધિક કોઇ નથી; તેનાં સ્વાભાવિક જ્ઞાન, બલ, ક્રિયારૂપ શક્તિ બહુ પ્રકારે સંભળાય છે. ઇત્યાદિ વાક્યોમાં બ્રહ્મને નિરાકાર વર્ણવ્યો છે. એથી પણ જણાય છે કે તે બ્રહ્મમાં સ્વાભાવિક જ્ઞાન, બલ, અને ક્રિયા જણાયાથી આ ઠેકાણે દૂધનું દૃષ્ટાંત આપ્યું છે. એજ વાતને આગળનાં સૂત્રમાં સ્પષ્ટ કરે છે. ૨૪

## देवादिवदपिलोके ॥ २५ ॥

पद०—देवादिवत् ॥ अपि ॥ लोके ॥

અર્થ —જે પ્રકારે દિવ્ય ગુણવાળા પુરૂષો પોતાની વિચિત્ર શક્તિથી સાધન સામગ્રી વિના જગતમાં વિચિત્ર કાર્ય ઉત્પન્ન કરી દે છે-જેમકે ભૂમીપર ઘોડાઆદિ જોડયા શિવાય વિચિત્ર પ્રકારના વાહનો ચલાવી શકે છે, તથા મનુષ્યાદિ દૂત મોકલ્યા વિના દેશ-દેશાન્તરોના સમાચાર જ્ઞાત કરી લે છે-એ પ્રકારે નિરાકાર બ્રહ્મ હસ્તપાદાદિ વિના સંપૂર્ણ સંસારને નિર્માણ કરે છે. એમાં કાંઇપણ દોષ આવતો નથી. આ સૂત્રમાં દેવાદિકોનું દૃષ્ટાંત આપ્યું છે તે પણ એ વાત સિદ્ધ કરે છે કે બ્રહ્મ જગતનું પરિણામી ઉપાદાન કારણ નથી. શંકરાચાર્યજીના મતમાં આ ઉપસંહાર દર્શનાધિકરણને પરિણામ વાદમાં લગાવ્યું છે કે બ્રહ્મજ નાના પ્રકારની વસ્તુઓમાં પરિણત થઇને દૂધ દહિની પેઠે જગતરૂપ બની ગયા છે. જેમકે-સ્વામી શંકરાચાર્યજીએ (૨૪) માં સૂત્રનાં ભાષ્યમાં એમ લખ્યું છે કે —

" तस्मादेकस्यापि ब्रह्मणो विचित्रशक्तियोगात् क्षीरादिवद्विचित्रपरिणामउपपद्यते " शं० भा० હવે સૂત્રકારનો એવો આશય બીલકુલ

નથી. જેને એ આશયની ભ્રાન્તિ હોય તેનું ખંડન કરવા માટે આ કૃત્સ્નપ્રસક્ત્યધિકરણ લખ્યું છે કે બ્રહ્મ જગતરૂપ પરિણામને કદાપિ પામી શકતું નથી. એ અધિકરણમાં નિમ્ન લિખિત પ્રશ્ન કર્યો છે. ૨૫

૯ કૃત્સ્નપ્રસક્ત્ય ધિકરણ.

## कृत्स्नप्रसक्तिर्निरवयवत्वशब्दकोपो वा ॥ २६ ॥

पद०—कृत्स्नप्रसक्तिः ॥ निरवयवत्वशब्दकोपः ॥ वा ॥

અર્થ—જો પરિણામવાદીઓનાં મતમાં સંપૂર્ણ બ્રહ્મ જગતરૂપ થયું તો કૃત્સ્નપ્રસક્તિ અર્થાત્ સર્વ બ્રહ્મજ જગતરૂપ થયું અને બ્રહ્મ બીલકુલ રહ્યુંજ નહિ, એ દોષ આવ્યો. જો અડધું બ્રહ્મ જગતરૂપ થયું તો "न तस्यप्रतिमास्ति" ઇત્યાદિ નિરાકાર પ્રતિપાદક મંત્રોનો વ્યાકોપ આવ્યો; એ માટે બ્રહ્મને પરિણામી ઉપાદાન કારણ માનવું ઠીક નથી. વેદ અને ઉપનિષદ્ તે બ્રહ્મને નિરાકાર વર્ણન કરેછે જેમકે-

" दिव्योह्यमूर्त्तः पुरुषः सबाह्याभ्यन्तरोह्यजः " मुण्ड० २ ॥ १ ॥२॥
" इदंमहद्भूतमनन्तमपारं विज्ञानघनमेव " बृ० २ ॥ ४ ॥ १२ ॥
" सएषनेतिनेत्यात्मा " बृ० ३ ॥ ९ ॥ २६ ॥ " अस्थूलमनणु "
बृ० ३ ॥ ८ ॥ ८

અર્થ—(૧) તે પુરૂષ દિવ્ય છે, અમૂર્ત્ત છે, સર્વની બહાર અને અંદર છે અને અજન્મા છે. (૨) તે સર્વથી મોટું તત્ત્વ છે, અનંત છે, અપાર છે, વિજ્ઞાનઘન છે અર્થાત્ જ્ઞાન સ્વરૂપ છે. (૩) આ જેટલું દૃશ્ય જગત્ છે તે પરમાત્મા નથી. (૪) તે સ્થૂલ નથી, અણુ નથી, દીર્ઘ નથી, અર્થાત્ સાકાર દ્રવ્યોના સ્થૂળાદિ ભાવોથી સર્વથા રહિત છે. ઇત્યાદિ વેદોપનિષદોમાં તે બ્રહ્મને નિરાકાર વર્ણવ્યું છે, તો પછી તેનું પરિણામ કેમજ થઈ શકે ? વળી એજ વાતને બીજું સૂત્ર વર્ણવે છે. ૨૬

## श्रुतेस्तु शब्दमूलत्वात् ॥२७॥

पद०—श्रुतेः ॥ तु ॥ शब्दमूलत्वात् ॥

અર્થ—શ્રુતિથી તે બ્રહ્મ નિરાકાર જણાય છે તોપણ તેનું પરિણામ શી રીતે? તે શ્રુતિ એ છે કે—

एतावानस्यमहीमाऽतोज्यायांश्चपूरुषः पादोऽस्यविश्वाभूतानि त्रिपादस्याऽमृतान्दिवि ॥ यजु० ३१ ॥ ३ ॥

અર્થ—આ સર્વ જગતરૂપી મહિમા તેના એક પાદસ્થાની છે અને ત્રણ પાદ અમૃત સ્વરૂપ છે. આ ઠેકાણે પાદ વિભાગ કેવલ આ જડ જગતને અલ્પ દેખાડવાના અભિપ્રાયથી છે, પણ કાંઇ સાકારના અભિપ્રાયથી નથી. જો સાકારના અભિપ્રાયથી હોત તો તે અમૃત નહિ કહેવાતે. એ પ્રમાણે શ્રુતિથી બ્રહ્મ નિરાકાર જણાય છે, અને જો કોઇ એવો પ્રશ્ન કરે કે "શ્રુતિથી બ્રહ્મ નિરાકાર જણાયાથી વાસ્તવમાં બ્રહ્મ નિરાકાર કેવી રીતે સમજાય?" એનો ઉત્તર એજ છે કે "शब्दमूलत्वात्" તે બ્રહ્મ શબ્દમૂલ છે અર્થાત્ શબ્દ પ્રમાણથી જણાય છે. સ્વામીશ્રી શંકરાચાર્યજીએ એ સૂત્રનો એવો અર્થ કર્યો છે કે-બ્રહ્મનું પરિણામ થઇને જગત્ થઇ જાય છે અને વળી પાછો તે નિરાકાર પણ છે. જ્યારે એમ પૂછવામાં આવે કે એ વાત કેમ સમજી શકાય કે એક વસ્તુ પરિણામી ઉપાદાન કારણ પણ છે અને વળી તે નિરાકાર પણ છે? એનો ઉત્તર એવો આપ્યો છે કે—

" अचिन्त्याः खलुयेभावा नतांस्तर्केणयोजयत् । प्रकृतिभ्यः परं यच्चतदचिन्त्यस्य लक्षणम् "

અર્થાત્ જે ભાવ વિચારમાં નહિં આવી શકે તેમાં તર્ક નહિ કરવા જોઇયે જે પ્રકૃતિથી પર છે તે અચિન્ત્ય છે. એ પ્રમાણે બ્રહ્મ અચિન્ત્ય છે. એ માટે તેમાં કૃત્સ્નપ્રસક્તિવાળો એવો તર્ક નહિ કરવો જોઇયે કે તે બ્રહ્મ જગતનું પરિણામી ઉપાદાન કારણ કેમ થયું અને વળી નિરાકાર કેમ રહ્યા? અને એવો પણ ઉત્તર આપ્યો છે

કે અવિદ્યાકૃત ઉપાધિ કલ્પિત રૂપથી તે સંસારરૂપ બની ગયો વાસ્તવમાં તે નિરાકાર છે. ધન્ય છે યુક્તિકારને!!! અહિં સ્થાનમાં તો સ્વામિશ્રી શંકરાચાર્યજીએ પોતાના મતને ઘણોજ શિથિલ કરી દીધો છે. પાછળ તો વળી એમ કહેતા આવ્યા છે કે-બ્રહ્મમાં ધર્મની પેઠે કેવળ શ્રુતિ પ્રમાણુ નહિ કિન્તુ યુક્તિ પણ પ્રમાણુ છે, પણ અહિં જ્યારે યુક્તિમાં પણ કાંઇ ન ચાલ્યું ત્યારે પછી એવો આશ્રય લઈ લીધો કે એમાં યુક્તિ કામ ન લાવવી. ઠીકજ છે તો યુક્તિનું કામ આવે પણ કેમ? જો બ્રહ્મને ઉપાદાન કારણુ માને તો પછી નિરાકાર કેવી રીતે થઇ શકે એ પ્રશ્નનો ઉત્તર કયાંથી લાવી શકે!!! એ માટે આ ઠેકાણે સ્વામિશ્રી શંકરાચાર્યજીને તર્કનો રસ્તો ત્યાગ કરવો પડયો. ૨૭

સંગતિ—નિમિત્ત કારણવાદીઓના મતમાં નિરાકાર આત્મામાં એવી શક્તિ કેવી રીતે હોઇ શકે કે હસ્તપાદાદિ વિના આ સંપૂર્ણ જગત્નો કર્તા હોઇ શકે? એ પ્રશ્નનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## आत्मनि चैवं विचित्राश्चहि ॥ २८॥

पप०—आत्मनि ॥ च ॥ एवम् ॥ विचित्राः ॥ च ॥ हि ॥

અર્થ—પરમાત્મામાં એવા પ્રકારની વિચિત્રશક્તિઓ જણાય છે કે હસ્તપાદાદિ અવયવો વિના સૃષ્ટિને બનાવી શકે છે. સૃષ્ટિનો અકર્ત્તાપણાનો દોષ તો માયાવાદીઓના મતમાં આવે છે. તે સૂત્રકાર કથન કરે છે. ૨૮

## स्वपक्षदोषाच्च ॥ २९ ॥

पद०—स्वपक्षदोषात् ॥ च ॥

અર્થ—માયાવાદીઓના મતમાં એવો દોષ જણાય છે કે નિરાકાર બ્રહ્મ જગતનું અભિન્નનિમિત્તોપાદાન કેમ બની શકે? એ અભિપ્રાયથી સૂત્રકારે ઉક્ત સૂત્રથી એમ કહ્યું કે આ સૂત્રથી પણ માયાવાદીઓનો મત ઠીક નથી. અમારા વૈદિક મતમાં એવો દોષ આવતો નથી કે નિરાકાર પરમાત્મા જગત્નું નિમિત્ત કારણ કેવી રીતે બને? એ વાતને પુનઃ નીચેના સૂત્રથી પ્રતિપાદન કરે છે. ૨૯

१० सर्वोपेता धिकरण.

## सर्वोपेताचतद्दर्शनात् ॥ ३० ॥

पद०—सर्वोपेता ॥ च ॥ तद्दर्शनात् ॥

અર્થ—અર્થાત્ પરમાત્મા સર્વ ગુણ સમ્પન્ન છે, એ માટે તે અક્ષરથી સર્વ જગત્ ઉત્પન્ન થઈ શકે છે–એ વાતને ઉપનિષદ્ વાકયમાં સ્પષ્ટ કર્યું છે કે—" एतस्यवाक्षरस्यप्रशासने गार्गिसूर्य्याचन्द्रमसौविधृतौतिष्ठतः ॥ बृ० ३ ॥ ८९ ॥ હે ગાર્ગિ ! તે એક પરમાત્માની આજ્ઞામાં સૂર્ય ચદ્ર સ્થિર છે. ઇત્યાદિ વાકયોથી એટલું સિદ્ધ થાય છે કે તે નિરાકાર અક્ષરબ્રહ્મજ સર્વ જગત્નું નિમિત્ત કારણ છે. અને જે એમ કહ્યું કે સાધન વિના તે પરમાત્મા કર્ત્તા કેવી રીતે થઇ શકે ? એ વાતનું સૂત્રકારે આ સૂત્રમાં ખંડન કર્યું છે. ૩૦

## विकरणत्वान्नेतिचेत्तदुक्तम् ॥३१ ॥

पद०—विकरणत्वात् ॥ न॥ इति ॥ चेत् ॥ तत् ॥ उक्तम् ॥

અર્થ—તે બ્રહ્મ સાધન રહિત હોવાથી જો એમ કેહેવાય કે તે જગત્નો કર્ત્તા ન થઇ શકે, તો તે વાત ઠીક નથી કેમકે એ વાત પ્રથમ કેહેવાઇ ગઇ છે કે તે પરમાત્મા સાધનવિના પણ જગત્નો કર્ત્તા થઇ શકે છે–" अचक्षुष्कमश्रोत्रमवागमनाः " बृ० ३॥८॥८॥ ઇત્યાદિ વાકયોમાં ચક્ષુ, શ્રોત્રાદિ રહિત બ્રહ્મનેજ જગત્નું કારણ કથન કર્યું છે-

अपाणिपादोजवनोग्रहिता पश्यत्यचक्षुःसश्रृणोत्यकर्णः, श्वेत० ३ ॥१९

અર્થ–તે પરમાત્મા હસ્તપાદાદિ અવયવોથી રહિત છે, વેગવાળો છે, સર્વનો ગ્રહણ કરવાવાળો છે, આંખ વગર જોઈ શકે છે, કાનવિના સાંભળી શકે છે. એ પ્રકારે ઇંદ્રિયાદિ કરણ રહિત બ્રહ્મમાં સર્વ સામર્થ્ય શાસ્રમાં વર્ણન કર્યું છે, એ માટે નિરાકાર બ્રહ્મ જગત્નું કારણ હોવામાં કાંઇ દોષ નથી. ૩૧

સંગતિ — જગત્‌નો કર્ત્તા બ્રહ્મ હોઈ શકે નહિ, કારણકે કર્તાનું કાંઈ ને કાંઈ પ્રયોજન અવંશ્ય હોવુજ જોઇયે; અને જગત્ રચવામાં બ્રહ્મનું કાંઈ પ્રયોજન જણાતું નથી. સંસારમાં પ્રયોજન બે પ્રકારે હોય છે. એક તો પોતાનો કાંઇ તેમાં અર્થ હોય તે, અથવા બીજાનો અર્થ હોય. તેનો પોતાનો એમાં અર્થ એવી રીતે નથી કે તે પોતે સર્વકામ પૂર્ણ છે અને બીજાનો અર્થ એટલા માટે નથી કે સૃષ્ટિની પ્રથમ બીજો કોઇ હતોજ નહિ કે જેને માટે બ્રહ્મ આ જગત્‌ને રચે! એટલા માટે મોટા પ્રયાસથી સાધ્ય જગત્‌નો કર્ત્તા બ્રહ્મ થઇ શકે નહિ. એ પૂર્વ પક્ષનો ઉત્તર નિમ્ન લિખિત પ્રયોજનવત્વાધિકરણમાં સૂત્રકાર આપે છે.

૧૧ પ્રયોજનવત્વાધિકરણ.

## नप्रयोजनवत्त्वात् ॥ ३२ ॥

पद०—न॥ प्रयोजन वत्वात् ॥

અર્થ—કોઈ પણ જાતનું પ્રયોજન ન હોવાથી આ મહા પ્રયાસ સાધ્ય જગત્‌નો કર્ત્તા બ્રહ્મ ન થઈ શકે! આ પૂર્વપક્ષ સૂત્ર છે. ઉત્તર—

## लोकवत्तुलीलाकैवल्यम् ॥ ३३ ॥

पद०—लोकवत् ॥ तु ॥ लीलाकैवल्यम् ॥

અર્થ — લોકની સમાન અર્થાત્ જેવી રીતે સંસારમાં મોટાં મોટાં કામ રાજા મહારાજાઓ લીલા માત્રથી કરી લે છે અને તેને કાંઈ મોટો પ્રયાસ પડતો નથી, એ પ્રમાણે પરબ્રહ્મ પણ આ જગત્ બિમ્બને લીલા માત્રથી રચે છે આ સૂત્રમાં એ વાતનો ઉત્તર આવી ગયો કે સંસાર રચવામાં ઇશ્વરને કાંઇ પ્રયત્ન કરવો પડતો નથી, કિંતુ જેવી રીતે સ્વભાવથી શ્વાસ પ્રશ્વાસાદિ વગર મહેનતે ચાલ્યા કરે છે તેમાં મનુષ્યને કાંઇ પ્રયત્ન કરવો પડતો નથી, એજ પ્રમાણે બ્રહ્મને પણ જગત્ રચવામાં પ્રયત્ન કરવો પડતો નથી. ૩૩

સંગતિ — ઇશ્વરને સંસાર રચવામાં ભલે પ્રયત્ન ન પડતો હોય પરંતુ સંસાર રચવામાં તેનું કાંઇ પ્રયોજન તો માલમ પડતું નથી?

અને વળી ઉલટું વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય એવા બે પ્રકારના દોષ પરમાત્માનાપર લાગે છે. વૈષમ્ય તેનું નામ કહેવાય છે કે "કોઇને ઉંચા બનાવે છે ને કોઇને નીચા બનાવે છે." એ વિષમતારૂપ દોષ આવે છે. "કોઈને અતિ દીન, દુઃખી બનાવે છે અને કોઈને સુખી બનાવે છે." એ નૈર્ઘૃણ્ય દોષ પણ આવે છે! એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

૧૨વૈષમ્યનૈર્ઘૃણ્યાધિકરણ.

## वैषम्यनैर्घृण्येनसापेक्षत्वात्तथाहिदर्शयति ॥ ३४ ॥

पद०—वैषम्यनैर्घृण्ये॥न ॥ सापेक्षत्वात् ॥ तथाहि ॥ दर्शयति ॥

અર્થ—વૈષમ્ય નૈર્ઘૃણ્યરૂપ દોષ પરમાત્મામાં લાગતા નથી, કારણકે તે પરમાત્મા પૂર્વ કર્મોની અપેક્ષાથી સૃષ્ટિ બનાવે છે. એનાથી એ વાતનો પણ ઉત્તર આવી ગયો કે પ્રયોજનવિના સૃષ્ટિને પેદા કરતો નથી કિંતુ કર્મોના ફલ આપવા માટે રચે છે. જો એમ કહીએ કે જ્યારે એકલું બ્રહ્મજ હતુ તો કર્મ પ્રથમ ક્યાંથી આવ્યા? એનો ઉત્તર સૂત્રકાર આપે છે. ૩૪

## नकर्माविभागादितिचेन्नाऽनादित्वात् ॥ ३५ ॥

पद०—न ॥ कर्म ॥ अविभागात् ॥ इति ॥ चेत् ॥ न ॥ अनादित्वात् ॥

અર્થ—એકજ બ્રહ્મ હોવાથી, કર્મ પ્રથમ નહિ હતાં એમ નહિ કહી શકાય (કેમકે) કર્મ અનાદિ હોવાથી. ૩૫

સંતિગ—જીવ અને કર્મ અનાદિ કેવી રીતે હોઈ શકે? કેમકે શરીર હશે તો કર્મ થશે? અને કર્મ હશે તો તે કર્મના ફલથી શરીર મળશે? એ પ્રમાણે અન્યોન્યાશ્રય દોષથી કર્મ અનાદિ ઠરી શકતાં નથી. તેમજ 'सदेवसोम्येदमग्र आसीत् एकमेवाद्वितीयम् ॥ छां० ३ ॥ २ ॥ १ ॥ હે સૌમ્ય! સૃષ્ટિથી પ્રથમ આ એકજ અદ્વિતીય બ્રહ્મ હતું. ઇત્યાદિ વાકયોથી જીવ અનાદિ ઠરી શકતો નથી! એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

# उपपद्यतेचाप्युपलभ्यतेच ॥ ३६ ॥

उपपद्यते ॥ च ॥ अपि ॥ उपलभ्यते ॥ च ॥

અર્થ—કર્મ અને જીવોનું અનાદિ પણુ હોવું એ સિદ્ધ કરી શકાય છે. તે એ પ્રમાણે કે-"अनेनजीवेनात्मनानुप्रविश्य नामरूपेव्या करवाणि" છાં૦ ૬ ॥ ૩ ॥ ૨ ॥ આ પોતાના જીવરૂપ આત્માવડે પ્રવેશ કરીને નામરૂપ કરૂં. આ ઠેકાણે આત્મા શબ્દ પોતાનું હોવાના અભિપ્રાયથી છે, પરંતુ બ્રહ્મ જીવરૂપ હોવાના અભિપ્રાયથી નથી. જેમકે લોકમાં પણ ઘણો સંબંધ થઈ જવાથી એમ બોલાય છે કે અમુક પુરૂષ મારો આત્મા છે. સ્વામિશંકરાચાર્યજીએ પણ એ વાંકયમાં જીવને અનાદિ માન્યો છે. જ્યારે જીવ અનાદિ સિદ્ધ થઇ ગયો, તો પછી તેની સાથે તેનાં કર્મ પણ અનાદિ કાલથીજ સિદ્ધ હોવાંજ જોઇએ. અને જે અન્યોન્યાશ્રય દોષ બતાવ્યો હતો, તે એવી રીતે નથી આવતો કે "જે કર્મથી જે શરીર બને છે, તે શરીરથી પછી તે કર્મ બનતું નથી." જેવી રીતે કે જે બીજથી જે વૃક્ષ બને છે તે વૃક્ષથી પછી પાછું તેનું તેજ બીજ થતું નથી. જો એવાં સ્થાનોમાં પણ અન્યોન્યાશ્રય દોષ લાગી શકતો હોય, તો પછી વૃક્ષથી બીજ અને બીજથી વૃક્ષ એ પ્રવાહ રોકાઈ જવો જોઇએ, પણ કાંઇ રોકાતો નથી; એટલા માટે એમાં અન્યોન્યાશ્રય દોષ આવી શકતો નથી. એ પ્રકારે જીવ અને કર્મોનુ અનાદિપણું ઉપપાદાન કરી શકાય છે. અને "अनेनजीवेन" ઈત્યાદિ વાકયોમાં જીવનુ અનાદિ હોવું એ પણ સિદ્ધ થઇ શકે છે. એ પ્રમાણે જીવ અને કર્મ અનાદિ હોવાથી ઈશ્વરમાં વૈષમ્ય તથા નૈર્ઘૃણ્ય દોષ આવી શકતા નથી; *કેવલ નિષ્પ્રયોજન સૃષ્ટિ રચવાનો દોષ પણ આવી શકતો નથી.* એકંદર સાર એ નીકળ્યો કે, પૂર્વ સૃષ્ટિનાં કર્મનું ફલ આપવા માટે પરમાત્મા સૃષ્ટિને રચે છે. જેમકે –"सूर्याचन्द्रमसौधातायथापूर्वमकल्पयत्" ऋ० अष्ट० ८ अ० ८ व० ४८ मं० २ ઇત્યાદિ વેદ મંત્રોમાં વર્ણન કર્યું છે કે પ્રથમ સૃષ્ટિનીસમાનજ પરમાત્મા, સૂર્ય અને ચંદ્રમાને રચે છે. અને એજ અભિપ્રાયનું "नरूपमस्येहतथोपलभ्य-

तेनान्तोनचादिर्नचसप्रतिष्ठा" गी० ५ ॥ ३ ॥ આ શ્લોકમા વર્ણન કર્યું છે કે પ્રવાહરૂપથી આ સસારનુ આદિ નથી, અત નથી અને મધ્ય નથી ૩૬

સંગતિ — ઉક્ત પ્રકારથી સૃષ્ટિ જ્યારે અનાદિ અનત છે, તો પછી તમારા ઇશ્વરમા ઇશ્વરપણુ શુ રહ્યુ ? કેમકે તે ન તો જીવને ઉત્પન્ન કરી શકતા કે ન તો પ્રકૃતિને ઉત્પન્ન કરી શકતા ? એનાથી ઇશ્વરના અનત સામર્થ્યમા દોષ આવે છે ! ઉત્તર—

૧૩ સર્વ ધર્મોપપત્ત્યધિકરણ

## सर्वधर्मोपपत्तेश्च ॥ ३७ ॥

पद०—सर्वधर्मोपपत्तेः ॥ च ॥

અર્થ — જગત્‌ના ચેતન કર્તામા જે ધર્મની અપેક્ષા છે, તે સર્વ ધર્મોની સિદ્ધિ બ્રહ્મમા જણાયાથી ઉક્ત દોષ આવતો નથી અર્થાત્ તેજ સર્વ ધર્મ તે ઇશ્વરમા છે કે જે તેનામાં હોવાજ જોઇએ, પરતુ અજ્ઞાની પુરુષના કલ્પના કરેલા દરેક ધર્મ હોતા નથી જો સર્વ ધર્મનો અર્થ આ ઠેકાણે ઇયત્તારહિત લેવાય તો ઇશ્વરનુ ઉત્પત્તિ વિનાશવાળા થવુ, પોતાના જેવો બીજો ઇશ્વર ઉત્પન્ન કરી લેવો પોતે પોતાને મારી નાખવો, ઇત્યાદિ અનત અનિષ્ટ ધર્મ તેનામા માનવા પડશે એ માટે સર્વ ધર્મનો અર્થ આ ઠેકાણે ઇશ્વર યોગ્ય ધર્મજ થવો જોઇએ, અને તે યોગ્ય એ પ્રમાણે છે કે જે ઐશ્વર્ય રાખે છે તેનુ નામ ઇશ્વર તે ઐશ્વર્ય એ છે કે-તે ચરાચર જગત્‌ને પણ રચવાવાળા છે, ચરાચરના અધિષ્ઠાતા, જ્ઞાતા, ત્રાતા, અને નિર્માતા છે. એ માટે તેના ઇશ્વરત્વમા દોષ આવી શકતો નથી અને સ્વામી શકરાચાર્યજીએ એ સૂત્રનો અર્થ એવો કર્યો છે કે " સર્વ ધર્મ તે બ્રહ્મનામા બની શકે છે, અર્થાત્ જડના ધર્મ પણ બની શકે છે, ચેતનના ધર્મ પણ બની શકે છે " જો ઉક્ત સૂત્રનો એવો આશય સૂત્રકારનો હોત તો અભિન્નનિમિત્તોપાદાનકારણમા પૂર્વોક્ત દોષ તેઓ આપતે નહિ જેમકે (૧) તે નિરાકાર અભિન્નનિમિત્તોપાદન

કારણ કેવી રીતે બન્યું? (૨) જ્યારે તે બ્રહ્મ જગત્ બન્યું તો તે અર્ધું બ્રહ્મ બન્યું કે બધું? (૩) જો તે અડધું જગદાકાર બન્યું તો પછી નિરાકાર ન રહ્યું! અને જો બધુ જગતરૂપ બન્યું તો શેષ બ્રહ્મ ન રહ્યુ? (૪) જ્યારે તેણે પોતે શરીરોને બનાવીને પ્રવેશ કર્યો તો તેણે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વરૂપની પદવીથી પતીત થઇને જન્મ મરણાદિનું ધામ બની આત્મહનન કર્યું. ઇત્યાદિ અનેક તર્કોના ઉત્તરમાં સ્વામિ શંકરાચાર્યજીએ એટલુજ પર્યાપ્ત સમજ્યું કે "સર્વ ધર્મોપપત્તેશ્ચ" એ સૂત્રનો અર્થ સર્વ શુભાશુભ ધર્મ છે.

સ્વામિશંકરાચાર્યજીનું એવુ ભાષ્ય જોવાથી અમને એમ જણાય છે કે એ સૂત્રના ભાષ્યમાં મહર્ષિ વ્યાસજીના આશયનો ગધ માત્ર પણ ગ્રન્થન કર્યો નથી, નહિ તો પરસ્પર એવો અસબદ્ધ લેખ મહર્ષિ વ્યાસજી મહારાજ કેમ લખે? જે ઇતરવ્યપદેશાધિકરણમાં બ્રહ્મના સર્વ દોષને દૂર કરીને "अधिकन्तुभेदनिर्देशात्" એ સૂત્રમાં બ્રહ્મને સર્વોપરિ સિદ્ધ કર્યું અને પ્રયોજનવત્વાધિકરણમાં પરમાત્માનુ સૃષ્ટિ રચવામાં પ્રયોજન અને ન્યાયાદિકોનું સારી રીતેથી નિરૂપણ કર્યું; એ પ્રમાણે પરમાત્માના ન્યાયની નિર્મલતા તો ત્યારેજ રહી શકે છે કે જ્યારે "सर्व धर्मोपपत्तेश्च" એ સૂત્રનો અર્થ પૂર્વ સૂત્રોની સાથે સગતિ રાખે. અને તે સંગતિ સર્વ શબ્દને સંકુચિત માન્યાથીજ રહી શકે છે અર્થાત્ સર્વ ધર્મોથી આશય આ ઠેકાણે તે ધર્મોનો છે કે જે ધર્મ પરમાત્માને યોગ્ય હોય એ માટેજ સ્વામિ રામાનુજાચાર્યજીએ એવું લખ્યુ છે કે-

"अतः सर्व विलक्षणत्वातत्सर्व शक्तित्वाल्लीलैक प्रयोजनत्वात् क्षेत्रज्ञकर्मानुगुण्येन विचित्रसृष्टियोगाद् ब्रह्मैवजगत्कारणम्"

श्री० भा० ब्र० सू० २ ॥ १ ॥ ६९ ॥

અર્થ—સર્વથી વિલક્ષણ અને સર્વશક્તિમાન્ પરમાત્મા જીવોના કર્મોને અનુકૂલજ સૃષ્ટિ કર્ત્તા છે કાંઇ નિરપેક્ષ કર્ત્તા નથી. આ ઠેકાણે સ્વામિ રામાનુજાચાર્યજીએ પૂર્વ સૂત્રોની સગતિને છોડી નથી અને સર્વ શક્તિમત્નો તેજ અર્થ કર્યો છે કે જે વેદ શાસ્ત્રાનુકૂલ છે.

અર્થાત્ તે સર્વ શક્તિઓ તેમાં છે કે જેનાથી તેના ન્યાય, નિયમા- દિમાં કાંઈ દોષ ન આવે. અને એજ અભિપ્રાયથી કેટલેક સ્થલે સ્વા૦ શં૦ ચા૦ એ પરમાત્માના કલ્યાણ ગુણોની અનન્તતા માની છે. પણ કાંઈ શંકરાચાર્ય મહારાજની પેઠે ભલાબૂરા બધા ગુણોની માની નથી.

એ પ્રમાણે પૂર્વોત્તર સંગતિ જોવાથી આ સૂત્રમાં સર્વ ધર્મનો અર્થ ઈશ્વર સંબધી ધર્મનો છે પણ કાંઇ ઉપાદાન કારણ માનીને માયિક ધર્મનો અર્થ નથી. જેમકે સ્વામિશ્રી શંકરાચાર્ય્યજીએ "महामायञ्च ब्रह्म" એમ લખીને બ્રહ્મને જગતનું અભિન્નનિમિ- ત્તોપાદાન કારણ માનવા માટે પોતે માયાવાદની માયા ફેલાવી છે. ૩૭

## इतिवेदान्तार्य्यभाष्ये द्वितीयाध्यायस्य प्रथमः पादः समाप्तः

॥ ओ३म् ॥

# ॥ अथवेदान्तार्य्यभाष्ये द्वितीयाध्यायस्य द्वितीयः पादः प्रारभ्यते ॥



સંગતિ — આ પાદમાં કેવલ તર્કદ્વારા વેદવિરોધી મતોનું ખંડન કર્યું છે. સ્વામિશ્રી શંકરાચાર્ય્ય, સ્વામિશ્રી રામાનુજાચાર્ય્ય અને મધ્વાદિ સર્વ આચાર્યોએ આ પાદમાં સાંખ્ય વૈશેષિકાદિ શાસ્ત્રોનું ખંડન મોટા બલપૂર્વક કર્યું છે. પરંતુ એવો ભાવ આ પાદનો બીલકુલ માલુમ પડતો નથી. જે સમયમાં તે આચાર્યોનાં ભાષ્ય બન્યાં, તે સમયે શાસ્ત્રોનાં પરસ્પર ખંડનનો આવિધિક સમય આવી ગયો હતો; અને તે સમયના પ્રભાવે તે લોકોએ વેદાન્તથી ભિન્ન પાંચ શાસ્ત્રોનું ખંડન કર્યું—કે જે ખંડન વેદાન્ત શાસ્ત્રના આશયથી સર્વથા વિરૂદ્ધ છે. એ વિષયમાં નીચે જણાવ્યા પ્રમાણે યુક્તિયો છે.

૧ વેદાન્ત દર્શનમાં કોઇપણ જગ્યાએ સાંખ્ય વૈશેષિકાદિ શાસ્ત્રોનું નામ લઈને ખંડન કર્યું નથી.

૨ વેદાન્ત સૂત્રોનો આશય પણ પરસ્પર શાસ્ત્રોનાં ખંડનનો જણાતો નથી.

૩ ત્રીજો તર્ક એ છે કે જ્યારે વૈદિક સમયને લઇને ઉપનિષદ્ના સમય પર્યન્ત કોઈ શાસ્ત્રમાં પણ વૈદિક શાસ્ત્રોનું ખંડન નથી તો પછી દર્શનોમાં એ વાત કેવી રીતે હોઇ શકે કે એક બીજાનું ખંડન કરે?

૪ . દર્શન શાસ્ત્ર તે સમયનાં બનેલાં છે કે જે સમયે પરસ્પર દ્વેષનો લેશ માત્ર પ્રવેશ ભારતમાં હતો નહિ

ઉક્ત તર્કોથી એટલું સ્પષ્ટ થાય છે કે શંકરાચાર્ય્યાદિએ એક બીજાની પાછળ ચાલતાં શાસ્ત્રોનું ખંડન કર્યું છે; અને કદાપિ તે-

ઓએ એમાંજ પોતાનું ગૌરવ સમજ્યું હશે કે અન્ય શાસ્ત્રોનું ખંડન કરીને વેદાન્તને સર્વોપરી રાખવુ. જેમકે આજકાલના વેદ વિરોધી કેટલાએક ગ્રંથકારોએ લખ્યું છે કે—

तावद्गर्जन्तिशास्त्राणिजम्बुकाविपिनेयथा ॥ नगर्जतिमहाबाहुर्यावद्वेदान्तकेसरी ॥

બીજાં શાસ્ત્રરૂપી શિયાળ જંગલમાં ત્યાં સુધીજ ગર્જના કરે છે કે જ્યાસુધી વેદાન્ત રૂપી સિંહની ગર્જના ન થાય એ આશયને લઇને તેઓએ શાસ્ત્રોની પ્રતિષ્ઠાની અપેક્ષા નહિ કરી. એ માટે વૈદિક લોકોને એવી રીતે શાસ્ત્રોની પરસ્પર વિરૂદ્ધતા માન્ય થઈ શકતી નથી. અમે આ પાદના યથાર્થ અર્થ, જેવા કે વ્યાસ સૂત્રોથી પ્રતીત થાય તેવા, કરીએ છઇએ. જેથી સ્પષ્ટ થશે કે વ્યાસજીનો આશય કદાપિ અન્ય શાસ્ત્રના ખંડનનો નહિજ હતો. જોકે આ અંશમાં 'લકીરના ફકીર' પુરૂષો એમ કહેશે કે પૂર્વાચાર્યોથી વિરૂદ્ધ તમારો અર્થ પ્રમાણ નથી, તથાપિ અમે તે લોકોના કથનની અપેક્ષા ન કરતાં મહર્ષિ વ્યાસજીના આશયને છુપાવી શકીશું નહિ; તેમજ વૈદિક ભાવને દબાવી શકીશું નહિ. જે વૈદિક સમયથી લઇને શાસ્ત્રોના સમય સુધી એકરસ ચાલુ આવ્યુ છે કે શાસ્ત્રોનો પરસ્પર વિરોધ નથી. શાસ્ત્રો પરસ્પર વિરૂદ્ધ છે એ ભાવ ફકત પૌરાણિક સમયનો પ્રભાવ છે. અધિક આ વિષયમાં લખીવા બેસીએ તો સ્વતન્ત્ર એક ગ્રંથ બની જાય તેમ છે માટે સારરૂપ એટલુંજ લખીશું કે "रचनानुपपत्तेश्चानुमानम्" ઈત્યાદિ સૂત્રોથી સ્પષ્ટ થશે કે એ સૂત્રોમાં સાંખ્ય આદિ શાસ્ત્રનું ખંડન છે, કે નથી.

१ રચનાનુપપત્ત્ય ધિકરણ.

## रचनानुपपत्ते श्चानुमाम् ॥१ ॥

पद०—रचनानुपपत्तेः ॥ च ॥ अनुमानम् ॥

અર્થ —રચનાની અનુપપત્તિ અર્થાત્ સિદ્ધિ ન થઇ શકવાથી અનુમાનથી સિદ્ધ જે જડ દ્રવ્ય છે તે જગતનું નિમિત્ત કારણ થઇ શકતું નથી.

પ્રથમ પૂર્વ પક્ષ એવી રીતે થઇ શકતો હતો કે-જડ પ્રકૃતિથીજ સર્વ સંસાર ઉત્પન્ન થઈ શકે છે, તે પ્રકૃતિમાંજ નાના પ્રકારનો સ્વભાવ છે જેથી સર્વ પ્રકારની રચનાઓ થઇ શકે છે. તો પછી પ્રકૃતિથી ભિન્ન ઈશ્વરને નિમિત્ત કારણ માનવાની શી આવશ્યકતા? એવી રીતે અનીશ્વરવાદીનો પૂર્વપક્ષ હતો. જેનો ઉત્તર સૂત્રકાર એ પ્રમાણે આપે છે કે-આ જે નાના પ્રકારની રચના સંસારમાં જણાય છે, એ રચનાનો કર્તા પ્રકૃતિ થઇ શકે નહિ, કેમકે તે જડ છે; માટે તેમાં રચના કરવાનું જ્ઞાન નથી. આવી રીતે આ સૂત્રથી ચાર્વાક મત કે જે ચાર ભૂતોથી અન્ય કોઈપણ વસ્તુને જગત્‌ના કર્તા માનતો નથી. તેનું ખંડન થઇ શકે છે. સ્વામિ શંકરાચાર્યજી આ સૂત્રનો એવો અર્થ કરે છે કે "રચના ન બનવાથી જે સાંખ્ય શાસ્ત્રની માનેલ પ્રધાન (પ્રકૃતિ) છે તે જગત્‌ની કર્તા નથી. એજ અભિપ્રાય સ્વામિરામાનુજાચાર્યજી આદિએ લીધો છે. પરતુ એવો આશય સૂત્રથી નીકળતો નથી. ૧

## प्रवृत्तेश्च ॥ २ ॥

पद०—प्रवृत्तेः ॥ च ॥

અર્થ—કોઈ કાર્યને માટે ઉદ્યત થવાની ક્રિયાનું નામ પ્રવૃત્તિ કહેવાય છે તે પ્રવૃત્તિ કેવલ જડ દ્રવ્યમાં જણાતી નથી. એટલા માટે ક્ષિતિ, અપ, તેજ, મરૂત, એ ચારે ભૂત જગત્‌નાં નિમિત્ત કારણ થઇ શકતા નથી. એ માટે પણ ચાર્વાક મત ઠીક નથી સ્વા૦ શં૦ ચા૦ એ સૂત્રનો એવો અર્થ કરે છે કે "સાંખ્યવાળાએ જે ત્રણ ગુણોની સામ્યાવસ્થા પ્રકૃતિ માની છે તેની પ્રવૃત્તિ ચેતનવિના થઈ શકતી નથી એ માટે સાંખ્યમત ઠીક નથી." આ સૂત્રમાં એવી રીતે ઉત્તર છે કે જેમાં સાંખ્યનાં ખંડનનો હેતુ બીલકુલ જણાતો નથી, માટે શાંકરમત સૂત્રાનુ સાર નથી. ૨

## पयोम्बुवच्चेत्तत्रापि ॥ ३ ॥

पद०—पयोऽम्बुवत् ॥ चेत् ॥ तत्र ॥ अपि ॥

અર્થ—જો તમે દૂધ અને પાણીનું દૃષ્ટાંત આપીને કહેશો કે જેમ બચ્ચાંનાં નિમિત્તે દૂધ સ્તનમાંથી સ્વય પ્રવૃત્તિથી બહાર આવી

જાય છે તેમજ નીચાં સ્થાનોમાં જડ પાણી ચાલ્યું જાય છે. એ પ્રકારે પૃથિવ્યાદિ જડ દ્રવ્યથીજ પ્રવૃત્તિ સિદ્ધ થઇ જશે તો પછી જડ દ્રવ્યથી ભિન્ન ઇશ્વર માનવાની શી આવશ્યકતા? એ પૂર્વપક્ષનો ઉત્તર આ સૂત્રમાં એવી રીતે છે કે જો તમે એમ પ્રવૃત્તિ માનશો તો તે ઠેકાણે પણ ચેતનને આધીનજ પ્રવૃત્તિ છે. કેમકે દૂધના ઝરણપક્ષમાં ગાય અને તેનો વત્સ બને ચેતન છે માટે તેના વ્યાપારથી પ્રવૃત્તિ થાય છે અને નીચેના સ્થાનોમાં પાણીનું ચાલ્યા જવું એ તો નિયમજ છે જોકે તે નિયમ પણ નિયન્તા વિના બનતો નથી. એ માટે એમ સિદ્ધ થાય છે કે ચેતનવિના જડ દ્રવ્યમાં પ્રવૃત્તિ થઇ શકતિ નથી. શંકર મતમાં તો ઉક્ત સૂત્રમાં પણ સાંખ્યનુજ ખડન કર્યું છે. ૩

## व्यतिरेकानवस्थितेश्चानपेक्षत्वात् ॥ ४ ॥

पद०—व्यतिरेकानवस्थितेः ॥ च ॥ अनपेक्षत्वात् ॥

અર્થ—અભાવની અનવસ્થિતિ ન થઇ શકવાથી આ અનીશ્વર વાદ ઠીક નથી, કેમકે જ્યારે આ જડ દ્રવ્યના સ્વભાવથીજ સૃષ્ટિ ઉત્પન્ન થશે તો પછી કોઇપણ સમયે તેનો અભાવ થશેજ નહિ. કેમકે કોઇ બીજા પદાર્થની અપેક્ષાવાળાં જડ દ્રવ્યને ચાર્વાક લોક માનતા નથી અને અમારા ઇશ્વરવાદીઓના પક્ષમાં તો જે ન્યાયકારી ઇશ્વર છે તે પૂર્વ કર્મોની અપેક્ષાથી સૃષ્ટિ બનાવે છે અને તેજ કારણથી કર્મોના ભોગ ભોગવી ચુકવાથી સૃષ્ટિ લય થઇ જાય છે. સાર એવો નિકળ્યો કે સ્વભાવિક સૃષ્ટિ વાદીઓના મતમાં જડ દ્રવ્ય કોઇ અન્ય પદાર્થની અપેક્ષા રાખતા નથી માટે સદૈવ સૃષ્ટિ રેહેવી જોઇએ; પણ તેમ રેહેતી નથી માટે ચાર્વાક મત ઠીક નથી. ૪

## अन्यत्राभावाच्च न तृणादिवत् ॥ ५ ॥

पद०—अन्यत्राभावात् ॥ च ॥ न ॥ तृणादिवत् ॥

અર્થ—આ સૂત્રમાં અનીશ્વરવાદિ મતના તરફથી એવો પ્રશ્ન થાય છે કે-જેવી રીતે ગાયોને જે ઘાસ આદિ ખવાડીએ છીએ તે

તેનામાં જઇને તેના સ્વભાવની વિચિત્રતાથીજ ત્યાં દૂધ બની જાય છે. એ પ્રકારે આ જડ પદાર્થોના સ્વભાવની વિચિત્રતાથીજ જીવોના ઉંચનીચાદિ ભાવોનો ભેદ બની શકશે ? અને એજ સ્વભાવની વિચિત્રતાથીજ સૃષ્ટિનો પ્રલય પણ થશે ? તો પછી ચેતનકર્તાની શી આવશ્યકતા ? એનો સૂત્રકાર એવો જવાબ આપે છે કે-ગૌઆદિમાંજ એવો નીયમ છે તેથી, તથા (अन्यत्राभावात्) બળદ આદિમાં તેવો નિયમ નથી તેથી જણાય છે કે એ નિયમ કોઇ નિયંતાને આધીન છે, પણ સ્વભાવ સિદ્ધ નથી; અને એ માટે તૃણ આદિનું દૃષ્ટાંત પણ ઠીક નથી. કેમકે ઇશ્વરના નિયમથી તૃણઆદિ અમુક સ્થાને દૂધઆદિ પરિણામ પામે છે.

## अभ्युपगमेप्यर्थाभावात् ॥ ६ ॥

पद०—अभ्युपगमे ॥ अपि ॥ अर्थाभावात् ॥

અર્થ—જોકે માની પણ લઇયે કે જડ દ્રવ્યજ સંસાર રચી લે છે, તોપણ તેનું પ્રયોજન ન બનવાથી એ મન્તવ્ય ઠીક નથી. અર્થાત્ આ જે જગતમાં નાના પ્રકારનાં પ્રયોજન જણાય છે, જેમકે સંસારમાં શબ્દ હતો માટે તેનાં ગ્રાહક શ્રોત્ર (કાન) આપ્યાં, સ્પર્શ હતો માટે તેની ગ્રાહકત્વચા ઇન્દ્રિય આપી, રૂપ હતું માટે તેનાં ગ્રાહક ચક્ષુ આપ્યાં, રસને માટે જીહ્વા આપી, એમજ ગંધ ગુણને માટે ઘ્રાણ ઇન્દ્રિય આપી, ઇત્યાદિ પ્રયોજન ચેતન કર્ત્તાવિના બની શકતું નથી. એ સૂત્રને પણ સ્વામિ શંકરાચાર્યજીએ સાંખ્ય શાસ્ત્રની માનેલી પ્રકૃતિના ખંડનમાં લગાવ્યું છે. અને વળી તેમાં યુક્તિ એ આપી છે કે "પ્રધાનનું (પ્રકૃતિનું) સૃષ્ટિ રચવામાં કાંઇપણ પ્રયોજન જણાતું નથી. જો મુક્તિ પ્રયોજન કહો તો મુક્તિ તો પ્રથમથીજ પ્રાપ્ત હતીજ કે જ્યારે સૃષ્ટિ પણ બની નહિ હતી." વાહવાહ શું ફિલૉસોફી ! વિચાર કરીને જો જોઇયે તો આ તર્ક તો ઉલટો શંકર મતનેજ કાપે છે !!! પણ સ્વાર્થ આગળ સિંહાવલોકનની શી જરૂર ? કેમકે શંકરમતમાં સૃષ્ટિ રચનાથી પ્રથમ જીવ બ્રહ્મરૂપે મુક્ત હતો તો પછી મુક્તિનું પ્રયોજન તો બની શકતુંજ નથી. જો એમ કહે

કે ભોગને માટે સૃષ્ટિ રચી, તો ભોગનું પ્રયોજન એ માટે બની શકતું નથી કે-પૂર્ણ બ્રહ્મમાં ભોગની શું અપૂર્ણતા હતી? અને સાંખ્ય મતમાં તો તે દોષ એટલા માટે આવતો નથી કે સાંખ્યશાસ્ત્ર પૂર્વ જન્મને માને છે, અને તેમાં ત્રિવિધ દુઃખની અત્યન્ત નિવૃત્તિને પુરૂષાર્થ માન્યો છે. તો પછી કેમ કહી શકાય કે સાંખ્ય મતમાં સૃષ્ટિ રચનાનું કાંઇ પ્રયોજન નથી? જો એમ કહે કે-પૂર્વકર્મ ક્યાંથી આવ્યાં કે જેની અપેક્ષાથી આ સૃષ્ટિ રચી? તો ઉત્તર એ છે કે એ પ્રવાહ અનાદિ છે, માટે પૂર્વ કર્મપર પ્રશ્ન થઈ શકતો નથી. ६

## पुरुषाश्मवदितिचेत्तथापि ॥

पद० परुषाश्मवत् ॥ इति ॥ चेत् ॥ तथापि ॥

અર્થ—જો એમ કહો કે અંધ પુરૂષ કે જે રૂપાદિ જ્ઞાનશક્તિ રહિત છે તે બીજા પુરૂષને મેળવીને પોતાનું કામ (પ્રયોજન) સિદ્ધ કરી લે છે, એ પ્રકારે પૃથિવ્યાદિ ભૂત ચતુષ્ટય પણ દેહકાલાદિ નિમત્તોને લઇને સૃષ્ટિ રચના કરી લેશે? અને જેમ ચુંબક 'પત્થર પોતાની સ્વાભાવિક શક્તિથી લોખંડને ખેંચી લે છે, એજ પ્રકારે આ જડ દ્રવ્ય સૃષ્ટિને બનાવી લેશે? એનો ઉત્તર આ સૂત્રમાં છે કે "पुरुषाश्मवत्" એટલે કે પુરૂષ અને પત્થરની સમાન પણ તમે જડ દ્રવ્યમાં જગત્ રચવાની ક્રિયા કથન કરી શકશો નહિ. કેમકે અંધ પુરૂષને પણ કોઇ રસ્તો બતાવનાર-જ્ઞાની મળે નહિ ત્યાંસુધી પોતાનાં પ્રયોજનને સિદ્ધ કરી શકશે નહિ. એ પ્રમાણે ચુંબકનો પણ જ્યાંસુધી લોઢાં સાથે સંબંધ થાય. નહિ, ત્યાં સુધી તે પોતાનું કામ કરી શકશે નહિ.

એ પ્રકારે જ્યાંસુધી તમારાં જડ દ્રવ્યનો કોઈ ચેતન પુરૂષની સાથે સંબંધ ન થાય, ત્યાં સુધી તે સ્વયં સૃષ્ટિ નહિ બનાવી શકે. એજ વાતને નીચેના સૂત્રમાં સ્પષ્ટ કરે છે. ७

## अङ्गित्वानुपपत्तेश्च ॥ ८ ॥

पद०—अङ्गित्वानुपपत्तेः ॥ च ॥

અર્થ —(अंगित्व) અર્થાત્ એ જડ દ્રવ્યને કોઈ ચેતન પદાર્થનો સંબંધ ન હોવાથી સૃષ્ટિ રચના કરી શકે નહિ. ૮

## अन्यथाऽनुमितौचज्ञशक्तिवियोगात् ॥ ९ ॥

पद०—अन्यथा ॥ अनुमितौ ॥ च ॥ ज्ञशक्तिवियोगात् ॥

અર્થ — અન્ય પ્રકારથી અનુમાન કરવાથી પણ નાસ્તિકોનું કામ ચાલી શકતું નથી; અર્થાત્ જો નાસ્તિકો એમ માને કે "આ જડ દ્રવ્યમાં અમે એક પ્રકારની શક્તિ માનીશું કે જેમાં સૃષ્ટિ રચનાદિ પ્રયોજન સર્વ સિદ્ધ થશે." તો એનો ઉત્તર એટલોજ કે ચેતનશક્તિના વિયોગથી અર્થાત્ તમારા મતમાં તે શક્તિ સંબંધી ચેતન ન હોવાથી તમારો મત ઠીક નથી. ૯

## विप्रतिषेधाच्चासमंञ्जसम् ॥ १० ॥

पद०—विप्रतिषेधात् ॥ च ॥ असमञ्जसम् ॥

અર્થ — પરસ્પર વિરોધ હોવાથી તમારો મત ઠીક નથી અર્થાત્ અનીશ્વરવાદિ નાસ્તિક લોકોના મતમાં પરસ્પર વિરૂદ્ધ વાતો જણાય છે. કોઈ કહે છે કે સમયના પ્રભાવથી સૃષ્ટિ રચના થાય છે, માટે સમયજ તેમાં કારણ છે. કોઈ કહે છે કે જડ દ્રવ્ય અગ્નિ, પૃથિવ, જલ, વાયુ, એ ચાર ભૂતજ સૃષ્ટિનાં કારણો છે. કોઈ કહે છે કે ઉક્ત ભૂતોની શક્તિ સૃષ્ટિ રચવામાં કારણ છે. કોઇ કહે છે કે આ માયા અનિર્વચનીય છે, (જેનું અમે કથન કરી શકતા નથી) તેનાથી સૃષ્ટિ થાય છે. ઈત્યાદિ પરસ્પર વિરૂદ્ધ નાના પ્રકારની કલ્પના ઓથી પણ નાસ્તિકોના મત ઠીક નથી. "रचनानुपपत्तेश्च" એ સૂત્રથી લઈને તે "विप्रतिषेधाच्चासमञ्जसम्" એ સૂત્ર પર્યંત સ્વામીશંકરા-

ચાર્યજીએ એ દશે સૂત્રોને સાંખ્યશાસ્ત્રના ખંડનમાં લગાવ્યા છે ગ્રંથ વિસ્તારના ભયથી ઉક્ત સર્વ સૂત્રોપર સ્વામી શંકરાચાર્યજીના ભાષ્યનો આશય બતાવી શકાયો નથી; અને આ સૂત્રનો સ્વામીશંકરાચાર્યજી એવો અર્થ કરે છે કે " કોઇ ઠેકાણે સાંખ્યવાળા લોકો સાત ઇન્દ્રિયોને માને છે બુદ્ધિ, પાંચ કર્મેન્દ્રિય અને સાતમું મન અને કોઇ જગ્યાએ ત્રણ અંતઃકરણ જેમકે બુદ્ધિ, અહંકાર અને મન અને કોઇ જગ્યાએ બુદ્ધિનેજ ઇન્દ્રિય માને છે એ પ્રકારે સાંખ્યોનું દર્શન પરસ્પર વિરૂદ્ધ છે માટે તે ઠીક નથી "

હવે એમાં પહેલી વાત તો એ છે કે પૂર્વોક્ત ઇન્દ્રિયોની સંખ્યામાં જે વિરોધ નિરૂપણ કર્યો તે સાંખ્યશાસ્ત્રમાં નથી, અને અન્ય આધુનિક ગ્રંથોમાં હોય તો તેના ઉત્તર દાતા અમે નથી, કેમકે આધુનિક ગ્રંથોના પરસ્પર વિરોધથી કાંઇ સાંખ્યશાસ્ત્રનું ખંડન થઇ શકતું નથી. અને જો એવીજ રીતના વિરોધો લેવાતા હોય તો સ્વામી શંકરાચાર્યના મતમાં તો સેંકડો વિરોધો છે જેમકે કોઇ ઠેકાણે તો અંતઃકરણાવચ્છિન્ન જીવ છે, કોઇ ઠેકાણે આભાસ જીવ છે, કોઇ ઠેકાણે એક જીવવાદ છે, કોઇ ઠેકાણે નાના જીવવાદ છે કોઇ ઠેકાણે જીવ બ્રહ્મનો અંશ છે, કોઇ ઠેકાણે જીવ બ્રહ્મસ્વરૂપથી પ્રવેશિત થએલો છે, કોઇ ઠેકાણે જીવ અવિદ્યાથી બન્યો છે, અને કોઇ ઠેકાણે " अनेन जीवेनात्मनानु प्रविश्य नामरूपे व्याकरवाणि ' ઇત્યાદિ વચનોથી જીવને અનાદિ સિદ્ધ કર્યો છે. ક્યાં સુધી ટાંકી બતાવિયે ! કોઇ અનેક વિરોધો છે. તો શું એવા ભેદોથી માયાવાદિનું વેદાન્ત અસમંજસ નથી ?

કદાચિત્ એમ કહો કે તમારા મનમાં પણ "ईक्षतेर्नाशब्दम्" ब्र० सू० १ ॥ १ ॥ ५ ॥ "एतेनयोग प्रत्युक्त " ब्र० सू० २ ॥ १ ॥ ३ ॥ ઇત્યાદિ સૂત્રોમાં નાસ્તિક મતનું ખંડન કર્યું છે તો પાછું આ ઠેકાણે ખંડનરૂપી પિષ્ટપેષણ કરવાની શી જરૂર ? તો એનો ઉત્તર એ છે કે "ईक्षतेर्नाशब्दम्" ઇત્યાદિ સૂત્રોમાં તેઓના મતને શાસ્ત્રથી વિરૂદ્ધ બતાવ્યા હતા પણ તે સૂત્રોમાં વિશેષ તર્કોથી ઉક્ત મતોનું ખંડન કર્યું નહિ હતું. એ માટે આ ઠેકાણે તર્કપાદમાં વિશેષ તર્કોથી ખંડન કર્યું છે, માટે પુનરૂક્તિ દોષ નથી ૧૦

२ મહદ્દીર્વાધિકરણ

## महद्दीर्घवद्वा ह्रस्वपरिमण्डलाभ्याम्॥ ११॥

पद०—महत् ॥ दीर्घवत् ॥ वा ॥ ह्रस्वपरिमण्डलाभ्याम् ॥

અર્થ - પૂર્વ પક્ષ એવી રીતે હતો કે નિરવયવ પરમાણુઓથી સાવયવ જગત્ કેમ બન્યુ ? એનો ઉત્તર મહર્ષિ વ્યાસે આ સૂત્રમા આપ્યો છે કે જેવી રીતે પરમાણુઓનુ પરિમાણ છે તેનાથી તેના કાર્ય દ્વયણુકમા વિલક્ષણ હ્રસ્વપરિમાણ ઉત્પન્ન થાય છે એ પ્રમાણે દ્વયણુકના હ્રસ્વપરિમાણથી તેના કાર્ય ત્ર્યણુક પરિમાણમા દીર્ઘ અને મહત્પરિમાણ થાય છે એજ પ્રમાણે નિરવયવ પરમાણુ સમુદાયથી પોતાના કાર્યરૂપ દ્રવ્યોમા પોતાના કારણરૂપ પરિમાણથી વિલક્ષણ મહત્પરિમાણ ઉત્પન્ન થઇ જાય છે અર્થાત્ નિરવયવ પરમાણુપુજથી મહત્પરિમાણની ઉત્પત્તિ થઇ જાય છે, તેમા કાઇ દોષ આવતો નથી કાર્ય કારણની વિલક્ષણ ઉત્પત્તિમા સૂત્રકારે એ પ્રમાણે યુક્તિ સૂચવી છે સ્વામીશંકરાચાર્યજી ઉક્ત સૂત્રથી લઇને "अपरिग्रहाच्चात्यन्तमनपेक्षा" ब्र० सू० २ ॥ २ ॥ १७ સુધી વૈશેષિક શાસ્ત્રના પરમાણુવાદનુ ખડન કરે છે શ્રીમાન્ આચાર્ય એ સૂત્રોને એવી રીતે લગાવે છે કે—જે પ્રકારે હ્રસ્વ અને પરિમડલ પરિમાણથી વિષમ પરિમાણ ઉત્પન્ન થઇ જાય છે, એ પ્રકારે નિરાકાર બ્રહ્મથી આ સાકાર જગત્ થઇ જાય છે આ ઠેકાણે ઉક્ત સ્વામીજીએ વૈશેષિકનુ ખડન કયુ છે તે એવુ નિર્મૂલ છે કે જેવી રીતે સાખ્યશાસ્ત્રનુ ખડન નિર્મૂલ હતુ અને જો હ્રસ્વ અને પરિમડલ પરિમાણના દૃષ્ટાતથી એ વાત માની પણ લઇએ કે 'વિલક્ષણોમા પણ કાર્ય કારણ ભાવ થઇ જાય છે,' તોપણ બ્રહ્મને ઉપાદાન કારણ થવાનુ કથન આ ઠેકાણે બીલકુલ જણાતુ નથી કેમકે આ પાદ ઉપાદાન કારણની સિદ્ધિને માટે પ્રવૃત્ત નથી, કિંતુ "रचनानुपपत्तेश्च" એ સૂત્રથી લઇને નિમિત્ત કારણને વર્ણવે છે-કે જે નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ કૂટસ્થ નિત્ય છે-તોપછી તેનુ ઉપાદાન કારણથી સૂત્રકાર કેમ વર્ણન કરી શકે ?

બીજો તર્ક એ પણ છે કે "पयोम्बुवच्चेत्तत्रापि" ब्र० सू० २॥ ૨॥ ૪॥ એ સૂત્રમાં સ્વામીશંકરાચાર્યજીએ દૂધ અને જલના પ્રેરક પરમેશ્વર જુદા માન્યા છે! તો પછી આ ઠેકાણે વૈશેષિક શાસ્ત્રે માનેલાં પરમાણુરૂપ ઉપાદાન કારણનું ખંડન કરીને તે પરમેશ્વરને આ જડ જગતના અભિન્નનિમિત્તોપાદાન કારણ કેવી રીતે સિદ્ધ કરી શકે છે!! અને જો આ સૂત્રનો અર્થ શંકરમત પ્રમાણે માનીએ તો પણ હમારા વિચારમાં પરમાણુઓનું ખંડન એ સૂત્રથી જણાતું નથી; કેમકે તે અર્થમાં પણ એમ તો સ્વીકારવુ પડે છે કે "હ્રસ્વ પરિમાણવાળાં દ્વયણુકથી મહદ્દીર્ઘ પરિમાણવાળું ત્ર્યણુક થાય છે અને પરિમંડલ પરિમાણવાળાં પરમાણુઓથી હ્રસ્વપરિમાણવાળાં દ્વયણુક થાય છે. એ પ્રકારે ચેતન બ્રહ્મ માયાવિશિષ્ટ થઇને જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ થઇ જાય છે.' એ પ્રમાણે માયાવાદીઓનો અર્થ છે; પણ એ પૂર્વ પક્ષી સૂત્ર છે અને ઉત્તર સૂત્રમાં એવી રીતે એ અર્થનું ખંડન થાય છે. ૧૧

ઉ પરમાણુ જગદ કારણાધિકરણ

## उभयथापि न कर्मास्तस्तदभावः ॥१२

पद०—उभयथा ॥अपि ॥ न ॥ कर्म ॥ अतः ॥ तदभावः॥

અર્થ—બન્ને પ્રકારથી પણ તેમાં કર્મ થઇ શકતું નથી, માટે બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ થઇ શકે નહિ.

આ સૂત્રવડે પૂર્વ પક્ષનું એવી રીતે ખંડન કર્યું છે કે માયાવાદીઓના મતમાં બ્રહ્મ નિષ્ક્રિય છે, એ માટે તેમાં કર્મ (ક્રિયા) થઇ શકે નહિ. અને માયા જડ છે તેથી તેમાં પણ કર્મનો સંભવ નથી. અને એજ પાદના ત્રીજા સૂત્રનાં ભાષ્યમાં સ્વામી શંકરાચાર્યજી એવું માની ચુક્યા છે કે "જડ દ્રવ્ય ચેતનવિના કાંઇ કર્મ કરી શકતું નથી." એથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે તે ચેતન બ્રહ્મ આ સર્વ જડ જગતથી પૃથક છે. તો પછી બ્રહ્મ અભિન્નનિમિત્તોપાદાન કારણ અર્થાત્ પોતેજ કર્ત્તા અને પોતેજ કાર્ય જડ ચેતનરૂપ સવ માની ગયા, એમ આ ઠેકાણે ઉપાદાન કારણ બ્રહ્મને માની શકાય

નહિ. એથી એવું સિદ્ધ થાય છે કે માયા ઉપાધિવાળા બ્રહ્મને ઉપાદાન કારણ માનવાથી બે પ્રકારથી કાર્ય થઈ શકતું નથી. કેમકે માયાવાદીઓના મતમાં બ્રહ્મ નિષ્ક્રિય છે માટે તેમાં કર્મ (ક્રિયા) હોઈ શકતું નથી; અને માયા જડ હોવાથી તેમાં કર્મની સ્વતંત્રતા થઈ શકતી નથી. એ માટે બંને પ્રકારથી માયાવાદીઓના મતમાં કર્મ થઇ શકતું નથી. ૧૨

## समवायाभ्युपगमाच्चसाम्यानवस्थितेः ॥ १३॥

पद०—समवायाभ्युपगमात् ॥च॥ साम्यात् ॥अनवस्थितेः ॥

અર્થ—સમવાય અર્થાત્ માયા અને બ્રહ્મનો સંબંધ માનવાથી બ્રહ્મ જગતનું કારણ થઇ શકે છે, પણ માયા અને બ્રહ્મના સંબંધની સિધ્ધિ ન થઇ શકવાથી બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ નથી. કેમકે માયા અને બ્રહ્મના સમવાય સંબંધમાં વાદીના મતમાં પ્રશ્ન એવો થાય છે કે તે સંબંધ કોણે ઉત્પન્ન કર્યો ? બ્રહ્મ નિષ્ક્રિય છે અને માયા જડ છે ! તેમજ માયાવાદીઓના મતના નિર્ગુણ બ્રહ્મમાં સંબંધની ઇચ્છા થઇ શકતી નથી, અને જડમાં પણ નથી; એથી પણ "साम्यात्" એટલે દોષ પૂર્વની પેઠે બની રહેવાથી બ્રહ્મ ઉપાદાન કારણ થઇ શકે નહિ. ૧૩

## नित्यमेवचभावात् ॥ १४ ॥

पद०—नित्यम् ॥ एव ॥ च ॥ भावात् ॥

અર્થ—અને બીજી વાત એમ છે કે માયા અને બ્રહ્મના સંબંધથી જો સૃષ્ટિ બને તો હમેશાં બની રહેવી જોઇએ; પરંતુ તેમ જણાતું નથી નથી. તેમજ અદ્વૈતવાદી લોક બ્રહ્મ અને માયાનો સંબંધ માનીને બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ બનાવે છે તો પછી બ્રહ્મ અને માયાનો સંબંધ તો હમેશાં રહેશે કેમકે સર્વવ્યાપક બ્રહ્મ છે અને માયા તેને આશ્રિત છે. એ પ્રકારે માયા અને બ્રહ્મનો નિત્ય સંબંધ હોવાથી બ્રહ્મ બિચારો કોઇપણ વખતે માયાથી મુક્ત થવા-

નોજ નહિ. તો પછી સૃષ્ટિનો પ્રલય પણ કેમ થશે? એથી પણ જણાય છે કે બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ થઇ શકતું નથી. ૧૪

## रूपादिमत्वाच्चविपर्ययोदर्शनात् ॥ १५ ॥

पद०—रूपादिमत्वात् ॥ च ॥ विपर्ययः ॥ दर्शनात् ॥

અર્થ—(रूपादिमत्वात्) રૂપાદિવાળું હોવાથી (च) અને (विपर्ययः) ઉલટું (दर्शनात्) દેખાવાથી (પણ બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ નથી). બીજી વાત એ પણ છે કે ઉપાદાન કારણ જે બ્રહ્મ તે રૂપ રહિત છે અને આ સાકાર જગત્ રૂપવાળું છે, એમ ઉલટાપણું દેખાવાથી બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ નહિ થઇ શકે. કેમકે જે કારણમાં ગુણ હોય છે તેજ કાર્યમાં આવે છે. તો પછી નિરાકાર શુદ્ધ ચેતન બ્રહ્મથી આ સાકાર જડ જગત્ કેવી રીતે બન્યું? અને જો એમ શંકા થાય કે બ્ર૦ સૂ૦ ૨ । ૨ । ૧૧ ॥ માં કારણથી કાર્યની વિલક્ષણ ઉત્પત્તિ માનેલી છે; તોપછી એમ કેમ કહી શકાય અરૂપ બ્રહ્મથી રૂપવાન જગત્ કેમ ઉત્પન્ન થાય? એનો ઉત્તર એ છે કે ઉક્ત સૂત્રમાં વિલક્ષણ ઉત્પત્તિથી કાંઈ એવું તાત્પર્ય નથી કે ઉપાદાન કારણના ગુણ તેના કાર્યમાં નહિ આવે; કિંતુ તાત્પર્ય એ છે કે નિરવયવ પરમાણુ પુંજથી સમુદાય વિશેષે કરીને સાવયવ જગત્ બની જાય છે. અર્થાત્ જેમ ઘણી સૂક્ષ્મ વસ્તુઓને એકઠી કરીએ તો એક સ્થુલ વસ્તુ થાય. એ પ્રકારે પરમાણુ પુંજથી સાકાર જગત્ બનવામાં કોઈ પ્રકારે દોષ આવતો નથી. અને માયાવાદીના મતમાં તો રૂપાદિગુણ બ્રહ્મમાં સૂક્ષ્મરૂપથી પણ નથી. તો પછી ઉપાદાન કારણ બ્રહ્મથી કાર્યમાં રૂપાદિ ગુણ ક્યાંથી આવે? એ અભિપ્રાયથી સૂત્રકારે આ પંદરમું સૂત્ર રચ્યું છે. ૧૫

## उभयथाचदोपात् ॥ १६ ॥

पद०—उभयथा ॥ च ॥ दोपात् ॥

અર્થ—(उभयथा) બન્ને પ્રકારથી (च) અને (दोपात्) દોષ આવવાથી. જે અદ્વૈતવાદી લોક બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાન કારણ

એવી રીતે માને છે કે "બ્રહ્મમાં જે માયાનો અંશ છે તે જગતનું ઉપાદાન કારણ છે અને ચેતન બ્રહ્મ નિમિત્ત કારણ છે" તો હવે એમાં પ્રશ્ન એટલોજ થાય છે કે "માયા બ્રહ્મનું સ્વરૂપ છે કે નહિ." જો બ્રહ્મનું સ્વરૂપ હોય તો બ્રહ્મજ ઉપાદાન કારણ થયું અને જો માયા બ્રહ્મનું સ્વરૂપ નથી તો બ્રહ્મથી ભિન્ન માયા ઉપાદાન કારણ થઈ, તો પછી બ્રહ્મ ઉપાદાન કારણ નહિ રહ્યું! હવે તો બ્રહ્મ કેવલ નિમિત્ત કારણજ રહ્યું. એ માટે બન્ને પ્રકારે માયાવાદીઓના મતમાં દોષ આવે છે. ૧૬

## अपरिग्रहाच्चात्यन्तमनपेक्षा ॥ १७ ॥

पद०--अपरिग्रहात् ॥ च ॥ अत्यन्तम् ॥ अनपेक्षा ॥

અર્થ —(अपरिग्रहात्) ગ્રહણ નહિ કરવાથી (च) અને (अत्यन्तम्) અત્યંત (अनपेक्षा) અનાવશ્યક છે. અર્થાત્ માયાવાદીઓના મતમાં માયા જે બ્રહ્મપર પડદો નાંખીને સર્વ સૃષ્ટિનું ભાન કરાવી દે છે, તે મતનું ગ્રહણ કોઇપણ સત્ શાસ્ત્રમાં આવતું નથી; માટે માયોપાધિવાળું બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ થઈ શકે નહિ. એજ આશયને ઉક્ત સૂત્રમાં વર્ણવ્યો છે કે કોઇપણ ઋષિયે માયોપાધિવાળાં બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ માન્યું નથી. એ માટે એ માયાવાદીઓનો સિદ્ધાન્ત જરાપણ ગ્રહણ કરવા લાયક નથી. ૧૭

આટલે સુધી માયાવાદનું ખંડન કરીને હવે બૌદ્ધ ફિલૉસૉફીનું ખંડન કરીએ છીએ. આ ઠેકાણે વાંચક મહાશયે એમ સમજવાનું નથી કે "આ તર્કપાદમાં બૌદ્ધો વિગેરેની ફીલૉસૉફીનું ખંડન કરવાથી એવું જણાય છે કે બુદ્ધ મહારાજ વિગેરે વ્યાસજીથી પ્રથમ થયા હશે!" એનો ઉત્તર એટલોજ છે કે સૂત્રોમાં જડવાદાદિ ફિલૉસૉફીનું ખંડન છે જેને લઇને બુદ્ધ વિગેરે પ્રતિપાદન કરવા ઉઠયા. પણ કાંઇ સૂત્રોમાં તેમનાં નામો નથી, અને ઐતિહાસિક વિચારથી પણ બુદ્ધ દેવ મહાપ વ્યાસજીથી પછી થયા છે. એ માટે અમે જ્યાં જ્યાં બૌદ્ધ વિગેરે ફિલૉસૉફીનુ નામ લીધું છે તેમજ તેમના શિષ્યો

વિગેરેનુ નામ લઇને જ્યા ખડન કર્યુ છે, ત્યા મર્ત ઠેકાણે અમારો આશય તે તે ફીલૉસૉફીના અનુયાયી લોકો સાથે છે. માટે આ ગ્રથમા ચાર્વાક બુદ્ધ વિગેરેના નામોથી એમ ન જાણવુ કે તેઓ વ્યાસજીની પેહેલા થઇ ગયા હશે

૪ સમુદાય પ્રકરણ

## समुदाय उभयहेतुकेऽपितदप्राप्ति । १८।

पद०—समुदाये ॥ उभयहेतुके ॥ अपि ॥ तदप्राप्तिः ॥

અર્થ—આ સૂત્રની પૂર્વ સૂત્ર સાથે સગતિ એવી રીતે છે કે માયાવાદનુ ખડન કર્યા પછી બૌદ્ધોનો મત એટલા માટે ખડન કરીએ છીએ કે માયાવાદીની ફીલૉસૉફી અને બૌદ્ધોની ફિલૉસૉફીના ઘણોજ થોડો ભેદ છે

એ માટે સ્વામીશ્રી રામાનુજાચાર્યજીએ બ્રહ્મ સૂત્ર ૨ ॥ ૨ ॥ ૨૭ ના ભાષ્યમા લખ્યુ છે કે "માયાવાદી, વેદવાદના પડદાથી છુપાયલો બૌદ્ધ છે" અને એ વાતનુ બીજ પણ માયાવાદની ફિલૉસૉફીમા મળી આવે છે જેમકે બૌદ્ધ લોક બાહ્યાર્થને મિથ્યા માને છે એવીજ રીતે માયાવાદીઓ પણ માને છે એ અભિપ્રાયથી સૂત્રકારના આશયવડે ઉક્ત મતોનુ પ્રકરણસગતિથી ખંડન થાય છે બુદ્ધના શિષ્યોના ચાર ભેદ છે ૧ વૈભાષિક, ૨ સૌત્રાન્તિક, ૩ યોગાચાર, ૪ શૂન્યવાદી માધ્યમિક, બુદ્ધના એ ચાર શિષ્યોની બુદ્ધિની અનુસાર બૌદ્ધ મતના ચાર ભેદ છે તેમાથી પ્રથમના બે મતમાં જ્ઞાનાદિ સર્વ પદાર્થ ક્ષણિક છે એ લોકો સસારમા બે પ્રકારનો સમુદાય માને છે, એક તો ભૂમી, જલ, તેજ, વાયુ એ ચાર ભૂતોના પરમાણુરૂપ એ બાહ્ય સમુદાય છે. અને બીજો અતર સમુદાય પાંચ સ્કન્ધનો છે ૧ રૂપ, ૨ વિજ્ઞાન, ૩ વેદના, ૪ સજ્ઞા, ૫ સસ્કાર, એ પાચ સ્કન્ધ કહેવાય છે તેમા વિષયોની સાથે ઇંદ્રિયોનુ નામ રૂપસ્કન્ધ કેહેવાય છે. "અહ અહ" એવી પ્રતીતિવાળુ જે આલય વિજ્ઞાન તે વિજ્ઞાન સ્કધ કહેવાય છે, જેનાથી સુખ દુખનુ જ્ઞાન થાય છે તે વેદના સ્કધ કહેવાય છે, ગાય, અશ્વ, પુરૂષ, હસ્તિ, ઇત્યાદિ જે નામો તે

મજ્ઞાસ્કંધ કહેવાય છે, અને રાગાદિ ધર્માધર્મને સંસ્કાર સ્કન્ધ કહેવાય છે એ ઉપરોક્ત પાચે સ્કંધો અને ચારે ભૂતોના પરમાણુઓ મળીને તેઓના મતમા સૃષ્ટિ પેદા થાય છે એનાથી ભિન્ન કોઈ પણ આત્મા એમના મતમા નથી। એનુ એવી રીતે સૂત્રથી ખંડન થાય છે કે-ઉક્ત બને સમુદાયોથી પણ સંસાર ઉત્પન્ન થઈ શકતો નથી. કેમકે બને સમુદાયો જડ છે અને તેનાથી ભિન્ન બીજી કોઈ બૌધોના મતમા ચેતન શક્તિ નથી એ માટે એ બને સમુદાયથી સૃષ્ટિ ઉત્પન્ન થઇ શકતી નથી

# इतरेतरप्रत्ययत्वादितिचेन्नोत्पत्तिमात्रनिमित्तत्वात्।१९

पद०—इतरेतरप्रत्ययत्वात् ॥ इति ॥ चेत् ॥ न ॥ उत्पत्ति मात्र निमित्तत्वात् ॥

અર્થ—જો એમ કહો કે "અમારા મતમા કોઈ સ્થિર ચેતનકર્તા અથવા ભોક્તા નથી તથાપિ અવિદ્યા સંસ્કાર, વિજ્ઞાન, નામ, રૂપ, સ્પર્શ, વેદના, તૃષ્ણા, જન્મ, જાતી, જરા, મરણ, શોક, પરિદેવના ઇત્યાદિ અવિદ્યા સમુદાય, ઘટીયંત્રની સમાન, અવિદ્યાદિકોથી જન્મ અને જન્મથી અવિદ્યા આદિ, એ પ્રમાણે એક બીજાના હેતુ બની જશે ' એ માટેજ સૂત્રકાર એવી ફિલૉસૉફીનુ ખંડન કરે છે કે ત માગ મતમા અવિદ્યા આદિ એક બીજાના હેતુ એટલા માટે નથી બની શકતા કે તમે દરેક પદાર્થને ક્ષણિક માનો છો જ્યારે સર્વ પદાર્થ ક્ષણિક છે તો પછી અવિદ્યા નિમિત્ત શી રીતે થઇ શકે? "અવિદ્યા બૌદ્ધોના મતમા વિપરીત બુદ્ધિનુ નામ છે,' તેનાથી રાગદ્વેષાદિ ઉત્પન્ન થાય છે, અને તેનાથી વિજ્ઞાન અને વિજ્ઞાનથી સંજ્ઞા અને સંજ્ઞાથી પૃથિવ્યાદિ રૂપવાળા દ્રવ્યો અને તેનાથી ઇંદ્રિય તો એ પ્રકારે ઉત્પત્તિ પણ ત્યારેજ થઇ શકે કે જ્યારે અવિદ્યાને સ્થિર માને અને સ્થિર તો તેમના મતમા કોઇ છેજ નહિ એ માટે ઇતિરેતર પ્રત્યયવાળી વિપરીત બુદ્ધિ, અવિદ્યા સમુદાયનુ નિમિત્ત કારણ થઇ શકે નહિ એ કારણથી પણ ક્ષણિકવાદમા અવિદ્યાદિ કારણ થઇ શકે નહિ ૧૯

## उत्तरोत्पादेचपूर्वनिरोधात् ॥ २० ॥

पद०—उत्तरोत्पादे ॥ च ॥ पूर्वनिरोधात् ॥

અર્થ— ઉત્તર ક્ષણની ઉત્પત્તિ સમય સુધીમાં પૂર્વ ક્ષણ નાશ પામે છે. તો પછી પૂર્વક્ષણવાળો કારણ પદાર્થ ઉત્તરક્ષણવર્તિ કાર્યનું કારણ શી રીતે બની શકે ? નહિજ બની શકે. ૨૦

## असतिप्रतिज्ञोपरोधोयौगपद्यमन्यथा ॥ २१ ॥

पद०—असति ॥ प्रतिज्ञोपरोधः ॥ यौगपद्यं ॥ अन्यथा ॥

અર્થ—જો કારણવિનાજ કાર્યની ઉત્પત્તિ માને તો આ લોક, નેત્ર, પૂર્વજ્ઞાન અને વિષય એ ચારથી જે સુખાદિ ચૈત્તોની ઉત્પત્તિની પ્રતિજ્ઞા કરી છે, તેની સાથે વિરોધ આવશે; અને કાર્ય પર્યન્ત કારણની સ્થિતિ માને તો કાર્ય કારણની એક સમયમાં સ્થિતિ માનવી પડશે, તો ક્ષણિક વાદિયોની ક્ષણિક પ્રતિજ્ઞાનો ભંગ થશે-આટલે સુધી ઉત્પત્તિના વિષયમાં કહ્યું, હવે વિનાશના વિષયમાં કહેવાય છે. ૨૧

## प्रति संख्याऽप्रतिसंख्यानिरोधाप्राप्तिरविच्छेदात् ॥२२

पद०- -प्रतिसंख्याऽप्रतिसंख्यानिरोधाप्राप्तिः ॥ अविच्छेदात्॥

અર્થ—બુદ્ધિપૂર્વક વિનાશનું નામ પ્રતિસંખ્યા નિરોધ કહેવાય છે, જેમકે વિદ્યમાન વસ્તુઓને એમ કહેવું કે તે નથી અર્થાત્ તેનાપરથી ભાવરૂપ બુદ્ધિ ઉઠાવી લેવી; અને એનાથી વિપરીતનું નામ અપ્રતિસંખ્યા નિરોધ કહેવાય છે. અર્થાત્ સન્તાન અને સંતાનવાળાનો જે નાશ તેનું નામ અપ્રતિસંખ્યાનિરોધ કહેવાય છે. આ બંને પ્રકારનો નાશ તેમના મત પ્રમાણે બની શકતો નથી. કેમકે કોઇ વસ્તુનો નિરન્વય (નિમૂલ) વિનાશ થઇ શકતો નથી. અર્થાત્ જ્યારે કોઈ વસ્તુ નાશ પામે છે ત્યારે તેનું રૂપાન્તર થાય છે અને એ વાતને ક્ષણિક વિજ્ઞાન વાદીઓ માની શકતા નથી એ માટે બંને

પ્રકારે વિનાશ એઓના મત પ્રમાણે બની શકતા નથી. કેમકે નિરન્વય વિનાશ કોઈ ઠેકાણે લોકમાં દેખાતો નથી. એ માટે સૂત્રકારે એમ કહ્યું છે કે (प्रतिसंख्या०) 'सन्तमिममसन्तं करोमि" આ વિદ્યમાનને હું અસત્ કરૂં એનું નામ પ્રતિસંખ્યારૂપ નાશ, અને મોગરીઆદિના પ્રહારથી ઘટનો જે નાશ તેનું નામ અપ્રતિસંખ્યારૂપ નાશ કહેવાય છે. એ બંને પ્રકારનો નાશ તેમના મત પ્રમાણે થઇ શકતો નથી. કેમકે સત્ પદાર્થના નિરન્વય નાશનો અવિચ્છેદ જણાયાથી અર્થાત્ કોઇને કોઇ પ્રકારે તે સત્ પદાર્થ રહે છેજ, માટે તેનો સર્વથા નાશ થતો નથી. ૨૨

## उभयथाचदोपात् ॥ २३ ॥

पद०—उभयथा ॥ च ॥ दोपात् ॥

અર્થ — જો તુચ્છથીજ સર્વ પદાર્થોની ઉત્પત્તિ માનીએ અને તેને માટે નિરન્વય નાશ માનીએ, તે પણ ઠીક નહિ. કેમકે પ્રથમ તો તુચ્છ કોઇ પદાર્થજ નથી અને તે છતાં માનિયે કે છે, તો તુચ્છથી ઉત્પન્ન થવાવાળો પદાર્થ તુચ્છરૂપજ હોવો જોઇશે. એ પ્રમાણે બંને પ્રકારે દોષ આવે છે. અર્થાત્ તુચ્છરૂપ કારણ માને તો કાર્ય તુચ્છરૂપ થવું જોઇએ અને સત્ પદાર્થથી ઉત્પત્તિ માને તો નિરન્વય વિનાશ હોવો જોઇએ; એ માટે સૂત્રકારે કહ્યું છે કે "उभयथाचदोपात्" અર્થાત્ બંને પ્રકારે દોષ આવે છે માટે એ મંતવ્ય ઠીક નથી. ૨૩

સંગતિ — આકાશ તો તુચ્છ છે તો પછી કેમ કહી શકાય કે તુચ્છ કોઇ પદાર્થ નથી? ઉત્તર—

## आकाशेचाविशेषात् ॥ २४ ॥

पद०—आकाशे ॥ च ॥ अविशेपात् ॥

અર્થ — આકાશમાં ભાવરૂપની તુલ્યતા જણાયાથી આકાશ તુચ્છ નથી. તે એવી રીતે છે કે શબ્દ આકાશનો ગુણ છે એથી

જણાય છે કે આકાશ ભાવ પદાર્થ છે "आत्मनआकाश सभूत" ઈત્યાદિ શ્રુતિયોથી પણ આકાશ, ભાવવાળો પદાર્થ માલુમ પડે છે એ માટે આકાશ નિરન્વય વિનાશ થવાવાળુ તુચ્છરૂપ નથી ૨૪

## अनुस्मृतेश्च ॥ २५ ॥

पद०—अनुस्मृतेः ॥ च ॥

અર્થ—અનુભવ કરેલા પદાર્થની તે અનુભવ પછી સ્મૃતિ થાય છે માટે એવુ સિદ્ધ થાય છે કે અનુભવ કર્ત્તા ક્ષણિક નથી અન્યથા જેણે અનુભવ કર્યો હતો તે તો નષ્ટ થયો હતો, તો પછી સ્મરણ કોણ કરે છે? કેમકે અનુભવ, સ્મરણ એ એકજ આશ્રયમા હોયછે ૨૫

## नासतोऽदृष्टत्वात् ॥२६ ॥

पद०—न ॥ असतः ॥ दृष्टत्वात् ॥

અર્થ—અસત્ પદાર્થથી કાર્યની ઉત્પત્તિ થતી નથી, કારણકે લોકમા એવુ કયાયે જણાતુ નથી કે અસતથી સત્ની ઉત્પત્તિ થઇ હોય એ માટે અસત્થી સત્ માનવાવાળા અભાવ વાદીઓનો મત ઠીક નથી ૨૬

## उदासीनानामपि चैवंसिद्धिः ॥२७॥

पद०— उदासीनानाम् ॥ अपि ॥ च ॥ एव ॥ सिद्धि ॥

અર્થ—કદાચિત્ અભાવથી ભાવની ઉત્પત્તિ માનીએ તો જે બેઠો કાઇપણ કામ કરતા નથી તેના પણ સર્વ કાર્યો થઇ જવા જોઇયે? અને તે થતા તો નથી!! એથી પણ જણાય છે કે અભાવથી ભાવની ઉત્પત્તિ થઈ શકતી નથી ૨૭

સગતિ—હવે વિજ્ઞાનવાદી બૌદ્ધ યોગાચારનો આશય ઉપન્યિત થાય છે તેમના મતમા વિજ્ઞાન માત્રજ સત્ય છે બીજુ કાઇ સત્ય નથી એનુ ખડન ઉપલબ્ધિ અધિકરણથી થાય છે જેમકે—

૫ અભાવા ધિકરણ.

## नाभाव उपलब्धेः ॥ २८ ॥

पद०— न ॥ अभावः ॥ उपलब्धेः ॥

અર્થ —બહારના પદાર્થોની ઉપલબ્ધિ-પ્રાપ્તિ-જણાયાથી બાહ્ય પદાર્થોનો અભાવ નથી. વિજ્ઞાન વાદીના મતમાં કેવળ વિજ્ઞાન છે, બાકી બહાર કોઈ પદાર્થજ નથી. એ માટે આ સૂત્રથી તેનું એમ ખંડન થાય છે કે જો બહાર કોઈ પદાર્થજ નથી તો પછી તેની ઉપલબ્ધિ ન થવી જોઇએ અને તે તો થાય છે; માટે એમ સિદ્ધ થાય છે કે બહારના પદાર્થ મિથ્યા નથી. ૨૮

સંગતિ—જેમ સ્વપ્નમાં બાહ્ય પદાર્થ કોઇ પણ નથી છતાં પણ વાસનાની વિચિત્રતાથી બહાર દેખાય છે, એમ સ્વપ્ન પદાર્થોની પેઠે જાગ્રત પદાર્થ પણ મિથ્યા છે વાસ્તવિક નથી ! એ પૂર્વપક્ષનું સમાધાન નીચેના સૂત્રથી થાય છે.

## वैधर्म्याच्च नस्वप्नादिवत् ॥ २९ ॥

पद०— वधर्म्यात् ॥ च ॥ न ॥स्वप्नादिवत् ॥

અર્થ —સ્વપ્નાદિ પદાર્થોથી જાગ્રતના પદાર્થમાં વિરૂદ્ધ ધર્મ જણાયાથી જાગ્રતના પદાર્થો સ્વપ્ન પદાર્થોની સમાન મનોરથ માત્ર નથી, એ માટે સૂત્રકારે કહ્યું છે કે (नस्वप्नादिवत्) અર્થાત્ સ્વપ્નાદિકોની સમાન જાગ્રતના પદાર્થો નથી. આ સૂત્રથી માયાવાદનું સ્પષ્ટ ખંડન થયું છે કેમકે તેઓને એ વાતનોજ આશ્રય હતો કે સ્વપ્નની સમાન આ જગતના સર્વ પદાર્થો મિથ્યા છે. એ માટે સ્વામી રામાનુજાચાર્યજીએ પણ એમ લખ્યું છે કે—

"ज्ञानमात्रमेव परमार्थ इति साधयन्तः सर्व लोकोपहासोपकर्णं भव न्तीति वदवाद छद्मच्छन्नबाद्धे निराकरणे निपुणतरं मपाश्रितम्॥ " श्री०भा० अ० सू० २॥ २॥ २८ ॥

અર્થ—જે લોકો જ્ઞાન માત્રનેજ પરમાર્થ સિદ્ધ કરે છે અને સર્વ પદાર્થોને મિથ્યા માને છે તેઓ સર્વ લોકોમાં હાસ્ય પાત્ર થાય છે. તે લોકો-એટલે કે માયાવાદી લોકો-છલનો પડદો લગાવીને વેદ વાદી બને છે, પરંતુ છુપા બૌદ્ધ છે. તેના ખંડનમાં એ વાત સારી રીતે કહી છે કે આ પદાર્થ મિથ્યા નથી કિંતુ અનિત્ય છે. આથી સ્વામી રામાનુજાચાર્યજીએ એટલું સૂચવ્યું કે વિજ્ઞાનવાદી બૌદ્ધ અને સર્વ પદાર્થને મિથ્યા માનવાવાળા માયાવાદીઓ એકજ છે. માટે તેનાં ખંડનમાં પણ આ સૂત્ર સમજી લેવું. ૨૯

સંગતિ—બીજી યુક્તિ એ વિષયમાં એવી અપાય છે કે વિજ્ઞાન વાદીના મતમાં વિજ્ઞાન પણ ત્યારેજ સિદ્ધ થઇ શકે કે જ્યારે બહાર કોઇ પદાર્થ માને. અર્થાત્ કર્ત્તા અને કર્મ વિના કોઇ ઠેકાણે જ્ઞાનની પ્રાપ્તિ જણાતી નથી. સ્વપ્ન જ્ઞાનાદિકોમાં પણ બહારના પદાર્થ વિના જ્ઞાનની ઉપલબ્ધિ થતી નથી, કિંતુ ત્યાં પણ અન્યથા ખ્યાતી ના આશ્રયથી, (અન્યથા ખ્યાતિ તેનું નામ છે કે જેમ છીપ, ઇન્દ્રિયોના દોષથી અન્યથા (વિપરીત) જણાય અર્થાત્ ચાંદી જણાવા લાગે એટલે કે જેની અન્યપ્રકારે પ્રતીતિ થાય તેનું નામ અન્યથા ખ્યાતિ કેહેવાય છે.) બાહ્ય પદાર્થના હોવાથીજ અન્યથા જ્ઞાન થાય છે! માટેજ સૂત્રકાર એ આશય બતાવે છે કે—

## नभावोऽनुपलब्धेः।३०।

पद०— न ॥ भावः ॥अनुपलब्धेः ॥

અર્થ—(नभावः) વિજ્ઞાનનો પણ ભાવ વિજ્ઞાનવાદીના મતમાં થઇ શકતો નથી, કારણકે બાહ્ય પદાર્થની ઉપલબ્ધિ ન હોવાથી અર્થાત્ જ્યારે કોઇ બાહ્ય પદાર્થજ નથી તો પછી જ્ઞાન કોનું થશે ? ૩૦

## क्षणिकत्वाच्च ॥ ३१॥

पद०— क्षणिकत्वात् ॥ च ॥

અર્થ —કદાપિ વાસનાશ્રયથી પરિકલ્પિત જ્ઞાન માનીએ તો તે પણ થઇ શકે નહિ, કારણ તે જ્ઞાન પણ ક્ષણિક હોવાથી તેનો ભાવ થઇ શકતો નથી. ૩૧

સંગતિ—હવે બુદ્ધના ચોથા શિષ્ય શૂન્યવાદી માધ્યમિકના મતના આશયનું ખંડન નીચેના સૂત્રથી થાય છે. શૂન્યવાદી એમ માને છે કે બીજું કાંઇપણ નથી, કેવળ શૂન્યજ શૂન્ય છે અને અભાવ થઇ જવો તેનુંજ નામ મુક્તિ છે, વળી તે કહે છે કે તેજ બુદ્ધનો સિદ્ધાન્ત છે કેમકે કોઈ વસ્તુનો નાશ થયા વિના કોઇ વસ્તુ ઉત્પન્ન થતી નથી, જેમકે બીજના નાશ થવાથી અંકૂર પેદા થાય છે અને મૃત્પિંડાદીકોનો નાશ કરીને ઘટ ઉત્પન્ન થાય છે; એ માટે શૂન્યજ તત્વ છે અને પછી શૂન્યનું શૂન્યજ રહી જાય છે. જન્મ, વિનાશ, સત્ય, એ સર્વ ભ્રાંતિ માત્ર છે. ઉત્તર—

## सर्वथानुपपत्तेश्च ॥ ३२ ॥

पद०— सर्वथा ॥ अनुपपत्तेः ॥ च ॥

અર્થ —સર્વ પ્રકારથી સિદ્ધિ ન થઇ શકવાથી શૂન્ય તત્વ હોઈ શકતુ નથી. શૂન્યની અસિદ્ધિ એવી રીતે છે કે જો સર્વ શૂન્યજ છે તો પછી એ વાત કોણે જાણી કે સર્વ શૂન્યજ છે? અને જો કોઈ શૂન્યને જાણવાવાળો કોઇ શૂન્યથી ભિન્ન છે તો પછી સર્વ શૂન્ય નહિ રહ્યું. એ માટે શૂન્યવાદીઓનો મત સર્વથા અનુપપન્ન છે, માયાવાદીઓના મતની પેઠે આ મત પણ યુક્તિથી સર્વથા શૂન્ય છે. ૩૨

આટલે સુધી સર્વથાનુપપત્ત્યધિકરણ સમાપ્ત થયું.

હવે જૈનોનો મત નિમ્નસૂત્રથી ખંડન થાય છે. તેઓ એમ માને છે કે જીવ અને અજીવ રૂપ બે પ્રકારનું આ જગત્ છે અને એ સર્વ નિરીશ્વર છે-એનો કર્તા કોઇ નથી જીવ, ધર્મ, અધર્મ, પુદ્ગલ, કાલ, આકાશ, એ છ દ્રવ્ય તેમના મતમાં છે. એ છ દ્રવ્યો પર તેઓ સપ્તભંગી નય લગાવે છે. તે સપ્તભંગીનય એ પ્રકારે છેકે-

१ स्यादस्ति—કોઇ રૂપે આ પદાર્થ છે.

२ स्यान्नास्ति—કોઈ રૂપે નથી.

३ स्यादस्ति च नास्ति च—કોઇ રૂપે છે પણ અને નથી પણ.

४ स्यादवक्तव्यम्—કોઇ રૂપે છે પણ કેહેવા યોગ્ય નથી.

५ स्यादस्ति चावक्तव्यम्—કોઇ રૂપે છે અને અવક્તવ્ય છે

६ स्यान्नास्ति चावक्तव्यं च—કોઇ રૂપે નથી પણ અવક્તવ્ય છે.

७ स्यादस्ति नास्ति चावक्तव्यं च—કોઇ રૂપે છે, કોઈ રૂપે નથી અને કોઇ રૂપે કેહેવા યોગ્ય નથી.

સર્વ જગ્યાએ આ સપ્તભંગીનય લગાવીને તે છ પદાર્થોને પરસ્પર વિરૂદ્ધ ભાવાભાવાત્મક સિદ્ધ કરે છે એ આશયનું ખંડન નીચેના સૂત્રથી થાય છે.

૬ એકસ્મિન્ન સંભવાધિકરણ

## नैकस्मिन्नसंभवात् ॥ ३३॥

पद०— न ॥ एकस्मिन् ॥ असंभवात् ॥

અર્થ —એક પદાર્થમાં એ અસ્તિ નાસ્તિરૂપ પરસ્પર વિરૂદ્ધ સપ્તભંગીનય લાગી શકતો નથી.-અસંભવ હોવાથી-કેમકે એક પદાર્થમાં પરસ્પર વિરૂદ્ધ ધર્મ રહી શકતા નથી. જો છે તો નથી એમ કહી ન શકાય, અને જો નથી તો છે એમ નહિ કહી શકાય, આ ઉપરથી જણાય છે કે આ ફીલૉસૉફી પણ કોઇ સમયમાં માયાવાદીઓના અનિર્વચનીયવાદની પેઠે મનોરથ માત્ર માની ગઇ છે. જેમકે માયાવાદીઓના મતમાં અનિર્વચનીય પદાર્થ તે કહી શકાય છે કે જે નિમ્નલિખિત નવ

युक्तिमां न आवी शके. जेमके-(१) सत्य मानवामां ब्रह्मनुं सजातीय थाय. (२) असत्य मानवामां कोई कार्यनुं कारण नहि बने (३) जो सत्य अने असत्य बनेनो समुच्चय माने तो कोईनी बुद्धिमां नहि आवे. (४) आत्माथी भिन्न मानवामां द्वैतदोष. (५) अभिन्न मानवामां मायावादनी हानी (६) बंने मळीने माने तो कोईनी बुद्धिमां नहि आववानो दोष. (७) जो निरवयव माने तो तेमां काइ प्रमाण नथी. (८) जो सावयव माने तो ब्रह्मना सामर्थ्यरूप अनिर्वचनीय मायामां अवयव क्यांथी आव्या? (९) जो निरवयव अने सावयव बने मळीने कहो तो तेने कोइ बुद्धिमान मानी शके नहि ए प्रकारे उक्त युक्तियोना आश्रयमां जे न आवी शके तेने मायावादी लोक अनिर्वचनीय कहे छे अने अनिर्वचनीयवादना आश्रयथी तेओ पोतानी बधी फिलॉसॉफीनुं मंडन करे छे! अस्तु प्रकृत ए छे के ए मिथ्यावादना जेवोज आ जैनोनो सप्तभंगीनय छे.

एनाथी पण एवो मर्म मळी आवे छे के आ आधुनिक वेदान्ति मायावादीओनी फीलॉसॉफी बौद्ध अने जैनोथी लीधेली छे. एम जो न होय तो परस्पर विरुद्ध सप्तभंगीनयनी समान एमनो आ अनिर्वचनीय वाद नहि होत ३३

संगति—हवे तेना अनीश्वरवादनुं निराकरण सूत्रकारना आशयथी ए प्रकारे थाय छे के-

## एवं चात्माकात्स्न्यर्म् ॥ ३४ ॥

पद०— एवं ॥ च ॥ आत्मा ॥ अकात्स्न्यर्म् ॥

अर्थ— पूर्वोक्त प्रकारे जे जैनोए एम मान्युं छे के जीव अने जडरूपी आ संसार छे, ईश्वर कोइ छेज नहि." अने जीवने तेओए ईश्वर पदवी आपी छे. एम मान्याथी जीवात्मानुं सर्व ब्रह्मांडमां व्यापकपणुं होई शकतुं नथी ए माटे परिच्छन्न जीवा-

त्मा ईश्वरनी पदवी कदापि लई शकतो नथी. ए माटे जीव ईश्वर नथी. ३४

संगति—जो एम मानिये के दीपकना प्रकाशनी पेठे सव नियमन करवानी वखते जीवना अवयव त्यां चाल्या जशे. ए माटे अल्प देशी जीव पण सर्व कर्त्ता थई शके छे ? उत्तर—

## नचपर्य्यायादप्य विरोधो विकारादिभ्यः ॥ ३५ ॥

पद०—न ॥ च ॥ पर्य्यायात् ॥ अपि॥ अविरोधः॥ विकारादिभ्यः

अर्थ—पर्यायात् एटले के संकोच विकासरूप अवस्थान्तरनी प्राप्तिथी अल्प देशी जीव सर्व देशी थई शकतो नथी; केमके ए प्रकारे जो जीवना अवयवोनुं आववुं, जवु मानीए, तो जीव विकारी थशे. ए माटे अवयवोना घटवा वधवाथी पण जीव, ईश्वर सिद्ध थई शकतो नथी.

बीजी युक्ति ए छे के मुक्तिमां जे जीवात्मानुं परिणाम छे, ते नित्य छे अने शरीरकालमां जे परिणाम छे ते पण नित्य छे, तेनुं घटवुं वधवुं थई शकतुं नथी; तो पछी ते पोताना कर्मोथी वधीने ईश्वरनी पेठे सर्वव्यापक शी रीते थई शके छे ? एज आशयथी सूत्रकार कहे छे ३५:-

## अन्त्यावस्थिते श्चोभयनित्यत्वादविशेषः । ३६ ।

पद०— अन्त्यावस्थितेः ॥ च ॥ उभयनित्यत्वात ॥ अविशेषः ॥

अर्थ—मुक्तिकालमां जे जीवनी स्थिति छे, अने शरीरकालमां जे जीवनी स्थिति छे ए बंनेनुं एकसरखुं नित्यत्व जणायाथी जीवात्मा घटी वधी शकतो नथी.-ए प्रमाणे जैनोनो निरीश्वरवाद खंडन करीने हवे साकार वादीओना साकारईश्वरवादनुं खंडन सूत्रकार कहे छे ३६




## पत्युरसामञ्जस्यात् । ३७

पद०— पत्युः ॥ असामञ्जस्यात् ॥

અર્થ — સાકાર જગતપતી પરમાત્મા ઠીક ન હોવાથી સાકાર ઈશ્વર જગતનો સ્વામી થઈ શકતો નથી. ઉક્ત સાકારવાદને બીજી યુક્તીથી આગળનાં સૂત્રમાં ખંડન કરે છે ૩૭

## संबन्धानुपपत्ते श्च ।३८।

पद०— सबन्धानुपपत्तेः ॥ च ॥

અર્થ — સાકાર ઈશ્વરનો સંબંધ પણ સર્વ સંસાર સાથે થઇ શકતો નથી. કેમકે તે શરીરધારી હોવાથી એક દેશી થશે. ૩૮

## अधिष्ठानानुपपत्ते श्च ॥ ३९ ॥

पप०— अधिष्ठानानुपपत्तेः ॥ च ॥

અર્થ—આશ્રય પણ તે સાકાર ઈશ્વરનો થઇ શકતો નથી, કારણકે ઇશ્વર જો સાકાર હશે તો તેના આશ્રયને માટે પણ કોઇ સાકાર જોઇએ! અને જ્યારે તેના આશ્રયને માટે પ્રથમથીજ કોઇ વસ્તુ હતી તો પછી તે ઇશ્વર સર્વ કર્તા થઈ શકતો નથી. એજ વિષયમાં સ્વામી શંકરાચાર્યજીએ લખ્યું છે કે—

" सृष्टयुत्तर कालभावित्वाच्छरीरस्यप्राक् सृष्टेस्तदनुपपत्तेः ॥ शांकर भाष्य० अ० सू० २ ॥ २ ॥ ३९ ॥

અર્થ — શરીર ભૂગોળાદિ સૃષ્ટિની પશ્ચાત થઇ શકે છે, સૃષ્ટિથી પેહેલાં કદાપિ થઇ શકે નહિ. એ માટે શરીરધારી પરમેશ્વર પણ સૃષ્ટિની પછીજ હોઈ શકે પ્રથમ નહિ અને જો તે ઇશ્વરને પણ

ઇન્દ્રિયોવાળો માનીને જગતનો કર્તા માનીએ તો તે ઠીક નથી. તેનું વિવેચન આગળનાં સૂત્રમાં કરે છે. ૩૯

## करणवच्चेन्न भोगादिभ्यः ॥ ४० ॥

પદ૦— करणवत् ॥ चेत् ॥ न ॥ भोगादिभ्यः ॥

અર્થ—ઇન્દ્રિયોવાળા પરમાત્મા માની શકાય નહિ કેમકે ઇન્દ્રિયોવાળા હોવાથી તેને પણ સુખ દુઃખના ભોક્તા માનવા પડશે; એ માટે સાકાર ઈશ્વર થઈ શકતા નથી. આ સૂત્રમાં સ્વામી શંકરાચાર્યજી પણ લખે છે કે—

" अथलोकदर्शनानु सारेणेश्वरस्यापि किंचित्करणानामायतनं शरीरं कामेनकल्पेत ॥ एवमपिनोपपद्यने ॥ सशरीरत्वेहिसति संसारी वद् भोगादिप्रसंगात् ईश्वरस्याप्यनीश्वरत्वं प्रसज्येत" ॥ श० भा० ब्र० सू० २ ॥ २ ॥ ३९ ॥

અર્થ—લોક દર્શનાનુસાર ઈશ્વરનું પણ કાંઈક ઇન્દ્રિયોના સાધનવાળું શરીર આપણી ઇચ્છાથી કલ્પના કરીએ તો તે પણ થઈ શકતુ નથી. કારણકે જો શરીરવાન્ ઈશ્વર હોય તો સંસારી અન્ય જીવોની પેઠે તેને પણ સુખ દુઃખાદિ ભોગનો પ્રસંગ આવશે તો ઈશ્વરનામાં અનીશ્વરપણું પણ પ્રાપ્ત થવાનો સંભવ છે. માટે ઈશ્વર સાકાર બની શકે નહિ ૪૦

સંગતિ—તે ઇશ્વર પોતાની સીમાને જાણે છે કે નહિ ? જો જાણે છે તો અંતવાળો થશે ! અને જો નથી જાણતો તો સર્વજ્ઞ કહી શકાય નહિ ! એ આશયથી સૂત્રકાર સાકારવાદનું ખંડન એવી રીતે કરે છે કે—

## अन्तवत्त्वम सर्वज्ञतावा ॥ ४१ ॥

पद०— अन्तवत्त्वम् ॥ असर्वज्ञता ॥ वा ॥

અર્થ —ઈશ્વર પોતાના આકારની સીમા જો જાણે છે તો અંતવાળો થઇ જાય છે અને નહિ જાણે તો સર્વજ્ઞ રહેતો નથી. જો કોઇ નિરાકારવાદીઓના પર એવી શંકા કરે કે “ તમારો સર્વગત વિભુ પરમાત્મા પોતાની સીમા જાણે છે વા નહિ ? જો જાણે છે તો સીમાવાળો થઇ જાય છે ? અને નથી જાણતો તો અજ્ઞાની થયો ? ઉત્તર-એ દોષ નિરાકારવાદીઓના મતમાં નથી આવતો, કારણકે જેવી વસ્તુ હોય છે તેનું તેવું જ્ઞાન હોય છે. પરમાત્મા સીમા રહિત છે માટે તેને પોતાને સીમા રહિતનું જ્ઞાન છે. એ પ્રમાણે નિરાકાર ઇશ્વરવાદમાં કાંઈ દોષ આવતો નથી. ૪૧

સંગતિ —હવે ઉત્પત્યસંભવાધિકરણમાં એવી શંકાનું નિરાકરણ કરવામાં આવે છે કે જેવી રીતે અન્ય પદાર્થોના કર્તા ઈશ્વર છે તેવીજ રીતે ઈશ્વર પદાર્થ હોવાથી ઇશ્વરનો પણ કોઈ કર્ત્તા હોવોજ જોઇયે ? ઉત્તર—

૮ ઉત્પત્ત્ય સંભવાધિકરણ.

## उत्पत्त्य संभवात् ॥४२ ॥

पद०—उत्पत्त्यसंभवात् ॥

અર્થ —ઇશ્વરના જન્મનોજ અસંભવ છે તો પછી તેનો કોઈ કર્ત્તા કેમ થઇ શકે ? અર્થાત્ તેનો કોઇ કર્ત્તા નથી. ૪૨

## नचकर्त्तुः करणम् ॥ ४३ ॥

पद०—न ॥ च ॥ कर्त्तुः ॥ करणम् ॥

અર્થ —અને તે કર્ત્તાનું કારણ કાંઇ થઇ શકે નહિ. જેમકે

"नतस्यकार्य्यं करणञ्चविद्यते नतत्समश्चाभ्य धिकश्चदृश्यते ॥ परास्यशक्तिर्विविधैवश्रूयते स्वाभाविकी ज्ञानवलक्रियाच ॥ श्वे० ६ ॥ ८

ઇત્યાદિ વાકયોમાં વર્ણન કર્યું છે કે તેનો કોઇ કર્ત્તા નથી, કરણ નથી; જ્ઞાન, બલ અને ક્રિયા તે સર્વ સ્વાભાવિક છે. ૪૩

## विज्ञानादिभावे वा तदप्रतिषेधः । ४४।

पद०—विज्ञानादिभावे ॥ वा ॥तदप्रतिषेधः ॥

અર્થ — પરમાત્માનામાં સર્વજ્ઞત્વાદિ વિજ્ઞાનાદિ હોવાથી તેની ઉત્પત્તિના સંભવનો નિષેધ છે. અર્થાત્ જ્યારે તે અનાદિકાલથી છે તોજ સર્વનો જ્ઞાતા થઇ શકે છે, અન્યથા નહિ. ૪૪

## विप्रतिषेधाच्च । ४५ ।

पद०—विप्रतिषेधात् ॥ च ॥

અર્થ —જો ઇશ્વરને સાકાર માનીએ તો પરસ્પર વિરોધ પણ આવે છે. કેમકે સાકાર અને નિરાકાર બે પરસ્પર વિરોધી ધર્મ એક સમયમાં એક વસ્તુમાં રહી શકતા નથી. એ માટે તે પરમાત્મા પરસ્પર વિરૂદ્ધ ધર્માશ્રય થઇ શકતો નથી. અતએવ સર્વદા એકરસ કૂટસ્થ નિત્યજ પરમાત્મા છે. સ્વામી શંકર રામાનુજાદિ આચાર્યોએ આ ઉત્પત્યસંભવાધિકરણને જીવની ઉત્પત્તિના નિષેધમાં લગાવ્યું છે, તે ઠીક નથી. કેમકે જીવની ઉત્પત્તિનો નિષેધ (૨ ॥ ૩॥ ૧૮ માં) આગળ કહેવાયો છે અને જો આ અધિકરણ પણ જીવની ઉત્પત્તિના નિષેધનુંજ હોય તો પુનરૂક્તિ થઇ જાય છે. માટે આ અધિકરણ ઇશ્વરની ઉત્પત્તિનું નિષેધ કર્ત્તા છે. એ પ્રકારે તર્કપાદના તર્કોની સંગતિ કરવાથી એમ સિદ્ધ થાય છે કે તર્કપાદ વૈદિક દર્શનોનું ખંડનકર્ત્તા નથી. કિંતુ અવૈદિક તર્કોનું ખંડન કરે છે. ૪૫

આ તર્કપાદમાં મધ્વાચાર્ય, રામાનુજાચાર્ય્ય, નિંબાર્કાચાર્ય્ય, વલ્લભાચાર્ય્ય એ ચારે આચાર્યોએ સ્વામી શંકરાચાર્ય્યજીનું શરણ લીધું છે. અર્થાત્ ઉક્ત આચાર્યોએ પણ સાંખ્ય વૈશિકાદિનું ખંડન કરીને બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાન કારણજ પોતાનું મંતવ્ય ઠરાવ્યું છે.

આ તર્કપાદ તે સ્થલ છે કે જ્યાં માયાવાદીઓના અત્યન્ત વિરોધીઓ પણ સ્વામી શંકરાચાર્ય્યજીની આગળ શીર ઝુકાવે છે. એવા દુર્ગમ સ્થળમાં જે વૈદિક ગુરૂના તર્ક દંડના અવલંબનથી અમે આ દુર્ઘટ ઘાટીથી પાર ઉતર્યા છીએ અને જે સ્વામિશ્રી દયાનંદજીની કૃપાથી હજારો વર્ષોથી બગડેલ વૈદિક ભાવનો પ્રકાશ કર્યો છે, તેમને વિષે અમારો એવો ભાવ છે કે—

## शार्दुलविक्रीडितम्

धन्यश्श्री गुरुदेवदिव्यमतिना जानातियः सर्वगम् ।
यस्मिन्सत्यशमादि नैगमगुणाः श्रद्धांकुरोमेयतः ॥
यद्बोधाम्बुधिमज्जनेनमहतां तापश्रमोनश्यति ।
सर्वं ज्ञानविवेचकायगुरवेतस्मैसदामेनमः ॥

## स्रग्धरावृत्तम्

शास्त्रीय च्छत्रदण्डो भवभयहरणे ज्ञानपत्रैकदण्डः ।
शत्रूणां चण्डदण्डो निगमविरहिणां धार्मिणां धर्म्मदण्डः ॥
मिथ्या वादाभिधानेऽनृतमतवशिनां खंडने तर्कदण्डः ।
सोऽयंतर्कस्यपादे मुनिकराविपये दण्डिन स्तर्कदण्डः ॥ २ ॥

## इति वेदान्तार्यभाष्ये द्वितीयाध्यायस्य द्वितीयः पादः समाप्तः

# अथवेदान्तार्य्यभाष्ये द्वितीयाध्यायस्य तृतीयः पादः प्रारभ्यते ॥



સંગતિ—પૂર્વપાદમા શ્રૌતાર્થની સાથે જે યુક્તિ વિરોધ આવતો હતો, તેનુ ખડન કર્યુ અર્થાત્ કેવલ તર્કોનુ અવલબન કરીને આ પૂર્વે ગયલા તર્કપાદમા વૈદિક વેદાન્ત મતમાં બીજા મતમતાન્તરો કરતા યુક્તિનુ પ્રાબલ્ય દેખાડયુ. હવે પાછું પ્રસંગ સગતિથી આ પાદમાં શ્રુતિયોનો જે પરસ્પર વિરોધ છે તેનો પરિહાર થાય છે.

૧ વિયદધિકરણ.

## नवियदश्रुतेः ॥१॥

पद० — न ॥ वियत ॥ अश्रुते ॥

અર્થ—આકાશ ઉત્પન્ન થતુ નથી કારણકે તેની ઉત્પત્તિ કોઇ જગ્યાએ સાભળવામાં આવી નથી. એ પૂર્વપક્ષી સૂત્રનો ઉત્તર બીજા સૂત્રમાં આપે છે. ૧

## अस्तितु ॥२॥

पद०— अस्ति ॥ तु ॥

અર્થ—તુ શબ્દ પૂર્વપક્ષને હઠાવે છે આકાશની ઉત્પત્તિ છે. તે ઉપનિષદ્મા કથન કરી છે જેમકે "तस्माद्वाएतस्मादात्मनआकाश सम्भूत ' तै० २ ॥ १ ॥ १ ॥ આ શ્રુતિમા આકાશની ઉત્પત્તિ કથન કરી છે. એનુ આ તૃતીય સૂત્ર ખંડન કરે છે. ૨

## गौण्यसंभवात् ॥३॥

पद०— गौणी ॥ असम्भवात् ॥

અર્થ — આકાશની ઉત્પત્તિ ગૌણી વૃત્તિથી છે. મુખ્ય નથી, અસંભવ હોવાથી. અર્થાત્ આકાશની ઉત્પત્તિનો અસંભવ છે કેમકે તે એવું નિરવયવ દ્રવ્ય છે કે જેનું કોઇ ઉપાદાન કારણ બની શકે નહિ ૩

## शब्दाच्च ॥४॥

पद०— शब्दात् ॥ च ॥

અર્થ — શબ્દ પ્રમાણથી પણ આકાશની ઉત્પત્તિનો નિષેધ જણાય છે. તે શબ્દ પ્રમાણ એવી રીતે છે કે–" वायुश्चान्तरिक्षञ्चैतदमृतम् " बृ० २ ॥ ३ ॥ ३ ॥ વાયુ અને આકાશ એ બંને અમૃત છે. આ વાકયમાં આકાશને અમૃત કહ્યું છે. અને અમૃત તેજ હોઇ શકે કે જેની ઉત્પત્તિ ન થાય. એથી જણાય છે કે આકાશની ઉત્પત્તિ થતી નથી. ૪

સંગતિ—"तस्माद्वा एतस्मादात्मनआकाशः संभूतआकाशाद्वायुःवायोरग्निः" तै० २ ॥ १ ॥ १ ॥ એ વાકયમાં સંભૂત શબ્દનો અર્થ આકાશની ઉત્પત્તિમાં ગૌણ માનેલો છે અને અગ્ન્યાદિની ઉત્પત્તિમાં મુખ્ય માન્યો છે, તો એ કેમ થઇ શકે? એની વ્યવસ્થા સૂત્રકાર પાંચમા સૂત્રથી જણાવે છે.

## स्याच्चैकस्य ब्रह्मशब्दवत् ॥५॥

पद०— स्यात् ॥ च ॥ एकस्य ॥ ब्रह्मशब्दवत ॥

અર્થ —એક સંભૂત શબ્દનો અર્થ પણ એક સ્થાનમાં ગૌણ અને એક સ્થાનમાં મુખ્ય થાય છે, જેમકે બ્રહ્મ શબ્દનો અર્થ થાય છે. યથા "तस्मादेतद्ब्रह्म नामरूपमन्नञ्चजायते" આ ઠેકાણે બ્રહ્મ શબ્દનો

અર્થ મુખ્ય બ્રહ્મનો નથી, કિંતુ કાર્યનો છે અને "तपसाचीयते ब्रह्म ततोन्नमभिजायते" એજ પ્રકરણમાં આ વ કયમાં બ્રહ્મ શબ્દનો અર્થ મુખ્ય બ્રહ્મનો છે એ પ્રમાણે જ્યારે આકાશ શબ્દની સાથે સંભૂત શબ્દ આવે છે, ત્યારે તેનો ગૌણ અર્થ થાય છે અને વાયુની સાથે જ્યારે સંભૂત શબ્દનો સંબંધ થાય છે, ત્યારે તેનો મુખ્ય અર્થ થાય છે એ પ્રકારે સંભૂત શબ્દનો અર્થ ગૌણ અને મુખ્ય બંને થાય છે ઉક્ત સૂત્રમાં આકાશની ઉત્પત્તિ નથી થતી એ પૂર્વપક્ષ કરીને સૂત્રકાર સિદ્ધાન્ત કરે છે ૫

## प्रतिज्ञा हानिरव्यतिरेका च्छब्देभ्यः ॥ ६ ॥

पद०— प्रतिज्ञाहानि ॥ अव्यतिरेकात् ॥ शब्देभ्यः ॥

અર્થ —"यतोवाइमानिभूतानिजायन्ते" तै० ३ ॥ १ ॥ મા એવી પ્રતિજ્ઞા ત્યારેજ ઠીક રહી શકે છે કે જ્યારે આકાશની ઉત્પત્તિ માનવામાં આવે, કેમકે આકાશ પણ ભૂત છે અને તેની ઉત્પત્તિના વિના પૂર્વોક્ત પ્રતિજ્ઞા ભંગ થાય છે "तस्माद्वाएतस्मादात्मनआकाशः सम्भूत" ઈત્યાદિ શબ્દ પ્રમાણોથી પણ આકાશની ઉત્પત્તિ જણાય છે ૬

## यावद्विकारं तुविभागो लोकवत् ।७।

पद०—यावत् ॥ विकारं ॥ तु ॥ विभागः ॥ लोकवत् ॥

અર્થ — બીજી યુક્તિ એ છે કે બીજા ભૂતોથી જે આકાશની વિલક્ષણતા દેખાય છે, તેથી પણ આકાશ દ્રવ્ય ઉત્પત્તિવાળું છે જેમકે લોકમાં ઘટથી પટ ભિન્ન છે, માટે પટ ઉત્પત્તિવાન્ છે એ પ્રકારે આકાશનો ઇતર દ્રવ્યોથી ભિન્ન કરવાનો ગુણ છે, અર્થાત્ તેની વિલક્ષણતાનો હેતુ શબ્દ ગુણ એમ બતાવે છે કે આકાશ શૂન્ય પદાર્થ નથી, કિંતુ ભાવ પદાર્થ છે આથી સિદ્ધ થાય છે કે આકાશ ઉત્પત્તિવાળું છે અને જે બૃહદારણ્યક ઉપનિષદમાં એમ લખ્યું છે કે "वायुश्चान्तरिक्षञ्चैतदमृतम्" ત્યાં તેને સૂક્ષ્મ હોવાથી ઉપચાર

માત્રથી અમૃત કહ્યું છે; પણ કાંઈ વાસ્તમાં અમૃત નથી. અને "आकाशवत्सर्व गतश्चनित्यः" "आकाशशरीरं ब्रह्म" તૈ૦ ૧॥૬॥૨॥ ઇત્યાદિ વાકયોમાં આકાશ સૂક્ષ્મ હોવાના અભિપ્રાયથી ઉપચારથી નિત્ય માનીને આકાશનું દૃષ્ટાન્ત બ્રહ્મની વ્યાપકતા અને નિત્યતામાં આપ્યું છે, પણ વાસ્તવિક નિત્યતાના અભિપ્રાયથી નથી. સ્વામીશ્રી શંકરાચાર્યજીના મતમાં એ સૂત્રનું એવું વ્યાખ્યાન કર્યું છે કે "જે ભેદવાળો હોય છે તે સર્વ વિકારી હોય છે, કેમકે આકાશ પણ પરમાત્માથી ભિન્ન છે માટે વિકારી છે." એથી ઉક્ત આચાર્યજીએ એવું તાત્પર્ય કહાડયું છે કે "બ્રહ્મથી ભિન્ન જેટલા પદાર્થો છે તે સર્વ વિકારી છે. અર્થાત્ એક બ્રહ્મજ બ્રહ્મ છે અને બીજું સર્વ તેનું વિવર્ત અથવા પરિણામ છે." પરંતુ સૂત્રનો આશય જોતાં, તેમજ તર્કથી પણ ઉક્ત તાત્પર્ય તુચ્છ માલમ પડે છે. તેમાં તર્ક એવી રીતે છે કે જો ભિન્ન થવું એજ વિકારી થવાનો હેતુ હોય તો પછી બ્રહ્મ પણ અન્ય દ્રવ્યોથી ભિન્ન છે તો તે વિકારી કેમ નહિ? જો એમ કહો કે જડ દ્રવ્ય તો કલ્પિત છે માટે તેની સત્તા સિદ્ધ થતી નથી, તો તેનો ઉત્તર એટલોજ કે જ્યારે એ કલ્પિત હતા તો સૂત્રકારને ભેદ હેતુથી એનું મિથ્યાત્વ સિદ્ધ કરવાનું શું પ્રયોજન હતું? અને મિથ્યા વસ્તુ વિકારી પણ થઇ શકતી નથી અને સૂત્રકારે તો આ જગ્યાએ વિકારીશબ્દ કહ્યો છે, એથી જણાય છે કે આ ઠેકાણે વિભાગથી તાત્પર્ય તે ભેદનો છે કે જે દ્રવ્યોને પોતાની વિલક્ષણતાથી પરસ્પર ભિન્ન કરે છે; અને ઉક્ત વૈલક્ષણ્યનો હેતુ જડ દ્રવ્યોનો ગુણ છે. એ માટે આ ઠેકાણે ગુણોથી ભિન્ન કથન કરવાનું તાત્પર્ય એ છે કે અન્ય પૃથ્વિઆદિ પદાર્થોની પેઠે આકાશ પણ ઉત્પત્તિ વિનાશવાળું છે. બીજી યુક્તિ એ વિષયમાં એવી પણ છે કે "वायुश्चान्तरिक्षञ्चैतदमृतम्" એ વાકયમાં કહેલા આકાશ અને વાયુને અમૃત કહીને પાઠકોને સંદેહ પણ થતો હતો કે વાયુ અને આકાશ ઉત્પત્તિ શૂન્ય છે! એ સંદેહની નિવૃત્તિને માટે સૂત્રકારે ભૂતોનો

ઉત્પત્તિ વિનાશ કહી દીધો છે, પણ કાંઇ એક બ્રહ્મ સિદ્ધ કરવા માટે નથી. એજ અભિપ્રાયથી વળી સૂત્રકાર લખે છે કે-૭

૨ માતરિશ્વાધિકરણ

## एतेनमातरिश्वा व्याख्यातः ॥ ८ ॥

पद०— एतेन ॥ मातरिश्वा ॥ व्याख्यातः ॥

અર્થ—આકાશની ઉત્પત્તિનું વર્ણન કરવાથી વાયુની ઉત્પત્તિનું પણ કથન થયું. એ પ્રકારે સૂક્ષ્મ ભૂતોની ઉત્પત્તિનું નિમિત્તકારણ બ્રહ્મને વર્ણવ્યુ છે. ૮

સંગતિ—"तस्माद्वाएतस्मादात्मनआकाश संभूतः" ઇત્યાદિકોમાં આકાશની ઉત્પત્તિ બ્રહ્મથી કહી છે, એથી જણાય છે કે આકાશાદિકોનું બ્રહ્મ ઉપાદાન કારણ છે. અને બ્રહ્મને ઉપાદાન કારણ માનવાથી આકાશાદિ જડ પ્રપંચ બ્રહ્મથી ભિન્ન રહેતું નથી અને જે પ્રથમાધ્યાયના અંતમાં પ્રકૃતિને ઉપાદાન કારણ સિદ્ધ કરી છે તેની સાથે વિરોધ આવે છે. એ શંકાનું નિવારણ આગળના સૂત્રથી કરે છે.

૩ અસંભવાધિકરણ.

## असम्भवस्तुसतोऽनुपपत्तेः ॥ ९ ॥

पद०— असम्भवः ॥ तु ॥ सतः ॥ अनुपपत्तेः ॥

અર્થ—સત્‌થી ઉત્પત્તિનો અસંભવ છે. "तु" શબ્દ પૂર્વપક્ષને હઠાવે છે. કારણકે સત્‌થી ઉત્પત્તિમાં કોઇપણ તર્ક ન જણાયાથી ઉત્પત્તિનો અસંભવ છે, અર્થાત્ બ્રહ્મ ઉપાદાનત્વેન કારણ નથી કિંતુ નિમિત્તત્વેન છે. ૯

૪ તેજોધિકરણ.

## तेजोऽतस्तथाह्याह ॥ १० ॥

पद०— तेजः ॥ अतः ॥ तथाहि ॥ आह ॥

અર્થ—એ માટે અગ્નિ પણ કાર્ય રૂપજ છે, એમજ શ્રુતિ કહે છે અર્થાત્ તે નિમિત્તકારણ બ્રહ્મનું કાર્ય છે. ૧૦

५ अप्अधिकरण

## आपः ॥११॥

पद०— आपः ॥

અર્થ—જલ પણ તે બ્રહ્મના નિમિત્ત કારણથી ઉત્પન્ન થાય છે. ૧૧

સંગતિ—"ताआपऐक्षन्तबह्व स्याम प्रजायेमहीतिताअन्नमसृन्त" छा० ६ ॥ २ ॥ ४ ॥ જલે ઇચ્છા કરી કે અમે બહુ થઇને ઉત્પન્ન થઇયે તેણે અન્નને ઉત્પન્ન કર્યું. એ વિષયવાક્યમાં અન્નનો અર્થ વ્રીહિ યવાદીનો છે? અથવા પૃથ્વિનો છે? એ શંકાની નિવૃત્તિ સૂત્રકાર કરે છે

૬ પૃથિવ્યધિકરણ

## पृथिव्यधिकाररूपशब्दान्तरेभ्यः॥१२॥

पद०— पृथिव्यधिकाररूप शब्दान्तरेभ्यः ॥

અર્થ—(पृथिवी) આ ઠેકાણે પૃથ્વિનો અર્થ છે અન્નનો નથી કેમકે આ ઠેકાણે ભૂતોની ઉત્પત્તિનો અધિકાર ચાલ્યો આવે છે. અને કૃષ્ણરૂપ વર્ણન કર્યું છે તે પણ પૃથ્વિમાંજ જણાય છે અને શબ્દ પણ તેનુંજ વર્ણન કરે છે. એથી જણાય છે કે પૃથિવીનું નામ આ ઠેકાણે પૃથ્વિનુ છે, અન્નનુ નથી. ૧૨

સંગતિ—આકાશાદિ સૂક્ષ્મ ભૂત પોતેજ પોતાના વિકારો રચી લે છે કે પરમેશ્વર રચે છે? અથવા તેનો અધિષ્ઠાતા પરમેશ્વર આ કાર્ય જગત્‌ને ઉત્પન્ન કરે છે? એનું નિરાકરણ સૂત્રકાર કરે છે.

૭ તદભિધ્યાનાધિકરણ.

## तदभिध्यानादेवतुतल्लिंगात्सः ॥१३॥

पद०— तदभिध्यानात् ॥ एव ॥ तु ॥तल्लिंगात् ॥ सः ॥

અર્થ—પૃથિવ્યાદિકોમાં વ્યાપક પરમાત્માથીજ આ કાર્ય જગત્ બને છે, કેમકે શાસ્ત્રનું પ્રમાણ જણાય છે. " यः पृथिव्यांतिष्ठ-

અર્થ—તે પરમાત્માથી પ્રાણ, મન, સર્વ ઇન્દ્રિયો ઉત્પન્ન થઇ. પછી આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથિવી, એ પાંચે ભૂતો ઉત્પન્ન થયાં. એ વિષય વાકયથી જણાય છે કે ઇન્દ્રિયોનો ઉત્પત્તિ ક્રમ ભૂતોના ઉત્પત્તિ ક્રમથી વિલક્ષણ છે? અર્થાત્ પ્રથમ પરમાત્માથી ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે પછી ઇન્દ્રિયોથી ભુત ઉત્પન્ન થાય છે? એનો ઉત્તર આપે છે કે (इति चेन्नाविशेषात्) વિલક્ષણ ઉત્પત્તિ કહેવી ઠીક નથી કેમકે ઇન્દ્રિય અને ભૂતોમાં કાંઇ વિશેષતા જણાતી નથી, કિંતુ તે એકજ છે. જેમકે—

"अन्नमयं हि सोम्य मनआपोमयः प्राणस्तेजोमयीवाक्" । छां० ६।५।४

અર્થ—મન અન્નનો વિકાર છે, પ્રાણ જલનો વિકાર છે, અને વાગિન્દ્રિય અગ્નિનો વિકાર છે. એ પ્રકારે ભૂતો અને ઇન્દ્રિયોમાં કાંઈ પણ ભિન્નપણું નથી, એ માટે ભૂતોત્પત્તિમાંજ ઇન્દ્રિયોની ઉત્પત્તિ આવી જાય છે. ૧૫

સંગતિ—કોઈ સ્થાનમાં જીવનું જન્મ મરણ નિરૂપણ કર્યું છે અને કોઇ સ્થાનમાં તેને અવિનાશી કથન કર્યો છે, તો એ પરસ્પર વિરોધ આવે છે? ઉત્તર—

૧૦ ચરાચરવ્યાપાશ્રયા ધિકરણ.

## चराचरव्यापाश्रय स्तुस्यात्तद्व्यपदेशो भाक्तस्तद्भावभावित्वात् ॥ १६ ॥

पद०—चराचरव्यापाश्रयः ॥ तु ॥ स्यात् ॥ तद्व्यपदेशः ॥ भाक्तः ॥ तद्भावभावित्वात् ॥

અર્થ—તુ શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરે છે. સ્થાવર જંગમ જે ચરાચર શરીર, તેના આશ્રયવાન્ જીવના જન્મ મરણનું કથન ગૌણ છે. વાસ્તવમાં તે જીવનું જન્મ મરણ નથી. ૧૬

સંગતિ—જ્યારે જીવાત્મા ઉત્પન્ન નથી થતો તો પછી અગ્નિ વિસ્ફુલિંગાદિ દૃષ્ટાન્તોથી તેની ઉત્પત્તિ નિરૂપણ કરીને તેને બ્રહ્મનો અંશ કેવી રીતે નિરૂપણ કર્યો? ઉત્તર—

११ આત્મા વિકરણ.

## नात्माश्रुते र्नित्यत्वाच्चताभ्यः ॥ १७ ॥

पद०— न ॥ आत्मा ॥ अश्रुतेः नित्यत्वात् ॥ च ॥ ताभ्यः॥

અર્થ —જીવાત્મા ઉત્પન્ન થતો નથી, કારણકે તેની ઉત્પત્તિ કેઈ ઠેકાણે શ્રવણમા આવી નથી અને શ્રુતિયોથી તેની નિત્યતા જણાયાથી. તે શ્રુતિયો નિમ્ન લિખિત છે કે જેમાં જીવાત્માની નિત્યતા કથન કરી છે. "न जीवो म्रियते" छां० ६ ॥ ११ ॥ ३ ॥ "न जायते म्रियते वाविपश्चित्" कठ० २ ॥ १८ ॥ "अजोनित्यः शाश्वतोऽयंपुराणः" कठ० २ ॥ १८ ॥ "तत्सृष्ट्वातदेवानुप्राविशत् ॥ तै० २॥ ६ ॥ १ ॥ "अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपेव्याकरवाणि" ॥ छां० ३ ॥ ३ ॥ २ ॥ ઇત્યાદિ ઉપનિષદ્ વાકયોમાં જીવાત્માની ઉત્પત્તિને નિષેધ કર્યો છે-ઉક્ત વાકયોના એ અર્થ છે કે-(૧) જીવ કદી મરતો નથી. (૨) આ વિજ્ઞાન સ્વરૂપ જીવાત્મા જન્મ પામતો નથી અને મરણ પામતો નથી. (૩) અજ છે, નિત્ય છે, નિરંતર છે અને પ્રાચીન છે. (૪) પરમાત્માએ આ બ્રહ્માણ્ડ બનાવીને પોતાના આત્માભૂત જીવોને તેમાં પ્રવેશ કરાવ્યો. (૫) આ જીવરૂપે પ્રવેશ કરીને તેણે નામરૂપ કર્યાં અર્થાત્ અનાદિકાલથી બ્રહ્મનું સ્વત્વ હોવાથી જીવાત્માને આત્મા કહ્યો છે. આ ઠેકાણે આત્મા શબ્દ ઉપચારથી આવ્યો છે જેમકે લોકમાં કહેવાય છે કે " આ ભદ્રસેન મારો આત્મા છે. "

જે લોકોના મતમાં બ્રહ્મજ ભૂલીને જીવ બની ગયો છે, તે લોકો કેમ કહી શકે છે કે જીવ બ્રહ્મથી ઉત્પન્ન થયો નથી ! તેઓના મતમાં તો નિખિલ સંસાર વર્ગ બ્રહ્મથી ઉત્પન્ન થાય છે અને બ્રહ્મમાંજ લય પામે છે. કેમકે તેઓના મતમાં તો બ્રહ્મજ અભિન્નનિમિત્તોપાદન કારણ છે. અને એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞા પણ ત્યારેજ ઠીક રહી શકે છે કે જ્યારે સર્વ વસ્તુ બ્રહ્મથીજ ઉત્પન્ન મનાય, અને બ્રહ્મમાંજ તેનો લય મનાય. આ આત્માનુત્પત્ત્યધિકરણ આખું તેઓના સિદ્ધાન્તથી સર્વથા વિરૂધ્ધ છે. જ્યારે જીવાત્મા બ્र-

હ્મથી ઉત્પન્નજ નથી થયો તો પછી अहं ब्रह्मास्मि" બૃ૦ ૧॥ ४ ॥ १०॥ "तत्त्वमसि" છાં૦ ૬॥ ૮ ॥ ૭ ॥ ઇત્યાદિ વાકયોથી જીવાત્માને બ્રહ્મ શી રીતે બનાવી શકશે ? અને "प्रतिज्ञाहानिरव्यतिरेकात्" ब्र० सू० २ ॥ ३ ॥ ६ ॥ "यावद्विकारान्तुविभागो लोकवत्" ब्र० सू० २॥ ३ ॥७॥ એ સૂત્રોમાં જે સ્વામીશ્રી શંકરાચાર્યજીએ અદ્વૈતવાદની વ્યવસ્થા એ પ્રમાણે બાંધી છે કે "કોઇ પદાર્થ બ્રહ્મથી ભિન્ન નથી, સર્વનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ બ્રહ્મજ છે.' એ વ્યવસ્થા આ જગ્યાએ પૂરેપૂરી તુટી ગઇ. કેમકે સૂત્રકારે મુક્તકંઠથી કહી દીધું છે કે "જીવાત્મા ઉત્પન્ન થતો નથી.' અને સ્વામીશ્રી શંકરાચાર્યજીએ આ અધિકરણમાં આવીને જીવાત્મા બોધક અને પરમાત્મા બોધક બંને પ્રકારના વાકયોને મેળવી દીધાં છે. પરન્તુ આ વાત પ્રકરણથી સ્પષ્ટ છે કે આ ઠેકાણે જીવાત્માની ઉત્પત્તિનો નિષેધ છે, કાંઇ પરમાત્માની ઉત્પત્તિનું પ્રકરણ નથી. તો પછી પરમાત્માની અનુત્પત્તિની તો કથાજ શું કરવી ? અને જો યેનકેન પ્રકારેણ (મારી મચડીને) એમ માની પણ લઇયે કે આ ઠેકાણે પરમાત્માની ઉત્પત્તિના નિષેધનું પ્રકરણ છે કેમકે પરમાત્માથી ભિન્ન કોઇ જીવાત્મા નથી અને એવા અભિપ્રાયથી જીવાત્માની ઉત્પત્તિનો નિષેધ પણ અર્થથી આવે છે. એવી અપૂર્વ કલ્પના કરીએ તો પછી આગળ કહેવાવાનું જે "જ્ઞાધિકરણ" તેની આત્માધિકરણથી સંગતિ કેવી રીતે થશે ? કેમકે તેમાં તો જન્મ મરણાદિ હેતુ જીવના બોધક છે, કાંઇ પરમાત્માના બોધક નથી. ૧૭

૧૨ જ્ઞાધિકરણ

## ज्ञोऽतः एव ॥१८॥

पद० — ज्ञः ॥ अतः ॥ एव ॥

અર્થ—જીવાત્મા જ્ઞાતા છે અર્થાત્ જાણવાવાળો છે, જ્ઞાન માત્ર નથી. એ વાત શબ્દપ્રમાણથી જણાય છે. 'ज्ञ' શબ્દનો વ્યાકરણથી એવો અર્થ થાય છે કે "जानातीतिज्ञ" અર્થાત્ જાણવાવાળો અને સ્વામીશ્રી શંકરાચાર્યજી એનો અર્થ જ્ઞાનસ્વરૂપ કરે છે કે જે અર્થ વ્યાકરણથી સર્વથા વિરૂધ્ધ છે. કેમકે તેમના મતમાં જ્ઞાતા અવિદ્યા

११ आत्मा ऽधिकरण.

## नात्माश्रुते र्नित्यत्वाच्चताभ्यः ॥ १७ ॥

पद०— न ॥ आत्मा ॥ अश्रुतेः नित्यत्वात् ॥ च ॥ ताभ्यः॥

અર્થ —જીવાત્મા ઉત્પન્ન થતો નથી, કારણકે તેની ઉત્પત્તિ કોઈ ઠેકાણે શ્રવણમાં આવી નથી અને શ્રુતિયોથી તેની નિત્યતા જણાયાથી. તે શ્રુતિયો નિમ્ન લિખિત છે કે જેમાં જીવાત્માની નિત્યતા કથન કરી છે. "न जीवो म्रियते" छां० ६ ॥ ११ ॥३ ॥ "न जायते म्रियते वाविपश्चित्" कठ० २ ॥ १८ ॥ "अजोनित्यः शाश्वतोऽयंपुराणः" कठ० २ ॥ १८ ॥ "तत्सृष्ट्वातदेवानुप्राविशत् ॥ तै० २॥ ६ ॥ १ ॥ "अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपेव्याकरवाणि" ॥ छां० ३ ॥ ३ ॥ २ ॥ ઇત્યાદિ ઉપનિષદ્ વાકયોમાં જીવાત્માની ઉત્પત્તિનો નિષેધ કર્યો છે-ઉક્ત વાકયોના એ અર્થ છે કે-(૧) જીવ કદી મરતો નથી. (૨) આ વિજ્ઞાન સ્વરૂપ જીવાત્મા જન્મ પામતો નથી અને મરણ પામતો નથી. (૩) અજ છે, નિત્ય છે, નિરંતર છે અને પ્રાચીન છે. (૪) પરમાત્માએ આ બ્રહ્માણ્ડ બનાવીને પોતાના આત્માભૂત જીવોને તેમાં પ્રવેશ કરાવ્યો. (૫) આ જીવરૂપે પ્રવેશ કરીને તેણે નામરૂપ કર્યાં અર્થાત્ અનાદિકાલથી બ્રહ્મનું સ્વત્વ હોવાથી જીવાત્માને આત્મા કહ્યો છે. આ ઠેકાણે આત્મા શબ્દ ઉપચારથી આવ્યો છે જેમકે લોકમાં કહેવાય છે કે "આ ભદ્રસેન મારો આત્મા છે."

જે લોકોના મતમાં બ્રહ્મજ ભૂલીને જીવ બની ગયો છે, તે લોકો કેમ કહી શકે છે કે જીવ બ્રહ્મથી ઉત્પન્ન થયો નથી! તેઓના મતમાં તો નિખિલ સંસાર વર્ગ બ્રહ્મથી ઉત્પન્ન થાય છે અને બ્રહ્મમાંજ લય પામે છે. કેમકે તેઓના મતમાં તો બ્રહ્મજ અભિન્નનિમિત્તોપાદન કારણ છે. અને એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞા પણ ત્યારેજ ઠીક રહી શકે છે કે જ્યારે સર્વ વસ્તુ બ્રહ્મથીજ ઉત્પન્ન મનાય, અને બ્રહ્મમાંજ તેનો લય મનાય. આ આત્માનુત્પત્ત્યધિકરણ આખું તેઓના સિદ્ધાન્તથી સર્વથા વિરૂદ્ધ છે. જ્યારે જીવાત્મા બ્ર-

જ્ઞાનનો ગંધ માત્ર પણ તેમાં હોતો નથી. એ ભાવની નિવૃત્તિ કરવા માટે સૂત્રકારે આ અઢારમાં સૂત્રમા આત્માને જ્ઞાતા માન્યો છે. ૧૮

સંગતિ—જીવ ચેતન વિભુ છે કે અણુ? જો અણુ માનિયે તો સર્વ શરીરવૃત્તિ વેદનાદિકોનો અનુભવ કરી શકશે નહિ એ માટે જીવાત્મા વિભુજ જણાય છે. અને ચેતન પદાર્થ સસીમ પણ નથી થઇ શકતો એથી પણ જણાય છે કે જીવાત્મા વિભુ છે. ઇત્યાદિ તર્કોનો ઉત્તર સૂત્રકાર આપે છે.

૧૩ ઉત્ક્રાતિગત્યધિકરણ

## उत्क्रान्तिगत्यागतीनाम् ॥ १९ ॥

पद०— उत्क्रान्तिगत्यागतीनाम् ॥

અર્થ—શરીરથી નીકળવુ, જવું, આવવું ઇત્યાદિ ગતિ જીવમાં સંભળાવાથી જીવ અણુ છે, વિભુ નથી જો વિભુ હોત તો તેમાં જવું આવવું બની શકતું નથી તેમજ એક શરીરમાથી નીકળી બીજા શરીરમાં જવું પણ બની શકતું નથી. ૧૯

## स्वात्मना चोत्तरयोः ॥ २० ॥

पद०— स्वात्मना ॥ च ॥ उत्तरयोः ॥

અર્થ—યદ્યપિ એક શરીરના સ્વત્વને છોડી દેવું તો વિભુમાં પણ થઈ શકે છે? જેમકે ગામનો માલિક સ્વસ્વામિ ભાવને અભિમાનની નિવૃત્તિથી છોડી શકે છે; એ પ્રકારે કર્મોનો ક્ષય હોવાથી વિભુ પણ પોતાનુ સ્વામિપણું છોડી શકે છે? ઉત્તર—જે ગતિ આગતિ અર્થાત્ કે પરલોકને માટે ગમનાગમન છે તે ચલન વિના થઇ શકતું નથી આત્માના જવા આવવાથીજ ગતિ અને આગતિ થઇ શકે છે એ માટે જો જીવાત્મા વિભુ હોય તો તેમાં ગત્યાદિ થઇ શકે નહિ માટે અણુ છે. અતએવ (उत्तरयो) "गत्यागत्यो स्वात्मनासंबन्ध" અર્થાત્ ઉત્તર ગતિ આગતિનો સંબધ આત્માની સાથે છે. એ માટે જીવાત્મા વિભુ નથી ૨૦

રૂપ ઉપાધિ વિના થઇ શકતો નથી, એ માટે તેમના મતમાં શુદ્ધાત્મામા જ્ઞાતૃત્વ નથી. પરતુ સૂત્રકારે આ ઠેકાણે નિરૂપાધિક આત્મામાં જ્ઞાતૃત્વ માન્યુ છે, અને નિમ્ન લિખિત ઉપનિષદ્ વાકયથી પણ એમજ જણાય છે, જેમકે—

"येनरूपंरसंगन्धं शब्दान्स्पर्शांश्चमैथुनान् एतेनैवविजानाति" क० ४॥३ અર્થાત્ જેનાથી રૂપ, રસ, ગધ, શબ્દ, આદિ વિષયો જણાય છે એવો જ્ઞાનવાળો જીવાત્મા છે આ વાકયમાં એવું બોધન કર્યુ કે જીવાત્મા જાણવાવાળો અર્થાત્ જ્ઞાતા છે "अथ यो वेदेदं जिघ्राणीति स आत्मा" छ० ४॥७॥ ઇત્યાદિ વાકયોથી જણાય છે કે આત્મા જ્ઞાનવાળો છે–પણ જ્ઞાન સ્વરૂપ નથી.

આ પ્રકરણમાં સ્વામીશ્રી શંકરાચાર્ય્યજીએ बृ० ४॥३॥ જેવાં ઘણાંએક વાકયો લખીને એવુ સિદ્ધ કરવાની ચેષ્ટા કરી છે કે "જીવાત્મા અને પરમાત્મા એક છે." એનો ઉત્તર અમે "वाक्यान्वयात्" ब्र० सू० १॥४॥१९॥ માં આપી આવ્યા છીએ કે એ વાકયો પરમાત્મા પ્રકરણનાં છે, અસ્તુ તે વાકયને ઉદ્ધરણ કરવાથી પણ માયાવાદી સ્વામી એવું નથી સિદ્ધ કરી શકતા કે તે વાકય જ્ઞાન સ્વરૂપનું વર્ણન કરે છે. જુઓ "नहि विज्ञातु र्विज्ञाते र्विपरिलोपोविद्यते" बृ० ४॥३॥३० તે જાણવાવાળાના જ્ઞાનનો લોપ થતો નથી. આ ઠેકાણે પરમાત્માને પણ જ્ઞાનવાળાજ કહ્યા છે, કાંઈ જ્ઞાન માત્ર કહ્યા નથી. જ્ઞાન માત્ર માન્યાથી માયાવાદિયોના મતમાં એ ભૂલ છે કે તેઓ જ્ઞાતા હોવાપણું માયોપાધિથી માને છે, અને તેમના મતમાં તેમાં સ્વરૂપ ભૂત જ્ઞાતાપણું હોતુ નથી. વૈદિક મતમાં જ્ઞાતા થવું એ કોઈ ઉપાધિથી આવતું નથી. કિંતુ આત્માનો સ્વાભાવિક ગુણ છે. જો કોઈ એમ કહે કે જો સ્વાભાવિક ગુણ છે તો તે સુષુપ્તિ આદિમાં કેમ રહેતો નથી? તો એનો ઉત્તર એ છે કે સુષુપ્તિ આદિકોમાં તેનો તિરોભાવ થઇ જાય છે. અર્થાત્ અવિદ્યાદિ દોષોથી સર્વ દબાઇ જાય છે, કાંઈ તેનો નાશ થતો નથી. અને માયાવાદીઓના મતમાં જ્યાં સુધી માયિક ભાવ તેની સાથે મળે નહિ, ત્યાંસુધી તેનો આત્મા ...ુ સદૃશ રહે છે. કથન માત્રમાં જ્ઞાન સ્વરૂપ કહેવાય છે બાકી

જ્ઞાનનો ગંધ માત્ર પણ તેમાં હોતો નથી. એ ભાવની નિવૃત્તિ કરવા માટે સૂત્રકારે આ અઢારમા સૂત્રમાં આત્માને જ્ઞાતા માન્યો છે. ૧૮

સંગતિ—જીવ ચેતન વિભુ છે કે અણુ? જો અણુ માનિયે તો સર્વ શરીરવૃત્તિ વેદનાદિકોનો અનુભવ કરી શકશે નહિ એ માટે જીવાત્મા વિભુજ જણાય છે. અને ચેતન પદાર્થ અસીમ પણ નથી થઇ શકતો એથી પણ જણાય છે કે જીવાત્મા વિભુ છે. ઇત્યાદિ તર્કોનો ઉત્તર સૂત્રકાર આપે છે.

૧૩ ઉત્ક્રાંતિગત્યધિકરણ

## उत्क्रान्तिगत्यागतीनाम् ॥ १९ ॥

पद०— उत्क्रान्तिगत्यागतीनाम् ॥

અર્થ—શરીરથી નીકળવું, જવું, આવવું ઇત્યાદિ ગતિ જીવમાં સંભળાવાથી જીવ અણુ છે, વિભુ નથી જો વિભુ હોત તો તેમાં જવું આવવું બની શકતું નથી. તેમજ એક શરીરમાંથી નીકળી બીજા શરીરમાં જવું પણ બની શકતું નથી ૧૯

## स्वात्मना चोत्तरयोः ॥ २० ॥

पद०— स्वात्मना ॥ च ॥ उत्तरयोः ॥

અર્થ—યદ્યપિ એક શરીરના સ્વત્વને છોડી દેવું તો વિભુમાં પણ થઈ શકે છે? જેમકે ગામનો માલિક સ્વસ્વામિ ભાવને અભિમાનની નિવૃત્તિથી છોડી શકે છે, એ પ્રકારે કર્મોનો ક્ષય હોવાથી વિભુ પણ પોતાનું સ્વામિપણું છોડી શકે છે? ઉત્તર—જે ગતિ આગતિ અર્થાત્ કે પરલોકને માટે ગમનાગમન છે તે ચલન વિના થઇ શકતું નથી આત્માના જવા આવવાથીજ ગતિ અને આગતિ થઇ શકે છે એ માટે જો જીવાત્મા વિભુ હોય તો તેમાં ગત્યાદિ થઇ શકે નહિ માટે અણુ છે. અતએવ (उत्तरयो) "गत्यागत्यो स्वात्मनासंबन्ध" અર્થાત્ ઉત્તર ગતિ આગતિનો સંબધ આત્માની સાથે છે. એ માટે જીવાત્મા વિભુ નથી ૨૦

સંગતિ — "स वा एषःमहानज आत्मा योऽयंविज्ञानमयः प्राणेषु" व० ४ ॥ ४ ॥ २२ "आकाशवत्सर्वगतश्चानित्यः सत्यंज्ञानमनन्तंब्रह्म" तै० २ ॥ १ ॥ १ ॥

અર્થ — (૧) તે આત્મા મહાન્ છે, અજ છે, વિજ્ઞાન સ્વરૂપ છે (૨) આકાશની પેઠે સર્વગત છે, નિત્ય છે, સત્ય છે, જ્ઞાન સ્વરૂપ છે, અનન્ત છે, બ્રહ્મ છે; ઈત્યાદિ ઉપનિષદ્ વાક્યોમાં તે આત્માને વિભુ વર્ણવ્યો છે તો પછી અણુ શી રીતે ? આ પૂર્વપક્ષ નિમ્ન લિખિત અર્ધ સૂત્રમાં છે અને અર્ધમાં ઉત્તર છે.

## नाणुरतच्छ्रुते रितिचेन्नेतराधिकारात् ॥ २१ ॥

पद०— न ॥ अणुः ॥ अतत् ॥ श्रुतेः ॥ इति ॥ चेत्॥ न ॥ इतराधिकारात् ॥

અર્થ — જીવાત્મા અણુ નથી કારણકે તે અણુ છે એમ સાંભળ્યું નથી કિંતુ વિભુ સાંભળ્યો છે. જેમકે-"सवाएषः महानज आत्मा" ઈત્યાદિમાં આ પૂર્વપક્ષનો ઉત્તર સૂત્રકાર એવો આપે છે કે જો જીવાત્માને વિભુ માનો તો ઠીક નહિ કેમકે જે વાક્ય પૂર્વપક્ષમાં કહ્યાં છે તે પરમાત્મા વિષયક છે એ માટે તે વાક્યોથી જીવાત્મા વિભુ સિદ્ધ થતો નથી. ૨૧

## स्वशब्दोन्मानाभ्यांच ॥ २२

पद०— स्वशब्दोन्माना भ्याम् ॥ च ॥

અર્થ — જીવાત્મા વાચી શબ્દથી પણ જીવાત્માને અણુ કહ્યો છે-

" एषोऽ णुरात्मा चेतसावेदितव्योयस्मिन्प्राणः पञ्चधा संविवेश" मुं० ३ ॥ १ ॥ ९ ॥

અર્થ — આ આત્મા અણુ છે જેમાં પાંચ પ્રકારના પ્રાણ છે. આ ઠેકાણે જીવાત્માને પ્રાણ ધારી વર્ણવ્યાથી જીવાત્માનુંજ ગ્રહણ જણાય છે અને તેને શબ્દ પ્રમાણથી સાક્ષાત્ અણુ કથન કર્યો છે. અને માપથી પણ અણુ જણાય છે. એ બંન્ને પ્રમાણોથી જીવાત્માને અણુ કહ્યો છે. જેમકે—

" वालाग्रशतभागस्य शतधाकल्पितस्यच ॥ भागोजीवः सविज्ञेयः " श्वे० ५॥ ८ ॥

અર્થ — વાળના અગ્રનો જે સોમો ભાગ છે તેના પાછા સો ભાગ કરીએ તેમાંનો એક ભાગ જેટલો સૂક્ષ્મ જીવ છે-ઉક્ત સ્વશબ્દ અને પરિમાણથી પણ જીવાત્મા અણુજ સિદ્ધ થાય છે., ૨૨

સંગતિ—જો જીવાત્મા અણુ છે તો શરીરના એક દેશમાં રહીને સર્વ શરીરને ચેતનવાળું કેમ કરી શકે છે ?

## अविरोधश्चंदनवत् ॥ २३ ॥

पद०— अविरोधः ॥ चन्दनवत् ॥

અર્થ — પૂર્વોક્ત પ્રશ્ન એવી રીતે અવિરૂદ્ધ થઇ જાય છે કે જેમ ચંદન શરીરના એક દેશમાં લગાવ્યાથી સર્વ શરીરને શીતલ કરી દે છે, એ પ્રકારે જીવાત્મા પણ શરીરના એક દેશમાં રહીને સર્વ શરીરવર્તિ સુખ દુ:ખાદિનો અનુભવ કરી શકે છે. ૨૩

## अवस्थितेर्वैशेष्यादितिचेन्नाभ्युपगमाद्धृदिहि ॥ २४ ॥

पद०— अवस्थितेः॥ वैशेष्याद ॥ इति॥ चेत् ॥ न ॥ अभ्युपगमात् ॥ हृदि ॥ हि ॥

અર્થ —સ્થિતિ વિશેષતા જણાયાથી અર્થાત્ ચંદનનું શરીરના એક દેશમાં હોવું જણાય છે, પરંતુ જીવાત્માનું શરીરના એક દેશમાં

રહેવું ક્યાંયે કથન કર્યું નથી? એવી જો શંકા કરીએ તો તે ઠીક નહિ કેમકે "अभ्युपगमात्" હૃદય દેશમાં તેનો સ્વીકાર જણાય છે. જેમકે "हृदिएषआत्मा" प्र० ३ ॥ ६ "सवाएषआत्माहृदि" છાં૦ ૮ ॥ ३ ॥ ३ ॥ ઇત્યાદિ વાકયોમાં જીવાત્માનું હૃદય દેશમાં વર્ણન કર્યું છે, માટે જીવાત્મા ચંદનની સમાન એક દેશમાં રહીને સર્વ શરીરમાં પોતાના ભાવને ઉત્પન્ન કરી શકે છે. ૨૪

## गुणाद्वा लोकवत् ॥ २५ ॥

પદ૰— गुणात् ॥ वा ॥ लोकवत् ॥

અર્થ—જેવી રીતે મણિઆદિના પ્રકાશાદિ ગુણ એક દેશમાં રહીને ભિન્ન દેશમાં પ્રકાશ કરી શકે છે એવીજ રીતે એક દેશી જીવાત્માના ગુણોનો ભાવ પણ સર્વ શરીરમાં જણાય છે. ૨૫

સંગતિ— જીવાત્માના જ્ઞાનાદિ ગુણ તેનાથી ભિન્ન કેમ થઈ શકે? કેમકે તે જ્ઞાન સ્વરૂપ છે? ઉત્તર—

## व्यतिरेकोगंधवत् ॥ २६ ॥

પદ૰— व्यतिरेकः ॥ गंधवत् ॥

અર્થ—જ્ઞાનાદિ ગુણોનો તેનાથી ભેદ છે-ગંધઆદિની પેઠે. ૨૬

## तथाचदर्शयति ॥ २७

પદ૰— तथा ॥ च ॥ दर्शयति ॥

અર્થ—બીજી વાત એ છે કે જીવાત્માને ગુણગુણી ભાવથી શાસ્ત્ર પણ કથન કરે છે કે જ્ઞાનાદિ ગુણોવાળો આત્મા છે, પણ જ્ઞાન સ્વરૂપ નથી. એ ભેદને શાસ્ત્ર બતાવે છે કે "ज्ञाना त्येवायंपुरुषः" જેમકે અમે પૂર્વે વર્ણન કરી આવ્યા છીએ કે જીવાત્મા જ્ઞાન ગુણવાળો છે પણ જ્ઞાન સ્વરૂપ નથી.

## पृथगुपदेशात् ॥२८॥

पद०— पृथक् ॥ उपदेशात् ॥

અર્થ — જીવાત્માથી ભિન્ન તેનો જ્ઞાનગુણ કથન કરવાથી જીવાત્માના ગુણ અને જીવાત્મા, ગુણગુણી ભાવે કરીને ભિન્ન છે; જેમકે અમે બ્ર૦ સૂત્ર ૨ ॥ ૩ ॥ ૧૯ માં વર્ણન કરેલું છે. ૨૮

સંગતિ—"योयंविज्ञानमयः प्राणेषु" बृ० ४ ॥ ४ ॥ २२ ॥ ઇત્યાદિકોમાં આત્માને જ્ઞાન સ્વરૂપ વર્ણવ્યો છે, તો પછી કેમ કહી શકાય કે જ્ઞાનાદિ તેના ગુણ છે ? ઉત્તર—

## तद्गुणसारत्वात्तु तद्व्यपदेशःप्राज्ञवत् ॥ २९ ॥

पद०— तद्गुणसारत्वात् ॥ तु ॥ तद्व्यपदेशः॥ प्राज्ञवत् ॥

અર્થ — તે જીવાત્માનો જ્ઞાનરૂપી ગુણ મુખ્ય હોવાથી તેને વિજ્ઞાનમય કેહેવાય છે-જેમકે પરમાત્માને આનંદ શબ્દથી કેહેવાય છે "आनदो ब्रह्मेति विजानात्" तै० ६ ॥ १ ॥ પ્રાજ્ઞ જે પરમાત્મા છે તેનો આનંદ એ સાર ભૂત ગુણ છે-એથી તેને આનંદ શબ્દથી કહ્યો છે; જેમકે-"आनंदंब्रह्मणोविद्वान्नबिमेतिकुतश्चन" એ વાકયમાં પણ બ્રહ્મને આનંદ શબ્દથી કહ્યું છે. એ પ્રમાણે જીવાત્માને પણ કોઈ કોઇ જગ્યાએ વિજ્ઞાનમય શબ્દથી કહ્યો છે. એથી જણાય છે કે જીવાત્મામાં જ્ઞાનગુણ મુખ્ય હોવાના અભિપ્રાયથી તેને જ્ઞાનમય કેહેવાય છે. ૨૯

## यावदात्मभावित्वाच्चनदोषः तद्दर्शनात् ॥ ३० ॥

पद०— यावत् ॥ आत्मभावित्वात् ॥ च ॥ न ॥ दोषः ॥ तद्दर्शनात् ॥

અર્થ — આત્માની સાથે વિજ્ઞાન એ ગુણ સદા રહેવાથી એવો દોષ નથી કે જે વિજ્ઞાનમય જીવાત્માને કેહેવાથી દોષ લાગે છે. ...નમય કથન હોવાથી તે જ્ઞાન સ્વરૂપ છે. ૩૦

## पुंस्त्वादिवत्त्वस्य सतोऽभिव्यक्तियोगात् ॥ ३१ ॥

पद०—पुंस्त्वादिवत्त्वस्य ॥ सतः ॥ अभिव्यक्तियोगात् ॥

અર્થ—જેવી રીતે મનુષ્યના પુંસ્ત્વાદિ ધર્મ વિદ્યમાન છતાં બીજા પદાર્થના યોગથી પ્રગટ થાય છે તેજ પ્રમાણે સુષુપ્તિ આદિમાં તેનું છુપાઇ જવું અને જાગ્રતાવસ્થામાં પ્રગટ થવું તે વિદ્યમાન જ્ઞાનનુંજ હોય છે. ૩૧

## नित्योपलब्ध्यनुपलब्धि प्रसंगोन्यतरनियमोवाऽन्यथा ॥ ३२ ॥

पद०— नित्योपलब्ध्यनुपलब्धिप्रसङ्गः ॥ अन्यतरनियमः ॥ वा ॥ अन्यथा ॥

અર્થ—જો આત્માનો જ્ઞાનગુણ ન માનીએ તો નિત્ય જ્ઞાનનો લાભ હોવો જોઇએ અર્થાત્ સુષુપ્તિ આદિમાં તેનો તિરોભાવ ન થવો જોઇએ, અથવા જો તે ગુણ ન હોય તો નિત્ય તેની પ્રતીતિ ન થવી જોઇએ, અથવા બંનેમાંથી એક હોવું જોઇએ; પણ તેમ થતું નથી, તેથી જણાય છે કે જ્ઞાન એ આત્માનો ગુણ છે, પણ સ્વરૂપ નથી.

સ્વામીશ્રી શંકરાચાર્ય્યજી આ અધિકરણમાં આત્માને જ્ઞાનસ્વરૂપ વર્ણન કરે છે અને જ્ઞાનગુણનું ખંડન કરે છે. તેમજ જીવાત્માના સ્વરૂપને ઉપાધિથી પરિચ્છિન્ન માને છે, અને વાસ્તવમાં વિભુ વર્ણવે છે. તથા જીવાત્માને અણુ કથન કરનારાં સૂત્રોને પૂર્વપક્ષનાં સૂત્રો જણાવે છે અને "तदगुणसारत्वात्तुतद्व्यपदेशः प्राज्ञवत्" એ ૨૯ મા સૂત્રને સિદ્ધાન્ત સૂત્ર માને છે અને એનો એવો અર્થ કરે છે કે બુદ્ધિનો જે ગુણ તે મુખ્ય હોવાથી જીવાત્માને અણુ કહ્યો છે, અર્થાત્ બુદ્ધિરૂપ ઉપાધિથી જીવાત્મામાં કર્તૃત્વ, ભોક્તૃત્વાદિ ધર્મ આવે છે, બાકી વાસ્તવિક એ ધર્મ નથી; કિંતુ પરમાત્માની સમાન છે. જેમકે પરમાત્મા માયારૂપી ઉપાધિથી પરિચ્છિન્ન થઈ જાય છે એ

પ્રમાણે જીવાત્મા પણ બુદ્ધિની ઉપાધિથી પરિચ્છિન્ન થઈ જાય છે. ઉક્ત સ્વામીશ્રીએ પોતાના સિદ્ધાન્તના મંડન માટે 'तत्' શબ્દથી બુદ્ધિનું ગ્રહણ કર્યું છે. આ અધિકરણમાં એનાથી પૂર્વે બુદ્ધિનું કથન બીલકુલ આવ્યું નથી, તો પછી 'तत्' શબ્દથી બુદ્ધિનું ગ્રહણ શી રીતે થઇ શકે? પણ સ્વામીશ્રી શંકરાચાર્યજીના મતમાં તો તેમ ન કરે, અને જીવાત્માને અણુ ન માને તો પછી "तत्त्वमसि" "अहंब्रह्मास्मि" એ બધાં વાકયો નિષ્ફલ થઇ જાત. વાસ્તવમાં વાત એમ છે કે સૂત્રકારે આ અધિકરણમાં જીવાત્માને અણુ માન્યો છે; અને મોટું પ્રમાણ એમાં એ છે કે પ્રથમ દશ સૂત્રોમાં અણુના પક્ષનું મંડન કર્યું છે તો પછી આ અગીઆરમાં સૂત્રમાં તેનું ખંડન કેમજ માની શકાય??? આખાં શારીરક ભાષ્યનો પાઠ કરવાથી એ વાત જણાય છે કે એટલો મોટો પૂર્વપક્ષ કોઇ પણ જગ્યાએ જણાતો નથી. જે જે ઠેકાણે વ્યાસજી પૂર્વપક્ષ કરે છે તે તે ઠેકાણે આટલાં બધાં સૂત્રોથી પૂર્વપક્ષને દૃઢ કર્યો નથી.

બીજી વાત એ છે કે ઉપનિષદોના શબ્દોથી જીવાત્માને આ અધિકરણમાં સ્પષ્ટ અણુ સિદ્ધ કર્યો છે એ માટે સ્વામીશ્રી શંકરાચાર્યજીનો અર્થ સૂત્રાનુકૂલ પ્રતીત થતો નથી. ૩૨

સંગતિ — જીવાત્મામાં કર્તૃત્વ તેનું ઔપાધિક છે? એ નિર્ણય માટે કર્ત્રધિકરણ પ્રારંભ થાય છે.

૧૪ કર્ત્રધિકરણ.

## कर्त्ता शास्त्रार्थवत्वात् ॥ ३३॥

पद०—कर्त्ता ॥ शास्त्रार्थवत्वात् ॥

અર્થ — જીવાત્મા કર્તા છે કારણકે (शास्त्रार्थवत्वात्) એટલે કે શાસ્ત્ર ત્યારેજ અર્થવાળું થાય કે જ્યારે જીવાત્માને કર્તા માનવામાં આવે. જેમકે શાસ્ત્ર એમ કહે છે કે "यजेतस्वर्गकामः" "मुमुक्षुर्ब्रह्मोपासीत" ઇત્યાદિ વચનોમાં જીવાત્માને કર્ત્તા માન્યો છે. ૩૩

## विहारोपदेशात् ॥ ३४ ॥

पद०—विहारोपदेशात् ॥

અર્થ-જીવાત્મામાં કર્ત્તારૂપી વિહારનો ઉપદેશ જણાય છે. જેમકે-

" सयथामहाराजोजानपदान्गृहीत्वा स्वेजनपदे यथाकामपरिवर्त्तते एवमेवएषएतत्प्राणान्गृहीत्वा स्वे शरीरेयथाकामं परिवर्त्तते " बृ० २ ॥ १ ॥ १८ ॥ જેવી રીતે મહારાજા પોતાના સ્વદેશીય પદાર્થોને લઇને પોતાના દેશમાં આવીને યથા ઇચ્છા પ્રમાણે વર્તે છે, તે પ્રમાણે આ જીવાત્મા આ પ્રાણોને ગ્રહણ કરીને પોતાના શરીરમાં ઈચ્છાપૂર્વક વર્તે છે. ઇત્યાદિ વ્યવહારના ઉપદેશોમાં જીવાત્માનું કર્ત્તાપણું જણાય છે. ૩૪

## उपादानात् ॥ ३५ ॥

पद०—उपादानात् ॥

અર્થ—ઇંદ્રિયોનું ગ્રહણ કરવાથી પણ આત્મા કર્ત્તા જણાય છે જેમકે " प्राणेनगृहीत्वा " बृ० २ ॥ १ ॥ १८ ॥ ઇત્યાદિમાં પ્રાણોનો ગ્રહણ કર્ત્તા જીવાત્મા જણાય છે. એથી પણ જીવાત્માનું કર્ત્તાપણું સિદ્ધ થાય છે. ૩૫

## व्यपदेशाच्च प्रक्रियायांनचेन्निर्देशविपर्ययः ॥ ३६ ॥

पद०—व्यपदेशात् ॥च॥ प्रक्रियायां ॥न॥ चेत् ॥ निर्देशविपर्ययः॥

અર્થ—ક્રિયામાં જીવાત્મા કર્ત્તા હોવાનું કથન જણાયાથી જીવાત્મા કર્ત્તા છે. જો એમ કહેવાય કે વિજ્ઞાનનો અર્થ તે વાકયમાં બુદ્ધિનો છે તો તે ઠીક નથી કેમકે એવો અર્થ માનવામાં નિર્દેશનો વિપર્યય થઇ જાય છે. તે વિષય વાકય એવું છે કે "विज्ञानंयज्ञंतनुते

कर्माणितनुतेऽपिच ॥ तै० २ ॥ ५ ॥ १ ॥ અર્થ — વિજ્ઞાન એટલે જે જીવાત્મા છે તે યજ્ઞનો વિસ્તાર કરે છે, અને પોતાનાં કર્મોનો વિસ્તાર કરે છે. હવે જો વિજ્ઞાન નામ આ ઠેકાણે બુદ્ધિનું હોત તો "विज्ञानेनयज्ञंतनुते" એવો નિર્દેશ હોવો જોઇતો હતો; પણ તેમ નથી. ૩૬

## उपलब्धिवदनियमः ॥ ३७ ॥

पद०—उपलब्धिवत् ॥ अनियमः ॥

અર્થ—જેમ ઉપલબ્ધિમાં પ્રથમ અનિયમ કહ્યો છે કે જો તે જ્ઞાનસ્વરૂપ છે તો તેના જ્ઞાનની નિત્ય પ્રાપ્તિ હોવી જોઇએ, એ પ્રમાણે જો જીવાત્મા કર્ત્તા ન માનીએ અને પ્રકૃતિમાંજ કર્તૃત્વ માનીએ તો કર્મની નિત્યજ પ્રાપ્તિ હોવી જોઇએ, કેમકે સર્વ પુરૂષોની સાથે પ્રકૃતિનો સંબંધ સાધારણ છે. ૩૭

## शक्तिविपर्य्ययात् ॥ ३८ ॥

पद०—शक्तिविपर्य्ययात् ॥

અર્થ — જો જીવાત્મામાં કર્તૃત્વ ન માનીએ તો જે ભોક્તાપણાની શક્તિ છે તેનો પણ વિપર્યય થઇ જશે, માટે જીવાત્મામાં કર્ત્તાપણું છે. વિપર્યય એવી રીતે કે જો બુદ્ધિમાં કર્તૃત્વ માનીએ તો પછી ભોક્તૃત્વ પણ તેમાંજ માનવું પડશે. તો આત્માની ભોક્તૃત્વ શક્તિ નષ્ટ થશે-અને એ પ્રમાણે અન્યનિષ્ઠ કર્તૃત્વ તથા અન્ય નિષ્ઠ ભોક્તૃત્વથી જીવમાં અકૃતાભ્યાગમદોષ આવશે અર્થાત્ કરશે બુદ્ધિ અને ભોગવે જીવાત્મા-અન્ય કરે અને અન્ય ભોગવે-તેનું નામ અકૃતાભ્યાગમદોષ કેહેવાય છે. અને જો કર્ત્તા તથા ભોક્તા બંને બુદ્ધિને માનીએ તો આત્માનું સ્વર્ગ નર્કગમન માનવું નિષ્ફલ છે. તેમજ "द्वासुपर्णासयुजासखाया" ઇત્યાદિ વૈદિક વાકયોમાં જે જીવાત્માનેજ ભોક્તા માન્યો છે તેનાથી પણ વિરોધ આવશે. ૩૮

## समाध्यभावाच्च ॥ ३९ ॥

पद०—समाध्यभावात् ॥ च ॥

અર્થ—સમાધિનો અભાવ હોવાથી પણ બુદ્ધિમાં કર્ત્તાપણુ જણાતું નથી. અર્થાત્ જો બુદ્ધિ કર્ત્તા થશે તો ચિત્તવૃત્તિનો નિરોધ કોણ કરશે? અને લખ્યું એમ છે કે "योगश्चित्तवृत्तिनिरोधः" ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાવાળો કર્ત્તા કોઇ ભિન્ન છે અને સમાધિમાં આત્માની એવી પ્રતીતિ રહે છે કે હું બુદ્ધિ આદિ પદાર્થોથી ભિન્ન છું. એવી પ્રતીતિનો કર્ત્તા જો જીવાત્મા ન માને તો પછી તે પ્રતીતિ કોને થશે? એથી સ્પષ્ટ થાય છે કે જીવાત્માજ કર્ત્તા છે. ૩૯

સંગતિ—જો જીવાત્માજ કર્ત્તા છે તો તે સર્વ કાલમા કર્ત્તા હોવો જોઇએ? તો પછી સુષુપ્તિ આદિમાં તેના કર્તૃત્વનો નિરોધ કેમ થાય છે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

૧૫ તક્ષાધિકરણ.

## यथाचतक्षोभयथा ॥ ४० ॥

पद०—यथा ॥ च ॥ तक्षा ॥ उभयथा ॥

અર્થ—જેવી રીતે યંત્રાદિ નિર્માણ કરવાવાળો તક્ષક, યંત્રાદિ સાધનરૂપ લાકડી આદિ હોય છે તોપણ, પોતાની ઇચ્છા થવાથી તેનો કર્ત્તા થાય છે અને ન હોવાથી નથી થતો, તેજ પ્રકારે જીવાત્મા પણ પોતાની કર્તૃત્વ શક્તિનો ઉપયોગ સર્વકાલમાં લાવતો નથી. અને બુદ્ધિને કર્ત્તા માનવાથી તો એવો દોષ આવે છે કે તે જડ છે માટે ભોગ ઇચ્છા આદિનો નિયમ તેમાં બની શકતો નથી અતએવ જીવાત્મા સર્વદા કર્ત્તા હોવોજ જોઇએ.

સ્વામીશ્રી શંકરાચાર્યજીના મતમાં એ અધિકરણનો અર્થ પાછો એમજ છે કે જીવાત્માં કર્તૃત્વ નથી કિંતુ બુદ્ધિ આદિમાં કર્તૃત્વ છે. એ માટે બુદ્ધિ આદિનું ઉપાધિથીજ ઉક્ત સ્વામીશ્રીએ કર્તૃત્વ માન્યું છે-વાસ્તવમાં કર્તૃત્વ બુદ્ધિ આદિમાં પણ નથી. એ આશય સૂત્રોના આશયથી વિરૂદ્ધ છે. ૪૦

સંગતિ—હવે એ વાતનો વિચાર કરવામાં આવે છે કે જીવ જે કર્મ કરે છે તે સ્વતંત્ર થઇને કરે છે, કે પરતંત્ર? ઉત્તર—

૧૬ પરાયત્તા ધિકરણ.

परात्तुतच्छ्रुतेः ॥ ४१ ॥

पद०—परात् ॥ तु ॥ तच्छ्रुतेः ॥

અર્થ—પરબ્રહ્મની પ્રેરણાથી તે જીવાત્મા કર્મ કરે છે, એવું સંભળાય છે. ૪૧

સંગતિ—જો ઇશ્વર સ્વયં પ્રેરણા કરીને જીવો પાસે સારાં નબળાં ભલાં બૂરાં કર્મ કરાવે છે, તો ઇશ્વરમાં વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય દોષ આવે છે, કેમકે ઇશ્વરે પોતાની ઇચ્છાથી સ્વયં પ્રેરણા કરીને કોઇને મોટો બનાવ્યો અને કોઇને નાનો બનાવ્યો, કોઇને દુખી અને કોઇને સુખી? એ પૂર્વપક્ષનો ઉત્તર આપે છે.

कृतप्रयत्नापेक्षास्तुविहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः॥ ४२

पद०—कृतप्रयत्नापेक्षा: ॥ तु ॥ विहितप्रातिषिद्धावैयर्थ्यादिभ्यः॥

અર્થ—પૂર્વે કરેલાં કર્મો અનુસાર્જ જીવ બીજા કર્મ કરે છે. તુ શબ્દ પૂર્વ પક્ષને હઠાવે છે. અર્થાત્ ઈશ્વિર પૂર્વકૃત પ્રારબ્ધ કર્મોથીજ જીવ પાસે કર્મ કરાવે છે, માટે ઈશ્વિરનાપર વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય દોષ આવતો નથી; કેમકે ઇશ્વરની પ્રેરકતા એટલા અંશમાં છે કે તે પૂર્વકૃત કર્મ અવશ્ય ભોગવાવે છે. તે ઇશ્વર પોતાની ઇચ્છાથી સર્વ કરાવે છે એમ તો એ માટે માની શકાતું નથી. જો એમ હોત તો વિહિત કર્મ અને પ્રતિષિદ્ધ કર્મ વ્યર્થ થઇ જાત. એ માટે સૂત્રકારે કહ્યું છે કે જે કર્મ જીવને માટે વિહિત છે અને જે કર્મ નિષિધ કર્યાં છે એ પ્રમાણેનો વિધિ નિષેધ ત્યારેજ સફલ થઇ શકે છે કે જયારે જીવકર્મ કરવામાં સ્વતંત્ર હોય, અન્યથા જો જીવ સર્વથા

ઇશ્વરાધીન માનીએ તો પછી તેને માટે વિધિનિષેધની શી આવશ્યકતા રહી ? સારાંશ એ છે કે જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે અને કર્મનું ફલ ભોગવવામાં પરતંત્ર છે. ૪૨

સંગતિ—કાંઈ એક ઉપનિષદ્ વાક્યોમાં જીવને અગ્નિના ચીંગારાની સમાન બ્રહ્મનો અંશ કહ્યો છે. જો જીવ એવી રીતે બ્રહ્મનો અંશ માન્યો છે તો પછી તે બ્રહ્મનોજ ટુકડો (ભાગ) થયો તો પછી જીવ બ્રહ્મનો ભેદ કેવી રીતે ? એનો ઉત્તર આ અંશાધિકરણમાં સૂત્રકાર આપે છે.

૧૭ અંશાધિકરણ.

## अंशोनानाव्यपदेशादन्यथा चापिदाशकितवादित्वमधीयतएके ॥ ४३ ॥

पद०—अंशः ॥ नानाव्यपेशात् ॥ अन्यथा ॥ च ॥ अपि॥ दाशकितवादित्वम् ॥अधीयते ॥एके ॥

અર્થ—જીવ બ્રહ્મનો અંશ છે કારણકે જીવોમાં નાનાપણું જણાય છે. અન્ય પ્રકારથી પણ દાસ અને કિતવાદિ રૂપે કેટલીએક શાખાવાળાઓ પઠન કરે છે. અર્થાત્ જીવોમાં નાનાપણું જણાયાથી અને તે સર્વ જીવોમાં પરમાત્મા વ્યાપક છે માટે તે બ્રહ્મનો અંશસમાન છે. દાસ હોવાથી પણ અંશસમાન છે અને નિષ્પાપ બ્રહ્મની આગળ તે કિતવાદિભાવ રાખવાથી પણ અંશની સમાન છે. ૪૩

સંગતિ—જેવી રીતે અગ્નિ અને અગ્નિના વિસ્ફુલિંગમાં અગ્નિનો ઉષ્ણતાંશ બરાબર હોય છે, એ, પ્રમાણે ભેદ અને અભેદ જણાવાથી વિસ્ફુલિંગ (ચીંગારા) માં ગરમી હોવાથી અગ્નિથી અભિન્ન છે અને પોતાના ચિંગારાપણાંમાં અગ્નિથી ભિન્ન છે. તો એ પ્રકારે જીવને બ્રહ્મનો અંશ કેમ ન માની શકાય ? ઉત્તર—

## मन्त्रवर्णाच्च ॥ ४४ ॥

पद०--मंत्रवर्णात् ॥ च ॥

અર્થ—વૈદિક મંત્રથી એમ જણાય છે કે તે જીવરૂપ ભૂત બ્રહ્મના એક દેશમાં જણાય છે માટે તેને અંશ કહ્યો છે, વાસ્તવમાં અંશ નથી; તે વૈદિક મંત્ર એ છે કે—

एतावानस्यमहिमातोज्यायाँश्चपूरुषः ॥ पादोऽस्यविश्वाभूतानि त्रिपादस्यामृतंदिवि ॥ य० अ० ३१

અર્થ—આ સર્વ જગત તે પરમાત્માના એક પાદરૂપ છે અને ત્રણ પાદરૂપ તે અમૃત છે. આ ઠેકાણે અંશ ( પાદ ) નો અર્થ એક ભાગનો છે. એ માટે જીવને બ્રહ્મનો અંશ કહ્યો છે. અંશ, પાદ, ભાગ, એ સર્વ એકાર્થ વાચી છે. ૪૪

## अपिचस्मर्यते ॥ ४५ ॥

पद०—अपि ॥ च ॥ स्मर्यते ॥

અર્થ—વળી વાત એવી છે કે સ્મૃતિમાં પણ પૂર્વોક્ત ભાવશીજ જીવને અંશ કહ્યો છે, જેમકે—"ममैवांशोजीवलोकेजीवभूत सनातनः गी० १५ ॥ ७ ॥ અર્થ—જીવલોકમાં સનાતન જીવભૂત અંશ મારોજ છે. આ ઠેકાણે અંશ શબ્દ સ્વસ્વામીભાવના અભિપ્રાયથી છે. જો એમ ન હોત તો "सनातन" એ કેહેવું નિષ્ફલ થઇ જાત કેમકે અગ્નિના ચિંગારાની પેઠે જો ઇશ્વરનો અંશ જીવ હોત તો સનાતન કેહેવાની આવશ્યકતા નહીં હતી. ૪૫

સંગતિ—"यथासुदीप्तात्पावकात् विस्फुलिङ्गा सहस्रश प्रभवन्ति" ઇત્યાદિ બૃહદારણ્યકોપનિષદ્ વાકયોમા જીવને અગ્નિના ચિંગારાના દૃષ્ટાન્તથી બ્રહ્મનો ભાગ કહ્યો છે, તો પછી અંશનો અર્થ એક દેશમાં રેહેવાવાળો એમ કેમ થઇ શકે? ઉત્તર—

## प्रकाशादिवन्नैवंपरः ॥ ४६ ॥

पद०—प्रकाशादिवत् ॥ न ॥ एव ॥ परः ॥

અર્થ—પ્રકાશાદિકોની પેઠે પરબ્રહ્મ નથી અર્થાત્ બ્રહ્મ નિરાકાર છે એ માટે અગ્નિઆદિ પ્રકાશવાળા સાકાર પદાર્થોની સમાન તેનો સાકાર ટુકડો થઇ શકતો નથી અતએવ જીવ તેનો વાસ્તવમા અંશ (ટુકડો) નથી એજ અભિપ્રાયથી સ્વામીશ્રી શંકરાચાર્યજીએ પણ કહ્યુ છે કે " अंशइवांशो नहिनिरवयवस्यमुख्योंश संभवति' ब्रा० भा० ब्र० सू० २ ॥ ३ ॥ ४३ ॥ અર્થ—અંશની સમાન અંશ છે પણ વાસ્તવમા અંશ નથી, કેમકે નિરવયવનો વાસ્તવિક અંશ હોઈ શકતો નથી ઉપનિષદ્નુ તાત્પર્ય અગ્નિ વિસ્ફુલિંગથી જીવને એક દેશી જણાવવાને માટે છે ४६

## स्मरन्तिच ॥ ४७॥

पद०—स्मरन्ति ॥ च ॥

અર્થ—સ્મૃતિ પણ તેને નિરાકારજ વર્ણવે છે જેમકે—

"तत्रयः परमात्मा हि स नित्योनिर्गुण स्मृतः ॥ नलिप्यतेफलैश्चापिपद्मपत्रमिवाम्भसा ॥ અર્થ—જે પરમાત્મા છે તે નિત્ય છે, નિર્ગુણ છે, એ માટે તેને પાપ પુણ્ય લાગતુ નથી, તે જલમા કમલના પાદડાની પેઠે નિર્લેપ રહે છે એ વિષયમા કઠોપનિષદ્મા એમ કહ્યુ છેકે-

" एकस्तथा सर्वभूतान्तरात्मा नलिप्यतेलोक दुःखेनबाह्यः ॥ क० ५ १ ॥ ११ ॥

અર્થ—સર્વ ભૂતોનો અંતરાત્મા પરમાત્મા સંસારના દુઃખથી દુઃખી થતો નથી, કેમકે તે બાહ્ય એટલે સંસારથી બહાર છે-અર્થાત્ નિરવયવ છે. ૪૭

સંગતિ—જેવી રીતે પરમાત્મા નિરાકાર છે. તેમ જીવાત્મા પણ નિરાકાર છે તો પછી તેને માટે વિધિનિષેધ અને શરીરાદિ બંધન શામાટે? ઉત્તર—

## अनुज्ञापरिहारौदेहसंबंधाज्ज्योतिरादिवत् ॥ ४८ ॥

पद०—अनुज्ञापरिहारौ ॥ देहसंबंधात् ॥ ज्योतिरादिवत् ॥

અર્થ—વિધિ અને નિષેધ દેહના સંબંધથી જ્યોતિઆદિની સમાન છે. અર્થાત્ જેમ અગ્નિઆદિ પ્રકાશક પદાર્થ બૂરા સ્થાનના સંબંધથી બુરા ગણાય છે, એ પ્રકારે દેહના સંબંધથી જીવાત્મા પાપી અને પુણ્યવાન બને છે; વાસ્તવમાં જીવ પણ નિરાકાર છે. ૪૮

સંગતિ—જ્યારે જીવાત્મા વાસ્તવમાં નિરાકાર છે તો નિરાકાર પદાર્થ તો અસીમ હોય છે અને અસીમ હોવાથી એક શરીરમાં કરેલાં પાપ પુણ્ય સર્વ જીવાત્માઓને લાગશે? ઉત્તર—

## असन्ततेश्चाव्यतिकरः ॥ ४९॥

पद९—असन्ततेः ॥ च ॥ अव्यतिकरः ॥

અર્થ—જીવાત્મા વિભુ નહિ હોવાથી એક બીજાનાં પુણ્ય પાપ લાગવાનો જે વ્યત્યય છે તે થઈ શકતો નથી. ૪૯

## आभासएवच ॥ ५० ॥

पद०—आभासः ॥ एव ॥ च ॥

અર્થ—અનુભવ પણ જીવાત્માની પરિચ્છન્નતાનોજ થાય છે માટે તેને એક બીજાના કર્મોનું ફલ લાગતું નથી.

સ્વામીશ્રી શંકરાચાર્યજીએ આ સૂત્રનો એવો અર્થ કર્યો છે કે-જીવાત્મા તે પરમાત્માનો આભાસ છે જેમકે જલમાં સૂર્યનો

આભાસ (પ્રતિબિમ્બ) પડે છે, જેમકે એક જલગત સૂર્યના કંપવાથી બીજાં જલોમાં જે સૂર્યનો આભાસ છે તે કાંપતો નથી, તે પ્રકારે એક આત્માના સુખી દુઃખી હોવાથી બીજા આત્મા સુખી દુઃખી થતા નથી.

સ્વામીશ્રી રામાનુજાચાર્યજીના મતમાં આ સૂત્રનો એવો અર્થ છે કે માયાવાદી લોક જે જીવને બ્રહ્મ વર્ણન કરવામાં અથવા વિભુ વર્ણન કરવામાં તર્કો આપે છે તે બધા તર્કાભાસ છે, અસ્તુ. જો સૂત્રાર્થ જોઇયે તો સ્વામિ રામાનુજજીનો પણ એવોજ અર્થ ઘટે છે કે જેવો સ્વામીશ્રી શંકરાચાર્યજીનો હતો. સૂત્રોની પરસ્પર સંગતિ જોવાથી એવી વાત જણાય છે કે ઓગણપચાસમાં સૂત્રથી લઇને આ પાદની સમાપ્તિપર્યંત જીવાત્માને વિભુ હોવાનું ખંડન કર્યું છે. એ સૂત્રોમાં સૂત્રકારે મોટી યોગ્યતાથી એ વાત જણાવી છે કે "જો જીવાત્મા વિભુ માનીએ તો તેનો કોઈ પ્રકારનો હેતુ નથી રહેતો-કે એકનું કર્મ એકનેજ કેમ લાગે સર્વને શામાટે ન લાગે ?" એજ વાત બીજા સૂત્રમાં સ્પષ્ટ કરે છે. ૫૦

## अदृष्टानियमात् ॥ ५१ ॥

पद०—अदृष्टानियमात् ॥

અર્થ—અદૃષ્ટ એટલે પોત પોતાનાં કર્મ અર્થાત્ જે જેવાં કર્મ કરે છે તેજ તેનો ભોક્તા થાય છે, એમ પણ કહી શકે નહિ. કેમકે જ્યારે જીવાત્મા વિભુ છે તો પછી જે જીવે કર્મ કર્યાં છે તેજ જીવના કર્મ ભોગવે છે એમ કેમ કહેવાશે ? કેમકે જે શરીરમાં તેણે કર્મ કર્યાં છે તેમાં તો અસંખ્યાત જીવાત્મા વર્તમાન છે એ માટે જીવાત્માને વિભુ માનવાવાળાના મતમાં એમ નહિ કહી શકાય કે આ કર્મ અમુક જીવનાંજ છે. ૫૧

સંગતિ—જો એમ કહિયે કે જેણે પોતાના સંકલ્પથી જે કર્મો કર્યા છે તેના તે કર્મો ગણાશે ? તે પણ ઠીક નથી જેમકે—

## अभिसन्ध्यादिष्वपिचैवम् ॥ ५२ ॥

पद०—अभिसन्ध्यादिषु ॥ अपि ॥ च ॥ एवम् ॥

અર્થ—સંકલ્પાદિકોમા પણ તેજ પૂર્વોક્ત દોષ આવે છે તે એ પ્રકારે કે જે શરીરમા જે જીવે જે સંકલ્પ કર્યો તે તેનોજ સંકલ્પ છે એમ કેમ ગણાય ? કેમકે તેમા બીજા પણ જીવાત્મા વ્યાપક છે ? ૫૨

## प्रदेशादितिचेन्नान्तर्भावात ॥ ५२ ॥

पद०—प्रदेशात् ॥ इति । चेत ॥ न ॥ अन्तर्भावात ॥

અર્થ—તે શરીર પ્રદેશના કારણથી જો એમ માનીએ કે જે દેશમા જીવાત્માએ સંકલ્પ કર્યો અથવા કર્મ કર્યુ તે તેજ જીવાત્માના સમજાશે એમ કહી શકશો નહિ, કેમકે તેની અંદર બીજા પણ જીવાત્મા વિદ્યમાન છે એ પ્રકારે જીવાત્માને વિભુ માનીને પુણ્ય પાપની વ્યવસ્થા કદાપિ થઈ શકતી નથી

શ્રીમાન્ સ્વામિ શંકરાચાર્યજી આ સૂત્રને વૈશષિક મતના ખંડનમા લગાવે છે તે એ પ્રકારે કે વૈશેષિક લોકો જે જીવાત્માને વિભુ માને છે તેના મતમા પાપ અને પુણ્યની વ્યવસ્થા બની શકતી નથી અમારા મત પ્રમાણે તો જે દોષ સ્વામિજી વૈશેષિકપર લગાવે છે તે દોષ તેમનાજ મતપર આવે છે જો એમ કહિયે કે માયાવાદી લોક બુદ્ધિઆદિ ઉપાધિયોથી જીવાત્માને પરિચ્છિન્ન માને છે માટે એ દોષ તેમનાપર લાગતો નથી ! તો એ વાત ઠીક નથી, કેમકે વાસ્તવમા

તો જીવાત્મા તેમના મતમાં વિભુજ છે. પરિચ્છિન્ન તો ઘટાકાશની પેઠે ઉપાધિવશથી છે, અને તે ઉપાધિના આવવા જવામાં તે અચલ આત્મા તો તેઓના મતમાં ચલાયમાન થઇ શકતો નથી, એ માટે ઉપાધિના ચલનથી મુક્ત જીવાત્મા બંધનમાં આવતો જશે અને બધ્ધ મુક્ત થતો જશે. એ પ્રકારે અનંત દોષ માયાવાદીઓના મતમાં આવે છે. ગ્રંથ બાહુલ્યના ભયથી તેનો વિસ્તાર આ ઠેકાણે કર્યો નથી. આ અધિકરણપર વેદાન્તાર્યભાષ્યભૂમિકામાં પં. આર્યમુનીજીએ વિસ્તાર સારો કર્યો છે તે વાંચી લેવા ભલામણ કરીએ છીએ. ૫૩

॥ इति वेदान्तार्य्यभाष्ये द्वितीयाध्यायस्य

तृतीयः पादः समाप्तः ॥

## ॥ अथवेदान्तार्य्यभाष्ये द्वितीयाध्यायस्य चतुर्थः पादः प्रारभ्यते ॥



સંગતિ—આ પાદની પૂર્વે આકાશાદિ ભૂતોની ઉત્પત્તિનું વર્ણન કર્યું. એજ પ્રસંગમાં જીવનું અનાદિત્વ અને તેના સ્વરૂપનું વર્ણન પણ કર્યું. હવે એ વિચાર કરવામાં આવે છે કે "ઇંદ્રિયો જીવની પેઠે નિત્ય છે, કે આકાશાદિ પ્રપંચની સમાન અનિત્ય છે?" પૂર્વ પક્ષ એવો છે કે જીવની પેઠે ઇન્દ્રિય ઉત્પન્ન થતી નથી અને તે પૂર્વ-પક્ષ આ સૂત્રમાં છે જેમકે—

१ પ્રાણોત્પત્ત્યધિકરણ.

### तथाप्राणः ॥ १ ॥

पद०—तथा ॥ प्राणः ॥

અર્થ—જેમ જીવ ઉત્પન્ન થતો નથી તેમ પ્રાણ એટલે ઇંદ્રિયો પણ ઉત્પન્ન થતી નથી. આ પૂર્વપક્ષનો ઉત્તર નીચેના સૂત્રથી ૧

### गौण्यसम्भवात् ॥ २ ॥

पद०—गौणी ॥ असंभवात् ॥

અર્થ—પ્રાણોની અનુત્પત્તિની જે શ્રુતિ છે તે ગૌણી વૃત્તિથી છે, કારણકે પ્રાણોની અનુત્પત્તિનો અસંભવ જણાય છે. ૨

## तत्प्राक्श्रुतेश्च ॥ ३ ॥

पद०—तत ॥ प्राक् ॥ श्रुतेः ॥ च ॥

અર્થ—આકાશાદિકોની પૂર્વે પ્રાણોની ઉત્પત્તિ શ્રવણ થાય છે માટે. જેમકે-"एतस्माज्जायतेप्राण" मुं २ ॥ १ ॥ ३ ॥ તે પરમાત્માથી પ્રાણ ઉત્પન્ન થાય છે. ૩

## तत्पूर्वकत्वाद्वाच ॥ ४ ॥

पद०—तत्पूर्वकत्वात् ॥ वाचः ॥

અર્થ—આકાશાદિ સૃષ્ટિપૂર્વક વાગિન્દ્રિયાદિની પણ ઉત્પત્તિ એવી રીતે નિરૂપણ કરી છે. "अन्नमयंहिसोम्यमन आपोमयः प्राणस्ते जोमयीवाक्" छा० ६ ॥ ५ ॥ ४ ॥ છાદોગ્યના આ વચનમાં તેજ, જલ, ભૂમી વાણી કથન કરી છે. અર્થાત્ મનથી પ્રથમ ભૂમી, પ્રાણથી પ્રથમ જલ છે, અને વાણીથી પ્રથમ તેજ છે. સારાંશ એ છે કે ભૂમી, જલ, તેજ એ ત્રણેથી ક્રમે કરીને મન, પ્રાણ અને વાણી ઉત્પન્ન થાય છે અને એ માટેજ આ સૂત્ર કહ્યું છે. ૪

સંગતિ—પ્રાણાદિ ઇન્દ્રિયોની ઉત્પત્તિ કથન કરીને હવે ઇન્દ્રિયોની સંખ્યાનું વર્ણન થાય છે. તેમાં પૂર્વપક્ષ સૂત્ર પ્રથમ એ છેકે-




## सदागते र्विशेषित्वाच ॥ ५ ॥

पद०—सदागतेः ॥ विशेषितत्वात् ॥ च ॥

અર્થ—સાત પ્રકારની ગતિનું વિશેષણ આપવાથી એવું જણાય છે કે ઇન્દ્રિયો સાત છે. જેમકે "सप्तप्राणा प्रभवन्तितस्मात्" मु० २॥ १ ॥ ८ ॥ એ વાકયમાં પ્રાણ શબ્દનો અર્થ ઇન્દ્રિયોનો છે. ૫

## हस्तादयस्तु स्थितेऽतोनैवम् ॥ ६ ॥

पद०—हस्तादयः ॥ तु ॥ स्थितेः ॥ अतः ॥ न ॥ एवम्॥

અર્થ—તુ શબ્દ પૂર્વપક્ષને હઠાવે છે. હાથ, પગ, ત્વચા અને મન એ હોવા છતાં પણ સાતજ ઇન્દ્રિયો છે, એમ નથી કિંતુ પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને અગીયારમું મન એ પ્રમાણે અગિયાર ઇન્દ્રિયો છે ૬

સંગતિ—એ પ્રમાણે ઇંદ્રિયોની સંખ્યા નિરૂપણ કરીને હવે પ્રાણોની સૂક્ષ્મતા વર્ણવે છે.

૩ પ્રાણાણુત્વા ધિકરણ

## अणवश्च ॥ ७ ॥

पद०—अणवः ॥ च ॥

અર્થ—પ્રાણ સૂક્ષ્મ છે તથા—

૪ પ્રાણશ્રેષ્ઠયા ધિકરણ

## श्रेष्ठश्च ॥ ८ ॥

पद०—श्रेष्ठः ॥ च ॥

અર્થ—પ્રાણ શ્રેષ્ઠ છે. કેમકે જ્યારે ઇંદ્રિયોએ અભિમાન કર્યું કે હમે મોટી છીએ, ત્યારે તેમાં પ્રાણુનીજ શ્રેષ્ઠતા જણાઇ.

આ કથા છાંદોગ્યના પાંચમાં પ્રપાઠકમાં એ પ્રકારે વર્ણવેલી છે કે "એક સમયે સર્વ ઇંદ્રિયોને અભિમાન થયું; કોઈ કહે હું મોટી અને કોઈ કહે હું મોટી. ત્યારે પ્રાણે પ્રજાપતિને જઇને કહ્યું કે ભગવન્! અમારામાંથી કોણ મોટું ? પ્રજાપતિએ ઉત્તર આપ્યો કે

'જેના નિકળવાથી શરીરની ચેષ્ટા બધ પડી જાય તે મોટો.' તો એમ જણાય છે કે આધળા પણ જીવે છે અને બહેરાપણુ જીવે છે, પગુ પણ જીવે છે અને હાથપગ કપાઇ ગયા હોય છે તે પણ જીવે છે, પરતુ જ્યારે પ્રાણ નીકળે છે ત્યારે કોઇ જીવી શકતું નથી" એવી રીતે પ્રાણોની શ્રેષ્ઠતા વર્ણવી છે. એ કથા આલકારિક છે અને પ્રજા પ્રતિનો અર્થ સ્વામીશ્રી શકરાચાર્યજીએ પણ "જનયિતા' એવો કર્યો છે જેથી આશય પરમાત્માનો છે ૮

સંગતિ—જે વાયુ છે તેજ પ્રાણ છે કે વાયુની ક્રિયાનુ નામ પ્રાણ છે? એનો ઉત્તર એવો છે કે—

પ વાયુક્રિયા ધિકરણ

## नवायुक्रियेपृथगुपदेशात् ॥ ९ ॥

पद०--न ॥ वायुक्रिये ॥ पृथक् ॥ उपदेशात् ॥

અર્થ—વાયુ અથવા વાયુની ક્રિયાનું નામ પ્રાણ નથી કિંતુ પ્રાણનો પૃથક્ ઉપદેશ કર્યો છે. "तस्माज्जायतेप्राण मन सर्वेन्द्रियाणि च ख वायु" મું૦ ૨ ॥ ૧॥ ૩॥ અર્થ-તે પરમાત્માથી પ્રાણ, મન, સર્વ ઇંદ્રિયો, આકાશ અને વાયુ ઉત્પન્ન થયા. ઇત્યાદિ વાકયોમા પ્રાણોને વાયુથી પૃથક્ કહ્યો છે ૯

સંગતિ—ઉક્ત છાદોગ્યની કથામાં પ્રાણોને શ્રેષ્ઠ અને સૂક્ષ્મ કહ્યાથી એમ જણાય છે કે આ શરીરમાં પ્રાણોનુ જીવની સમાન સ્વાતન્ત્ર્ય છે? એનો ઉત્તર—

## चक्षुरादिवत्तुतत्सहशिष्ट्यादिभ्यः ॥ १० ॥

पद०—चक्षुरादिवत् ॥ तु ॥ तत् ॥ सह ॥ शिष्ट्यादिभ्यः ॥

અર્થ—ચક્ષુઆદિકોની પેઠે પ્રાણ પણ શરીરમા સ્વતત્ર નથી કિન્તુ રાજમત્રીની સમાન જીવનો એક સાધનરૂપ છે, કેમકે જીવ ચક્ષુ

આદિકોની સમાનજ પ્રાણને પણ શાસન કરે છે—અર્થાત્ ચક્ષુ આદિ ઇંદ્રિયોની પેઠે જીવાત્મા પ્રાણને પણ ચલાવે છે કેમકે સમાન ધર્મોવાળાનેજ સમાન શાસન હોય છે. ૧૦

## अकरणाच्चनदोषस्तथाहिदर्शयति ॥ ११ ॥

पद०—अकरणात् ॥च॥न ॥ दोषः ॥तथा॥हि॥ दर्शयति ॥

અર્થ—પ્રાણોને સાધન ન હોવાથી ચક્ષુ આદિની સાથે સર્વથા સમાન ન હોવાનો દોષ લાગતો નથી. શાસ્ત્ર એવું દર્શાવે છે કે પ્રાણ-નાજ આશ્રયથી શરીર ઇંદ્રિય પુષ્ટ થાય છે.

"यस्मिन्नुत्क्रान्तइदंशरीरं पापिष्ठतरमिवदृश्यते सएवश्रेष्ठइत्युक्त्वा वागाद्युत्क्रमणेऽपिशरीरस्यन्द्रियान्तराणां च स्थितंदर्शयित्वा प्राणोत्क्रमणेशरीरेन्द्रियशैथिल्याभिधानादतः प्राणापानव्यानोदानसमानाकारणपञ्चधाऽवस्थितोऽयं प्राणःशरीरेन्द्रिय धारणादिनाजीवस्योपकरोतीति" ॥श्री०भा० पृ० १७३०

અર્થ—જેના નીકળવાથી આ શરીર અતિ પાપીના સમાન જણાય છે તે શ્રેષ્ઠ પ્રાણ છે. એમ કહીને વાણિઆદિ ઇંદ્રિયો ચાલી જવાથી શરીરની અને ઇન્દ્રિયોની સ્થિતિને બતાવીને તથા પ્રાણોના નિકળવાથી શરીર અને ઇંદ્રિયોની શિથિલતા કથન કરવાથી પ્રાણને ચક્ષુ આદિકોની પેઠે કેવલ સાધનજ નહિ કિંતુ એક પ્રધાન રાજ-મંત્રીની પેઠે આ શરીરમાં જીવની સ્થિતિનો સહાયક બતાવ્યો છે ૧૧

## पञ्चवृत्तिर्मनोवद्व्यपदिश्यते ॥ १२ ॥

पद०—पञ्चवृत्तिः ॥ मनोवत् ॥ व्यपदिश्यते ॥

અર્થ—પંચવૃત્તિ એટલે કે પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન એ પાંચ પ્રકારના પ્રાણોના ભેદ મનની પેઠે કથન કર્યા છે.

અર્થાત્ જેમ એક મનના કામ, સંકલ્પ, વિચિકિત્સા આદિ ભેદ છે, તેજ પ્રકારે એક પ્રાણનાજ અપાનાદિ ભેદ છે. પ્રાણથી ભિન્ન નથી. ૧૨

૬ શ્રેષ્ઠાણુત્વાધિકરણ.

## अणुश्च ॥ १३ ॥

पद०—अणुः ॥ च ॥

અર્થ—તે પ્રાણ સૂક્ષ્મ છે. ૧૩

સંગતિ—"अग्निर्वाग्भूत्वामुखंप्राविशत्" ए० २ ॥ ४॥ ઇત્યાદિમાં વાગાદિ ઇંદ્રિયોની સ્વતન્ત્રતા જણાય છે તો પછી તેને કરણ (સાધન) કેમ કહી શકાય ? એનો ઉત્તર આ જ્યોતિરાદ્યધિષ્ઠાનાધિકરણમાં છેઃ-

૭ જ્યોતિરાદ્યધિકરણ.

## ज्योतिराद्यधिष्ठानंतुतदामननात् ॥ १४॥

पद०—ज्योतिराद्यधिष्ठानम् ॥ तु ॥ तदामननात् ॥

અર્થ—અગ્નિ આદિકોનું અધિષ્ઠાન પરમાત્મા છે, અને પરમાત્માના સંકલ્પથીજ અગ્નિ આદિકોનું મુખાદિમાં પ્રવેશ કથન કર્યું છે. અગ્નિ આદિકોનો અધિષ્ઠાતા પરમેશ્વર છે "योऽग्नौतिष्ठन्नग्नेरन्तरो यमग्निर्नवेदयस्याग्नि शरीरं योऽग्निमन्तरो यमयति स त आत्मा अन्तर्याम्यमृतः" बृ० अ० ब्रा०॥ જે પરમાત્મા અગ્નિમાં રહે છે, અગ્નિથી ભિન્ન છે, જેને અગ્નિ જાણતો નથી, જેનું અગ્નિ શરીર છે અને જે અગ્નિને પ્રેરણા કરે છે, તે આ તમારો અન્તર્યામિ અમૃત છે. ઇત્યાદિ વાક્યોમાં જડ વસ્તુઓનો અધિષ્ઠાતા પરમાત્માજ છે. એ માટે અગ્ન્યાદિ ભૂત વાગાદિરૂપ થઇને પરમાત્માની સત્તાથી પ્રવિષ્ટ થયા છે, કાંઈ સ્વતન્ત્ર સત્તાથી પ્રવિષ્ટ થયા નથી ૧૪

## प्राणवताशब्दात् ॥ १५ ॥

पद०—प्राणवता ॥ शब्दात् ॥

અર્થ—પ્રાણવાળાઓથીજ પ્રાણનો સંબંધ છે એવું શબ્દ પ્રમાણથી જણાય છે, જેમકે "प्राणस्यप्राण" ઈત્યાદિ વાક્યોમાં કથન છે ૧૫

## तस्यचनित्यत्वात् ॥ १६ ॥

पद०—तस्य ॥ च ॥ नित्यत्वात् ॥

અર્થ—તે પરમાત્માનું નિત્યપણું હોવાથી પણ પરમાત્માજ અધિષ્ઠાતા જણાય છે. હવે વિચાર કરવા યોગ્ય એ વાત છે કે "तत्सृष्ट्वातदेवानुप્राविशत्" એ વાક્યમાં બ્રહ્મનો પ્રવેશ જણાય છે કે જીવનો ? આ અધિષ્ઠાનાધિકરણમાં જ્યારે એ વાત સ્પષ્ટ છે કે પરમાત્માજ સર્વનો અધિષ્ઠાતા છે જેમકે "यआत्मनितिष्ठन्नात्मनोऽन्तरोयमात्मा न वेद" જે જીવાત્મામાં રહે છે, જીવાત્માથી ભિન્ન છે અને જેને જીવાત્મા જાણતો નથી તેમજ જે જીવાત્માનો નિયન્તા છે ઇ૦ તો એથી જણાય છે કે "तत्सृष्ट्वातदेवानुप्राविशत्" એવાક્યમાં "सृष्ट्वा" ક્રિયાનો કર્ત્તા પરમાત્મા છે અને 'अनुप्राविशत्' ક્રિયાનો કર્ત્તા પણ પરમાત્માજ છે सृष्ट्वाનો સર્વાધિષ્ઠાનપણાથી કર્ત્તા છે અને 'प्राविशत्'નો સ્વાત્મભૂત જીવપણાથી કર્ત્તા છે; અર્થાત્ આ શરીરાદિ સૃષ્ટિની રચના કરીને પોતાના આત્મભૂત જીવથી પરમાત્માએ તેમાં પ્રવેશ કર્યો. આ ઠેકાણે પરમાત્માનો પ્રવેશ એટલા અંશમાં કહ્યો છે કે, જીવ તેનો પોતાનો (સ્વામિ સંબંધથી) છે માટે આત્મા કહ્યો છે. એ માટે. ઉપચારથી આ ઠેકાણે પરમાત્માનો પ્રવેશ કહ્યો છે; વાસ્તવમાં તો જીવનોજ પ્રવેશછે. ૧૬

સંગતિ—હવે પૂર્વપ્રકૃત ઇંદ્રિયોના વિચારમાં ઇંદ્રિય અને પ્રાણનો ભેદ એટલાજ અંશમાં બતાવે છે.

૮ ઇંદ્રિયાધિકરણ

## तइन्द्रियाणितदव्यपदेशादन्यत्रश्रेष्ठात् ॥१७॥

पद०—ते ॥इन्द्रियाणि ॥ तद्व्यपदेशात् ॥ अन्यत्र ॥श्रेष्ठात् ॥

અર્થ—તે પ્રાણો ઇંદ્રિયો છે કેમકે તેમની શ્રેષ્ઠતા છોડીને ઇંદ્રિય કહ્યા છે, તેમજ બીજા સ્થલે શ્રેષ્ઠ છે. ૧૭

## भेदश्रुतेः ॥ १८ ॥

पद०—भेदश्रुतेः ॥

અર્થ-મુખ્ય પ્રાણનો ઇંદ્રિયોથી ભેદ સંભળાય છે માટે. ૧૮ તેમજઃ-

## वैलक्षण्याच्च ॥ १९ ॥

पद०—वैलक्षण्यात् ॥ च ॥

અર્થ—ઇંદ્રિયો કરતાં વિલક્ષણતા જણાય છે માટે. ૧૯

સંગતિ—હવે પ્રાણ અને ઇંદ્રિયાદિ નિરૂપણ કરીને જે વાક્યોમાં નામ રૂપનું વ્યાકરણ કર્યું છે તેમાં કર્તૃત્વનો વિચાર કરે છે અને નામરૂપ વ્યાકરણમાં ઉપયોગી પંચીકરણનું વિવરણ પણ આ અધિકરણમાં છે.

૯ સંજ્ઞામૂર્તિક્લૃપ્ત્યાધિકરણ.

## सञ्ज्ञामूर्तिक्लृप्ति स्तुत्रिवृत्कुर्वतउपदेशात् ॥ २० ॥

पद०—संज्ञामूर्त्तिक्लृप्ति ॥ तु ॥ त्रिवृत्कुर्वतः ॥ उपदेशात् ॥

અર્થ—જેણે એક એક ભૂતોને નામ, મૂર્તિ અને સિદ્ધિ એમ ત્રણ ત્રણ પ્રકારે કર્યા છે, એવા પરમાત્માથીજ સંજ્ઞા અને મૂર્તિની સિદ્ધિ થાય છે; એવીજ રીતનો ઉપદેશ આ વિષય વાક્યોમાં જણાય છે. તે વિષય વાકય એ છે કે-"सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रोदेवताअनेन जीवेनात्मानुप्रविश्य नामरूपे व्याकरवाणीति ॥ तासां त्रिवृतंत्रिवृतमेकैकां करवाणीति " छां० ६ ॥ ३ ॥२॥

અર્થ—તે સદ્રૂપ દેવતાએ એમ વિચાર્યું કે હું જીવરૂપ આ આત્માવડે પ્રવેશ કરીને નામરૂપને કરૂં આ વિષયવાક્યમાં એવો સંદેહ છે કે આ ઠેકાણે પ્રવેશરૂપી ક્રિયાનો કર્તા જીવ છે કે બ્રહ્મ? એ વાત તો સ્પષ્ટ છે કે "व्याकरवाणि' આ ક્રિયાનો કર્તા બ્રહ્મ છે તો પછી "प्रविश्य" એ ક્રિયાનો કર્તા જીવ કેમ થઈ શકે? કેમકે સમાન કર્તામાજ ' क्त्वा " પ્રત્યય થાય છે અને તેના સ્થાનમાં 'ल्यप' થઈને 'प्रविश्य" બને છે તો એમ્હદર અર્થ એવો નિકળ્યો કે પ્રવેશરૂપ ક્રિયાનો કર્તા બ્રહ્મજ છે હવે રહી એ વાત કે તો પછી તે પ્રવેશ જીવનો કેવી રીતે સમજાય? એનો ઉત્તર એ છે કે જીવ એનો અંશરૂપ આત્મા હોવાથી સ્વરૂપ પણ છે પરંતુ તે સ્વયં બ્રહ્મ તો નથીજ કેમકે યદિ સ્વયં બ્રહ્મ હોત તો "अनेनजीवेन ' એ વિશેષણ તે પ્રવેશ કર્ત્તા આત્માને ન આપ્યું હોત? એથી સાર એ નીકળે છે કે જીવ વિશેષણ પરમાત્માની વ્યાવૃત્તિ કરવા માટેજ આપ્યું છે

સ્વામીશ્રી રામાનુજાચાર્યજી આ વિષયવાક્યમાં જીવ બ્રહ્મનો ભેદ માને છે અને સ્વામીશ્રી શંકરાચાર્યજી જીવને અનાદિ માને છે તો પછી આ વિષયવાક્યથી જીવ બ્રહ્મનો અભેદ કેવી રીતે સિદ્ધ થઈ શકે છે?? જો એમ કહિયે કે બ્રહ્મજ જીવ થઇ ગયો, તો એ વાતનું સ્મૃતિપાદમાં સૂત્રકારે સારી રીતે ખંડન કરી દીધું છે, માટે આ ઠેકાણે પાછી તેની આવૃત્તિ કરવી ઠીક નથી ૨૦

## मांसादि भौमं यथाशब्दमितरयोश्च ॥ २१ ॥

પદ૦ —मासादि ॥ भौम ॥ यथाशब्दम् ॥ इतरयोः ॥ च ॥

અર્થ—શરીરમાં જે માંસાદિ વસ્તુ છે તે પૃથ્વિનો વિકાર છે અને સંજ્ઞાદિ તેજનો વિકાર છે, એ માટે એવું કહ્યું છે કે જેમ શબ્દમાં લખ્યું છે તેમ બીજાઓના પણ વિકાર સમજી લેવા ૨૧

સંગતિ—જયારે સર્વ શરીર પંચભૂતોની મિલાવટથી થાય છે તો તેમાં કોઈ શરીરમાં પાર્થિવ ભાગ વિશેષ જણાય છે કોઈ શરીરમાં જલનો ભાવ વિશેષ જણાય છે, કોઇમાં તેજનો ભાગ વધારે જણાય છે, તેનું શું કારણ? ઉત્તર—

## वैशेष्यात्तुतद्वादस्तद्वादः ॥ २२ ॥

पद०—वैशेष्यात् ॥ तु ॥ तद्वादः ॥ तद्वादः ॥

અર્થ—એક તત્વની વિશેષતા તે શરીરમા જણાયાથી પાર્થિવાદિ શરીરોનુ કથન કર્યું છે, જેમકે મનુષ્યનુ શરીર પાર્થિવ છે અને મત્સ્યાદિનુ શરીર જલીય છે, ઇત્યાદિ અને બીજો "तद्वाद" એ શબ્દ અધ્યાયની સમાપ્તિને માટે આપ્યો છે

આ સંજ્ઞામૂર્ત્તિકલૃપ્ત્યધિકરણમા ભૂતોનુ ત્રિવત્કરણ કથન કર્યું અર્થાત્ એક એક ભૂતના ત્રણ ત્રણ ભાગ લેવાય છે "त्रिवृतमेकैका करवाणि" આ વાકય પચીકરણનુ ઉપલક્ષણ છે પચીકરણનો પ્રકાર એવી રીતે છે કે પ્રથમ પૃથિવ્યાદિ ભૂતોના બે ભાગ કરી લેવા, પછી પાછા બનેમાથી એક ભાગના ચાર ભાગ કરી લેવા, તે ચારે પોતપોતાના ભાગોને છોડીને બીજા ચારમા એક એક ભાગ મેળવી દેવો, એ પ્રકારે બીજા ચારે ભૂતોનુ પણ એ પ્રકારે કરી લેવુ એ પ્રકારે બીજા ચારેના અડધા ભાગ મળી ગયા અને અડધામા પોતાનો ભાગ રહે છે એ પ્રમાણે પચીકરણનો પ્રકાર છે સાગશ એનો એ છે કે ભૂત પોતાના કાર્યમા કોઇ ઠેકાણે ન્યૂન અને કોઈ ઠેકાણે અધિકાશથી મળે છે, એ માટેજ એકની પ્રધાનતા અને બીજાની અપ્રધાનતા જણાય છે, એજ વાતને આ બાવીસમા સૂત્રમા કહી છે

પચીકરણનો અર્થ એ થયો કે જ્યારે તે પૂર્વોક્ત પ્રકારે પાચ વિભાગોવાળા નહિ હતા ત્યારે અપચીકૃત અર્થાત્ કારણરૂપ હતા અને જ્યારે તેમનુ ઉક્ત પ્રકારથી પચીકરણ કરી લીધુ, ત્યારે કાર્યરૂપ પચમહાભૂતો થયા

## ॥ इति वेदान्तार्य्यभाष्ये द्वितीयाध्यायस्य चतुर्थः पादः समाप्तः ॥

## ॥ समाप्त श्चायन्द्वितीयोऽध्यायः ॥



# ॥ अथवेदान्तार्य्यभाष्ये तृतीयाध्यायस्य प्रथमः पादः प्रारभ्यते ॥



સંગતિ —સમન્વય અને અવિરોધક નામના પૂર્વોક્ત બે અધ્યાયોમાં નિરાકાર બ્રહ્મ શાસ્ત્રનો વિષય કહ્યો, હવે આ તૃતીયાધ્યાયમાં તે બ્રહ્મની ઉપાસના અને તેના સાધનોનો વિચાર કરવામાં આવે છે એ વિષયમા પ્રથમ જીવનુ ગમનાગમન અર્થાત્ પરલોક યાત્રાનુ નિરૂપણ સૂત્રકાર કરે છે.

१ તદન્તર પ્રતિપત્ત્યધિકરણ

**तदन्तरप्रातिपत्तौरंहतिसम्परिष्वक्त प्रश्ननिरूपणाभ्याम् ॥ १ ॥**

पद०—तदन्तरप्रातिपत्तौ ॥ रंहति ॥सम्परिष्वक्तः ॥प्रश्ननिरूपणाभ्याम् ॥

અર્થ —ભૂતોની સાથે મળીને જીવાત્મા શરીરાન્તરની પ્રાપ્તિમા જાય છે, એ વાત પ્રશ્ન અને નિરૂપણથી જણાય છે પ્રશ્ન એવો હતો કે-वेत्थयथापञ्चम्यामाहुतावाप पुरुषवचसोभवन्ति ' છાં૦ ૫॥ ૩॥ ૩॥

અર્થ —શુ તમે જાણો છો જે પ્રકારે પાચમી આહુતિમાં જલ પુરૂષરૂપ થઇ જાય છે? એ પ્રશ્નના ઉત્તરમા દ્યુ, પર્જન્ય, પૃથ્વિ, પુરૂષ, યોષિત્ એ પાચે પ્રકારની અગ્નિઓનુ નિરૂપણ કરીને કહ્યું કે પાંચમી આહુતિમા જલ પુરૂષરૂપ થઇ જાય છે. એથી જણાય છે કે જલની સાથે મળીને જીવાત્મા પરલોકની યાત્રા કરે છે. હવે પ્રશ્ન એ થાય છે કે પરલોકની યાત્રા કરવામાં તત્કાલજ જીવાત્મા બીજા

શરીરમાં પ્રવેશ કરે છે કે માર્ગમાં કાંઇ વિલંબ થાય છે? એમાં ઉપનિષદ્ વાક્ય એવો આશય વર્ણવે છે કે જલાયુકાની પેઠે જ્યા સુધી બીજાં શરીરનું આક્રમણ કરે નહિ ત્યાં સુધી પૂર્વ શરીરને છોડતો નથી. "तृणजलायुका" बृ० ४ ॥ ४ ॥ ३ ॥ એ વિષયવાક્યમાં એ વાત વર્ણવી છે કે જ્યારે જીવ બીજાં શરીરનુ અવલંબન કરે છે ત્યારેજ પૂર્વનું શરીર છોડે છે-અર્થાત્ અતિ શીઘ્ર બીજા દેહની પ્રાપ્તિ કરી લે છે, વચમાં કોઇ ઠેકાણે ભ્રમણ કરતો નથી. એ સિદ્ધાન્ત ઉક્ત સૂત્રમાં નિરૂપણ કર્યો ૧

## त्र्यात्मकत्वात्तुभूयस्त्वात् ॥ २ ॥

पद०—त्र्यात्मकत्वात् ॥तु ॥ भूयस्त्वात् ॥

અર્થ — પૃથિવિ, જલ, અને તેજ એ ત્રણ ભૂતોનું સૂક્ષ્મ શરીર જીવની સાથે જાય છે. જલનું વર્ણન કેવલ જલની અધિકતા જણાયાથી કર્યું છે; અને વીર્ય્ય રૂધિરરૂપથી જલનુંજ અધિકપણું શરીરમાં જણાય છે. ૨

## प्राणगतेश्च ॥ ३ ॥

पद०—प्राणगतेः ॥ च ॥

અર્થ — પ્રાણોની ગતિ જણાયાથી પણ એમ જણાય છે કે જીવોની સાથે પાંચ ભૂતોનું સૂક્ષ્મ શરીર જાય છે. પ્રાણની ગતિ એ પ્રમાણે છે કે - "तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राणमुत्क्रामन्तं सर्वेप्राणा अनूत्क्रामन्ति ॥ बृ० ४ ॥ ४ ॥ २ ॥ જીવાત્માના નિકળવાથી તેની પાછળ પ્રાણ પણ જાય છે અને પ્રાણ નીકળવાથી તેની પાછળ બધી ઇંદ્રિયો જાય છે; ઇત્યાદિ ગતિ શરીરવિના થઈ શકતી નથીઃ એથી જણાય છે કે સૂક્ષ્મ શરીર જીવની સાથે જાય છે. ૩

સંગતિ — સાંભળવામાં તો એમ આવે છે કે મરવા પછી વાગાદિપ્રાણ અગ્નિ આદિ ભૂતોને પ્રાપ્ત થાય છે, તો પછી તેની ગતિ જીવાત્માની સાથે કેમ થઈ શકે? ઉત્તર—

## अग्न्यादिगतिश्रुतेरितिचेन्नभाक्तत्वात् ॥ ४ ॥

पद०—अग्न्यादिगतिश्रुतेः ॥ इति ॥ चेत् ॥न॥भाक्तत्वात्॥

અર્થ—જો કોઇ એમ કહે કે પ્રાણોનું અગ્ન્યાદિ ભૂતોમાં ગમન કરવું સંભળાય છે માટે વાગાદિ પ્રાણ જીવની સાથે જતા નથી? તો એ કહેવું ઠીક નથી. કેમકે પ્રાણોનું અગ્નિઆદિમાં લય થવું એ ઉપચારથી કહ્યું છે. તથાચઃ—

" यत्रास्यपुरुषस्य मृतस्याग्निं वागप्येति वातंप्राणः " बृ० ३ ॥ २ ॥ १३ ॥ " ओषधिर्लोमानि वनस्पतीन्केशाः" बृ० ३॥२॥१३॥ પુરૂષનું મરણ થયા પછી વાગિન્દ્રિય અગ્નિને પ્રાપ્ત થાય છે, અને વાયુ પ્રાણને પ્રાપ્ત થાય છે, રોમ ઔષધીઓને પ્રાપ્ત થાય છે, અને કેશ વનસ્પતિને પ્રાપ્ત થાય છે. ઉક્ત વાકયોનો એમ અર્થ નથી કે રોમાદિ કુદી કુદીને ઔષધિયોને પ્રાપ્ત થઈ જાય! એ માટે એ કથન ઉપચારથી કર્યું છે કે વાગાદિ પ્રાણ એવી રીતે લય થઇ જાય છે કે જાણે તેઓ પોતપોતાના કારણને પ્રાપ્ત થઇને લય પામતા હોય. આ કથન આ ઠેકાણે ઉપચારથી છે પરંતુ મુખ્ય નથી. એથી જણાય છે કે વાગાદિ સૂક્ષ્મ ઇંદ્રિય જીવની સાથે પરલોક યાત્રામાં ગમન કરે છે ૪

સંગતિ—જ્યારે એમ લખ્યું છે કે " तस्मिन्नेतस्मिन्नग्नौदेवाश्रद्धांजुह्वति ' छां० ५ ॥ ४ ॥ २ ॥ ઇત્યાદિ વાકયોમાં શ્રદ્ધાને હવનીય દ્રવ્ય કહેવામાં આવ્યું છે. ઉક્ત વાકયમાં જલોને હવનીય દ્રવ્ય કરીને કથન કર્યું નથી, એ માટે પાંચમી આહુતિમાં જલ પુરૂષરૂપ થઇ જાય છે, એ વાત અસંગત છે? ઉત્તર—

## प्रथमेऽश्रवणादितिचेन्न ता एवह्युपपत्तेः ॥५ ॥

पद०—प्रथमे ॥ अश्रवणात् ॥ इति ॥ चेत ॥ न ॥ ताः ॥ एव ॥ हि ॥ उपपत्तेः ॥

અર્થ—(प्रथमे) એટલે કે "तस्मिन्नेतस्मिन्नग्नौदेवाःश्रद्धांजुह्वति" એ વાકયમાં હવનીય દ્રવ્ય ન જણાયાથી જો એમ કહીએ કે જલ

પાચમી આહુતિમા પુરૂષરૂપ થતુ નથી, તો એ વાત ઠીક નથી; કેમકે આ ઠેકાણે શ્રદ્ધા શબ્દનો અર્થજ જલ છે-અને યુક્તિથી પણ એમજ સિદ્ધ છે. તે યુક્તિ એવી રીતે છે કે જો શ્રદ્ધા શબ્દનો અર્થ આ ઠેકાણે જલ ન હોત તો પ્રશ્ન જુદી જાતનો હોત અને ઉત્તર જુદી જાતનો હોત-અર્થાત્ પાચમી આહુતિમા જલ પુરૂષરૂપ થઇ જાય છે એવા કથનથી ઉપસંહાર કદી કરવામા આવતે નહિં, કેમકે ઉપસંહાર હમેશા પ્રશ્નને અનુકૂલજ હોય છે, અને શ્રદ્ધા શબ્દનો જલમા પ્રયોગ પણ જણાય છે 'श्रद्धावाआप" અર્થાત્ શ્રદ્ધા જલ છે ગૌણી વૃત્તિથી આ ઠેકાણે શ્રદ્ધા શબ્દનુ જલમા તાત્પર્ય જણાય છે. જેમકે સિંહસદૃશ પનક્રમ જણાયાથી મનુષ્યમા સિંહ શબ્દનો પ્રયોગ થાય છે, એ પ્રકારે શ્રદ્ધાપૂર્વક કર્મનો સબધી હોવાથી જલમાં શ્રદ્ધા શબ્દ જણાય છે ૫

સંગતિ— અસ્તુ, શ્રદ્ધા શબ્દ જલ વાચક હો; પરંતુ જીવાત્માનું તો ઉક્ત વાક્યોમા ક્યાયે નામ આવ્યુ નથી ! તો પછી કેમ સિદ્ધ થશે કે પાંચ સૂક્ષ્મ ભૂતોની સાથે મળીનેજ પરલોક યાત્રા કરે છે? એનો ઉત્તર—

## अश्रुतत्वादितिचेन्नेष्टादिकारिणांप्रतीतेः ॥ ६ ॥

पद०— अश्रुतत्वात् ॥ इति ॥ चेत् ॥ न ॥ इष्टादिकारिणां ॥ प्रतीतेः ॥

અર્થ —સાભળવામાં ન આવવાથી જો કદાપિ એમ કહિયે કે આ ઠેકાણે જીવાત્માનું ગ્રહણ નથી, તો તે ઠીક નથી; કેમકે ઇષ્ટાદિ કર્મો કરવાવાળાની પ્રતીતિ જણાય છે-માટે જીવાત્માનુજ ગ્રહણ થાય છે, જેમકે—

" अथयइमेग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसंभवन्ति " ॥ छां० ५ ॥ १० ॥ ३ ॥

અર્થ — જે લોકો અગ્નિહોત્રાદિ કર્મ, વાપી. કૂપ, તળાવો, બગીચાઓ અને દાનાદિ કર્મ કરે છે તે કર્મી જનોના લોકને પામે

છે. એ પ્રકારે કર્મી જનોનું કથન જણાયાથી ઉક્તવાકયમાં જીવાત્માનુ ગ્રહણ છે. ૬

સંગતિ—"एषः सोमोराजा तद्देवानामन्नं तं देवाभक्षयन्ति" छां० ५ ॥ १० ॥ ४ ॥

અર્થ—જે સોમ લોકને પ્રાપ્ત થયેલા કર્મીજનો છે તે દેવતાઓનું અન્ન થાય છે અને તેને દેવતાઓ ભક્ષણ કરે છે. એમાં કર્મીજનોને દેવતાઓનું અન્ન શામાટે કહ્યું ? એનો ઉત્તર—

## भाक्तंवानात्मवित्वात्तथाहिदर्शयति ॥ ७ ॥

पद०—भाक्तम् ॥वा॥ अनात्मवित्वात् ॥ तथाहि ॥ दर्शयति ॥

અર્થ—આ ઠેકાણે ઉપચારથી કર્મીજનોને અન્ન કહેવામાં આવ્યા છે; અનાત્મવેત્તા હોવાથી એવીજ રીતે શાસ્ત્ર દર્શાવે છે. "अथयोऽन्यांदेवतामुपासतेऽन्योऽसावन्योऽहमस्मि न सवेदयथापशुरेव सदेवानाम् इति" बृ० १॥४॥१०॥ અર્થ—જે પરમેશ્વરથી ભિન્ન દેવતાની ઉપાસના કરે છે અને પરમેશ્વર જુદો છે અને હું જુદો છું, એમ જે જાણતો નથી, અર્થાત્ જેને જીવ ઇશ્વરના ભેદનુ જ્ઞાન નથી અને જે પરમેશ્વરને છોડીને અન્ય દેવતાની ઉપાસના કરે છે, તે વિદ્વાન્ લોકોમાં પશુ સમાન છે. આ ઠેકાણે પશુ શબ્દ અનાત્મવેત્તાના અભિપ્રાયથી ઉપચારથી છે, કાંઈ મુખ્ય નથી. ૭

સંગતિ—જ્યારે પુરૂષ દેહથી મુક્ત થાય છે ત્યારે તેનું કાંઇ શેષકર્મ તો રહેતું નથી તો પછી તેની પુનરાવૃત્તિ કેમ થઈ શકે? ઉત્તર

૨ કૃતાત્યયા ધિકરણ

## कृतात्ययेऽनुशयवान् दृष्टिस्मृतिभ्यां यथेतमनेवंच ॥ ८ ॥

पद०—कृतात्यये ॥ अनुशयवान् ॥ दृष्टिस्मृतिभ्याम् ॥ यथा ॥ एतम् ॥ अनेवं ॥ च ॥

અર્થ—શ્રુતિ અને સ્મૃતિયોથી એમ જણાવે છે કે કર્મ નાશ થયાપછી જે કર્મોનું ફલ ભોગવ્યું નથી તે કર્મવાળા દેહ મ..

જીવાત્મા જે પ્રકારે દેહથી મુક્તિને પ્રાપ્ત થાય છે તેજ પ્રકારે ધીરે ધીરે ભિન્ન ભિન્ન યોનિયોને પ્રાપ્ત થાય છે અને અન્ય પ્રકારે પણ યોનિયોને પ્રાપ્ત થાય છે, જેમકે-तस्मिन्यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वान पुनर्निवर्तन्ते यथेतम्" છાં० ५ ॥ १० ॥ ५ ॥ વળી આગળ "तद्यइहरमणीयचरणा अभ्याशो ह यत्तेरमणीयां योनिमापद्येरन्॥ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिंवा ॥ अथयइहकपूयचरणाअभ्याशो ह यत्तेकपूयांयोनिमापद्येरन् श्वयोनिंवासूकरयोनिंवा चांडालयोनिंवा" છાં० ५ ॥ १० ॥

અર્થ—જે શુભ કર્મોવાળા હોય છે તે બ્રાહ્મણ આદિ યોનિને પ્રાપ્ત થાય છે, (આ ઠેકાણે યોનિ શબ્દ સ્વભાવ વાચક છે કેમકે છાંદોગ્યના ચોથા પ્રપાઠકમાં સત્યકામમાં સ્વભાવથી બ્રાહ્મણત્વનો નિશ્ચય કર્યો છે) અને જે નિન્દિત કર્મોવાળા હોય છે તે શ્વઆદિ યોનિયોને પ્રાપ્ત થાય છે એ પ્રમાણે પ્રાણિયોમાં ઉંચ નીચ યોનિ-(સ્વભાવ) નો પ્રભાવ જણાય છે. અને સ્મૃતિયોમાં પણ વર્ણવ્યવસ્થા ગુણ કર્મના પ્રભાવથી છે. ૮

સંગતિ—ચરણ શબ્દનો અર્થ તો ચરિત્ર, આચાર એવો છે અને અનુશય શબ્દનો અર્થ કર્મ-કે જે કર્મનું ફૂલ અત્યારે ન ભોગવ્યું હોય તે થાય છે. તો પછી ચરણ શબ્દથી અનુશય અર્થ કેમ કહેવાય? ઉત્તર—

## चरणादिति चेन्नोपलक्षणार्थेतिकार्ष्णाजिनिः ॥ ९ ॥

पद०--चरणात् ॥ इति ॥ चेत् ॥ न ॥ उपलक्षणार्था ॥ इति ॥ कार्ष्णाजिनिः ॥

અર્થ—ચરણ શબ્દથી અનુશય અર્થ લઇ શકાતો નથી, એવી શંકા કરો તો તે ઠીક નથી કેમકે ચરણ શબ્દ અનુશયનો ઉપલક્ષણ છે ઉપલક્ષણ તેનું નામ કહેવાય છે કે જે પોતાનો બોધ

કરે અને બીજાનો પણ સાથે સાથે બોધ કરે જેમકે—"काकेभ्योदधि रक्षताम्" કાગડાઓથી દહિંનું રક્ષણ કરો; તો એથી વક્તાનું તાત્પર્ય એવું છે કે જે જે દહિંના નાશ કરવાવાળા છે તેનાથી દહિંની રક્ષા કરવી એજ પ્રકારે ચરણ શબ્દ આવવાથી અનુશય અર્થ પણ લેવાય છે, એવો અર્થ કાર્ષ્ણાજીનિ આચાર્ય માને છે. ૯

## आनर्थक्यमितिचेन्न तदपेक्षत्वात् ॥ १० ॥

पद०—आनर्थक्यम् ॥ इति ॥ चेत् ॥ न ॥ तदपेक्षत्वात् ॥

અર્થ—કદાપિ એમ કહીએ કે ચરણ શબ્દનો અર્થ આ ઠેકાણે લાક્ષણિક છે એ માટે અનુશયનો અર્થજ ચરણ શબ્દથી થાય છે, તો એ વાત ઠીક નથી; કેમકે શીલ અને ચરિત્રની પણ આ ઠેકાણે અપેક્ષા છે. ૧૦

## सुकृतदुष्कृत एवेतिवादरिः ॥ ११ ॥

पद०—सुकृतदुष्कृते ॥ एव ॥ इति ॥ बादरिः ॥

અર્થ—બાદરીઆચાર્ય એમ માને છે કે આ ઠેકાણે ચરણ શબ્દનો અર્થ સુકૃત અને દુષ્કૃત થાય છે. ૧૧

સંગતિ—હવે શુભ કર્મોના કરવાવાળા તો મોક્ષ માર્ગને પ્રાપ્ત થાય છે પણ અશુભ કર્મો કરવાવાળાની શી ગતિ થાય છે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

૩ અનિષ્ટાદિકાર્યધિકરણ.

## अनिष्टादिकारिणामपिश्रुतम् ॥१२॥

पद०—अनिष्टादिकारिणाम् ॥ अपि ॥ श्रुतम् ॥

અર્થ—અનિષ્ટાદિ કર્મ કરવાવાળાની પણ ગતિ સંભળાય છે. અને તે ગતિ નીચેના સૂત્રથી વર્ણવે છે. ૧૨

## संयमनेत्वनुभूयेतरेषामारोहावरोहौतद्गतिदर्शनात्॥१३

पद०—संयमने ॥ तु ॥ अनुभूय ॥ इतरेषाम् ॥ आरोहावरोहौ तद्गतिदर्शनात् ॥

અર્થ — મૃત્યુની શાસનાનો અનુભવ કરીને પાપીઓથી ઉચ્ચ નીચ ગતિ જણાય છે. જેમકે—

"नसांपरायः प्रतिभातिबालं प्रमाद्यन्तं वित्तमोहेनमूढम् ॥ अयंलोकोनास्ति पर इतिमानीपुनः पुनर्वशमापद्यतेमे ॥ कठ० २ ॥ ६॥

અર્થ—ધનના મોહથી મૂઢ અને પ્રમાદવાળા બાલકોને પરલોકની પ્રતીતિ થતી નથી, તે તો એમજ માને છે કે આ લોકજ છે. પરલોક કોઇ છેજ નહિ મૃત્યુ નચિકેતાને કહે છે કે "એવા પુરૂષો વારંવાર મારા વશમાં આવે છે." કઠોપનિષદ્માં અલંકારથી એ વાતનું વર્ણન છે કે જાણે મૃત્યુ પોતે એમ કહે છે; બાકી વાસ્તવમાં મૃત્યુના મુખથી એવું કથન એ એક ઉપચાર માત્ર છે. ૧૩

## स्मरन्तिच ॥ १४ ॥

पद०—स्मरन्ति ॥ च ॥

અર્થ—નચિકેતાદિકોની કથાઓમાં એવી વાતને ઋષિ લોકોએ સ્મરણ પણ કરી છે કે-નિંદિત કર્મવાળાઓ યમયાતનાને ભોગવે છે, આ ઠેકાણે યમ શબ્દનો અર્થ નિયમન કરવાવાળા ધર્મરાજ (પરમાત્મા) શાસનકર્તાનો છે. ૧૪

## अपिचसप्त ॥ १५ ॥

पद०—अपि ॥ च ॥ सप्त ॥

અર્થ—તે સાત પ્રકારના નરકની અવસ્થા શરીરસ્થ સાત ધાતુજ છે કે જેના બગડવાથી શરીર નરકધામ થઇ જાય છે. ૧૫

સંગતિ—જ્યારે જીવાત્મા દુ:ખ ભોગવવાને માટેજ એવી અવસ્થાઓને પ્રાપ્ત થાય છે તો પછી તે ભોગ ભોગવ્યા પછી અન્ય યોનિયોમાં શી રીતે પ્રાપ્ત થાય? ઉત્તર—

## तत्रापिचतद्व्यापारादविरोधः ॥ १६ ॥

पद०—तत्र ॥ अपि ॥ च ॥ तद्व्यापारात् ॥ अविरोधः ॥

અર્થ—તે ઠેકાણે પણ કર્મોના વ્યાપારથી એવો દોષ નથી આવતો–કે કર્મો વિના જન્માન્તરને કેમ કરીને પ્રાપ્ત થાય? કેમકે તે નર્ક ભોગવવાવાળાં શરીરમાં પણ બીજાં કર્મો કરે છે. ૧૬

## विद्याकर्मणो रितितुप्रकृतत्वात् ॥ १७ ॥

पद०—विद्याकर्मणोः ॥ इति ॥ तु ॥ प्रकृतत्वात् ॥

અર્થ—વિદ્યા અને કર્મનું પ્રકરણ હોવાથી અર્થાત્ જે ઉત્તમ વિદ્યા અને ઉત્તમ કર્મોવાળાં છે તેવા વિજ્ઞાનિ લોકો માટે દેવયાન માર્ગ છે અને જે કેવળ કર્મી છે, તેને માટે પિતૃયાણ માર્ગ છે. ૧૭

## न तृतीये तथोपलब्धेः ॥ १८ ॥

पद०—न ॥ तृतीये ॥ तथा ॥ उपलब्धेः ॥

અર્થ—કોઇ તૃતીયસ્થાનમાં તેવી ઉપલબ્ધિ જણાતી નથી માટે. અર્થાત્ તિર્યઙ્ જંતુઓમાં આહુતિયોની પાંચમી સંખ્યાનો નિયમ નથી. ૧૮

## स्मर्यतेऽपिचलोके ॥ १९ ॥

पद०—स्मर्यते ॥ अपि ॥ च ॥ लोके ॥

અર્થ—અને લોકમાં એવી વાત સ્મરણમાં પણ આવે છે–કે એ મૈથુનિ સૃષ્ટિમાં પણ પાંચમી આહુતિનો નિયમ નથી. જેમકે લોકમાં સિદ્ધ છે કે બતક વિર્ય્ય સેચનવિના ગર્ભ ધારણ કરી લેછે. ૧૯

## दर्शनाच्च ॥ २० ॥

पद०—दर्शनात् ॥ च ॥

અર્થ—બીજી વાત એ છે કે જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ એ ચાર પ્રકારના ભૂત વર્ગમાં સ્વેદજ અને ઉદ્‌ભિજની અમૈથુનિ સૃષ્ટિ જણાય છે, માટે એ વાત સિદ્ધ થાય છે કે સર્વ જંતુઓમાં પાંચમી આહુતિની જરૂર પડતી નથી. ૨૦

સંગતિ—છાંદોગ્યમાં "अण्डजंजीवजंउद्भिजं" છાં ॥ ૩॥૬॥૧॥ એમ ત્રણ પ્રકારની સૃષ્ટિ છે તો પછી ચાર પ્રકારની સૃષ્ટિ કેમ કહી શકાય ? ઉત્તરઃ-

## तृतीयशब्दावरोधः संशोकजस्य ॥ २१ ॥

पद०—तृतीय शब्दावरोधः ॥ संशोकजस्य ॥

અર્થ—તૃતીય ઉદ્‌ભિજ શબ્દથી સ્વેદજનું પણ ગ્રહણ થાય છે એ માટે કાંઈ વિરોધ આવતો નથી. ૨૧

સંગતિ—" अथैतमेवाध्वानंपुनर्निवर्तन्ते यथेतमाकाशं, आकाशाद्वायुम्, वायुर्भूत्वाधूमोभवति धूमोभूत्वाऽभ्रंभवति ॥ अभ्रंभूत्वामेघोभवति मेघोभूत्वा वर्षति त इहव्रीहियवा औषधि वनस्पतयस्तिलमाषा इति जायन्तेऽतो वैखलुदुर्निष्प्रपतरं यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूय एवभवति" ॥ छां० ५ ॥ १० ॥

અર્થ—જ્યારે જીવની પુનરાવૃત્તિ થાય છે તે એવા રસ્તાથી થાય છે કે "પ્રથમ આકાશ, પછી વાયુ, પછી ધુમ, પછી જલકણનો સમુચ્ચય મેઘ, પછી વ્રીહિ, જવ, ઔષધિયો, વનસ્પતિયો, તલ, અને અડદાદિ સ્થિતિમાં આવે છે; એ માટે તે જીવનું કર્મ બંધનથી

છૂટવું કઠણ થઇ પડે છે. પછી જેજે તે અન્નને ખાય છે અને જે પૂર્વોક્ત અન્નાદિ ભક્ષણ કરીને ગર્ભાધાન કરે છે તો પછી તે પ્રકારે જીવ જન્મ ધારણ કરે છે." આ ઠેકાણે એવી શંકા કરવામાં આવે કે જીવાત્મા ઉક્ત સર્વ પદાર્થોમાં જન્મ ધારણ કરીને પછી મનુષ્યમાં જન્મ લે છે ? કે જેમ જેમ અન્નાદિ વૃદ્ધિ પામે છે તેટલો સમય તેમાં નિવાસ કરીને પછી મનુષ્ય જન્મ ધારણ કરે છે? એનો ઉત્તર તત્સ્વાભાવ્યાપત્ત્યધિકરણમાં આપે છે.

૪ સ્વાભાવ્યાપત્ત્યધિકરણ.

## तत्स्वाभाव्यापत्ति रुपपत्तेः ॥ २२ ॥

पद०—तत्स्वाभाव्यापत्तिः ॥ उपपत्तेः ॥

અર્થ—ઉક્ત પદાર્થોદ્વારા આવવાની સિદ્ધિ છે; કેમકે યુક્તિથી એમ સિદ્ધ થાય છે કે જો જીવ પ્રથમ આકાશ, વાયુ, ધૂમ, મેઘ, તલ, માષાદિ પદાર્થોમાં જન્મ લે તો ઉક્ત પદાર્થોજ તેનું જન્મસ્થાન થવું જોઇયે અને એવું યુક્તિ સિદ્ધ થતું નથી કે જ્યાં સુધી અન્ન પાકે ત્યાં સુધી જીવાત્મા તેમાં રહે અથવા જ્યારે તેને કાપીને રાખ્યું હોય અને પછી જ્યાં સુધી તેને કોઇ ખાય નહિ ત્યાંસુધી તેમાં પડી રહે. ૨૨

સંગતિ—ભલે તેમ હોય તોપણ પૂર્વોક્ત પદાર્થોમાં રહીને આવવામાં કાંઇને કાંઈ વિલંબ તો તેને લાગતોજ હશે ? ઉત્તર

૫ નાતિચિરાધિકરણ.

## नातिचिरेणविशेपात् ॥ २३ ॥

पद०—न ॥ अतिचिरेण ॥ विशेपात् ॥

અર્થ—ઘણો વખત તેને લાગતો નથી કારણકે આકાશાદિદ્વારા તે જીવાત્માનું ગમન વિશેષ રૂપથી વર્ણન કર્યું છે માટે. ૨૩

સંગતિ—જે એમ કહ્યું કે 'પછી તે વ્રીહિઆદિ ઉત્પન્ન થાય છે' તો પછી તેનો અભિમાની તો જીવજ થાય છે, તો પછી કેમ કહી શકાય કે તેમાં જીવ ઉત્પન્ન થતો નથી? ઉત્તર—

૬ અન્યાધિષ્ઠિતાધિકરણ

## अन्याधिष्ठितेपूर्ववदभिलापात् ॥ २४ ॥

पद०—अन्याधिष्ठिते ॥ पूर्ववत् ॥ अभिलापात् ॥

અર્થ—અન્ય ચેતન અધિષ્ઠાનવાળું જે વ્રીહિ આદિ છે તે દ્વારા તે જીવ આવે છે પણ કાંઈ તેમા જન્મ ધારણ કરીને આવતો નથી. જેમકે આકાશાદિકોમાં તેનો સદ્ભાવ માત્ર કહ્યો છે કાંઇ જન્મનુ કથન નથી, એ પ્રમાણે વ્રીહિ આદિમાં પણ તેના સદ્ભાવ માત્રનું કથન છે કાંઇ જન્મનું કથન નથી; કારણકે આકાશાદિ કાંઇ યોનિ નથી. ૨૪

સંગતિ— આ પંચાગ્નિ વિદ્યામાં પાંચમી વીર્યરૂપ આહુતિમાં જે પુરૂપ બનવાનું કહ્યું છે તે કેવું અશુદ્ધ અને અશ્લીલ છે! તો પછી એ વૈદિક કર્મ કેમ કહી શકાય? ઉત્તરઃ—

## अशुद्धमितिचेन्नशब्दात् ॥ २५ ॥

पद०— अशुद्धम् ॥ इति ॥ चेत् ॥ न ॥ शब्दात् ॥

અર્થ—શબ્દ પ્રમાણથી એનું નિરૂપણ કરેલું છે માટે એ અશુદ્ધ કહેવાતું નથી. ૨૫ વળી—

## रेत सिग्योगोऽथ ॥ २६ ॥

पद०—रेतः सिग्योगः ॥ अथ ॥

અર્થ—વીર્યનું સિંચન કરવાવાળો જે પુરૂપ છે તેની સાથે

नवमूयएवमवति" જે અન્ન ખાય છે અને જે વીર્ય સેચન કરે છે તે પછી તે જીવ ઉત્પન્ન થાય છે-એમાં એવી શંકા થઈ શકે છે કે જ્યાં સુધી વીર્ય સેચન કરનાર પુરૂષ યુવાવસ્થાવાળો નહિ થયો હોય ત્યાંસુધી જે અન્ન ખાય છે તેનો જીવ કયાં જાય છે? કારણકે ત્યાં સુધી તો વીર્ય સેચનકાર વીર્ય સમ્પન્નજ થતો નથી. એથી જણાય છે કે આ અનુશયવાળા જીવનો કેવળ તે વીર્યદ્વારા પ્રવેશ થવાનો યોગ નથી અને એજ પ્રકારે તે અનુશયી જીવનો વ્રીહ્યાદિ ભાવ એટલે કે વ્રીહ્યાદિની સાથે યોગજ થાય છે કાંઇ તેમાં જન્મ થતો નથી.

હવે રેતઃ સિગ્ભાવની પછી શરીર ઉત્પન્ન થાય છે એ વાત નીચેના સૂત્રમાં જણાવે છે.

## योनेः शरीरम् ॥ २७ ॥

पद०—योनेः ॥ शरीरम् ॥

અર્થ—યોનીથી શરીર ઉત્પન્ન થાય છે. એથી એમ સિદ્ધ થયુ કે વ્રીહ્યાદિકોની સાથે સંબંધ માત્રજ અનુશયી જીવનો જન્મ છે.

આ અધિકરણમાં "अशुद्धमितिचेन्नशब्दात्" એ સૂત્રમાં સ્વામિ શ્રીશંકરાચાર્યજીએ વૈદિક કર્મમાં પશુ હનન માન્યું છે. અને તેમાં પોતેજ શંકા કરીને એવો ઉત્તર આપ્યો છે કે "એ કર્મને કોઈ પાપ કર્મ કહી શકે નહિ! કેમકે જે શાસ્ત્ર ધર્માધર્મને કથન કરે છે તેજ શાસ્ત્ર યજ્ઞમાં પશુ વધનું વર્ણન કરે છે. વળી જ્યારે એવી શંકા આવી કે "नहिंस्यात्सर्वाभूतानि" એ વાકયમાં હિંસાનો નિષેધ કર્યો છે! તો તેનો ઉત્તર એમ આપ્યો છે કે "આ ઉત્સર્ગ છે" અને એનો અપવાદ "अग्निषोमीयंपशुमालभेत" અગ્નિષ્ટોમ યજ્ઞ સંબંધી પશુ મારે. ઉત્સર્ગ તેનું નામ છે કે જેનાથી કોઈબલવાળુ વાકય હોય અર્થાત્ જેનાથી કોઇ નિષેધક અન્ય વાકય હોય. સ્વામિ શ્રીરામાનુજાચાર્યજીએ પણ સ્વામિશ્રીશંકરાચાર્યજીનું અનુકરણ કર્યું છે અર્થાત્ અગ્નિષ્ટોમ યજ્ઞમાં પશુ વધ માન્યો છે. વૈદિક સિદ્ધા-

न्तमां એ વાત સર્વથા વિરૂદ્ધ છે જુઓ " मुग्धादेवाउतशूनायजन्त" अथर्व० ७ ॥ १ ॥ ५ ॥ એ મંત્રમાં પશુ યજ્ઞનો નિષેધ સ્પષ્ટ છે. અને સૂત્રના કોઇ પણ અક્ષરમાં હિંસાનો ભાવ નિકળતો નથી. પછી નથી સમજાતું કે એ આચાર્યો પોતાની પ્રબળ યુક્તિ સમ્પન્ન છતાં પણ પૌરાણિક મતનો કોણ જાણે તેમને શું ભય હતો કે જેથી ભયભીત થઇને યજ્ઞમાં પશુ હનનનો અર્થ કર્યો ??? અમે તો સૂત્રોનો યથાવસ્થિત અર્થ પ્રકાશિત કરી દીધો છે કે જે પૂર્વોત્તર સંગત છે ૨૭

## ॥ इतिश्री वेदान्तार्य्यभाष्ये तृतीयाध्यायस्य प्रथमः पादः समाप्तः ॥



## ॥ अर्थवेदान्तार्य्यभाष्ये तृतीयाध्यायस्य द्वितीयपादः प्रारभ्यते ॥



સંગતિ—પૂર્વપાદમાં પંચાગ્નિ વિદ્યાનું ઉદાહરણ આપીને જીવોનું જલાદિતત્વ સાથે મળીને ગમનાગમનદ્વારા જન્મ નિરૂપણ કર્યું. હવે જીવની સુષુપ્તિ આદિ અવસ્થાઓનો ભેદ વર્ણવે છે. અને તે ભેદોદ્વારા જીવ ઇશ્વરના સ્વરૂપનો ભેદ સ્પષ્ટ રીતે આ પાદમાં દેખાડવામાં આવશે. યદ્યપિ " अधिकन्तुभेदनिर्देशात् " અને "अश्मादिवच्चतदनुपपत्तिः" ब्र० सू० २ ॥ १ ॥ २२॥ २३ ॥ ઈત્યાદિ સૂત્રોમાં પણ જીવ બ્રહ્મનો ભેદ દર્શાવ્યો છે; તથાપિ ઉક્ત સ્થલોમાં બ્રહ્મની ઉપાદાન કારણતાના નિષેધમાં પ્રસંગ સંગતિથી થોડું કહ્યું હતું. હવે આ પાદમાં જીવની સુષુપ્તિ આદિ અવસ્થાઓથી અને બ્રહ્મ નિરૂપાધિક હોવાથી સ્પષ્ટ રીતે જીવ ઈશ્વરનો ભેદ વર્ણન કરે છે. "नतत्ररथा न रथयोगानपन्थानोभवन्ति अथरथान्रथयोगान् पथः सृजते॥ ब्र० ४॥३॥१०॥ અર્થ—તે ઠેકાણે રથ નથી, ઘોડા નથી, રસ્તો નથી તોપણ ત્યાં રથ ઘોડા અને રસ્તો એ સર્વને જીવાત્મા રચી લે છે આ ઠેકાણે એવી શંકા થાય છે કે જાગ્રત્‌ની સમાન સ્વપ્નમાં પણ આ સૃષ્ટિ સાચી છે અથવા જુઠી છે? એવા અભિપ્રાયથી કહે છે કે—

૧ સન્ધ્યાધિકરણ

सन्ध्ये सृष्टिराहहि ॥ १ ॥

पद०—सन्ध्ये ॥ सृष्टिः ॥ आह ॥ हि ॥

અર્થ—સ્વપ્ન સ્થાનમાં સૃષ્ટિનું બનાવવું ઉપનિષદો કહે છે. ૧

## निर्मातारंचैकेपुत्रादयश्च ॥ २ ॥

पद०—निर्मातारम् ॥ च ॥ एके ॥ पुत्रादयः ॥ च ॥

અર્થ — કેટલીએક શાખાવાળાઓ કહે છે કે પુત્રાદિકો તથા નિર્માણ કરવાવાળા જીવને સ્વપ્નમાં ઇશ્વર રચે છે અને તે નીચેના વાકયથી પ્રમાણ છે—

"यएषः सुप्तेपु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः ॥ तदेवशुक्रतद्ब्रह्म तदेवामृत मुच्यते तस्मिँल्लोकाः श्रिताः सर्वेतदुनात्येतिकश्चन ॥ कठ० ५ ॥ ८ ॥

અર્થ — જે આ ઇશ્વર સુતેલાઓમાં જાગે છે અને કામ્યપુત્રાદિ વસ્તુઓને રચે છે, તે બલ સ્વરૂપ છે, તે બ્રહ્મ છે, તેમાં આ બધા લોક સ્થિત છે; તેનું કોઇ ઉલ્લંઘન કરી શકતું નથી. ઇત્યાદિ વાકયોમાં જેવી રીતે ઇશ્વર રચિત સૃષ્ટિ સત્ય છે-કેવલ મનોરથ માત્ર નથી, તેમજ સ્વપ્નની સૃષ્ટિ પણ સાચી છે, મનોરથ માત્ર નથી? એ પ્રશ્નને ઉત્તર સૂત્રકાર આપે છે. ૨

## मायामात्रंतुकात्स्न्र्येनानभिव्यक्तस्वरूपत्वात् ॥ ३ ॥

पद०—मायामात्रम् ॥ तु ॥ कात्स्न्र्येन ॥ अनभिव्यक्तस्वरूपत्वात् ॥

અર્થ — સ્વપ્નની સૃષ્ટિ જ્ઞાન માત્ર છે અર્થાત્ અન્યથા જ્ઞાન જન્ય છે, જાગ્રતની સમાન સત્ય નહિ કિંતુ અન્યથા જ્ઞાન છે-સંપૂર્ણ રીતિથી સ્વપ્ન પદાર્થોનું સ્વરૂપ પ્રગટ ન હોવાથી.

આ ઠેકાણે માયાવાદી લોક માયાનો અર્થ જે મોહ, અજ્ઞાન, અવિદ્યા, અનિર્વચનીય કરે છે તે લોકો કહે છે કે માયા શબ્દ આ ઠેકાણે મિથ્યાના અર્થમાં આવેલો છે. યદ્યપિ માયા શબ્દ કાંઇએક સ્થલોમાં ઉક્તાર્થમાં પણ આવે છે તથાપિ આ ઠેકાણે માયા શબ્દનો અર્થ એવો નથી. કેમકે સ્વપ્ન સૃષ્ટિ એ જીવનું અન્યથા જ્ઞાન છે અને

તેનું અસ્તિત્વ કાંઈ નથી, એવા અભિપ્રાયથી આ ઠેકાણે "માયામાત્ર" એમ કહ્યું છે અને માયા શબ્દ કેટલાંએક વાક્યોમાં એવા સ્થળોમાં પણ આવ્યો છે કે જનો અર્થ જ્ઞાનથી અન્ય કદી પણ ન થઇ શકે. જેમકે—"सम्भवाम्यात्ममायया" गी० ४ ॥ ६ ॥ એ વાક્યમાં માયા શબ્દનો અર્થ જ્ઞાન થાય છે. "इन्द्रोमायाभिः पुरुरूपईयते' ऋ० अ० ४ अ० ७ व० ३२ मं० १८ માં "इन्द्र" એટલે જીવાત્મા પોતાની માયા એટલે જ્ઞાન શક્તિથી ઘણાં રૂપ ધારણ કરી લે છે. અને વળી જુઓ વાલ્મિકી રામાયણમાં પણ લખ્યું છે કે "जनकस्यकुलेजाता देवमायेवनिर्मिता" જનકના કુળમાં જે સીતા ઉત્પન્ન થઇ છે તે માનો કે ઇશ્વરની માયા સમાન છે. આ ઠેકાણે પણ માયા શબ્દ જુઠ વાચક નથી કિન્તુ દેવની વિભૂતિ વાચક છે અને દેવ વિભૂતિમાં જ્ઞાન પણ છે. વધારે શું લખવું (मीयतेऽनयेतिमाया) એ વ્યુત્પત્તિથી પણ માયા શબ્દનો અર્થ જ્ઞાનજ થાય છે. કેમકે કોઇ વસ્તુને માપવી એટલે કે તેને યથાવત્ અંદાજમાં લેવી તે જ્ઞાનવિના બની શકતું નથી.

હવે રહી એ વાત કે યદિ માયાનો અર્થ જ્ઞાન છે તો ઉક્ત સૂત્રમાં સ્વપ્નનો અર્થ અન્યથાજ્ઞાન કેમ ગ્રહણ કર્યો? યથાર્થ જ્ઞાન કેમ ન માન્યું? એનો ઉત્તર એ છે કે માત્ર શબ્દ આવવાથી આ ઠેકાણે અન્યથાજ્ઞાનના અર્થમાં માયા શબ્દ આવ્યો છે.

યદિ માયાનો અર્થ આ ઠેકાણે માયાવાદીઓનોજ માનિયે તો પણ માયાવાદી વેદાન્તિયોને આ ઠેકાણે કાંઈ લાભ નથી કેમકે સ્વપ્નની સૃષ્ટિને માયા માત્ર સિદ્ધ કરવાથી તેનું કાંઇ વળતું નથી. સ્વપ્નની સૃષ્ટિ અને જાગ્રત્ સૃષ્ટિનો ભેદ "वैधर्म्याच्चनस्वप्नादिवत्" ब्र० सू० २ ॥ २ ॥ २९ ॥ એ સૂત્રમાં સ્પષ્ટ રીતિથી વર્ણવ્યો છે. ૩

## सूचकश्चहिश्रुतेराचक्षतेचतद्विदः ॥ ४ ॥

पद०--सूचकः ॥ च ॥ हि॥ श्रुतेः ॥ आचक्षते ॥च॥ तद्विदः॥

અર્થ—સ્વપ્ન અનાગત વાતોનું સૂચક હોય છે, એવું સંભળાય છે, કારણકે સ્વપ્નના જાણવાવાળા એમ કહે છે; જેમકે—

" यदाकर्मसुकाम्येषु स्त्रियस्वप्नेषु पश्यति समृद्धिंतत्रजानीयात्तस्मि-न्स्वप्ननिदर्शने " छां० ५ ॥ २ ॥ ८

અર્થ—જ્યારે કામ્ય કર્મોમાં સ્વપ્નમાં સ્ત્રીને જુવે તો એવા સ્વપ્ન દૃષ્ટાન્તને સમૃદ્ધિનું સૂચક સમજવું જોઇયે અને " पुरुषंकृष्णं-कृष्णदन्तंपश्यति सएनंहन्ति " જ્યારે સ્વપ્નમાં કાળા દાંતવાળા કાળા આદમીને જુવે તો તેને અનિષ્ટજ થાય છે. અર્થાત્ એવાં સ્વપ્ન ત્યા-રેજ આવે છે કે જ્યારે કાંઇ પ્રકૃતિમાં પ્રતિકૂલ અથવા અપ્રતિકૂલ કારણ ઉપસ્થિત હોય. એનાથી કાઇ એમ જણાતું નથી કે સ્વપ્ન અન્યથા જ્ઞાન નથી કિંતુ એમ જણાય છે કે અનિષ્ટ વાતોનું સૂચક હોવાથી પણ સ્વપ્ન અન્યથા જ્ઞાનજ ઠરે છે. સૂચક કેવળ એટલા ઉપ સ્થીજ છે કે શરીર સ્વસ્થ હોવાથી શુભ સ્વપ્ન આવે છે અને અસ્વ સ્થ હોવાથી અશુભ સ્વપ્ન આવે છે. આ સૂત્ર અને આ સૂત્રના ઉદાહરણોથી માયાવાદીઓનો મત સ્પષ્ટ રીતિથી ખંડન થઈ જાય છે કેમકે જ્યારે તેમના મતમાં સ્વપ્નના પદાર્થ પ્રતિભાસિક છે અર્થાત્ પ્રતીતિ માત્ર છે તો પછી શુભાશુભનું સૂચક કેવી રીતે બને? ૪

સંગતિ—જ્યારે જીવ પણ જ્ઞાનસ્વરૂપ છે તો પછી તેને બંધન અને સ્વપ્નાદિ અન્યથા જ્ઞાન કેમ થાય છે? ઉત્તર—

## पराभिध्यानात्तु तिरोहितं ततोह्यस्य बंधविपर्य्ययौ ॥५॥

પદ०—पराभिध्यानात् ॥ तु ॥ तिरोहितम् ॥ ततः ॥ हि ॥ अस्य ॥ बन्धविपर्य्ययौ ॥

અર્થ—પરમાત્માના સંકલ્પથી જીવનું જ્ઞાન ઢંકાઇ જાય છે માટે નિશ્ચય કરીને જીવને બંધન અને મુક્તિ એ બન્ને પ્રાપ્ત થાય છે અર્થાત્ જીવના પૂર્વકર્મોથી જે ઈશ્વરનો તેને ફ્લ આપવાનો સંક-લ્પ થાય છે તેથી તે જીવનું જ્ઞાન ઢંકાઇ જાય છે, તેથી તેનો બંધ અને મોક્ષ થાય છે. ૫

## देहयोगाद्वासोऽपि ॥ ६ ॥

पद०—देहयोगात् ॥ वा ॥ सः ॥ अपि ॥

અર્થ—અને દેહના યોગથી પણ પૂર્વોક્ત બંધ થાય છે. અર્થાત્ ઇશ્વરના સંકલ્પદ્વારા જીવના કર્માનુસાર દેહનો સંબંધ થાય છે તેનાથી તેને બંધન હોય છે. ઉક્ત બંને સૂત્રોમાં માયાવાદીઓએ અંશાશીભાવ માનીને જીવ અને ઇશ્વરનો અભેદ સિદ્ધ કર્યો છે કે જે અભેદ આ ઠેકાણે સ્વપ્ન અને સુષુપ્તિ આદિ અવસ્થાઓના નિરૂપણની સાથે સંબંધ પણ રાખતો નથી. હવે સ્વપ્નાવસ્થાનાં નિરૂપણ પછી સુષુપ્તિ અવસ્થાનું વર્ણન કરે છે. ૬

૨ તદભાવા ધિકરણ.

## तदभावोनाडीषुतच्छ्रुतेरात्मनि च ॥ ७ ॥

पद०—तदभावः ॥ नाडीषु ॥ तच्छ्रुतेः ॥ आत्मनि ॥ च ॥

અર્થ—પુરીતતી નાડીમાં તથા આત્મામાં સુષુપ્તિ અવસ્થા સંભળાયાથી સુષુપ્તિમાં સ્વપ્નાવસ્થાનો અભાવ થાય છે. જેમકે—

" सतासोम्य तदासंपन्नो भवति स्वमपीतो भवति " छां० ६ ॥ ८ ॥ १ ॥ " प्राज्ञेनात्मना सम्परिष्वक्तो न बाह्यं किञ्चन वेदनान्तरम् " बृ० ४ ॥ ३ ॥ ९१ ॥

અર્થ—(૧) હે સોમ્ય! ત્યારે સુષુપ્તિ અવસ્થામાં એ જીવાત્મા પરમાત્માની સાથે મળે છે. (૨) તે પ્રાજ્ઞ આત્માની સાથે મળેલો જીવ કોઈ બાહ્ય વસ્તુને જાણતો નથી તેમજ કોઇ અંતરની વસ્તુને જાણતો નથી.

આથી સિદ્ધ થાય છે કે સુષુપ્તિ અવસ્થા જાગ્રત્ અને સ્વપ્નાદિથી જુદા પ્રકારની છે અને પરમાત્મા તેનું સ્થાન છે.' ૭

# अत प्रबोधोऽस्मात् ॥ ८ ॥

पद०—अतः ॥ प्रबोधः ॥ अस्मात् ॥

અર્થ—જે માટે સુષુપ્તિ અવસ્થામાં જીવ પરમાત્મામાં લય થાય છે તે માટેજ જાગ્રત અવસ્થા તે પરમાત્માથી થાય છે. જેમકે "सतआगम्यनविदु. सतआगच्छामहे" છાં૦ ૬ ॥ ૧૦ ॥ ૨ ॥ અર્થ-સત્‌થી આવીને જીવાત્મા એમ નથી જાણતો કે હું સત્‌થી આવ્યો છું. ૮

સંગતિ—હવે કર્માનુસ્મૃતિશબ્દવિધ્યધિકરણમાં એવી શંકા થાય છે કે સુષુપ્તિ અવસ્થામાં જે જીવનું બ્રહ્મમાં લય થવું વર્ણવ્યું છે અને પાછો જાગ્રત અવસ્થામાં તે બ્રહ્મથી જીવનું આવવું કહ્યું છે; એમાં એવી શંકા થાય છે કે "सतासोम्यतदासम्पन्नोभवति" ઇત્યાદિ વાકયોમાં જે જીવને બ્રહ્મની સાથે મળવાનું કથન કર્યું છે તો જાગવાના સમયે તેજ પાછો આવે છે કે અન્ય જીવ આવે છે? એ શંકાનો આશય એ છે કે યદી વાસ્તવમાં જીવનો સુષુપ્તિકાલમાં બ્રહ્મની સાથે અભેદ થઇ જાય છે તો પછી તે પાછો કદી આવી શકતો નથી; બીજો કોઇ બ્રહ્મનો અંશ આવી શકે છે-જેમકે જે જલ સમુદ્ર સાથે અભેદ થઇ જાય છે તેને પછી એવીજ આવશ્યકતા નથી કે તેજ જલ સમુદ્રથી વભકિત થાય? એનો ઉત્તર-

૩ કર્માનુસ્મૃતિશબ્દવિધ્યધિકરણ.

## सएवकर्मानुस्मृति शब्दविधिभ्यः ॥९॥

पद०—सः ॥ एव ॥ कर्मानुस्मृति शब्दविधिभ्यः ॥

અર્થ—તેજ જીવાત્મા પ્રબોધકાલમાં જાગ્રતાવસ્થામાં આવે છે અન્ય નહિ. તુ શબ્દ પૂર્વ પક્ષની વ્યાવૃત્તિને માટે છે. કર્મ, અનુસ્મૃતિ, શબ્દ અને વિધિ, એ ચારથી જ્ઞાત થાય છે કે તેજ જીવાત્મા, કે જે સુષુપ્તિમાં સુતો હતો તે પાછો જાગે છે.

(૧) કર્મથી એમ જણાય છે કે જે સુનાર જીવાત્માએ પાપપુણ્ય કર્યાં છે તેને તેજ ભોગવશે. અન્ય કોઈ જીવ અથવા બ્રહ્મનો અંશ ભોગવી શકે નહિ. (૨) અનુસ્મૃતિથી એમ જણાય છે કે જે સુતો હતો તેજ હું જાગ્યો છું. (૩) શબ્દ પ્રમાણથી એમ જણાય છે કે–

" तइहव्याघ्रोवासिंहोवावृकोवा वराहोवा कीटोवापतंगोवादंशोवा मशकोवा यद्यद् भवतितदाभवति " छां० ॥ ६ ॥ ९ ॥ २ ॥

અર્થ—તે જીવ સુષુપ્તિ અવસ્થામાં વાઘ, સિંહ, વૃક, સૂઅર, કીટ, પતંગ, ડાંસ, મચ્છર, જેજે પ્રથમ હતો તે સુષુપ્તિથી ઉઠયા પછી પણ તે તેજ રહે છે. (૪) વિધિથી એમ જણાય છે કે સુવા માત્રથી જો બ્રહ્મ બની ગયા કરશે તો કર્મની વિધિયો સર્વ નિષ્ફલ થશે. અર્થાત્ સુવા માત્રથી સર્વ લોક મુક્ત થઇ જયા કરશે, પણ એમ તો થતું નથી. એ પ્રમાણે ઉક્ત ચારે યુક્તિઓથી એમ જણાય છે કે સુષુપ્તિ અવસ્થામાં જે સુવે છે તેજ જાગે છે. આ સૂત્ર માયાવાદિયોના આશયથી સર્વથા વિરૂદ્ધ છે કેમકે સમુદ્ર નદી ન્યાયથી જીવનો બ્રહ્મથી અભેદ જો થતો હોત તો પછી પ્રબોધ સમયમાં તેજ જીવનું આવવું જવું સિદ્ધ થઇ શકતું નથી; અને માયાવાદમાં જીવ એ પરમાત્માથી કાંઇ ભિન્ન વસ્તુ નથી કિન્તુ સમુદ્ર સ્થાનિ બ્રહ્મથી સમુદ્ર બીંદુ સમાન જીવ છે. એ મતમાં "सतासोम्यतदासम्पन्नोभवति" ઇત્યાદિ વાકયથી જીવ બ્રહ્મનો અભેદ હોવાથી પછી તે જીવને પ્રબોધ થઇ શકતો નથી; કેમકે વાસ્તવમાં તે જીવાત્મા બ્રહ્મથી ભિન્ન કોઈ વસ્તુ માયાવાદિયોના મતમાં મનાતી નથી. કર્માનુસ્મૃતિશબ્દવિધ્યધિકરણમાં તો એ વાત સ્પષ્ટ કરી દીધી કે જીવ અને બ્રહ્મનો ભેદ છે. અને સુષુપ્તિમાં સત્સમ્પત્તિ એવાજ અભિપ્રાયથી કહી છે કે બ્રહ્મ અપહતપાપ્માદિ ધર્મોથી રહિત થઈ જાય છે. ૯

૪ મુગ્ધાધિકરણ

## मुग्धेऽर्ध सम्पत्तिः परिशेषात् ॥ १० ॥

पद०—मुग्धे ॥ अर्ध सम्पत्तिः ॥ परिशेषात् ॥

અર્થ—મૂર્છિત પુરૂષમાં અર્ધ મરણની પ્રાપ્તિરૂપ મૂર્છાવસ્થા છે, એ માટે તે મરણાવસ્થા નથી. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને મરણ,

એ ચારે અવસ્થાઓથી મુગ્ધાવસ્થા ભિન્ન છે તે અવસ્થામા જ્ઞાન તિરોહિત હોવાથી જાગ્રત અને સ્વપ્નમા તે ગણાય નહિ, પ્રાણવાયુ તેમા ચાલે છે માટે મરણ કેહેવાય નહિ, કમ્પ અને નેત્રોનુ ઉઘાડવુ મીચવુ થાય છે માટે સુષુપ્તિ નહિ, એ પ્રકારે મૂર્છાવસ્થા ઉક્ત અવસ્થાઓથી ભિન્ન છે ૧૦

સગતિ—જેવી રીતે જીવ જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાઓવાળો છે, તે પ્રમાણે બ્રહ્મ પણ ઉક્ત અવસ્થાવાળુ કેમ નહિ? કેમકે બ્રહ્મને પણ ઘણા વાક્યો સગુણ નિરૂપણ કરે છે જેમકે- "सर्वकर्मासर्वकाम सर्व गध सर्वरस" छा० ३ ॥ १४ ॥ २ ॥ એમા બ્રહ્મને સર્વ કર્મવાન્, સર્વ કામવાન, સર્વ ગધવાન અને સર્વ રસ વાળુ માન્યુ છે અને 'अस्थूलमनण्वह्रस्वमदीर्घम् वृ० ३ ॥ ८ ॥ ८ ઇત્યાદિ વાક્યોમા નિર્વિશેષલિગ બ્રહ્મ માન્યુ છે તો એ પ્રકારે ઉભયલિગ વાક્ય જણાયાથી અર્થાત્ સાકાર બોધક અને નિરાકાર બોધક બને પ્રકારના વાક્યો મળી આવવાથી બ્રહ્મ ઉભયલિગ છે? એ શકાની નિવૃત્તિ માટે આ ઉભયલિગાધિકરણ છે

૫ ઉભયલિગાધિકરણ

नस्थानतोऽपिपरस्यो भयलिंगं सर्वत्राहि ॥ ११

पद०—न ॥ स्थानतः ॥ अपि ॥ परस्य ॥ उभयलिंगम् ॥ सर्वत्र ॥ हि ॥

અર્થ—સર્વ સ્થાનમા વ્યાપક હોવાથી ઉક્ત બને પ્રકારવાળુ બ્રહ્મ થઇ શકતુ નથી કારણકે બ્રહ્મના નિરાકાર પ્રતિપાદક સર્વ વાક્યોમા બ્રહ્મને નિરાકારજ કહ્યુ છે જેમકે "अशब्दमस्पर्शमरूपमव्ययम् क० ३ ॥ ५ ઇત્યાદિ વાક્યોમા બ્રહ્મને નિરાકાર વર્ણવ્યુ છે એથી સિદ્ધ થાય છે કે સ્થાનાદિ ઉપાધિથી પણ બ્રહ્મ સાકાર થઇ શકતુ નથી ૧૧

સંગતિ—બ્રહ્મના બોધક ભિન્ન ભિન્ન વાકય છે અને તેમાં એવાં પણ વાકય છે કે જેમાં બ્રહ્મને સાકાર વર્ણવ્યું છે. જેમકે "सर्व कर्मा सर्वकामः सर्वगंधः सर्वरसः" छां० ३ ॥ १४ ॥ २ ॥ ઈત્યાદિ તો, હવે એવા વાકયની ગતિ કેમ થશે? એનો ઉત્તર—

## न भेदादितिचेन्नप्रत्येकमतद्वचनात् ॥ १२ ॥

पद०—न ॥ भेदात् ॥ इति ॥ चेत्॥न॥प्रत्येकम्॥अतद्वचनात् ॥

અર્થ—શ્રુતિયો બ્રહ્મને ભિન્ન ભિન્ન પ્રકારે વર્ણવે છે માટે તે નિરાકાર નથી એમ જો કહો તો તે ઠીક નથી; કેમકે સર્વ વિદ્યાઓમાં તેને સાકાર પ્રતિપાદન કરવાનું વચન નથી માટે. જેમકે—

"यः पृथिव्यांतिष्ठन् पृथिव्या अन्तरो यंपृथिवीनवेद यस्यपृथिवी शरीरम्" बृ० ३ ॥ ७ ॥ १ ॥

અર્થ—જે પૃથ્વિમાં રહે છે, પૃથ્વિ જેને જાણતી નથી, અને જે પૃથ્વિને નિયમન કરે છે તે તમારો અન્તર્યામિ પરમાત્મા છે. ઇત્યાદિ વાકયોમાં બ્રહ્મને નિરાકારજ કથન કર્યું છે. અને ઉપચારથી પૃથ્વિઆદિને તેનું શરીર વર્ણવ્યું છે, બાકી વાસ્તવમાં તેમ નથી. ૧૨

## अपिचैवमेके ॥ १३ ॥

पद०—आपि ॥ च ॥ एवम् ॥ एके ॥

અર્થ—અને બીજી યુક્તિ એ છે કે કોઇ એક શાખાવાળાઓ બ્રહ્મમાં ભેદની નિંદા કરે છે અર્થાત્ બ્રહ્મમાં નિરાકાર અને સાકાર એ ઉભયરૂપ ભેદ થઇ શકતો નથી. જેમકે—"मनसैवेदमाप्तव्यंनेहनानास्तिकिञ्चन॥ मृत्योः समृत्युमाप्नोति यइहनानेवपश्यति" क० ४॥११॥ અર્થ—એ બ્રહ્મ મનથીજ જાણવા યોગ્ય છે અને એમાં નિરાકાર અને સાકાર એવાં વિરૂદ્ધ નાના રૂપ નથી. તે વારંવાર મરે છે અને જન્મ ધારણ કરે છે કે જે બ્રહ્મમાં નાના રૂપ જુવે છે. માયાવાદી લોક એ

વાકયને જીવ બ્રહ્મના ભેદના નિષેધમાં લગાવ્યા કરે છે. ઉક્ત સૂત્રથી એમ સ્પષ્ટ થાય છે કે એ વાકય ઉભયલિંગ નિષેધનુંજ વિષયવાકય છે, પરંતુ કાંઈ જીવ બ્રહ્મના ભેદનું નિષેધ વાકય એ નથી. ૧૩

સંગતિ— " भोक्ताभोग्य प्रेरितारंचमत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्म एतत् " શ્વે० १ ॥ १२ ॥ " सर्वकर्माः सर्वकामः सर्वगंधः सर्वरसः " ઈત્યાદિ વાકયોમાં બ્રહ્મને સાકાર વર્ણન કર્યું છે અને " अशब्दमस्पर्शमरूपमव्ययम् " અને "अस्थूलमनण्वह्रस्वमदीर्घम्" ઈત્યાદિ વાકયોમાં નિરાકાર વર્ણન કર્યું છે, તો એ પ્રકારે બન્ને રૂપોમાંથી કયું રૂપ ઠીક. માનવું જોઈયે ? ઉત્તર-

## अरूपवदेवहितत्प्रधानत्वात् ॥ १४ ॥

पद०—अरूपवत् ॥ एव ॥ हि ॥ तत्प्रधानत्वात् ॥

અર્થ— નિશ્ચય કરીને બ્રહ્મ નિરાકારજ છે કારણકે નિરાકાર બોધક વાકય છે તે પ્રધાનીભૂત છે, માટે સાકાર બોધક વાકય ઉપચારથી છે, મુખ્ય નથી. જેમકે " भोक्ताभोग्यं प्रेरितारंचमत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्मएतत् " શ્વે० १॥ १२॥ ભોક્તા જીવ, ભોગ્ય પ્રકૃતિ, પ્રેરિતા ઇશ્વર, એ ત્રણ પ્રકારનું બ્રહ્મ કહ્યું છે. આ ઠેકાણે બ્રહ્મ શબ્દ પ્રકૃત્યાદિ અર્થનાં ઉપચારથી આવેલો છે અર્થાત્ પ્રકૃતિઆદિ પણ બ્રહ્મની વિભૂતિ હોવાથી બ્રહ્મ છે અને એજ અભિપ્રાયથી ત્રણેને બ્રહ્મ કહ્યાં છે. અને પ્રધાનપક્ષમાં તો " अशब्दमस्पर्शमरूपमव्ययम् " ઈત્યાદિ વાકય છે. ૧૪

સંગતિ—યદિ બ્રહ્મ સર્વથા નિર્વિકારરૂપજ છે તો પછી તેને "सत्यं ज्ञानमनन्तंब्रह्म" ઈત્યાદિ વિશેષણોથી તેને કેમ વર્ણવે છે ? કેમકે સત્યાદિકોને કાંઇ મિથ્યા કહી શકાય તેમ નથી. એ આશયને સૂત્રકાર કહે છે-

## प्रकाशवच्चावैय्यर्थ्यात् ॥ १५ ॥

पद०—प्रकाशवत् ॥ च ॥ अवैय्यर्थ्यात् ॥

અર્થ—પ્રકાશવાળુ જે બ્રહ્મ તેના ચિદાદિ ગુણો વ્યર્થ ન હોવાથી એમ જણાય છે કે બ્રહ્મ સત્ય જ્ઞાનાદિ ગુણોવાળુ છે, એ માટે સત્ય સકલ્પત્વ, સર્વજ્ઞત્વ, સર્વજગત્કારણત્વ ઇત્યાદિ ધર્મોથી બ્રહ્મ સવિશેષ કહેવાય છે, માયાવાદીયોની સમાન સર્વથા નિર્વિશેષ નથી. ' अस्थूलमनण्वह्रस्वमदीर्घम ઇત્યાદિ વાકયોથી સ્થૂલ, અણુ, હ્રસ્વ અને દીર્ઘાદિનો નિષેધ જણાયાથી તેજ બ્રહ્મ નિર્વિશેષ છે.

સાકાર નિરાકાર પ્રતિપાદક શ્રુતિયોના અવિરોધ વિષયમા સ્વામિશ્રી રામાનુજાચાર્ય્યજીએ એજ આશયથી સગુણ અને નિર્ગુણના વિરોધનો પરિહાર કર્યો છે. જેમકે " नचनिर्गुणवाक्यविरोध प्राकृतहेय गुणविषयत्वात् " श्रो० भा० पृ० ३४६ પ્રકૃતિના ગુણો ત બ્રહ્મમા ન હોવાથી બ્રહ્મ નિર્ગુણ છે અને પોતાના સત્યાદિ ગુણો સહિત હોવાથી સગુણ છે; એ માટે સગુણ નિર્ગુણ વાકયોનો વિરોધ નથી ૧૫

સંગતિ—ઉપાધિ વશથી સગુણ અને નિરૂપાધિક નિર્ગુણ-અર્થાત્ માયાને વશિભૂત થઇને અવતારાદિ ધારણ કરવાથી સગુણ અને માયારહિત હોવાથી નિર્ગુણ, એ પ્રમાણે સગુણ નિર્ગુણ માનવામા શુ દોષ ? ઉત્તર—

## आहचतन्मात्रम् ॥ १६ ॥

पद०—आह ॥ च ॥ तन्मात्रम् ॥

અર્થ—ઉપનિષદ્ કહે છે કે બ્રહ્મ ચેતન માત્ર છે. જેમકે—

" सयथा सैन्धवघनोनन्तरोबाह्यः कृत्स्नोरसघनः एवंवा अरेऽयमात्माऽनन्तरोऽबाह्यः कृत्स्न प्रज्ञानघनएव " बृ० ४ ॥ ५ ॥ १३ ॥

અર્થ—જે પ્રમાણે સૈંધવની ખાણમાં સૈંધવ વ્યવધાનરહિત હોય છે, બહાર અને અંદર સર્વ જગ્યાએ સૈંધવજસૈંધવ હોય છે, એ પ્રકારે એ પરમાત્મા બહાર અને અંદર વિજ્ઞાનઘન છે અને ચૈતન્યથી ભિન્ન એના સ્વરૂપમાં કોઇ બીજી વસ્તુ નથી. જે પ્રકારે સૈંધવઘનમાં બહાર અંદર એક લવણ રસજ હોય છે અને બીજો રસ હોતો નથી, એ પ્રકારે એક પરમાત્માનું એક નિરાકાર તત્ત્વ ચૈતન્ય સ્વરૂપજ છે બીજું નથી. એથી જણાય છે કે માયાકૃત અવતારાદિરૂપ અથવા ઉપાધિવશથી જગદાદિરૂપ તે નિરાકાર બ્રહ્મ થતું નથી. આ ઠેકાણે તન્માત્ર કેહેવાથી તાત્પર્ય્ય પ્રકૃતિના ગુણોના નિષેધમાં છે કાંઇ નાનાદિગુણોના નિષેધમાં નથી. ૧૬

## दर्शयतिचाथोऽपिस्मर्य्यते ॥ १७ ॥

पद०—दर्शयति ॥ च ॥ अथो ॥अपि ॥ स्मर्य्यते ॥

અર્થ—ઉપનિષદો એ વાતને દર્શાવે છે તેમજ સ્મૃતિ પણ એવુંજ કથન કરે છે જેમકે-" अथातआदेशोनेतिनेति " बृ० २ ॥ ३ ॥ ६ ॥ "अन्यदेवतद्विदितादथो अविदितादधि" केन० ३ "यतो-वाचोनिवर्त्तन्ते अप्राप्यमनसासह " तै० २ ॥ ४ ॥ १ ॥ ઇત્યાદિ વાકયોમાં તેનું નિરાકાર વર્ણન છે; જેમકે (૧) એવો આદેશ છે કે આ સાકાર વસ્તુ બ્રહ્મ નથી, આ પણ બ્રહ્મ નથી. (૨) જે આ કાર્યરૂપ જગત્ વિદિત છે તેથી પણ તે ભિન્ન છે અને સૂક્ષ્મ પ્રકૃતિ અવિદિત છે તેનાથી પણ અન્ય છે. (૩) જેનાથી વાણિ પણ પાછી ફરે છે અને મનવડે પણ જે અપ્રાપ્ય છે. ઇત્યાદિ વાકયોવડે તે બ્રહ્મને દુર્વિજ્ઞેય નિરૂપણ કર્યું છે. એથી જણાય છે કે તે બ્રહ્મ માયા આદિ ઉપાધિયોથી સાકાર નહિ થઇ શકે. તેમજ ગીતામાં પણ તેનું એવી રીતે વર્ણન કર્યું છે કે—

" ज्ञेययत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ॥ अनादिमत्परंब्रह्मनसत्तन्नासदुच्यते ॥ गी० १३ ॥ १२ ॥

અર્થ—હે અર્જુન? જે જાણવા યોગ્ય છે તે હું તને કહું છું કે જેને જાણવાથી મનુષ્ય અમૃત પ્રાપ્ત કરી શકે છે, તે અનાદિ બ્રહ્મ છે. તે બ્રહ્મ ઘટાદિ પદાર્થોની સમાન સત્ નથી અર્થાત્ ઘટાદિની સમાન સ્વદેશ અને સ્વકાલમાંજ સત્ નથી કિંતુ સર્વ દેશ અને સર્વ કાલમાં સત્ છે. અને તે શશશ્રૃંગાદિ તુચ્છ પદાર્થોની સમાન અસત્ નથી. ઇત્યાદિ કથનથી જણાય છે કે તે કદાપિ સાકાર નથી. ૧૭

## अतएवचोपमासूर्यकादिवत् ॥ १८ ॥

पद०—अतः ॥ एव ॥ च ॥ उपमा ॥ सूर्यकादिवत् ॥

અર્થ—નિરાકાર હોવાથી જલ સૂર્ય આદકોના પ્રતિબિંબની ઉપમા આપી છે, વાસ્તવમાં નિરાકાર હોવાથી તનું પ્રતિબિંબ હોઇ શકતું નથી એ વાત આ સૂત્રથી કહી છે. ૧૮

## अम्बुवदग्रहणात् तुनतथात्वम्॥ १९ ॥

पद०—अम्बुवत ॥ अग्रहणात् ॥ तु ॥ न ॥ तथात्वम् ॥

અર્થ—બીજી વાત એમ છે કે નિરાકાર હોવાથી જલ સૂર્ય્ય આદિની સમાન તેનું ગ્રહણ થતું નથી માટે તે બ્રહ્મ સાકાર નથી. કેમકે પ્રતિબિંબ તેજ વસ્તુનું પડી શકે કે જે વસ્તુ (પદાર્થ) મૂર્ત હોય અને જેમાં પ્રતિબિંબ પડે છે તેનાથી ભિન્ન હોય. પરમાત્મા મૂર્ત નથી તેમજ માયાવાદિયોના મત પ્રમાણે જલાદિથી ભિન્ન નથી કિંતુ સર્વરૂપ છે, તો પછી પ્રતિબિંબ કેમ પડી શકે; ૧૯

સંગતિ—"तदैक्षतबहुस्यां प्रजायेय" "अनेनजीवेनात्मनानु प्रविश्यनामरूपे व्याकरवाणि" छां० ६ ॥ ३॥२ ઇત્યાદિ વાકયોમાં પરમાત્માનું વધવું અને ઘટવું વર્ણવ્યું છે તો પછી નિરાકાર કેમ થઇ શકે? ઉત્તર—

# वृद्धिह्रासभाक्त्वमन्तर्भावादुभयसामञ्जस्यादेवम् ॥२०॥

पद०—वृद्धिह्रासभाक्त्वम् ॥ अन्तर्भावात् ॥ उभयसामञ्जस्यात् ॥ एवम् ॥

અર્થ—વધવુ ઘટવુ એ પરમાત્મામા ઉપચારથી કહ્યુ છે-કેમકે પરમાત્મા સર્વવ્યાપક હોવાથી તેમજ વ્યાપ્ય-વ્યાપકની એક સ્થાનમા ડીક સ્થિતિ હોવાથી વૃદ્ધિ તથા હ્રાસ પરમાત્મામા કથન કર્યું છે ૨૦

# दर्शनाच्च ॥ २१ ॥

पद०—दर्शनात् ॥ च ॥

અર્થ—વળી ઉપનિષદોમા પણ તેમ દેખાય છે તેથી, જેમકે-

" पुरश्चक्रेद्विपदः पुरश्चक्रेचतुष्पदः पुरस्सपक्षीभूत्वापुरः पुरुषआविशत् " बृ० २ ॥ ५ ॥ १८ ॥ એમા એવુ વર્ણન છે કે પરમાત્માએ આ બ્રહ્માંડ બનાવીને તેમા પોતે પ્રવેશ કર્યો જેમકે ' तत्सृष्ट्वातदेवानुप्राविशत् " એ વાકયમા પણ કહેવાઈ ગયુ છે, ઇત્યાદિ વાક્યોમા પરમાત્માનુ કાર્ય વર્ણન કરવું એ તેનો હ્રાસ છે અને બહુ ભુવન વર્ણન કરવુ એ વૃદ્ધિ છે ઇત્યાદિ કથન ભાક્ત અર્થાત્ ઉપચારથી છે એજ વાતને પૂર્વ સૂત્રમા વર્ણન કરી છે ક "अतएवचोपमासूर्यकादिवत् " એ પ્રમાણે પરમાત્માના વાસ્તવમા વૃદ્ધિ હ્રાસ ન હોવાથી સૂર્યાદિકોની ઉપમા આપી છે, વાસ્તવમા સૂર્યાદિની પેઠે બ્રહ્મ પ્રતિબિંબીત થતુ નથી, કેમકે તે નિરાકાર છે

ઉક્ત બંને સૂત્રોને માયાવાદિઓએ ઉપાધિકૃત વૃદ્ધિ હ્રાસમા લગાવ્યા છે પરતુ તે વાત સૂત્રકારના આશયથી સર્વથા વિરુદ્ધ છે, કેમકે આ ઠેકાણે નિરાકાર પ્રકરણ છે અને "अरूपवदेवहितत्प्रधानत्वात्" ઇત્યાદિ સૂત્રોમા સ્પષ્ટ રીતિથી વર્ણન કરી દીધુ છે કે બ્રહ્મ અરૂપ છે ૨૧

संगति—यदि ब्रह्म वास्तवमां अरूप छे तो "द्वेवावब्रह्मणोरूपेमूर्त्तञ्चैवामूर्त्तञ्च" बृ० २ ॥ ३ ॥ १ ॥ ईत्यादि वाक्यमां तेना बन्ने रूप केम मान्यां ? उत्तर—

प्रकृतैतावत्त्वा धिकरण

## प्रकृतैतावत्वंहि प्रतिषेधतिततोब्रवीतिच भूयः ॥ २२ ॥

पद०—प्रकृतैतावत्त्वम् ॥ हि ॥ प्रतिषेधति॥ ततः॥ ब्रवीति॥ च ॥ भूयः ॥

अर्थ—(प्रकृतैतावत्त्वम्) ब्रह्मनी ईयत्तानो शास्त्र (प्रतिषेधति) निषेध करे छे. तदनन्तर पाछु कहे छे अर्थात् "द्वेवावब्रह्मणोरूपे मूर्त्तञ्चैवामूर्त्तञ्च" ए वाक्यमां पञ्चमहाभूतोने बे विभागमां विभक्त कर्या छे अने पृथ्वि, अप, तेज, ए त्रणने मूर्त्तरूप कह्या छे अने वायु आकाशने अमूर्त्तरूप कह्यां छे. ए प्रकारे आ ठेकाणे भूतोनुज रूप वर्णन कर्युं छे. कांई परमात्मा रूपनु वर्णन नथी. "ब्रह्मण" ए षष्ठी विभक्ति स्वस्वामिभाव संबन्धथी छे कांई तादात्म्य संबन्धथी नथी "असन्नेवसभवति ॥ असद्ब्रह्मेति वेदचेत्" तै० २ ॥६॥१॥ जे ब्रह्मने असत् समजे छे, केमके मूर्त्त मानवाथी ब्रह्म असत् थई जाय छे. ए माटे ए वाक्यमां ब्रह्मनु वर्णन नथी किंतु पृथिवी आदि भूतोने ब्रह्मनुं रूप वर्णव्युं छे. २२

## तदव्यक्तमाहहि ॥ २३ ॥

पद०—तत् ॥अव्यक्तम् ॥ आह ॥ हि ॥

अर्थ—ते ब्रह्मने उपनिषदो सूक्ष्म कहे छे. जेमके—

"न चक्षुषागृह्यते नापिवाचा नान्यैर्देवैस्तपसाकर्मणावा" मुण्ड० ३ ॥ १ ॥ ८ ॥ "सएषनेतिनेत्यात्माऽगृह्योनहिगृह्यते" बृ० ३ ॥९॥ २६ ॥ "यत्तदद्रेश्यमग्राह्यम्" मुण्ड० १ ॥ १ ॥ ६॥ "यदाह्येवैषएत-

स्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयने" तै० २ ॥७॥१॥ (१) તે બ્રહ્મ આંખથી ગ્રહણ કરી શકાતું નથી, વાણીથી નહિ, અન્ય ઇંદ્રિયોથી નહિ, તપથી નહિ, અને કર્મથી પણ નહિ (૨) તે પરમાત્મા સ્થુલ વસ્તુ નથી તેમજ સ્થુલ પદાર્થોની પેઠે તેનું ગ્રહણ થતું નથી. (૩) તે અદ્રશ્ય, અધિકરણાન્તર રહિત, નિરૂક્તિરહિત અને આશ્રયરહિત પરમાત્મામાં જે અભયરૂપ પ્રતિષ્ઠા પામે છે તેજ અભયને પ્રાપ્ત કરે છે. ૨૩

## अपिसंराधनेप्रत्यक्षानुमानाभ्याम् ॥ २४ ॥

पद०—अपि ॥ संराधने ॥ प्रत्यक्षानुमानाभ्याम् ॥

અર્થ—ઉપાસના કાલમાં યોગી લોકો તે પરમાત્માને પ્રત્યક્ષ અને અનુમાનથી સાક્ષાત્કાર કરે છે. જેમકે "ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तुतंपश्यति निष्कलंध्यायमानः" मुण्ड० ३ ॥ १ ॥ ८॥ જ્ઞાનના પ્રસાદવડે જેમાં સત્વગુણ અધિક થયો છે તે તે નિષ્કલ ( શુદ્ધ ) પરમાત્માને ધ્યાનથી જુવે છે જેમકે–

येविनिद्राजितश्वासाः संतुष्टासंयतेन्द्रियाः ॥
ज्योतिः पश्यन्ति युञ्जानास्तस्मैयोगात्मनेनमः ॥

અર્થ—જેઓ અવિદ્યા નિદ્રાથી રહિત છે, જેમણે પ્રાણવાયુને જીત્યો છે, જેઓ સંતુષ્ટ છે અને જેઓ જીતેંદ્રિય છે તેઓ યોગવડે તે બ્રહ્મ જ્યોતિના દર્શન કરે છે. તેવા યોગાત્મ પરમાત્માને નમસ્કાર છે. એ આશયથી કઠોપનિષદ્‌માં પણ શ્લોક છે કે–

पराञ्चिखानि व्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ् पश्यतिनान्तरात्मन ॥
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ कठ० ४॥१॥

અર્થ—તે બ્રહ્મે ઇન્દ્રિયોને બહાર જેવાવાળી બનાવી છે માટે તે બહારજ જોઇ શકે છે, અન્તરાત્માને જોઇ શકતી નથી. અમૃતની

ઇચ્છા કરનાર કોઇ એક ધીર પુરૂષ તે પરમાત્માને જોઇ શકે છે કે જેનાં જ્ઞાનચક્ષુ ખુલી ગયાં હોય. એ પ્રકારે યોગીઓનેજ પરમાત્મા પ્રત્યક્ષ થાય છે અન્યને નહિ. ૨૪

## प्रकाशादिवच्चावैशेष्यं प्रकाशश्चकर्मण्यभ्यासात् ॥ २५॥

પદ૦—प्रकाशादिवत् ॥ च ॥ अवैशेष्यम् ॥ प्रकाशः ॥ च ॥ कर्मणि ॥ अभ्यासात् ॥

અર્થ—સાક્ષાત્કારમાં બ્રહ્મ પ્રકાશાદિકોની સમાન છે અર્થાત્ ધ્યાનમાં પરમાત્મા પ્રકાશાદિકોની સમાન સાક્ષાત્ થાય છે અને પરમાત્માનો પ્રકાશ કર્મમાં અભ્યાસ કરવાથી થાય છે. માયાવાદીઓએ એનો અર્થ એવો કર્યો છે કે પ્રકાશાદિકોની સમાન ઉપાધિ વશથી પરમાત્મા જીવભાવને પ્રાપ્ત થઈ ગયો છે અને વેદાન્તોમાં અભ્યાસ કરવાથી પાછો જીવ બ્રહ્મનો અભેદ થઇ જાય છે. આ ઠેકાણે "कर्मणिનો અર્થ વેદાન્તમા" એમ કરી લેવો એ માયાવાદીઓની અત્યંત શિથિલતા છે. કેમકે તત્ત્વમસ્યાદિ વાક્ય અદ્વૈતવાદિયોના મતમાં જ્ઞાન પ્રધાન છે કાંઇ કર્મ પ્રધાન નથી. તો પછી "कर्मणि अभ्यासात्" એ પદ કેમ લખ્યું? એથી સ્પષ્ટ જણાય છે કે "कर्मणि"નો અર્થ "वेदान्ते" કર્યો સૂત્રકારના આશયથી સર્વથા વિરૂદ્ધ છે. ૨૫

## अतोऽनन्तेन तथाहिलिङ्गम् ॥ २६ ॥

પદ૦—अतः ॥ अनन्तेन ॥ तथाहिलिङ्गम् ॥

અર્થ—"अतः" એટલે કે "आत्मावारेद्रष्टव्य श्रोतव्योमन्तव्यो निदिध्यासितव्यः" ઇત્યાદિ આવૃત્તિરૂપ કર્મથી અનન્ત બ્રહ્મની સાથે જીવાત્મા રહીને તેના અપહત પાપ્માદિ ગુણો ધારણ કરીને મુક્ત થાય છે; એવુંજ પ્રમાણ જણાય છે. જેમકે છાંદોગ્ય ઉપનિષદ્‌માં એમ લખ્યું છે કે "स्वेनरूपेणाभिनिष्पद्यते सउत्तम पुरुषः" છાં૦ ૮॥ ૩ ॥ ૪ ॥ તે ઉત્તમ પુરૂષ તે સમયે પોતાના સ્વરૂપે નિષ્પન્ન થાય છે.

અદ્વૈતવાદીઓએ એનો અર્થ એવો કર્યો છે કે પરબ્રહ્મ જે અનન્ત છે તેની સાથે જીવ એકતાને પ્રાપ્ત થાય છે. એ અર્થ એ માટે ઠીક નથી કે તેમના મતમાં બ્રહ્મ બનવું જ્ઞાને કરીને થાય છે. અને એનાથી પૂર્વ સૂત્રમાં "कर्मणिअभ्यासात्" એ વાકયવડે કર્મ સ્પષ્ટ કર્યું છે, એ માટે આ ઠેકાણે કર્મમાં અભ્યાસથીજ બ્રહ્મની પ્રાપ્તિ માની છે અન્યથા નહિ. ૨૬

સંગતિ—કાંઈ એક સ્થલોમાં બ્રહ્મને જગજ્જન્માદિનો હેતુ વર્ણ્વ્યો છે અને કોઇ ઠેકાણે "न॰स्यकार्य्यं करणञ्चविद्यते" એમ કહીને નિષેધ કર્યો છે; એમ બે પ્રકારનું કથન બ્રહ્મમાં કેમ સંગત થઇ શકે? એનો ઉત્તર આ અહિકુંડલાધિકરણમા આપે છે.

## उभयव्यपदेशात्त्वहिकुण्डलवत् ॥ २७॥

पद०—उभयव्यपदेशात् ॥ तु ॥ अहिकुण्डलवत् ॥

અર્થ—બંને પ્રકારના કથનથી અહિકુંડલની સમાન બ્રહ્મ જણાય છે. અર્થાત્ જેમ સાપ અને સાપનું કુંડાળું એ બે નથી કિંતુ એક વસ્તુ છે. જ્યારે સાપ કુંડાલું વળીને બેસે છે ત્યારે સાપનું કુંડાળું કહેવાય છે અને જ્યારે કુંડાળું વાળેલું હોતું નથી ત્યારે સાપજ કહેવાય છે પણ કુંડાળું કહેવાતું નથી, તોપણ સાપનો કુંડાળું વાળવાનો ધર્મ કાંઈ ચાલ્યો જતો નથી; એજ પ્રમાણે જગત્ નહિ નિર્માણ કરવાના સમયમાં જગજ્જન્માદિ હેતુરૂપધર્મ બ્રહ્મનો કાંઈ ચાલ્યો જતો નથી. સારાંશ એ છે કે તેના જગત્ જન્માદિ ધર્મ અહિકુંડલન્યાયની પેઠે છે વસ્તુતઃ ભિન્ન નથી. ૨૭

## प्रकाशाश्रयवद्वातेजस्त्वात् ॥ २८ ॥

पद०—प्रकाशाश्रयवत् ॥ वा ॥ तेजस्त्वात् ॥

અર્થ—તેજ સ્વરૂપ હોવાથી પ્રકાશનો આશ્રય જે સૂર્ય તેની પેઠે જગજ્જન્માદિ હેતુરૂપ કર્તૃત્વાદિ ગુણોનો ભેદાભેદ છે. જેમકે

સૂર્યનો પ્રકાશ સૂર્યથી અત્યન્ત ભિન્ન હોતો નથી અને સૂર્યરૂપ પણ હોતો નથી, એજ પ્રકારે તે બ્રહ્મના જગત્ર્ક્ર્તૃ-આદિ હેતુરૂપ ગુણ તેનાથી અત્યન્ત ભિન્ન નથી અને ગુણ હોવાથી, તે રૂપ પણ નથી. ૨૮

## पूर्ववद्वा ॥ २९ ॥

પદ૦—पूर्ववत् ॥ वा ॥

અર્થ —સૂર્યના પ્રકાશની સમાન બ્રહ્મમાં કર્તૃત્વાદિ ધર્મ છે. અને ૨૯

## प्रतिषेधाच्च ॥ ३० ॥

પદ૦—प्रतिषेधात् ॥ च ॥

અર્થ—(प्रतिषेधात्) એટલે કે "सवाएष महानजआत्माऽजरोऽमरः" ઇત્યાદિ વાકયોમાં પ્રાકૃત ધર્મનો બ્રહ્મમાં નિષેધ જણાય છે માટે. તેમજ "सत्यं ज्ञानमनन्तंब्रह्म" ઈત્યાદિમાં સત્ય આદિનું વર્ણન જણાય છે, માટે સત્યાદિ ધર્મજ બ્રહ્મમાં અહિકુંડલ ન્યાયથી અભિપ્રેત છે. પરંતુ અન્ય પ્રકૃત્યાદિ પદાર્થોનો ધર્મ અહિકુંડલ ન્યાયથી અભિપ્રેત નથી. આ અધિકરણમાં જીવ બ્રહ્મના ભેદાભેદને માયાવાદીઓએ અહિકુંડલની પેઠે માન્યો છે. તેમના મતમાં "प्रतिषेधाच्च" એ સૂત્ર ઘટતું નથી. કેમકે તેમના મતમાં કોઇ પ્રતિષેધ કરવા યોગ્ય પદાર્થજ નથી. તો પછી પ્રતિષેધ કોનો ? અને અહિકુંડલ ન્યાયથી તો તેમણે બીજી પણ એ વાતની પુષ્ટિ કરી કે સર્વ ચિદચિદાત્મક વસ્તુ અહિકુંડલ ન્યાયથી બ્રહ્મજ બ્રહ્મ છે તો પછી પ્રતિષેધ કોનો ? ૩૦

સંગતિ—"अथयआत्मा ससेतुर्विधृतिः" छां० ८ ॥ ४ ॥ १ ॥ ઇત્યાદિ વાકયોમાં આત્માને સેતુ વર્ણવ્યો છે અને સેતુ હદવાળો હોય છે, તો તે માટે બ્રહ્મથી પર પણ કોઇ વસ્તુ છે તો પછી બ્રહ્મ સર્વોપરિ કેમ કહી શકાય ? એ શંકાની નિવૃત્તિ માટે આ પરાધિકરણ રચ્યું છે.




## परमतः सेतून्मानसम्बन्धभेदव्यपदेशेभ्यः ॥ ३१ ॥

पद०—परम् ॥ अतः ॥ सेतून्मानसम्बन्धभेदव्यपदेशेभ्यः ॥

અર્થ—સેતુનુ કથન કરવાથી, ઉન્માન એટલે ચતુષ્પાદ બ્રહ્મ, ષોડશકલાવાળુ બ્રહ્મ ઇત્યાદિ ઉન્માન માપ કથન કરવાથી, સેતુ અને સેતુવાળો એમ પ્રાપ્ય પ્રાપક સબંધથી, અને " परात्परंपुरुषमुपैतिदिव्यम् " ઇત્યાદિ વાકયોથી ભેદ જણાય છે કે બ્રહ્મથી પણ કોઈ પર-મોટી વસ્તુ છે. આ પૂર્વપક્ષ સૂત્ર છે એનો ઉત્તર નીચેના સૂત્રમા છે. ૩૧

## सामान्यात्तु ॥ ३२ ॥

पद०—सामान्यात् ॥ तु ॥

અર્થ—લોક મર્યાદાનો હેતુ હોવાથી બ્રહ્મમાં પણ સેતુની સમાનતા જણાય છે, એ અભિપ્રાયથી બ્રહ્મને સેતુ વર્ણન કર્યું છે; પરંતુ કોઇ બીજી પારવાળી વસ્તુના અભિપ્રાયથી નથી. ૩૨

## बुद्ध्यर्थः पादवत् ॥ ३३ ॥

पद०—बुद्ध्यर्थः ॥ पादवत् ॥

અર્થ—" चतुष्पाद्ब्रह्मषोडशकलम् " " पादोऽस्यविश्वाभूतानि " યજુ૦ ૩૧ ॥ ૩ ॥ ઇત્યાદિ પાદ વ્યવહાર બુદ્ધિને માટે છે અર્થાત્ પરમાત્માના સ્વરૂપ બોધનને માટે છે–જેમકે કોઈ વસ્તુ બોધ કરવા માટે તેમા પાદની સમાન કલ્પના કરી લેવાય છે. ૩૩

## स्थानविशेषात्प्रकाशादिवत् ॥ ३४ ॥

पद०—स्थानविशेषात् ॥प्रकाशादिवत् ॥

અર્થ—સ્થાન વિશેષથી પ્રકાશાદિની માફક કલ્પના થાય છે. અર્થાત્ જેમ સૂર્યસ્થાની પ્રકાશથી સૂર્ય પ્રકાશ કહેવાય છે, ના

સ્થાની પ્રકાશથી ચંદ્ર પ્રકાશ કહેવાય છે, એ પ્રમાણે પ્રકૃતિસ્થકલાઓમાં વ્યાપક હોવાથી બ્રહ્મ પણ સોળ કળાવાળું કહેવાય છે, પ્રાચી પ્રતીચી, દક્ષિણોદીચી, એ બ્રહ્મનો એક પાદ છે. પૃથ્વી; અંતરિક્ષ, દ્યૌ, સમુદ્ર એ બ્રહ્મનો બીજો પાદ છે. અગ્નિ, સૂર્ય, ચંદ્રમા, વિદ્યુત, એ ત્રીજો પાદ છે, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, વાક્ એ ચોથો પાદ છે. અને એજ પ્રકારે ષોડશ કલાવાળું બ્રહ્મ કહ્યું છે. ૩૪

## उपपत्तेश्च ॥ ३५ ॥

पद०—उपपत्ते ॥ च ॥

અર્થ—યુક્તિથી પણ એ વાત સિદ્ધ થઈ શકે છે. જેમકે એક રૂપીયાના ચાર ભાગ કલ્પાય છે, વાસ્તવમાં તે ચાર ભાગ તેના નથી, કેવલ તેના બોધને માટે ભાગ કલ્પના છે. એજ પ્રમાણે સર્વ પ્રાકૃત પદાર્થો તે તેના પાદસ્થાની બોધન કરવાને માટે પાદકલ્પના છે. એમજ " पादोऽस्यविश्वाभूतानि " यजु० ३१ ॥ ३ ॥ એ મંત્રમાં પરમાત્માના પાદસ્થાની સર્વ ભૂતોનું વર્ણન કર્યું છે. ૩૫

## तथान्यप्रतिषेधात् ॥ ३६ ॥

पद०—तथा ॥ अन्यप्रतिषेधात् ॥

અર્થ—જે એમ કહ્યું હતું કે " अक्षरात्परतः परः ' એ કથનથી બ્રહ્મથી પણ પર કોઈ વસ્તુ છે, એ વાત ઠીક નથી કેમકે તેજ સ્થાનમાં બ્રહ્મથી ભિન્નનો પ્રતિષેધ કર્યો છે. જેમકે " यस्मात्परंनापरमस्तिकिञ्चित्य स्मान्नाणियो न ज्यायोऽस्तिकिञ्चित् " એ વાક્યથી એવું સિદ્ધ થાય છે કે તેનાથી પર એટલે મોટું કોઇ નથી. ૩૬

સંગતિ—ઉક્ત વાક્યોમાં જેમ પરનો નિષેધ કર્યો છે તેમ અપરનો પણ નિષેધ છે, એથી જણાય છે કે ઉક્ત વાક્યોમાં તો વસ્તુમાત્રને બ્રહ્મ વિધાન કર્યું છે તો પછી દ્વૈતવાદ કેવી રીતે સિદ્ધ થાય ? એનો ઉત્તર—

## अनेनसर्वगतत्वमायामशब्दादिभ्यः ॥ ३७ ॥

पद०—अनेन ॥ सर्वगतत्वम् ॥ आयामशब्दादिभ्य ॥

અર્થ —( अनेन ) એટલે "यस्मात्परंनापरमस्तिकिञ्चियस्मान्नाणीयो न ज्यायोऽस्तिकश्चित् वृक्षइवस्तब्धोदिवितिष्ठत्येकः तेनेदंपूर्णपुरुषेणसर्वम् ॥ श्वे० ३ ॥ ९ ॥ એ વાકયમા બ્રહ્મને સર્વગત કથન કર્યુ છે અને ( आयामशब्दादिभ्य ) એટલે કે "तेनेदंपूर्णं पुरुषेणसर्वम् ઇત્યાદિ પૂર્ણના વાચક શબ્દો જણાયાથી તે બ્રહ્મ સર્વગત છે માનાન એટલોજ કે ઉક્ત પરાપર વિધાયક વાકય બ્રહ્મને પૂર્ણ બોધન કરવાના અભિપ્રાયથી છે, પણ કાંઈ સર્વરૂપ બોધન કરવા માટે નહીં આયામ શબ્દ આ ઠેકાણે વ્યાપક વાચી છે જેમકે "आकाशवत्सर्वगतश्चनित्य" छा० ३ ॥ १४ ॥ ૨ આકાશની સમાન તે સર્વગત અને નિત્ય છે. ૩૭

સંગતિ—' नायमात्माप्रवचनेनलभ्य ' कठ० २ ॥ २३ એ વાકયમા એવુ વર્ણન છે કે તે પરમાત્મા જેને પોતે સ્વીકારે છે તેનેજ મળે છે, એથી જણાય છે કે જીવના કર્મોનુ ફલ પરમાત્મા આપતો નથી, કિંતુ સ્વેચ્છાથી જેને સારો સમજે છે તેને સારો કરી દેછે અને જેને નઠારો સમજે છે તેને નઠારો કરી દે છે, તો પછી જીવના શુભાશુભ કર્મોનુ ફલ કેમ મળે ? એનો ઉત્તર આપવા આ પ્રત્યાધિકરણ છે




## फलमतउपपत्तेः ॥ ३८ ॥

पद०—फलम् ॥ अत ॥ उपपत्ते ॥

અર્થ —યુક્તિથી એમ વાત જણાય છે માટે જીવના શુભાશુભ કર્મોનુ ફલ ઇશ્વરથીજ મળે છે યુક્તિ એવી છે કે જડ કર્મ ન્યાય

ફલ આપી શકતા નથી અને કર્મ કર્યા પછી તે કર્મ નાશ થયા છે તો પછી ફલ કેવી રીતે આપી શકે? એ માટે તેને ફલ પ્રદાતા ઇશ્વર છે ૩૮

## श्रुतत्वाच्च ॥ ३९ ॥

पद०—श्रुतत्वात् ॥ च ॥

અર્થ—એમ સંભળાય છે કે પરમાત્માજ કર્મોને ફલદાતા છે જેમકે "सवाएषमहानजआत्माऽन्नादो वसुदान" बृ० ४ ॥ ४ ॥१४॥ અર્થ—તે મહાન્ અજ એટલે સર્વથી મોટો જે પરમાત્મા છે તે સર્વ પ્રાણીઓને અન્ન આપનાવાળો છે ધન આપવાવાળો છે અન્ન અને ધન એ કર્મોનું ફલ છે એથી જણાય છે કે પરમાત્માજ કર્મ ફલ પ્રદાતા છે ૩૯

## धर्मंजैमिनिरतएव ॥ ४० ॥

पद०—धर्मम् ॥ जैमिनिः ॥ अतः ॥ एव ॥

અર્થ—જૈમિનિ આચાર્ય ધર્મને પણ પરમાત્માથી માને છે ધર્મ કર્મનુ જે ફલ વિશેષ છે તે પરમાત્માથીજ ઉત્પન્ન થઇ શકે છે એમ જૈમિનિ આચાર્ય માને છે ૪૦

## पूर्वंतुबादरायणोहेतुत्वव्यपदेशात् ॥ ४१ ॥

पद०—पूर्वम् ॥ तु ॥ बादरायण ॥ हेतुत्वव्यपदेशात् ॥

અર્થ—બાદરાયણાચાર્યજી ઇશ્વરને કર્મ ફલનો હેતુ માને છે (हेतुत्वव्यपदेशात्) એટલે કે ધર્માધર્મના હેતુરૂપ ઇશ્વરજ વર્ણવ્યો છે માટે

ઉક્ત ફલાધિકરણની સંગતિ માયાવાદીઓના ભાષ્યથી લાગી શકતી નથી, કેમકે "तथान्यप्रतिषेधात्" ब्र० सू० ३ ॥ २ ॥ ३६ ॥ એ અધિકરણથી પૂર્વે આ સૂત્રમાં બ્રહ્મથી ભિન્ન સર્વ વસ્તુનો નિષેધ માયાવાદીઓએ કર્યો છે ત્યાં કાઇએક ઉપનિષદ્ની પ્રતીક આપીને

સ્વામિશ્રી શંકરાચાર્યજીએ એમ લખ્યું છે કે "इत्येवमादिवाक्यानि स्वप्रकरणस्थान्यन्यार्थत्वेन परिणेतुमशक्यमानानि ब्रह्मव्यतिरिक्तंव-स्त्वन्तरंवाग्यान्ति" शं० भा० ब्र० सू० ३ ॥ २ ॥ २६ ॥ "आत्मैवेदंसर्वंनेहनानास्तिकिञ्चन" ઇત્યાદિ વાક્ય સ્વપ્રકરણ સ્થિત છે માટે અન્યાર્થ આપવામાં અશક્ય છે. તે વાક્યો બ્રહ્મથી ભિન્ન અન્ય વસ્તુનો નિષેધ કરે છે. આ સ્થાનમાં સ્વામિશ્રી શંકરાચાર્યજીના મતમાં જાણે સૂત્રકારે સર્વ વસ્તુઓનો નિષેધ કરીને એક બ્રહ્મનુંજ પ્રતિપાદન કર્યું છે; તો પછી ફલપ્રદાતા ઇશ્વર અને ફલભોક્તા જીવ કયાંથી આવ્યા? માટે આ ફલાધિકરણની સંગતિ માયાવાદીઓના મત પ્રમાણે સંલગ્ન થતી નથી. વાચસ્પતિ મિશ્રે આ ફલાધિકરણની સંગતિ એવી લગાવી છે કે નિત્ય, શુદ્ધ, મુક્ત સ્વભાવ જે બ્રહ્મ છે તેમાં વળી કયાં ઇશ્વર! અને કયાં તેનું ફલ હેતુ થવું!! તે બ્રહ્મમાં વ્યવહારિક ઈશ અને ઇશિતવ્ય આદિ વિભાગાવસ્થાનો આશ્રય કરીને આ ફલનું વર્ણન કર્યું છે. અર્થાત્ જીવ ઇશ્વર સર્વ અવિદ્યાજન્ય છે. એ માટે અવિદ્યા અવસ્થામાં ફલાધિકરણ છે. પણ બ્રહ્મના પરમાર્થરૂપનો આશ્રય કરીને આ ઠેકાણે ફલનું કથન નથી.

આવી કિલષ્ટ સંગતિથી પણ માયાવાદીઓના મતમાં આ ફલાધિકરણના સૂત્રોમાં કોઈ ઠેકાણે અવિદ્યાનું વિધાન જણાતું નથી, તેમજ કોઇ ઠેકાણે માયાનું નામ નિશાન પણ આ અધિકરણમાં નથી. આ ઠેકાણે તો જૈમિનિ વ્યાસાદિ ઋષિયોના મત લખીને ઇશ્વરને ફલપ્રદાતા સિદ્ધ કર્યો છે તો પછી માયાવાદી ભાઈઓની તો આ ઠેકાણે કથાજ શી કરવી!

સાર એ નીકળે છે કે આ અધિકરણમાં સૂત્રકારે જીવ, ઈશ્વર. જીવોનાં કર્મ આદિ અનેક પદાર્થ માનીને ભેદવાદ સ્પષ્ટ કરી દીધો છે.

## ॥ इतिश्री वेदान्तार्य्यभाष्ये तृतीयाध्यायस्य द्वितीयः पादः समाप्तः



## ॥ अथवेदान्तार्य्यभाष्ये तृतीयाध्यायस्य तृतीयः पादः प्रारभ्यते ॥



સંગતિ—પૂર્વપાદમાં જીવની સુષુપ્તિ આદિ અવસ્થાઓનું નિરૂપણ કરીને જીવ ઇશ્વરનો ભેદ સ્પષ્ટતાથી જણાવ્યો અને વળી તેમાં મૂર્ત્તામૂર્ત્તનું પ્રકરણ ચલાવીને બ્રહ્મને નિરાકાર સિદ્ધ કર્યું. અને ત્યાં એમ પણ દેખાડયું કે જે સાકાર બોધક વાકય છે તે ઉપચારથી સાકાર કથન કરે છે વાસ્તવમાં બ્રહ્મ નિરાકારજ છે. નિરાકાર બોધક વાકય પ્રધાન એટલે કે મુખ્ય છે અને સાકાર બોધક ગૌણ છે. એ વાતને "अरूपवदेवहितत्पधानत्वात्" ब्र० सू० ३ ॥ २ ॥ १४ માં સ્પષ્ટ રીતિથી વર્ણવી છે કે નિરાકાર બોધક વાકયની પ્રધાનતા હોવાથી બ્રહ્મ નિરાકાર છે; એ પ્રમાણે વિજ્ઞેય બ્રહ્મનું તત્વ કથન કર્યું. હવે એ વાત વર્ણવવામાં આવે છે કે ઉપનિષદોમાં જે ઉપાસના વિષયક ગુણોના ભેદ જણાય છે, તો તે ભેદ એક વિદ્યામાં કેમ હોઇ શકે? એનો ઉત્તર આ ગુણોપસંહાર પાદમાં આપવામાં આવે છે. પ્રથમ સર્વવેદાન્તપ્રત્યયાધિકરણ છે.

(૧ સર્વવેદાન્તપ્રત્યયાધિકરણ.) **सर्व वेदान्तप्रत्ययं चोदनाद्यविशेषात्॥१**

पद०—सर्व वेदान्तप्रत्ययम् ॥ चोदनाद्यविशेषात् ॥

અર્થ—સર્વ ઉપનિષદોમાં એકજ પ્રકારનું જ્ઞાન છે કારણકે એકજ પ્રકારનું જણાય છે માટે જેમકે "उपासीत, विद्यात्, वेद" ઇત્યાદિ ક્રિયાઓ એકજ પ્રકારની જણાય છે. જેમકે "योहवैज्येष्ठञ्च-श्रेष्ठञ्चवेद" છાં૦ ૫ ॥ ૧ ॥ ૧ ॥ બૃ૦ ૬ ॥ ૧ ॥ ૧ ॥ એમાં એમ

કથન કર્યું છે કે જે પ્રાણને જ્યેષ્ઠ એટલે મોટો અને શ્રેષ્ઠ જાણે છે તે સર્વથી મોટો અને શ્રેષ્ઠ થાય છે. એ પ્રકારે સર્વ શાખાઓમાં વિજ્ઞાન એકજ છે. ૧

સંગતિ — સર્વ વેદાન્તોમાં જે એકસરખુ વિજ્ઞાન કથન કર્યું છે તે ઠીક નથી, કેમકે ઉપનિષદોમાં ગુણોનો ભેદ જણાય છે. જેમકે વાજસનેયી શાખામાં પંચાગ્નિ વિદ્યાનું પ્રકરણ ચલાવીને છ અગ્નિનું કથન કર્યું છે અને છાંદોગ્યમાં પાંચ અગ્નિ કથન કર્યા છે. "अथह-यएतानेवंपञ्चाग्नीन्वेद" છાં૦ ૫॥૧૦॥૧૦॥ એવા સ્થાનોમાં વિદ્યાની એકતા કેમ કહી શકાય? એ પ્રકારે જાણવા યોગ્ય પદાર્થોમાં ભેદ જણાય છે અને વેદ્યનો ભેદ હોવાથી વિદ્યાનો પણ ભેદ છે? એ પૂર્વ પક્ષનો ઉત્તર નીચેના સૂત્રથી આપે છે.

## भेदान्नेतिचेन्नैकस्यामपि ॥ २ ॥

પદ૦—भेदात ॥न॥ इति ॥ चेत् ॥न॥ एकस्याम् ॥ अपि॥

અર્થ — પૂર્વોક્ત ભેદ જણાયાથી એમ જણાય છે કે ઔપનિષદ્ વિજ્ઞાન એક નથી એવી જે શંકા કરવી તે ઠીક નથી. કેમકે એક શાખામાં પણ જેવો ગુણ ભેદ હોય છે તે પ્રમાણે વિદ્યામાં પણ કોઈ કોઈ ગુણ ભેદ હોય તો તેમાં કાંઇ ક્ષતિ નથી. એજ પ્રમાણે જુઓ કે અગ્નિવિદ્યા છાંદોગ્યમાં અને બૃહદારણ્યકમાં એક છે તો બૃહદારણ્યકના છઠ્ઠા અગ્નિનો છાંદોગ્યમાં ઉપસંહાર કરી લેવો કેમકે અગ્નિ વિદ્યા બંનેમાં એક છે. અને વાત એવી છે કે ઉપનિષદો એક બીજાનું ખંડન કરતા નથી કિંતુ વૈદિક હોવાથી તે વૈદિક વિદ્યાનું મંડન કરે છે. અને જે એક વિદ્યાને તેઓ પોત પોતાની શાખામાં પ્રકારાન્તરે વર્ણન કરે છે–જેમકે માધ્યન્દિની શાખામાં "विज्ञानेनतिष्ठन् विज्ञानादन्तरो" એ પ્રકારે પાઠ છે અને કણ્વશાખામાં "यआत्मनितिष्ठन् आत्मनोन्तरो" એમ પાઠ છે, તો એ ભિન્ન ભિન્ન નિર્દેશોમાં જીવ બ્રહ્મ ભેદ વિષયક વિદ્યામાં કોઈ જાતનો ભેદ આવતો નથી કેમકે "विज्ञानेनतिष्ठन्" એ વાકયથી પણ તાત્પર્ય ચેતન શક્તિનુંજ લીધું છે અને બીજી શાખામાં "आत्मनितिष्ठन्" એ વાકયથી પણ આશય ચેતન શક્તિનોજ છે, માટે કોઈ જાતનો ભેદ નથી. ૨

સંગતિ—" तदेतदचाऽभ्युक्तं क्रियावन्तः श्रोत्रिया ब्रह्मनिष्ठाः ॥ स्वयं जुह्वतएकर्षिं श्रद्धयन्तः तेषामेवैतां ब्रह्मविद्यां वदेत् शिरोव्रतं विधिवद्यैस्तु चीर्णम् ॥ तदेतत्सत्यं ऋषिरङ्गिराः पुरोवाचनैतदचीर्ण व्रतोधीते " मुण्ड० ३ ॥ २ ॥ ११ ॥ અર્થ—એ ઋચાથી કહ્યું કે જે વેદપારગ છે અને બ્રહ્મ નિષ્ઠ છે, સ્વયં અગ્નિ હોત્રાદિ કર્મ કરે છે, શ્રદ્ધાવાળા છે તેનેજ બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરવો જોઇયે. જેઓએ શિરોવ્રતને વિધિ પ્રમાણે ધારણ કર્યું હોય, એ વાકયથી એટલું જણાય છે કે બ્રહ્મ વિદ્યાનો અધિકાર શિરોવ્રતિયોનેજ છે એ વાત અન્ય ઉપનિષદોમાં નથી. ઉક્ત ભેદ જણાયાથી વિદ્યાભેદ જણાય છે તો પછી કેમ કહી શકાય કે સર્વ શાખાઓમાં વિદ્યા એક છે? ઉત્તર-

## स्वाध्यायस्यतथात्वेनहिसमाचारेऽधिकाराच्चसववच्चतन्नियमः ॥ ३ ॥

पद०—स्वाध्यायस्य ॥ तथात्वेन ॥ हि ॥ समाचारे ॥ अधिकारात् ॥ च ॥ सववत् ॥ च ॥ तन्नियमः ॥

અર્થ—મુંડકાધ્યયન રૂપ જે સ્વાધ્યાય છે તેનું તેવાપણું હોવાથી એટલેકે કઠીન હોવાથી તેનો સમાચારમાં એટલે કે અધ્યયનમાં શિરોવ્રતિયોનોજ અધિકાર જણાયાથી સવની સમાન તેનો નિયમ છે-સવ એટલે જે સાત હોમ છે તે આથર્વણિક લોકોને માટેજ નિયત કરેલા છે-એ પ્રકારે આ શિરોવ્રત પણ મુંડકાધ્યયનવાળાને માટેજ નિયત છે; એ માટે વિદ્યા ભેદનો કોઇ દોષ લાગુ પડતો નથી. ૩

સંગતિ—જ્યારે એવી રીતે આપનાં બ્રહ્મવિધાયક વેદાન્તોના સાધનોમાં ભેદ છે તો તેના ઉદ્દેશ્યમાં પણ ભેદ હોવો જોઇયે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## दर्शयतिच ॥ ४ ॥

पद०—दर्शयति ॥ च ॥

અર્થ—વેદાન્ત શાસ્ત્રી એમ દેખાડે છે કે વેદાન્તોનુ એક માત્ર ઉદ્દેશ્ય છે, બ્રહ્મમા વેદાન્ત વાકયનો કોઈ વિરોધ નથી જેમકે—

"सर्वे वेदायत्पदमामनन्ति तपा॰सि सर्वाणिचयद्वदन्ति॥ यदिच्छन्तो ब्रह्मचर्य्येणचरन्ति तत्तेपदसग्रहेणब्रवीम्योमित्येतत्" क० २॥१५

અર્થ—સર્વ વેદ જેના સ્વરૂપનુ વર્ણન કરે છે, અને જે સર્વ તપ કથન કરે છે, અર્થાત્ જે પરમાત્માની પ્રાપ્તિને માટે ઉગ્ર તપ કરાય છે અને જેની ઇચ્છાથી જીજ્ઞાસુ લોક બ્રહ્મચર્યનું આચરણ કરે છે તેનો ઉપદેશ હુ સગ્રહથી કહુ છુ કે તે "ओ३म्" એ છે. આ ઠેકાણે "ओ३म्" શબ્દથી બ્રહ્મનુ તાત્પર્ય છે અને તે આગળના શ્લોકમા સ્પષ્ટ છે. એ પ્રકારે જ્યારે બ્રહ્મ વિદ્યાના સર્વ સાધન તે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સ્વભાવ બ્રહ્મની પ્રાપ્તિને માટેજ કરાય છે તો પછી કેમ કહી શકાય કે ઉપનિષદ્‌વિદ્યા પરસ્પર ભિન્ન છે ૪

૨ ઉપસહારાધિકરણ

## उपसंहारोऽर्थाभेदात् विधिशेषवत समानेच ॥ ५ ॥

पद०—उपसहार ॥ अर्थाभेदात् ॥ विधिशेषवत् ॥ समाने ॥ च

અર્થ—અર્થમા અભેદ હોવાના કારણથી અન્ય શાખાઓમા જે ગુણો કથન કરેલા છે તેનો તે શાખામા ઉપસહાર પણ કરી લેવો જોઇયે કે જેમા તેનુ કથન ન હોય જેમકે અગ્નિહોત્ર સર્વ શાખાઓમા એક છે અને તેના શેષ અગોનુ અન્ય સ્થાનમા પણ ઉપસહરણ થાય છે એજ પ્રકારે ઉપાસનાના પણ બીજી શાખાઓના ગુણોનો ઉપસહાર થઈ શકે છે ૫

३ अन्यथात्व निरूपण

## अन्यथात्वंशब्दादितिचेन्नाविशेषात् ॥ ६

पद०—अन्यथात्वम् ॥ शब्दात ॥ इति॥ चेत ॥ न॥अविशेषात् ॥

અર્થ—જો એમ કહો કે શબ્દના ભેદ જણાયાથી વિદ્યાનો પણ ભેદ જણાય છે પછી ઉપસંહાર કેમ થઇ શકે? એવી શંકા જો થતી હોય તો ઠીક નથી, કેમકે ઉપાસનામાં કાંઇ પણ વિશેષતા જણાતી નથી તેથી જેમકે ઉદ્ગીથોપાસનામાં બૃહદારણ્યકમાં એમ કહ્યું છે કે "तेहदेवाऊचुर्हन्तासुरान्यज्ञेउद्गीथेनात्ययामेति" बृ० १ ॥ ३ ॥ १ ॥ તે દેવો બોલ્યા કે અમે યજ્ઞમાં ઉદ્ગીથથી અસુરોનો નાશ કરીશું પાછું તેમણે વાણીથી કહ્યું કે તું અમારે માટે ઉદ્ગીથનું ગાયન કર-પછી તેમણે સર્વના અંતમાં પ્રાણોનો ઉદ્ગાતા બનાવ્યો હવે છાંદોગ્ય ઉપનિષદ્માં એમ છે કે "तद्धदेवाउद्गीथमाजहुरनेनैनानभिभविष्याम" छा १ ॥ २ ॥ १ ॥ એ વાક્યમાં એમ કહ્યું છે કે તે દેવોએ ઉદ્ગીથને ગ્રહણ કર્યું અને કહ્યું કે અમે એનાથી અસુરોનો નાશ કરીશું ઉક્ત શાખાઓમાં એ ભેદ જણાય છે કે બૃહદારણ્યકમાં પ્રાણને ઉદ્ગીથનો કર્તા કહ્યો છે અને છાંદોગ્યમાં ઓંકાર દૃષ્ટિથી પ્રાણની ઉપાસના કથન કરી છે એ પ્રકારે ઉક્ત શાખાઓમાં ભેદ આવે છે? તો એનો ઉત્તર એ શ્લોકજ સૂત્રકારે આપ્યો છે કે (અવિશેષાત્) બીજી વાતોમાં કાંઇ વિશેષતા ન જણાયાથી વિદ્યાનો ભેદ નથી અર્થાત્ દેવાસુર સંગ્રામ બંનેમાં એકજ છે અને વાગાદિ પોત પોતાના અર્થમાં પ્રવૃત્ત ઇન્દ્રિયોની નિંદા કરીને મુખ્ય પ્રાણનું ગ્રહણ બંનેમાં સમાન છે પત્થર અને માટીના ઢેફાનું દૃષ્ટાંત બંનેમાં સમાન છે, એવી રીતે વિદ્યા એક જણાય છે કથાનું તાત્પર્ય એવું છે કે સન્માર્ગપરાયણ ઇન્દ્રિયોની વૃત્તિ દેવ છે અને તેનાથી વિરુદ્ધ અસુર છે અને તે વૃત્તિઓએ એક એક ઇન્દ્રિયોને પોતે અગ્રણી બનાવી અને તે એક એક ઇન્દ્રિયોએ પોત પોતાના અર્થમાં ફરીને અસુરોનું કામ કર્યું અર્થાત્ વાક્ રસમાં ફરી પડી ચક્ષુ રૂપમાં ફસી ગયા, ઘ્રાણ (નાસિકા) ગંધમાં ફરી પડી, કાન મધુર સ્વરમાં ફસી

પડયા, અને જ્યારે તેઓએ પ્રાણને અગ્રણી બનાવ્યો તો તેમાં કોઇ દોષ ન જણાયો. એ માટે તે પ્રાણવિદ્યાથી દેવ કૃતાર્થ થયા એ પ્રકારે બન્ને શાખાઓમાં વિદ્યા એક જણાયાથી ઉક્ત ઉપનિષદોમાં પરસ્પર વિરોધ નથી. ૬

## नवाप्रकरणभेदात्परोवरीयस्त्वादिवत् ॥ ७ ॥

पद०—न ॥ वा ॥ प्रकरणभेदात् ॥ परोवरीयस्त्वादिवत् ॥

અર્થ—(प्रकरणभेदात्) એટલે ઉપક્રમના ભેદથી પણ વિદ્યાનો ભેદ બનતો નથી. જેમકે પ્રારંભમાં ઉદ્‌ગીથની અક્ષર રૂપે ઉપાસના કહી છે, વળી આગળ જતાં કોઇ ઠેકાણે પ્રાણરૂપે ઉપાસના કહી છે અને છાંદોગ્યમાં ઉદ્‌ગીથ ભક્તિનો પ્રણવ એટલે ઓંકાર કર્તા કહ્યો છે. ઇત્યાદિ અનંત ભેદ છે તો પછી વિદ્યાનો ભેદ કેહેવો એ કથન માત્ર છે.

"सएष परोवरीयान् उद्गीथः सएषोऽन्तः परोवरीयो हास्य भवति परोवरीयसो ह लोकान्जयति य एतदेवं विद्वान परोवरीयां समुद्गीथमुपास्ते" छां० १ ॥ ९ ॥ २ ॥

અર્થ—આ ઉદ્‌ગીથ મોટો અને શ્રેષ્ઠ ગુણોવાળો અને અનન્ત છે. જે એ પરોવરીય ગુણવાળા ઉદ્‌ગીથની ઉપાસના કરે છે તે ઉક્ત ગુણવાળો થાય છે. એ પ્રકારે પરોવરીય ગુણવાળો વર્ણન કરવાથી ઉદ્‌ગીથને પરમાત્મા રૂપે વર્ણવ્યો છે અને એ રૂપમાં "दर्शयतिच" ત્ર० સૂ० ૩ ॥ ૩ ॥ ૪ ॥ ની અનુકૂલ સર્વ ઉપાસના આવી ગઇ માટે વિદ્યાનો ભેદ નથી. ૭

સંગતિ—જેમ એક શાખામાં ઉદ્‌ગીથનો અવયવ પ્રણવમાં પરમાત્માદૃષ્ટિ વિધાન કરવાથી અને હિરણ્યમય પુરૂષમાં પરમાત્મા દૃષ્ટિ વિધાન કરવાથી ઉક્ત બન્ને વિદ્યા ભિન્ન ભિન્ન છે તો પછી વિદ્યાનો ભેદ કેમ નહિ ? ઉત્તર—

## संज्ञातश्चेत्तदुक्तमस्तितुतदपि ॥ ८ ॥

पद०—सं ज्ञतः ॥चेत्॥ तत्॥ उक्तम् ॥ अस्ति ॥तु॥ तत् ॥अपि॥

અર્થ—સંજ્ઞાના કારણથી જો વિદ્યાનો ભેદ માનો તો તે ઠીક નહિ કારણકે (तदुक्तम्) સર્વવેદાન્તપ્રત્યયાધિકરણમાં એ વાત કહેવાઇ ગઇ છે કે સંજ્ઞાના ભેદથી વિદ્યાનો ભેદ હોતો નથી. જેમકે બૃ૦ છા૦ કઠ૦ ઇત્યાદિ સંજ્ઞાઓથી બ્રહ્મ વિદ્યામાં ભેદ નથી અને બીજી વાત એ છે કે (अस्तितुतदपि) એટલે કે આદિત્ય પુરૂષ અને ઉદ્‌ગીથ ઉપાસનામાં પરમાત્માની સંજ્ઞા પણ એક છે માટે ભેદ નથી. ૮

સંગતિ—જ્યારે આપના મતમાં "ओमित्येतदक्षरमुद्गीथमुपासीत" છાં૦ ૧ ॥ ૧ ॥ ૧ ॥ અને "अथयोऽन्तरादित्येहिरण्मयः पुरुषोदृश्यते हिरण्यश्मश्रुः हिरण्यकेशः आप्रणखात्सर्वएवसुवर्णः" છાં૦ ૧ ॥ ૬ ॥ ૩ ॥ ઇત્યાદિકોમાં પ્રથમ વાકયમાં બ્રહ્મની ઉદ્‌ગીથરૂપે ઉપાસના કરી છે અને બીજાં વાકયમાં આદિત્યરૂપે કરી છે, એમ બંને પ્રકારે બ્રહ્મની ઉપાસના થઇ શકતી નથી કિન્તુ પ્રતીકોપાસના જણાય છે. પૂર્વ વાકયમાં "ओ३म्" અક્ષર પ્રતીક છે. અને બીજાં વાકયમાં આદિત્ય પ્રતીક છે તો પછી કેમ કહી શકાય કે બ્રહ્મવિદ્યા ફક્ત બ્રહ્મને ઉપાસ્યનો બોધ કરે છે? ઉત્તર—

૭ વ્યાપ્ત્યધિકરણ

## व्याप्तेश्चसमञ्जसम् ॥ ९ ॥

पद—व्याप्तेः ॥ च ॥ समञ्जसम् ॥

અર્થ—વ્યાપ્તિ જણાયાથી અર્થાત્ ઓંકારની સર્વ અનુવાકયોમાં સર્વ ઋચાઓમાં, સર્વ સમાપ્તિયોમાં વ્યાપકતા જણાય છે, એ અભિપ્રાયથી ઉદ્‌ગીથરૂપે બ્રહ્મની ઉપાસના વર્ણવી છે; અને જે આદિત્ય પુરૂષદ્વારા ઉપાસના કથન કરી છે તે પણ વ્યાપ્તિના અભિપ્રાયથીજ છે-અર્થાત્ સૂર્યમંડલની અંતર્ગત તે પરમાત્મા છે અને સૂર્યમંડ-

લનો જે રશ્મિપુઞ્જ છે તે તેનો શ્મશ્રુ સ્થાનિ છે અધિક શું લખવું તે નખશિખાપર્યન્ત સર્વ સુવર્ણમય છે, અર્થાત્ સ્વપ્રકાશ છે એજ અભિપ્રાયને "वेदाहमेतपुरुष महान्तमादित्यवर्णन्तमस परस्तात्" યજુ: ૩૧ ॥ ૧૮ ॥ આ મન્ત્રમાવર્ણવ્યો છે કે "આદિત્ય વર્ણ" એમ તે પરમાત્મા અવિદ્યારૂપી તમથી પર હોવાના અભિપ્રાયથી કહ્યું છે આ ઠેકાણે આદિત્યનું નિદર્શન એ વાતને સિદ્ધ કરે છે કે પરમાત્મામાં અજ્ઞાનાન્ધતમનો લેશ માત્ર પણ નથી આ વહિ સ્પષ્ટ એ પ્રમાણ સ્પષ્ટ કરે છે કેના પા. માયાવાદીઓ બ્રહ્મને માયા એટલે કે અજ્ઞાનનો આશ્રય અને વિષય માને છે એ વાત અમે અજ્ઞાનાશ્રયાનુપપત્તિ નિરૂપણમા સ્પષ્ટ કરીશું આ ઠેકાણે પ્રકૃત એ છે કે બ્રહ્મના વ્યાપક ભાવને સ્પષ્ટ કરવાના અભિપ્રાયથી ઉદ્ગીથ અને આદિત્ય રૂપનો નિર્દેશ છે અને એ પ્રકારે બોધ્ય બોધક ભાવ વદિક મતમા પણ સ્વીકાર છે એને કોઈ પણ પ્રતીકોપાસના કહી શકતું નથી એ અભિપ્રાયથી સૂત્રકારે કહ્યું છે કે "व्याप्तेश्चासमञ्जसम्" બ્રહ્મની વ્યાપકતાનો બોધક હોવાથી ઉદ્ગીથાદિ વિદ્યાઓ ઠીક છે સ્વામિશ્રીરામાનુજાચાર્ય અને સ્વામિશ્રીશઙ્કરાચાર્ય જીએ ઉક્ત બન્ને સૂત્રને વિદ્યાના ભેદમા લગાવ્યા છે અને એવી રીતે લગાવવાથી સર્વ વેદાન્ત પ્રત્યયાધિકરણમા સઙ્ગતિ રહેતી નથી સ્વામિશ્રી શઙ્કરાચાર્યજીએ એ વાત સ્પષ્ટ કરી દીધી છે કે 'ओमित्येतदक्षरमुद्गीथमुपासीत' એ વાક્યમાં જે ઉદ્ગીથ નામ છે તેનું બ્રહ્મની સાથે સમાનાધિકરણ છે આ ઠેકાણે ચાર પક્ષ છે (૧) અધ્યાસ, (૨) અપવાદ, (૩) એકત્વ (૪) વિશેષ્ય વિશેષણ ભાવ અધ્યાસનુ ઉદાહરણ આ ઠેકાણે નિર્વિશેષ બ્રહ્મવાદી સ્વામીજીએ એવું આપ્યું છે કે 'प्रतिमायामिव विष्णवादिबुद्धिरध्यास' જેમ પ્રતિમામા વિષ્ણુઆદિ બુદ્ધિ અધ્યાસ છે એ પ્રકારે અક્ષર બ્રહ્મમા ઉદ્ગીથ બુદ્ધિ અધ્યાસ છે અથવા ઉદ્ગીથમા અક્ષર બુદ્ધિનો અધ્યાસ છે અપવાદનું ઉદાહરણ એવું છે કે જે પ્રથમ આરોપ કરીને પછી તેને હટાવી દેવામા આવે છે તે, જેમકે દિશાની ભ્રાન્તિ યથાર્થ દિશાની બુદ્ધિથી નિવૃત થાય છે એકત્વ અર્થાત્ અક્ષર અને ઉદ્ગીથ શબ્દમા ભેદ નહિ તે, જેમકે દ્વિજોત્તમ બ્રાહ્મણ અને ભૂમિદેવ એના અર્થ છે, અને વિશેષ વિશે

પણ ભાવ જેમકે નીલકમલ પૂર્વોક્ત અધ્યાસ, અપવાદ, અને એકત્વ એ ત્રણે પક્ષનુ ખડન કરીને અર્થાત્ ઉદ્‌ગીથનો બ્રહ્મની સાથે નથી તો અધ્યાસ, નથી અપવાદ, અને નથી એકત્વ કિન્તુ નિલકમલ સમાન વિશેષ્ય વિશેષણ ભાવ છે, અર્થાત્ "ओ३म्" એ વિશેષણ વાળુ જે બ્રહ્મ તે ઉપાસ્ય છે એ અર્થથી સાર એ નીકળ્યો કે ઉદ્‌ગીથ અને આદિત્ય પુરૂષ એ બ્રહ્મના વિશેષણ છે-અર્થાત્ બ્રહ્મ બોધનનો હેતુ છે પણ બ્રહ્મના સ્વરૂપ નથી આપણ ચતુષ્ટયના વર્ણ નથી નિર્વિશેષ બ્રહ્મવાદી સ્વામીશ્રીએ પ્રતિમાપૂજાનો પક્ષ તદ્દન શિથલ કરી દીધો છે, અને વળી પ્રતિમા પૂજાને અધ્યાસનુ ઉદાહરણ આપીને અત્યન્ત નિર્બલ કરી દીધી છે કેમકે બ્રહ્મ સૂત્ર ૧॥ ૧॥ ૧॥ ના ભાષ્યમા સ્વામિ શંકરાચાર્યજી એવુ લખી આવ્યા છે કે

"एवमयमनादिरनन्तो नैसर्गिको ध्यासोमिथ्याप्रत्ययरूपः कर्तृत्वभोक्तृत्वप्रवर्तकः सर्व लोकप्रत्यक्षोऽस्यानर्थहेतोः प्रहाणायात्मैकत्व विद्याप्रतिपत्तये सर्वेवेदान्ता आरभ्यन्ते" शं० भा० ब्र० सू० १॥१॥१

અર્થ—એ જે આદિ અન્ત રહિત સ્વભાવિક અધ્યાસ મિથ્યા જ્ઞાનરૂપ છે તે અનર્થનો નાશ કરવા માટે બ્રહ્મવિદ્યા વિધાયક સર્વ શાસ્ત્ર આરભ છે એ કથનથી સ્વામિશ્રીએ એમ સ્પષ્ટ કરી દીધુ કે વેદાંતમા પ્રતીકોપાસનાનો ગંધ માત્ર પણ નથી પ્રત્યુત "नतस्यप्रतिमाऽस्ति" यजु० ३२।३॥ ઇત્યાદિ મત્ર નિષેધાર્થ પ્રવૃત્ત થયા છે એ ભાવને સ્વામિજીના સંપ્રદાયી લોકોએ એવી રીતે વર્ણવ્યો છે કે-

"बाधाध्यासविशेषणैक्य विषयैर्नाम्नो-चतुर्द्धामत सामानाधिकरण्यमाद्यमिहनत्वोंघमा स्यात्श्रुतिः॥ ध्यानाद्यश्रवणादनित्यफलता-दोषाचना द्यास्मीसतादात्म्य न विरुद्धयोगितिरत्वाद्वस्तैक्यपक्षस्थिति॥ स्याराज्यसिद्धिः॥२॥२८॥ अर्थ—"ओमित्येतदक्षरमुद्गीथमुपासीत" छा० १॥१॥१॥ "तत्त्वमसि छा० ६॥८॥७

ઇત્યાદિ વાકયોમાં જે સમાનાધિકરણ નામ બોધન કર્યું છે તેની ચાર પ્રકારથી ગતિ થઇ શકે છે. (૧) બાધ, (૨) અધ્યાસ, (૩) વિશેષ્ય વિશેષણ ભાવ, (૪) એક વિષય અર્થાત્ એકત્વવાદ. (૧) જેમકે- "स्याणुर्वापुरुषोवा" આ સ્થાણુ છે કે પુરૂષ છે એવી સંશયાત્મક જ્ઞાનની નિવૃત્તિ સ્થાણુના જ્ઞાનથી થઇ જાય છે. (૨) અધ્યાસ, જેમકે શુક્તિમાં આ રજત છે એ રજતરૂપ જ્ઞાનની નિવૃત્તિ શુક્તિના જ્ઞાનથી થાય છે. (૩) વિશેષ્ય વિશેષણ ભાવ-જેમકે (दण्डीपुरुषः) અર્થાત્ દંડવાળો પુરૂષ; ઉક્ત ત્રણેપક્ષ 'તત્ત્વમસિ'માં સ્વીકૃત કર્યા નથી. કેમકે ઉક્ત પક્ષોમાં શ્રુતિ વ્યર્થ થઇ જાય છે, અને (૪) એકત્વનો પક્ષ અર્થાત્ તું બ્રહ્મ છે, એજ માત્ર ઠીક છે.

હવે આ ઠેકાણે માયાવાદીઓને એટલુંજ પુછવું જોઇયે કે "तत्त्वमसि" એ સમાનાધિકરણ વાકયમાં એકત્વ પક્ષ ઠીક છે તો "ओमित्येतदक्षरमुद्गीथमुपासीत" એ વાકયમાં એકત્વ પક્ષ કેમ ઠીક નથી? અને આ ઠેકાણે એમ નહિ કહી શકાય કે ઉદ્ગીથને બ્રહ્મ બનાવવામાં વિરોધ છે; કેમકે વિરોધનો તો અદ્વૈતવાદી લક્ષણાથી પરિહાર કરી લો છો. તો પછી સિદ્ધ એ થયું કે ઉદ્ગીથોપાસનામાં સ્વામિશ્રી શંકરાચાર્યજીએ જે વિશેષ્ય વિશેષણ ભાવ માન્યો છે તેથી "तत्त्वमसि" ના અર્થને સર્વથા શિથિલ કરી નાંખ્યો છે. જેવી રીતે ઉક્ત વાકયમાં વિશેષ્ય વિશેષણ ભાવ છે એજ પ્રમાણે "तत्त्वमसि" માં વિશેષ્ય વિશેષણ ભાવ માનવાથી વૈદિક દ્વૈતવાદની ક્ષતી નથી. વિશેષ્ય વિશેષણ ભાવ માનવાથી એ અર્થ લાભ થાય છે કે "तत्त्वमसि" એટલે તે ઉક્ત પરમાત્માનો તું છે. એમાં (तत्) અર્થાત્ તે તેનું વિશેષણ છે અને (त्वं) અર્થાત્ તું વિશેષ્ય છે. આ અર્થ અન્તર્યામિ બ્રાહ્મણમાં સારી રીતે પ્રતિપાદન કર્યો છે. પરંતુ આ ઠેકાણે એટલું દેખાડવું ઉપયુક્ત હતું કે "व्याप्तिश्चसमञ्जसम्" એ સૂત્રમાં સ્વામિશ્રી શંકરાચાર્યજીનુ ઉદ્ગીથોપાસનામાં વિશેષણ વિશેષ્ય ભાવ માનવું અને "तत्त्वमसि" માં એકત્વ પક્ષ અર્થાત્ જીવને બ્રહ્મ માનવં એ ઉપનિષદની સંગતિથી અસંગત છે. ૯

સંગતિ— યદિ સર્વ ઉપનિષદોમાં વિદ્યા એક છે તો પ્રાણ વિદ્યામાં વક્ષ્યમાણ ભેદ કેમ વર્ણવ્યો છે-જેમકે બૃહદારણ્યક અને છાંદોગ્યમાં પ્રાણવિદ્યામાં વિશિષ્ટત્વાદિ ગુણ કથન કર્યા છે અને કૌષીતકી શાખાવાળામાં નથી ? ઉત્તર-

૫ સર્વભેદાધિકરણ

## सर्वाभेदादन्यत्रेमे ॥ १० ॥

पद०—सर्वाभेदात् ॥ अन्यत्र ॥ इमे ॥

અર્થ— સર્વ વાતોની પ્રાણ વિદ્યામાં એકતા જણાય છે અર્થાત્ સર્વ ઈન્દ્રિયોનું પ્રજાપતિની પાસે જવું, પોત પોતાની શ્રેષ્ઠતાનુ અભિમાન કરવુ, અને એક એકના નીકળવાથી શરીરનુ સ્થિર રહેવુ, ઈત્યાદિ સર્વ ગુણ જ્યારે પ્રાણવિદ્યામાં સમાન છે તો પછી કેવલ વિશિષ્ટત્વાદિ ગુણોથી ભેદ દેખાતો નથી-તેનો પણ તે શાખાઓમા ઉપસંહાર કરી લેવો કે જેમાં પ્રાણના વિશિષ્ટત્વાદિ ગુણનુ વર્ણન કર્યું હોય. એ પ્રમાણે પ્રાણવિદ્યામા ભેદ નથી. ૧૦

૬ આનંદાધિકરણ

## आनन्दादयः प्रधानस्य ॥ ११॥

पद०—आनंदादयः ॥ प्रधानस्य ॥

અર્થ—(प्रधानस्य) પ્રધાન જે બ્રહ્મ છે તેના આનંદાદિ ગુણ છે, જેમકે—"आनन्दं ब्रह्मणोविद्वान्नबिभेतिकुतश्चन" तै० २ ॥ ८ ॥ "आनन्दो ब्रह्मेतिव्यजानात्" तै० ३ ॥ ६॥ ઈત્યાદિ વાક્યમાં બ્રહ્મનેજ આનંદ શબ્દથી કહ્યુ છે. એ માટે આનંદાદિ ગુણ બ્રહ્મનાજ હોઈ શકે છે, અન્યના નહિ ૧૧

સંગતિ— "तस्यप्रियमेवशिरः मोदोदक्षिणः पक्षः प्रमोदउत्तरः पक्षः आनन्दआत्माब्रह्मपुच्छंप्रतिष्ठा" तै० २ ॥५॥ १॥ એ વાક્યમા

પ્રિયશિર, મોદ દક્ષિણ પક્ષ અને પ્રમોદ ઉત્તર પક્ષાએ ધર્મ અન્નમય કોષવાળા જીવના તેજ પ્રકરણમાં કહ્યા છે; તો પછી કેમ કેહેવાય કે જીવ પરમાત્માથી ભિન્ન છે ? ઉત્તર–

## प्रियशिरस्त्वाद्यप्राप्तिरुपचयापचयौहिभेदे ॥ १२ ॥

पद०—प्रियशिरस्त्वाद्यप्राप्तिः ॥ उपचयापचयौ ॥ हि ॥ भेदे॥

અર્થ — યદિ જીવાત્મા પરમાત્માથી ભિન્ન ન હોત તો તેના પ્રિયશિર આદિ ધર્મોનું કથન કરતે નહિ, કેમકે તે ધર્મો જીવાત્મામાંજ જણાય છે પરમાત્મામાં નહિ. એ માટે કહ્યું છે કે (प्रियशिरस्त्वाद्यप्राप्तिः) અને (उपचयापचयौहिभेदे ) એટલે ન્યુનાધિકતા ધર્મવાળો જીવ, બ્રહ્મનો ભેદ હોવાથીજ સિદ્ધ થાય છે. અર્થાત્ જ્યારે જીવ બ્રહ્મથી ભિન્ન છે ત્યારેજ તેના એ વિકારિ ધર્મ કહી શકાય છે. જ્યારે સર્વ કાંઈ બ્રહ્મજ હોત તો પછી આ ધર્મ કોના કહી શકાતે. ૧૨

## इतरेत्वर्थसामान्यात् ॥ १३ ॥

पद०—इतरे॥ तु ॥ अर्थसामान्यात् ॥

અર્થ — અને જે અસ્થુળ અનણુ આદિ ધર્મ પરમાત્માના છે તેનો ઉપસંહાર અન્ય શાખાઓમાં પણ કરી લેવો. અર્થાત્ જે બૃહદારણ્યકમાં પરમાત્માના અક્ષરાદિ ધર્મ વર્ણન કર્યા છે તે અન્ય શાખાઓમાં પણ જાણી લેવા. ૧૩

૭ આધ્યાનાધિકરણ.

## आध्यानाय प्रयोजनाभावात् ॥ १४ ॥

पद०—आध्यानाय ॥ प्रयाजनाभावात् ॥

अर्थ—इन्द्रियेभ्यः पराह्यर्था अर्थेभ्यश्चपरं मनः ॥
मनसस्तु परा बुद्धि र्बुद्धेरात्मा महान्परः॥ कठ० ३॥१०॥

આ વાકયમાં ઇન્દ્રિયાદિનાં પરસ્પર પ્રતિપાદનનો અભિપ્રાય નથી કિન્તુ પરમાત્માનુંજ સર્વોપરીપણું પ્રતિપાદન કરવાનો અભિપ્રાય છે. એવા અભિપ્રાયથીજ સૂત્રકાર કહે છે કે " आध्यानाय " એટલે ધ્યાનને માટે " प्रयोजनाभावात् " એટલે મન, બુદ્ધિ આદિ પદાર્થોનું પરત્વ પ્રતિપાદન કરવામાં કોઈ પ્રકારનું પ્રયોજન નથી–અર્થાત્ સર્વોપરિ પરમાત્માનાજ ધ્યાનમાં પ્રયોજન છે. એટલા માટે એ પ્રકરણમાં સૂત્રકારે બીજી એવી યુક્તિ આપી છે કે–૧૪

## आत्मशब्दाच्च ॥ १५ ॥

पद०—आत्मशब्दात् ॥ च ॥

અર્થ –" आत्मशब्दात् " એટલે આત્માવાચક શબ્દ જણાયાથી આ ઠેકાણે આત્માનુંજ સર્વોપરિ કથન કરવાનો અભિપ્રાય છે. અને તે વાક્ય એવું છે કે—

एषसर्वेषु भूतेषु गूढाऽत्मा न प्रकाशते ॥
दृश्यते त्वग्रया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥कठ० ३॥१२॥

સર્વ ભૂતોમાં ગૂઢ જે આત્મા છે તે સૂક્ષ્મ દર્શિયોથી સૂક્ષ્મ બુદ્ધિથી જણાય છે. વળી એનાથી આગળ-" यच्छेद्वाङ् मनसीप्राज्ञः " कठ० ३ ॥ १३ ॥ એ વાકયમાં એવું કહ્યું છે કે તે " प्राज्ञ " જીવાત્મા મન તથા વાણીને તે પરમાત્મામાં લગાવે. એ પ્રમાણે ધ્યાનનું નિરૂપણ કરીને તે પરમાત્માનું આ સંસાર માર્ગથી પાર પરમપદનું નિરૂપણ કર્યું છે. એટલા માટે સર્વથી પરે ધ્યાનને માટે પરમાત્માજ વિવક્ષિત છે અન્ય નહિ. ૧૫

સંગતિ — યદિ " आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत्किंचन मिषत्सईक्षत लोकान्नुसृजा इति ॥ ए० १ ॥ १ ॥ આ સૃષ્ટિમાં પ્રથમ એક પરમાત્મા હતા " नान्यत्किंचनमिषत् " એટલે કે તેવા પ્રકારના વ્યાપારવાળું બીજું કાંઇ નહિ હતું. તેણે વિચાર કર્યો કે " હું આ

આ લોકોને રચ્યુ." તો એ વાકયથી સર્વ બ્રહ્મવાદનો આશય કેમ ન લઇ શકાય? કેમકે એની આગળ તેનુંજ સર્વરૂપ હોવું કથ્યું છે? એના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે—

८ આત્મગૃહીત્ય ધિકરણ

## आत्मगृहीति रितर वदुत्तरात् ॥ १६ ॥

पद०—आत्मगृहीतिः ॥ इतरवत् ॥ उत्तरात् ॥

અર્થ —"आत्मगृहीति" એટલે કે આ ઠેકાણે પરમાત્માનું ભેદ પુવક ગ્રહણ છે. "इतरवत्" જે પ્રમાણે "आत्मन आकाश· सम्भूतः" એ વાકયમાં પરમાત્માના ભેદનું ગ્રહણ છે. "उत्तरात्" નામ ઉત્તર વાકયથી એ વાત જણાય છે માટે; તે ઉત્તર વાકય એવું છે કે-"सइमाँल्लोकानसृजत ॥ ए० १ ॥ २ ॥ તે પરમાત્માએ આ લોકોને પ્રકૃતિદ્વારા રચ્યા છે. એ પ્રમાણે એ વાકયમાં રચના અને રચનાના કર્ત્તાનો ભેદજ વર્ણવ્યો છે, પણ કાંઇ સર્વબ્રહ્મવાદ નથી. ૧૬

સંગતિ— નનુ આ વાકયની આગળ સર્વ સ્થાનમાં તેનોજ અન્વય જણાય છે કે તેજ આત્મા અગ્નિ થઇ ગયા, તેજવાયુ, તેજ પ્રાણ બની ગયા ઇત્યાદિ; તો પછી કેમ કેહેવાય કે એ સર્વાત્મવાદ નથી? એથી તો જણાય છે કે સર્વ તેજ છે. એનો ઉત્તર—

## अन्वयादितिचेत्स्यादवधारणात् ॥ १७ ॥

पद०—अन्वयात् ॥ इति ॥ चेत ॥ स्यात्॥ अवधारणात् ॥

અર્થ —"अन्वयात्" એટલે કે અગ્ન્યાદિયોની સાથે સંબધ જણાયાથી એક આત્મવાદ કેહેવાય તે ઠીક નથી, કેમકે "अवधारणात्" નામ સમાસિમાં ઉપાસ્ય ઉપાસકનો ભેદ નિશ્ચય કર્યો છે માટે સર્વ કાંઇ બ્રહ્મ પોતેજ બને છે એ માનવું ઠીક નથી. વળી આ સ્થલમાં સ્વામી શંકરાચાર્યજીએ અવધારણનો અર્થ "तत्वमसि"

લગાવીને એકાત્મવાદનો અર્થ કર્યો છે તે ઠીક નથી; કારણકે જો એવો ભાવ હોત તો એ ઉપનિષદ્ના અંતમાં બ્રહ્મને સર્વાધિષ્ઠાન વર્ણવ્યું નહિ હોતે, અને જીજ્ઞાસુઓને માટે " स्वर्गे लोके सर्वान्कामानाप्त्वाऽमृतः समभवत्समभवत् " ऐ० ५ ॥ ४ ॥ એ વાક્યમાં સ્વર્ગ લોકમાં સર્વ કામનાઓને પ્રાપ્ત થઇને અમૃત થાય છે એવો અભિપ્રાય કથન કરતે નહિ, કેમકે માયાવાદિયોના અપવર્ગનું નિરૂપણ આ ઉપનિષદ્માં હોત તો પછી સર્વ કામોની પ્રાપ્તિ વળી ક્યાંથી બાકી રહી? તેમના મતમાં તો અનર્થની નિવૃત્તિ, તેજ મુક્તિ છે; અને સ્વરૂપ તો નિત્ય પ્રાપ્ત છેજ. ૧૭

સંગતિ—" तद्विद्वाँसः श्रोत्रिया अशिष्यन्त आचामन्ति, अशित्वाच आचामन्ति, एतं एवतत् अन्नं अनग्नं कुर्वन्तो मन्यन्ते तस्मात् एवंवित् अशिष्यन् आचामेत् अशित्वाच आचामेत् एतं एवतत् अन्नं अनग्नं कुरुते ॥ बृ० ६ ॥ १ ॥ १४ ॥ વૈદિક લોક ભોજન કરવા પેહેલાં આચમન કરે છે અને ભોજન કરી રહ્યા પછી આચમન કરે છે એ પ્રમાણે અન્નને બંને બાજુએથી આચમનરૂપી વસ્ત્ર પહેરાવે છે તો એ ઉપદેશમાં શું અપૂર્વતા છે? ઉત્તર—

૯ કાર્યાખ્યાનાધિકરણ.

## कार्याख्यानादपूर्वम् ॥ १८ ॥

पद०—कार्याख्यानात् ॥ अपूर्वम् ॥

અર્થ—" कार्याख्यानात् ' એટલે કે એને કર્તવ્ય વિધાન કરવાથી "अपूर्वम्" એમાં અપૂર્વતા છે. અને તે એ છે કે-જલપૂર્વક જ ભોજન કરવાની વિધિ છે, કાંઇ પ્રાકૃત લોકોની પેઠે હસ્તાદિ પ્રક્ષાલન કર્યા શિવાય ભોજનની વિધિ નથી. ૧૮

१० समानाधिकरण

## समान एवं चाभेदात् ॥ १९ ॥

पद०—समाने ॥ एवम् ॥ च ॥ अभेदात् ॥

અર્થ — વાજસનેયિયોની શાખા જે અગ્નિ રહસ્ય છે તેમાં શાંડિલ્ય વિદ્યામાં નિચે પ્રમાણે છે-" सआत्मानमुपासीत मनोमयं प्राणशरीरं भारूपम् ॥ તેમજ વાજસનેયી શાખાવાળાના બૃહદારણ્યક ઉપનિષદમાં એવો પાઠ છે કે- मनोमयोऽयं पुरुषोभाः सत्यस्तस्मिन्नन्त र्हृदये यथाव्रीहिर्वा यवोवा सएष सर्वस्येशानः सर्वस्याधिपतिः सर्वमिदमशास्ति यदिदंकिंच ॥ बृ० ५ ॥ ६ ॥ १ ॥ તે પરમાત્માની ઉપાસના કરે કે જે મનોમય અર્થાત્ ચિન્મય છે, પ્રાણ જેનું શરીર છે અર્થાત્ પ્રાણનો પણ પ્રાણ છે, તે પુરૂષ મનોમય છે, "भाः सत्यः" પ્રકાશ સ્વરૂપ છે, અને હૃદયની અંદર છે, જે પ્રમાણે ડાંગર, જવ થાય છે એ પ્રમાણે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે, સર્વનો ઈશ્વર છે, અને સંપૂર્ણ જગતનો શાસનકર્તા છે; હવે ઉક્ત ગુણોનો એક શાખામાં ઉપસંહાર કરવો જોઇએ કે નહિ ? તો તેનો ઉત્તર આ સૂત્રમાં આપ્યો છે કે "समाने" નામ એક શાખામાં પણ ગુણોપસંહાર કરી લેવો જોઇયે. "अभेदात्" એટલે કે ઉપાસ્ય સ્વરૂપનો ભેદ જણાયાથી. અર્થાત્ જ્યારે બંને ગ્રન્થોમાં એકજ પરમાત્માનું વર્ણન કરેલું છે તો પછી ગુણ ભેદનું કાંઇ કારણ જણાતું નથી. હવે રહી એ વાત કે તેને બૃહદારણ્યકમાં ડાંગર અને જવની સમાન કેમ કથન કર્યું ? તો એનો ઉત્તર એ છે કે તે સૂક્ષ્મ હોવાના અભિપ્રાયથી કહ્યું છે જેમકે કઠોપનિષદ્‌માં અંગુષ્ઠ માત્ર કથન કર્યું છે.

સ્વામી શંકરાચાર્યજી ઉક્ત વાક્યનો એવો અર્થ કરે છે કે તે પરમાત્મા જે જે ઉપાધિની સાથે મળે છે તે તેવાજ થઈ જાય છે, એટલા માટે ડાંગર અને જવના પરિણામવાલા કહ્યા છે. અને બીજો અર્થ તેમણે એવો પણ કર્યો છે કે જે જેવા ભાવથી તે પરમાત્માની ઉપાસના કરવા ચાહે તો તે પરમાત્મા તેવાજ થાય છે. આ ઉપરથી

જણાય છે કે સ્વામીજીએ નિચે જણાવેલા શ્લોકનું ધ્યાન તે વખતે કરી લીધેલું હોવું જોઇયે.

येयथामां मपद्यन्ते ताँस्तथैव भजाम्यहम् ॥ गी० ४ ॥ ११॥

"જે જે પ્રમાણે મને પ્રાપ્ત થાય છે તેને તેજ પ્રમાણે હું ભજું છું." પણ તે વખતે એવો વિચાર ન કર્યો કે "सर्व धर्मान्परित्यज्यमामेकं शरणं व्रज" गी० १८ ॥ ६६ ॥ "દરેક ધર્મને ત્યાગ કરીને માત્ર એક મારેજ શરણે આવ." આ શ્લોકનો અભિપ્રાય ઉપરોક્ત આશયનું ખંડન કરે છે. અસ્તુ ૧૯

સંગતિ—નનુ જે છાંદોગ્યોપનિષદ્ ૧ ॥ ૧ ॥ ૬ ॥ માં આદિત્ય પુરૂષ કથન કર્યો છે તેનો પણ અન્ય શાખામાં ઉપસંહાર કરવો જોઇયે કે નહિ? તેનો ઉત્તર સૂત્રકાર દર્શાવે છે—

૧૧ સબધા-ધિકરણ.

सम्बन्धादेवमन्यत्रापि ॥ २० ॥

पद०—सम्बधात् ॥ एवम् ॥ अन्यत्र ॥ आपि ॥

અર્થ—"सम्बन्धात्" પુરૂષ વિદ્યાનો બીજી શાખાઓમાં સંબધ જણાયાથી તેનો અન્ય શાખાઓમાં પણ ઉપસંહાર કરી લેવો. ૨૦

સંગતિ—એક શાખામાં પણ કોઈ ઠેકાણે પરમાત્માને આદિત્ય પુરૂષ વર્ણવ્યા છે તો કોઈ ઠેકાણે અક્ષિ પુરૂષ, તો પછી તેની એકતા કેમ થઇ શકે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે—

नवाविशेषात् ॥ २१ ॥

पद०—न ॥ वा ॥ विशेषात् ॥

અર્થ—"नवाविशेषात्" એટલે કોઇ ઠેકાણે આદિત્ય પુરૂષ અને કોઈ ઠેકાણે અક્ષિ પુરૂષ એ પ્રકારે વિશેષના જણાયાથી તે એક પુરૂષ નથી? ૨૧ ઉત્તર—

## दर्शयतिच ॥ २२ ॥

पद०—दर्शयति ॥ च ॥

અર્થ—ઉપનિષદ્ બતાવે છે કે અક્ષિ પુરૂષ અને આદિત્ય પુરૂષનો કાંઈ ભેદ નથી જેમકે-" तस्य एतस्य तदेवरूपम् यदमूष्य रूपम्॥ छां० १ ॥ ७ ॥ ५ ॥ તેનું તેજરૂપ છે કે જે એનું રૂપ છે; એ પ્રમાણે બંને સ્થાનોમાં વર્ણન કરેલા પુરૂષનું અભેદ કથન કરવાથી ઉપનિષદમાં નાના ઈશ્વરવાદ નથી; અને તે પુરૂષ નિરાકાર છે તેનું વર્ણન આગળનાં સૂત્રથી જણાવે છે. ૨૨

१२ संभृत्य धिकरण.

## सम्भृतिद्युव्याप्तिश्चातः ॥ २३॥

पद०—सम्भृतिद्युव्याप्तिः ॥ च ॥ अतः ॥

અર્થ—" सम्भृतिद्युव्याप्तिः " પાલન કરવું અને સ્વર્ગાદિકોમાં વ્યાપક થવું " अतः " એ ઉક્ત ગુણો ત્યારેજ તેમાં જણાય કે જ્યારે તે નિરાકાર હોય, એટલા માટે તે પુરૂષ બ્રહ્મજ છે.

१३ पुरुषविद्याधिकरण.

## पुरुषविद्यायामिवचेतरेषा मनाम्नानात्।२४

पद०—पुरुषविद्यायाम् ॥इव॥च॥ इतरेषाम् ॥ अनाम्नानात् ॥

અર્થ—જે છાંદોગ્ય ઉપનિષદ્‌માં પુરૂષવિદ્યા કથન કરી છે, અર્થાત્ પુરૂષનું યજ્ઞરૂપથી જ્યાં વર્ણન કર્યું છે તેનું "इतरेषाम्" જે અન્ય શાખાઓમાં વર્ણન હોય ત્યાં તેનો ઉપસંહાર અન્યશાખાઓમાં પણ કરી લેવો. ૨૪

સંગતિ—નનુ ઉપનિષદોમાં "सर्वं प्रविध्य हृदयं प्रविध्य धमनीः प्रवृज्य शिरोऽभि प्रवृज्य त्रिधा विपृक्तः " મારા શત્રુને, તેના હૃદયને.

તેની નાડીઓને, તેના મસ્તકને વિદારણકર ઇત્યાદિ કુરતા સુક્ત જે વાક્યો ઉપનિષદોમા આવે છે તે અનુચિત જણાય છે એટલા માટે આપનિષદ્ જ્ઞાન ઠીક નથી ? ઉત્તર—

१४ वेधाद्य धिकरण

वेधाद्यर्थभेदात् ॥ २५ ॥

पद०—वेधाद्यर्थभेदात् ॥

અર્થ —વેધાદિ કુરતા સુક્ત વચન "अर्थभेदात्" એટલે ક્ષાત્ર ધર્મના અભિપ્રાયથી આવે છે, એટલા માટે એક વિધ વેધનમા કોઈ પ્રકારનો દોષ નથી ૨૫

સગતિ— "अश्वइवरोमाणिविधूय" छा० ८ ॥ १३ ॥ १ ॥ તથા "विद्वान् नाम नृपात् विमुक्तः परात्पर पुरुषमुपैतिदिव्यम् ॥ मुण्ड० ३ ॥ २ ॥ ८ ॥ ઇત્યાદિ વાક્યોમા એવુ કથન કર્યુ છે કે "સુક્ત પુરૂષના પુણ્ય અને પાપ બને નાશ પામે છે ' અને " तत्सुकृतदुष्कृते विधूनुते तस्यप्रिया ज्ञातयः सुकृतमुपयन्ति अप्रिया दुष्कृतम् ॥ कौ० १ ॥४॥ તે વિદ્વાન સુકૃત અને દુષ્કૃત પાપ પુણ્ય રૂપ બન્ને કર્મોને " विधूनुते નાશ કરે છે, તેના વહાલા જાતીવાળા તેના પુણ્યને લેછે અને તેના શત્રુઓ તેના પાપને લેછે એવાકયમા એવો સદેહ થાય છે કે બીજાના કર્મોના ફલ બીજાને મળવામા અકૃતાભ્યાગમરૂપ દોષ આવે છે એટલે કે ' કર્યાવગર લાગવુ અને વૈદિક લોકના મતમા ઇશ્વરના રાજ્યમા અકૃતાભ્યાગમ લાગતા નથી, તો પછી તેના મિત્ર તેનુ પુણ્ય અને શત્રુઓ તેનુ પાપ કેમ કરી લેછે ? ઉત્તર—

१५ हान्य धिकरण

## हानौतूपायन शब्दशेषत्वात्कुशाच्छन्दस्स्तु त्युपगानवत्तदुक्तम् ॥ २६ ॥

पद०—हानौ ॥ तु ॥ उपायनशब्दशेषत्वात् ॥ कुशाच्छन्दस्स्तु त्युपगानवत् ॥ तत् ॥ उक्तम् ॥

અર્થ — "तु" શબ્દ પૂર્વ પક્ષને હટાવે છે. "हानौ" નામ હાનીમા અર્થાત્ નિવૃત્ત થવામાં "विधूनुते" એ શબ્દ વર્તે છે "विधूनुते" ના અર્થ પુણ્યપાપ નિવૃત્ત થવાનો છે "उपायनशब्द शेषत्वात्" ઉપાયન શબ્દ તેનુ અગ હોવાથી "कुशाच्छन्दस्स्तुत्युपगानवत्" કુશા, છદ, સ્તુતિ, ઉપગાયનની સમાન; એટલે એનાથી એવો અર્થ લાભ થાય છે કે—"सुकृतमुपयान्ति" એ વાકયમાં "उपयन्ति" ગ્રહણનો વાચક ઉપાયન શબ્દ શેષ કેહેવાય છે, અર્થાત્ જે વિદ્વાનના પુણ્ય પાપ નિવૃત્ત થઈ ચુકયા તેનેજ તેના મિત્ર વા શત્રુ લે છે, એટલે કે તે પુરૂષનુ કર્તવ્ય મિત્રોની ભલાઇ અને શત્રુ ઓની બુગઈ કરવાનુ પછીથી રહેતુ નથી. અર્થાત્ તે પુરૂષને તે અવસ્થામા કોઈપણ જાતનો રાગદ્વેષ રેહેતો નથી

હવે વિચારવાની વાત એ રહી કે "विधूनुते" શબ્દનો અર્થ હાની કેમ કરતા થયો ? એનો ઉત્તર એવો આપ્યો છે કે ઉપાયન શેષ હોવાથી કુશા, છન્દ, સ્તુતિ, ઉપગાયન, એ ચાર દૃષ્ટાત છે જેમકે કુશા શબ્દના અર્થને ઔદુમ્બર કહેવાય છે, અને છદ શબ્દ પણ ઉભય અર્થને કહે છે તેમજ સ્તુતિ શબ્દ પણ બને અર્થ જણાવે છે. એ પ્રમાણે ગાન અર્થાત્ ઉક્ત શબ્દના વક્તાના તાત્પર્યથી પ્રયોગ કરાયલા અર્થોને બતાવે છે. એ પ્રમાણે "विधूनुते" ને અર્થ યદ્યપિ "નિવૃત્ત થવુ" એવો ધાત્વર્થ નથી તથાપિ પ્રકરણ વશથી તેનો અર્થ "हानि" એમ થાય છે. એનાથી એ તાત્પર્ય સિદ્ધ થયુ કે બીજાનાં કરેલાં કર્મનુ ફલ બીજાને મળતું નથી

સ્વામિશકરાચાર્યજી "कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्य ॥ ब्र० २ ॥ ३ ॥ ४२ ॥ માં એમ માની આવ્યા છે કે જીવને

પાપ પુણ્યનું ફલ પોતાના પૂર્વકર્મોથીજ મળે છે તો પછી આ ઠેકાણે કોઇ કેમ કહી શકે કે "બીજાનાં કરેલાં કર્મનું ફલ બીજાને મળે!" વાચસ્પતિમિશ્રએ એ સૂત્રના ભાષ્યમાં શ્રાદ્ધનું દૃષ્ટાંત આપ્યું છે, તેનું પણ આ સૂત્રથી ખંડન થયું. સત્ય વાત તો એ છે કે આ સૂત્ર મુક્ત પુરૂષની કર્મની હાનીનું કથન કરે છે તો પછી બીજાનું કર્મ બીજાને લાગી જવાની વાતજ એમાં ક્યાં છે? २६

સંગતિ—કૌષીતકીમાં એવું લખ્યું છે કે-"सआगच्छतिविरजां नदीं तां मनसैवात्येति तत्सुकृतदुष्कृते विधूनुते" कौ० १ ॥ ४ ॥ મુક્ત પુરૂષના રસ્તામાં એક વિરજા નામવાળી નદી આવે છે, તેને તરવાને માટે તો તેના પુણ્ય કર્મોની આવશ્યકતા છે તો પછી કેમ કહી શકાય કે મુક્ત પુરૂષનું પુણ્ય જ્ઞાનકાલમાં વિનાશ થાય છે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે—

१६ સાંપરાયાધિકરણ.

## साम्परायेतर्त्तव्याभावात्तथाह्यन्ये ॥ २७ ॥

पद०—साम्पराये ॥ तर्त्तव्याभावात् ॥ तथाहि ॥ अन्ये ॥

અર્થ—"साम्पराये" પરલોકમાં "तर्त्तव्याभावात्" કોઈ તરવાની વસ્તુ નથી. અને એજ પ્રમાણે અન્ય શાખાવાળાઓ પણ પઠન કરે છે; જેમકે-"अश्वइवविधूयपापम्" छां० ८॥ १३॥१ "विद्वान् नामरूपात् विमुक्तः परात्परंपुरुषमुपैतिदिव्यम् ॥ मुण्ड० ३ ॥२॥८॥ परंज्योतिरुपसम्पद्य स्वेनरूपेणाभिनिष्पद्यते ॥ छां० ८ ॥ ३ ॥ ४ ॥ ઇત્યાદિ વાક્યોમાં એવું વર્ણન કર્યું છે કે બ્રહ્મને જ્ઞાન દ્રષ્ટિથી પ્રાપ્ત થવાનું નામ મુક્તિ છે, તો પછી એમાં વળી બીજી તરવાની વસ્તીનું શું કામ? અને જે ઉપનિષદ્‌માં વિરજા નદીનું કથન કર્યું છે તેનું પણ મનથીજ તરવાનું કથન કર્યું છે તોપછી કોઇ સ્થૂલ તરવાની વસ્તુજ ક્યાં છે કે તે માનવી પડે. २७

સંગતિ—यथैधांसिसमिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ॥ ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेतथा ॥ गी० ४ ॥ ४७ ॥ જેવી રીતે પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠોને ભસ્મ કરે છે તેજ પ્રમાણે જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી દેછે. ઇત્યાદિ વાકયોમાં જ્ઞાનાવસ્થામાં કર્મોનો વિનાશ કથન કર્યો છે તો પછી કેમ કેહેવાય કે જ્ઞાન અને કર્મોના સમુચ્ચયથી મુક્તિ થાય છે? ઉત્તર–

## छन्दत उभयाविरोधात् ॥ २८ ॥

પદ૦—छन्दतः ॥उभयाविरोधात् ॥

અર્થ—"छन्दतः" એટલે સ્વેચ્છાથી "उभयाविरोधात्" બંનેનો વિરોધ છે માટે, અર્થાત્ તેની સ્વાભાવિક વૃત્તિઓથી એમ જણાય છે કે કર્મ સર્વથા નષ્ટ થતાં નથી પરંતુ મુક્તિમાં પણ માનસ કર્મ બન્યુ રહે છે. જેમકે–"मनसैतान्कामान्पश्यन् रमते" छां० ८॥१२॥५॥ ઇત્યાદિ વાકયોમાં મુક્તિમાં પણ તેની ઇચ્છાપૂર્વક કર્મ કહ્યું છે. એટલા માટે કર્મોમાં તેનો ઇચ્છાચાર છે. २८

१७ ગતેરર્થ-ત્વાધિકરણ.

## गतेरर्थवत्त्वमुभयथाऽन्यथाहि विरोधः ॥२९

પદ૦—गते ॥ अर्थवत्वम्॥ उभयथा॥अन्यथा॥ हि॥ विरोधः

અર્થ—મુક્ત પુરૂષની મુક્તિરૂપ અવસ્થાની પ્રાપ્તિરૂપ ગતિ "उभयथा" જ્ઞાન અને કર્મના સમુચ્ચયથીજ ઠીક થાય છે; જો એમ ન હોય તો પછી "विरोध." વેદ વિરોધ આવે છે જેમકે–"कुर्वन्नेवेहकर्माणि जिजीविषेच्छतꣳसमाः॥ यजु० ४०॥२॥ કર્મો કરતાં કરતા સો વર્ષ જીવવાની ઇચ્છા કરવી. એથી જણાય છે કે જ્ઞાની પુરૂષ યાવદાયુષ કર્મ કરે છે અને "विद्याञ्चाविद्याञ्चयस्तद्वेदोभयꣳसह॥ अविद्ययामृत्युंतीर्त्वा विद्ययाऽमृतमश्नुते" यजु० ४० ॥ ११ ॥

અર્થ — "विद्या" જ્ઞાન "अविद्या" કર્મ, એ બન્નેને જે સાથે સાથે જાણે છે અર્થાત્ જ્ઞાનકાલમા કર્મ કરે છે અને કર્મકાલમા જ્ઞાનને ભૂલતા નથી તે કર્મોથી મૃત્યુના બધનને દૂર કરીને જ્ઞાનથી મુક્તિરૂપ અમૃતને ભોગવે છે

હવે જો જ્ઞાન તથા કર્મનો સમુચ્ચય ન માનીએ તો આ મત્રની સાથે વિરોધ આવે છે, અને એ વાત અનુભવ સિદ્ધ પણ છે અર્થાત્ બુદ્ધિમા પણ એમજ આવે છે કે જ્ઞાન અને કર્મનો સમુચ્ચયજ પરમપુરૂષાર્થનો હેતુ છે જેમકે ગીતામા પણ લખ્યુ છે કે—

कर्मण्यकर्म यः पश्येदकर्मणिचकर्म य ॥ सबुद्धिमान्मनुष्येषुसयुक्त' कृत्स्नकर्मकृत् ॥ ४ ॥ १८ "कर्मणि" નામ કર્મ કરવાના સમયમા "अकर्म" એટલે જ્ઞાનને જુવે છે અને "अकर्मणि" એટલે જ્ઞાનના સમયમા 'य જે' 'कर्म' કર્મ જુવે છે એટલે કે તે વખતે કર્મને ભૂલતો નથી, તે મનુષ્યોમા બુદ્ધિમાન્ કેહેવાય છે, તેજ યોગી કેહેવાય છે અને તેજ સવ કર્મોને કરનાર કેહેવાય છે આ શ્લોકથી સ્પષ્ટ સમજાય છે કે કર્મ અને જ્ઞાન પરસ્પર વિરોધી નથી એનો વિરોધ તો આધુનિક વેદાન્તિયોના સમ્પ્રદાયમા આવીનેજ ઉત્પન્ન થયો છે–કે જેઓ કર્મરૂપી જડને કાપી નાખીને મોક્ષરૂપી વૃક્ષને પ્રફુલ્લિત કરવા ચાહે છે સ્વામી શકરાચાર્યજીના મતમા એ ગીતાના શ્લોકનો એવો અર્થ કર્યો છે કે 'કર્મ કરતા છતા પણ કર્મ કરનાર એમ સમજવુ કે હુ કાઇ કરતો નથી અર્થાત્ જે બ્રહ્મ છે તેજ મૂઢ લોકોની દ્રષ્ટિમા કર્મ કરનાર પ્રતીત થાય છે અને તે કર્મ વાસ્તવિકમા કર્મ નથી, એટલે કે જેમ સ્વપ્નના કર્મ આવિદ્યક થાય છે તેજ પ્રમાણે આ કર્મ પણ સર્વ અવિદ્યામા છે કર્મોને અવિદ્યા કેહેવાના અભિપ્રાયથી શ્રી કૃષ્ણજીએ આ ઉપદેશ કહ્યો છે એ અર્થ સર્વથા ગીતાના અભિપ્રાયથી વિરૂદ્ધ છે જુઓ આગળનો ૧૯ મો શ્લોક—

यस्यसर्वेसमारभा कामसकल्पवर्जिता ॥ ज्ञानाग्निदग्धकर्माणन्तमाहु पण्डितबुधाः ॥ गी० ४ ॥ १९ જેના સર્વ સમારભો એટલે - પ્રારભ કરેલા કર્મો કામનારૂપ સકલ્પથી રહિત છે, અર્થાત્ ફલના

અનુસધાન રહિત જે નિષ્કામ કર્મ કરે છે અને તે નિષ્કામ કર્મરૂપી જ્ઞાનાગ્નિથી જેના કર્મ દગ્ધ થઇ ગયા હોય તેને બુદ્ધિમાન્ લોક પડિત કહે છે જો રજ્જુ સર્પ, શુક્તિ રજતની સમાન "कर्मण्यकर्मय पश्येत्' એ શ્લોકમા માનવામા આવ્યુ હોત તો શ્લોક ૧૭ મા નિષ્કામ કર્મોનુ વિધાનજ નહિ કર્યું હતે !!! નિષ્કામ કર્મોને કર્તવ્ય બોધન કરવાથી એવુ તાત્પર્ય જણાય છે કે-એજ કર્મોનો નાશ કેહેવાય છે કે જે નિષ્કામ કર્મ કરવામા આવે છે-અને એવાજ અભિપ્રાયથી આ ઠેકાણે પડિતના લક્ષણમા "ज्ञानाग्निदग्धकर्माण ' એ વિશેષણ આપવામા આવ્યુ છે એ શ્લોકથી ' यथैधासि समिद्धोऽग्नि ' એ શ્લોક પણ સ્પષ્ટ થઈ ગયો-ત્યા પણ જ્ઞાનાગ્નિથી સર્વ કર્મોનો નાશ કરવાનો અભિપ્રાય મદવાસના રૂપી કર્મથી છે, કાઇ માયાવાદિયોની પેઠે મરૂમરીચિવત્ મિથ્યા કર્મોથી નથી અથવા જ્ઞાનના મહત્વના અભિપ્રાયથી આ ઠેકાણે એવુ કહ્યુ છે કે "नहि ज्ञानेनसदृश पवित्रमिहविद्यते" गी० ४ ॥ ૩૮ યદિ જ્ઞાન અને કર્મ બનેને મુક્તિના હેતુ ન માનિયે અને કર્મોને મુક્તિના વિરોધી માનિયે તો પૂર્વોક્ત રીતિથી વિરોધ આવે છે ૨૯

સગતિ—એમ કેમ માની શકાય કે જ્ઞાન અને કર્મનો સમુચ્ચય છે? ઉત્તર—

## उपपन्नस्तल्लक्षणार्थोपलब्धेर्लोकवत् ॥ ३० ॥

पद०—उपपन्न ॥ तल्लक्षणार्थोपलब्धेः ॥ लोकवत् ॥

અર્થ—" उपपन्न નામ જ્ઞાન કર્મનો સમુચ્ચય યુક્તિથી સિદ્ધ છે " तल्लक्षणार्थोपलब्धे ' એટલે કે તે બનેના સમુચ્ચયથીજ મુક્તિરૂપ અર્થની પ્રાપ્તિ થાય છે માટે "लोकवत् ' એ વાત લોકમા પ્રસિદ્ધ છે, તેની પેઠે અર્થાત્ લોકમા પણ કોઇ વસ્તુની ઉપલબ્ધિ જ્ઞાન અને કર્મના સમુચ્ચયથીજ થાય છે પ્રથમ તો તે વસ્તુનુ જ્ઞાન થાય છે પછી તેનુ અનુષ્ઠાન થાય છે અને એજ અભિપ્રાયથી ' आत्मावारेद्रष्टव्य श्रोतव्योमन्तव्यो निदिध्यासितव्य એ વાકયમા

મનન અને નિદિધ્યાસન રૂપ માનસ કર્મોનુ વિધાન કર્યુ છે અને એજ અભિપ્રાયથી "एषातेऽभिहितासांख्ये बुद्धियोगेत्विमाश्रृणु ॥ गी० २ ॥ ३९ ॥ એ શ્લોકમાથી જ્ઞાનથી ઉત્તર કર્મયોગ રૂપી બુદ્ધિનુ કથન કર્યુ છે તો પછી એમ કેમ કહી શકાય કે મુક્ત પુરૂષના સર્વ કર્મ નાશ થઇ જાય છે? અને જે કોઇ ઠેકાણે કર્મોના નાશનુ કથન કર્યુ છે ત્યા મદ કર્મોના અભિપ્રાયથી છે કાઇ સર્વે કર્મોના અભિપ્રાયથી નથી એજ અભિપ્રાયથી સૂત્રકારે એ સૂત્ર કહ્યુ છે ૩૦

સંગતિ—મુક્તિની પ્રાપ્તિમાં કોઇ આશ્રમ વિશેષનો નિયમ છે કે નહિ? ઉત્તર-

१८ અનિયમાધિકરણ

अनियमः सर्वेषामविरोधः शब्दानुमानाभ्याम् ॥ ३१ ॥

पद०—अनियमः॥ सर्वेषाम्॥ अविरोध ॥ शब्दानुमानाभ्याम्॥

અર્થ—"अनियम" મુક્તિમા કોઇ આશ્રમ વિશેષનો નિયમ નથી કિન્તુ "वेदाहमेतपुरुष महान्तम्" यजु० ३१ ॥१८॥ "तेनैतिब्रह्मवितपुण्यकृत्" बृ० ४ ॥ ४ ॥ ९ ॥ ઉક્ત મત્ર અને ઉપનિષદ્ વચનની અનુકૂલ બ્રહ્મજ્ઞાન અને કર્મનીજ અપેક્ષા મુક્તિમા છે "सर्वषामविरोध' એ વૈદિક સિદ્ધાન્તમા કોઇને પણ વિરોધ નથી અર્થાત્ સર્વ સહમત છે અને એ વાત શબ્દ અને અનુમાનથી પણ જણાય છે કે મુક્તિ, મુક્તિના કર્મ કરવાથીજ મળે છે તે કાઇ આશ્રમ વિશેષથી મળતી નથી એમા શબ્દ પ્રમાણનો ઉપરોક્ત મત્ર સમજવો અને અનુમાન એ છે કે જ્યારે બ્રહ્મજ્ઞાન અને કર્મ એ બે મુક્તિના સાધન છે તો પછી આશ્રમ નિબધન મુક્તિ કહી શકાય નહિ ૩૧

સગતિ—મુક્તિની કોઇ મર્યાદા પણ છે કે બ્રહ્મની સમાન જીવ પણ હમેશને માટે મુકત થઇ થઇ જાય છે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે—

१७ यावदधि-
काराधिकरण.

# यावदधिकारमवस्थितिराधिकारिका णाम् ॥ ३२ ॥

पद०—यावदधिकारम् ॥ अवस्थितिः ॥ आधिकारिकाणाम्॥

અર્થ — "यावदधिकारम्' મુકિતના નિયતકાલ પર્યન્ત "अवस्थितिः" મુકિતની સ્થિતિ "आधिकारिकाणाम्" મુકિત પ્રાપ્ત થનાર જીવોની હોય છે. જેમકે-"तेब्रह्मलोकेपुपरान्तकाले परामृतात्परिमुच्यन्तिसर्वे" कैवल्य० ३ ॥ આ વાકયમા લખ્યું છે કે પરાંતકાલની પછી મુક્ત પુરૂષ તે પરમપદથી પુનરાવૃત્તિ પામે છે. સ્વામી શંકરાચાર્યજીએ એનો અર્થ એવો કર્યો છે કે મુકિતના અધિકારી વિદ્વાન્ પુરૂષનો કોઇ અન્ય જન્મ પણ થાય છે અથવા તેજ જન્મમાં મુકિત થાય છે. અર્થાત્ જે જન્મમાં તેને મુકિતનો અધિકાર થયો તે જન્મ અને મુકિતની વચમાં કોઇ અન્ય જન્મ પણ થાય છે કે નહિ? એના ઉત્તરરૂપ ઉકત સૂત્ર છે. યદિ ઉકત આશયને આ સૂત્ર વર્ણન કરતું હોત તો "यावदधिकारम्" એ પદનો શું અર્થ થાત? એનો અર્થ એ છે કે જ્યાં સુધી અધિકાર છે ત્યાં સુધી. તો પછી એનો અર્થ સ્વામિ શંકરાચાર્યના મતનો કેમ થઇ શકે. જો એમ કહિયે કે જ્યાં સુધી મુકિતનો અધિકાર છે ત્યાં સુધી જન્મ પામે છે તો એ વાત સર્વથા ઉન્મત્તપ્રલાપની પેઠે અસંગત થાય છે જો એમ કહિયે કે આ ઠેકાણે તો મુકિતના અધિકારિઓનાં વિષયમાં કેહેવાયું છે પણ કાંઈ મુકિતના વિષયમાં નથી તો પણ યાવદધિકારનો અર્થ તો પાછો એમજ થાય છે કે જ્યાં સુધી અધિકાર છે ત્યાંસુધી તે જન્મ પામે છે. જો એવોજ અભિપ્રાય સૂત્રકારનો હોત તો સૂત્રમાં જન્મ પદ હોત પરંતુ અવસ્થિતિ પદ નહિ હોત!! અર્થાત્ એવું હોત કે "यावदधिकारंजन्माधिकारिकाणाम्" એટલે કે જ્યાંસુધી તેનો જન્મ પામવાનો અધિકાર છે ત્યાં સુધી તેનો જન્મ થયા કરે છે. બીજી યુક્તિ એ છે કે જ્યારે એના પૂર્વ સૂત્રમાં સ્વામિ શંકરાર્યજીના ભાષ્યમાં એ વાત સ્પષ્ટ છે કે મુકત પુરૂષના જ્ઞાનથી કર્મનો નાશ થઈ જાય છે તો પછી કોઇ કર્મજ શેષ રહેતુ નથી કે જેથી તે

જન્મ પામી શકે; તો પછી એ વાતની ચિન્તાજ શામાટે જોઇયે કે મુકત પુરૂષનો મુક્તિની મધ્યમાં જન્મ થાય છે કે નહિ? અને જે સ્વામી શંકરાચાર્યજીએ એનો એવો અર્થ કર્યો છે કે દક્ષ, નારદ, વ્યાસાદિ જેઓ સંસારની ભલાઇ કરવાને માટે પોત પોતાના અધિકારોપર નિયત કરાયા છે-અર્થાત્ મોટી મોટી પદ્વીપર નિયત થયા છે-તેમની જ્ઞાનથી તત્કાલ મુકિત થતી નથી કિંતુ તેમના તો અનંત જન્મ થયા કરે છે, એ અર્થને માટે यावदधिकारम् આ શબ્દ આવ્યો છે. તો એનો ઉત્તર એ છે કે જ્યારે તેઓના જ્ઞાનનો એટલો મંદ પ્રભાવ છે કે બ્રહ્મજ્ઞાન થતાં છતાં પણ તે લોકો બંધનમાં ફસી રહ્યા તો એના કરતાં તો મુકિતનું સુખ ભોગવીને પછી પોત પોતાના અધિકારોપર આવી જાય, તો એમાં શું ક્ષતિ હતી? પરંતુ સત્ય વાત તો એ છે કે અર્થવાદથી મુકિતનું નિત્યત્વજ નિરૂપણ કર્યા જવું! પછી ચ્હાય તો તેમાં સેંકડો અનર્થ માનવા પડે તેની હરકત નહિ. ભલે કોઇ કેટલોએ ફેરફાર કેમ ન કરે પરંતુ "यावदधिकारमवस्थितिराधिकारिकाणाम्" એ સૂત્ર તો સ્પષ્ટ મુકિતથી પુનરાવૃત્તિનું મંડનજ કરે છે. ૩૨

સંગતિ— હવે એના પછી અક્ષરના ગુણોપસંહારનો ઉપક્રમ કહેવાય છે. એમાં પૂર્વપક્ષ એ છે કે "आध्यानायप्रयोजनाभावात्" ब्र० ३ ॥ ३ ॥ १४ ॥ ઇત્યાદિમાં બુદ્ધિ આદિને પર હોવાનું ધ્યાનમાં કાંઈ પ્રયોજન નથી, એટલા માટે તેનું શાખાન્તરોમાં ઉપસંહારનું પણ કાંઈ પ્રયોજન નથી; એ પ્રમાણે અક્ષર ઉપાસકોના અસ્થુલ, અનણુ આદિ ગુણોનો અન્યમાં ઉપસંહાર કરવો જોઇયે કે નહિ? એ પૂર્વપક્ષનો ઉત્તર સૂત્રકાર આપે છે.—

२० અક્ષરધ્યધિકરણ.

## अक्षरधियान्त्ववरोधः सामान्यतद्भावाभ्यामौपसदवत् तदुक्तम् ॥ ३३ ॥

पद०—अक्षराधियाम् ॥ तु ॥ अवरोधः ॥ सामान्यतद्भावाभ्याम् ॥ औपसदवत् ॥ तत् ॥ उक्तम् ॥

અર્થ—"अक्षरधियाम्" એટલે અક્ષરની ઉપાસના કરવાવા-

ળાઓની ઉપાસનામા જે અક્ષરના ગુણુ વર્ણુન કર્યા છે તેનો અન્ય શાખાઓમા પણ ઉપસહાર કરી લેવો “सामान्यतद्भावाभ्याम्” પરમાત્માના સાકારરૂપનો નિષેધ અને તેના સચ્ચિદાનદાદિ ગુણોનો ઔપસદની સમાન જ્યા જ્યા અક્ષરનુ વર્ણુન છે ત્યા ત્યા ઉપસહાર કરી લેવો જમદગ્નિયાગમા પુરોડાસ આપવાવાળા મત્રોની ઔપસદ સજ્ઞા છે અર્થાત્ તે મત્રોનુ અધ્વર્યુ કર્તૃક પુરોડાસ આપવામા પણ પ્રયોજન છે અને ઉદ્દગાતાના કર્મમા પણ પ્રયોજન છે જે પ્રકારે વૈદિક મતમા સ્વસ્તિ વાચનાદિ મત્રોનુ પ્રાય સર્વ વૈદિક કર્મોમા પ્રયોજન છે, તેજ પ્રમાણે “एतद्वैतदक्षरगार्गिब्राह्मणा अभिवदन्त्यस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितमस्नेहम्” બૃ० ૩ ॥ ૮ ॥ ૮ ॥ ઇત્યાદિ પરમાત્માના સ્વરૂપ નિર્ણાયક વાક્યોનો પરમાત્માના સ્વરૂપમા સર્વ શાખાઓમા ઉપયોગ છે, જેમકે કેનોપનિષદ્મા રૂપકાલકારથી યક્ષનુ વર્ણન છે, ઇત્યાદિ સ્થલોમા જ્યારે એવો સદેહ થાય છે કે ત્યા નિરાકારનુ વર્ણુન છે કે સાકારનુ ? એવા સ્થલોમા અક્ષર નિર્ણાયક વાક્યોનો ઉપસહાર થાય છે એવા અભિપ્રાયથી ઉક્ત સૂત્ર છે ૩૩

સગતિ—એ પ્રમાણે નિખિલ વસ્તુઓના વિશેષથી નિર્ગત અને ઇયત્તારહિત જે અક્ષર બ્રહ્મ છે તેના નિરૂપણુ પછી એવી શકા થાય છે કે જીવપણુ નિરાકાર છે તો તે પણુ ઇયત્તા રહિત કેમ નહિ ? ઉત્તર—

૨૧ ઇયદ
ધિકરણ

## इयदामननात् ॥ ३४ ॥

पद०—इयत् ॥ आमननात् ॥

અર્થ—“इयत” જીવની ઇયત્તા છે “आमननात्” કથન કરવાથી એમ જણાય છે કે જીવાત્મા પરિછિન્ન છે જેમકે–“एषोऽणुरात्माचेतसावेदितव्यो यस्मिन्प्राणः पञ्चधासंविवेश” મુણ્ડ० ૩ ॥ ૮ ॥

તે જીવાત્મા અણુ છે, જેમા પાચ પ્રકારના પ્રાણ સ્થિર છે, એથી જણાય છે કે જીવ પરિછિન્ન છે ૩૪

સગતિ—જેવી રીતે જડ પદાર્થોની અદર પરમાત્મા સર્વત્ર વ્યાપક છે તો શુ એ પ્રમાણે જીવની અદર પણ પરમાત્મા વ્યાપક છે ? ઉત્તર—

૨૨ અન્તરવ નાધિકરણ

## अन्तराभूतग्रामवत् स्वात्मनः ॥ ३५ ॥

पद०—अन्तरा ॥भूतग्रामवत् ॥ स्वात्मनः ॥

અર્થ—"अन्तरा" જીવની અદર પણ પરમાત્મા વ્યાપક છે "भूतग्रामवत्" જેવી રીતે અન્ય ભૂતોના સમુદાયમા છે તેમ, જેમકે—
**एकोदेवः सर्वभूतेषुगूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा॥ श्वे० ६ ॥११ ॥**
ઇત્યાદિ વાકયોમા સર્વ ભૂતોની અદર પરમાત્મા નિરૂપણ કર્યા છે ૩૫

સગતિ—જ્યારે નિરાકાર જીવની અદર પરમાત્મા તમે માનો છો તો પ્રશ્ન એ થાય છે કે જે સ્થાનમા જીવની અદર પરમાત્મા છે અર્થાત્ જેટલા સ્થાનમા પરમાત્મા વ્યાપ્ત છે તેટલા સ્થાનમા જીવ છે કે નહિ ? જો છે તો તેમા પરમાત્મા વ્યાપક ન થાય ! જો નથી તો પરમાત્મા સર્વવ્યાપક નહિ રહ્યા ! ! એ અભિપ્રાયથી અર્ધ સૂત્રમા પૂર્વપક્ષ કરીને પછી અર્ધ સૂત્રથી ઉત્તર આપે છે—

## अन्यथाभेदानुपपत्तिरितिचेन्नोपदेशान्तरवत् ॥ ३६ ॥

पद०—अन्यथा॥भेदानुपपत्तिः॥ इति॥ चेत् ॥न॥ उपदेशान्तरवत्

અર્થ—યદિ જેટલા દેશમા પરમાત્મા વ્યાપ્ત છે તેટલા દેશમા જીવ જો ન હોય તો જીવ સછિદ્ર અને વિકારી થયો, અને જો એમ કહીએ કે જે દેશ પરમાત્માની સત્તાથી વ્યાપ્ત છે તે દેશ તે પ્રકારે

જીવની સત્તાથી વ્યાપ્ત છે તો એ કથનથી જીવ ઇશ્વરનો ભેદ રહેતો નથી. એ અભિપ્રાયથી કહ્યું છે કે "अन्यथाभेदानुपपत्तिः"-હવે સિદ્ધાન્તિ કહે છે કે "इतिचेन्न' જો એમ કહો તો ઠીક નહિ. "उपदेशान्तरवत्" એટલે જે પ્રકારે "तदन्तरस्यसर्वस्यतदु सर्वस्यास्यबाह्यतः यजु० ४० ॥ ५ ॥ માં એવું કહ્યું છે કે તે પરમાત્મા સર્વની અંદર છે અને બહાર પણ છે. એ ઉપદેશથી પૂર્વોક્ત દોષ આવી શકતો નથી-અર્થાત્ સૂક્ષ્મ હોવાથી બંને નિરાકાર પદાર્થ એક સ્થાનમાં રહી શકે છે, પરતુ કાંઈ વિરોધ આવતો નથી. એક સ્થાનમાં ન રહેવાનો વિરોધ તો સાવયવ પદાર્થોમાં આવી શકે છે એટલા માટે આ ઠેકાણે દોષ નથી. ૩૬

સંગતિ—નનુ યદિ જીવ અને ઇશ્વર ભિન્ન ભિન્ન છે તો તેના એકત્વનો ઉપદેશ ઉપનિષદોમાં કેમ જણાય છે? જેમકે "अहंवात्वमसि भगवो देवते त्वंवा अहमस्मि હે દેવતે! હું તુ છે અને તું હું છું. એનો ઉત્તર સૂત્રકાર આપે છે—

२३ વ્યતિહારાધિકરણ.

## व्यतिहारो विशिपन्ति हीतरवत् ॥ ३७ ॥

पद०—व्यतिहारः ॥ विशिपन्ति ॥ हि ॥ इतरवत् ॥

અર્થ—"व्यतिहारः" એટલે હું તું છે અને તું હું છું એવો વ્યત્યય "विशिपन्ति' નામ વિશેષ્ય વિશેષણના અભિપ્રાયથી છે. "इतरवत्" લોકમાં જેમ એવું કેહેવાય છે કે તે હુંજ છું અર્થાત્ મને તેનું સ્વરૂપજ સમજો. ઉક્ત અભેદના અભિપ્રાયથી હું તું અને તું હું ઇત્યાદિ વચન છે. પ્રાણાધિકરણમાં એ ભેદાભેદના અભિપ્રાયને સ્પષ્ટ રીતિથી વર્ણન કરી આવ્યા છીએ એ માટે આ ઠેકાણે વિસ્તારની આવશ્યકતા નથી. ૩૭

સંગતિ—નનુ तद्वैतदेवतदास सत्यमेव सयोहैतं महद्यक्षंप्रथमजं वेद सत्यं ब्रह्म" बृ० ५ ॥ ४ ॥ १ ॥ ઇત્યાદિ વાક્યોમાં બ્રહ્મવિદ્યાનું વિધાન છે કે કોનું દેવ । વિશેષ ? ઉ- ર—

२४ सत्याद्यधिकरण.

## सैवहिसत्यादयः ॥ ३८ ॥

पद०—सा ॥ एव ॥ हि ॥ सत्यादयः ॥

અર્થ—"साएव" એટલે આ ઠેકાણે બ્રહ્મવિદ્યાનુંજ વિધાન છે. "सत्यादयः" સત્યઆદિ ગુણ એ વાતના નિશ્ચય કરનાર છે. ૩૮

સંગતિ—નનુ-"एपआत्माअपहतपाप्माविजरो विमृत्युर्विशोकोविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः" छां० ८ ॥ १ ॥ ५ "सवाएपमहानजआत्मायोऽयंविज्ञानमयः प्राणेषु यएषोऽन्तर्हृदयआकाशस्तस्मिंशेतेसर्वस्यवशी" बृ० ४ ॥ ४ ॥ २२ ॥ એ વાકયોમાં એ સંદેહ હતો કે જે છાંદોગ્યના વાકયમાં પરમાત્માને અપહતપાપ્મા અને સત્યકામાદિ ગુણોથી વર્ણન કર્યા છે તો ઉક્ત ગુણોનો બૃહદારણ્યકમાં ઉપસંહાર કરવો જોઇયે કે નહિ? એ સંદેહની નિવૃત્તિને માટે આ સૂત્ર કેહેવાય છે—

२५ कामाद्यधिकरण.

## कामादीतरत्रतत्रचायतनादिभ्यः ॥ ३९ ॥

पद०—कामादि ॥ इतरत्र ॥ तत्र ॥ च ॥ आयतनादिभ्यः ॥

અર્થ—"कामादि" એટલે સત્ય કામાદિ ગુણોનો "इतरत्र" નામ બૃહદારણ્યકમાં પણ ઉપસંહાર કરી લેવો. "तत्र" તે ઠેકાણે "आयतनादिभ्यः" બન્ને શાખાઓમાં તેનું હૃદયસ્થાન હોવું, ઇશ્વર હોવું અને લોકોની મર્યાદાને માટે સેતુ હોવું એવા સર્વ ગુણ સમાન જણાયાથી બંને શાખાઓમાં બ્રહ્મનાજ ગુણ વર્ણન કરેલા છે. ૩૯

સંગતિ—નનુ "एपआत्मा अपहतपाप्मा विजरो विमृत्यु र्विशोकोविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः ॥ सर्वस्यवशी सर्वस्ये-

शानः ॥ सर्वेश्वरएपभूताधिपतिरेपभूतपालः" ॥ ઇત્યાદિ વાકયોમાં જે પરમાત્માના ગુણ કથન કર્યા છે તે ગુણ તેના કેમ કરી થઇ શકે ? કેમકે તે તો નિર્વિશેષ છે ? એ માટે તે સર્વ ગુણો તેના કલ્પિત છે પરતુ તાત્વિક નથી. એ અભિપ્રાયને દૂર કરવા માટે સૂત્રકાર કહે છેકે–

૨૯ આદરા-
ધિકરણ.

## आदरादलोपः ॥ ४० ॥

पद०—आदरात् ॥ अलोप· ॥

અર્થ—જ્યારે ઉપનિષદ્ મહા આદરથી પરમાત્માના અપહત પાપ્માદિ ગુણ કથે છે તો પછી "अलोपः" કલ્પિત હોવાથી તે ગુણોનો લોપ થઇ શકતો નથી. સ્વામિ રામાનુજાચાર્યજી એ વિષયમાં એવું લખે છે કે–"नचमातापितृसहस्रेभ्योऽपिवात्सल्यपरंशास्त्रं मतारंकवदपारमार्थिकान् निरसनीयान् गुणान् प्रमाणान्तराप्रतिपन्नानादरेणोपदिश्यसंसारचक्र परिवर्तनेन पूर्वमेववंभ्रम्यमाणान् मुमुक्षुन् भूयोऽपिभ्रमयितुमलम् " ॥ श्री भाष्य पृष्ठ १९३९ ॥ અર્થ—માતા પિતાના પ્રેમથી હજારોગણુા અધિક પ્રેમકરવાવાળા, શાસ્ત્રવંચકોની સમાન જુઠા ગુણોના ઉપદેશ કરીને સંસાર ચક્રથી પેહેલાંજ ઘણાં ભુલેલા જીજ્ઞાસુઓને પૂરીથી ભુલાવવાને માટે કદાપિ યત્ન કરતા નથી. આ ઠેકાણે શ્રીભાષ્યાચાર્યજીએ સ્પષ્ટ કરી આપ્યું કે શાસ્ત્ર માયાવાદિયોના મતની કલ્પિત વાતોનો ઉપદેશ કરતું નથી કિંતુ તાત્વિક વાતોનો ઉપદેશ કરે છે. ૪૦

## उपस्थितेऽतस्तद्वचनात् ॥४१॥

पद०—उपस्थिते ॥ अतः ॥ तद्वचनात् ॥

અર્થ— "उपस्थिते" નામ બ્રહ્મની પ્રાપ્તિ થયા પછી "अतः" માટે "

" ब्रह्मैवमन् ब्रह्माप्येति" बृ० ४ ॥ ४ ॥ ६ ॥ અને " ब्रह्मविदाप्नोतिपरम् " तै० २ ॥ १ ॥ १॥ "एषः सम्प्रसादोऽस्माच्छरीरात्समुत्थायपरंज्योतिरुपसम्पद्य स्वेनरूपेणाभिनिष्पद्यते " छां० ८ ॥ १२ ॥ ३॥

અર્થ—૧ તે બ્રહ્મના ગુણોને પામીને બ્રહ્મભાવની પ્રાપ્તિ કરે છે. ૨ બ્રહ્મવેત્તા પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૩ તે જીવાત્મા બ્રહ્મને પ્રાપ્ત થઈને સ્વસ્વરૂપથી સ્થિર થાય છે. ઇત્યાદિ વચનો ત્યારેજ સફલ થાય છે કે જ્યારે બ્રહ્મના ગુણો યથાર્થ માનવામાં આવે. ૪૧

સંગતિ—" ओमित्येतदक्षरमुद्गीथमुपासीत" छां० १॥ १॥१॥ એ ઉપાસનામાં વારવાર ધ્યાનરૂપ પ્રત્યયાવૃત્તિ નથી કે બ્રહ્મધ્યાનવત્ પ્રત્યયાવૃત્તિ છે? ઉત્તર—

૨૭ તન્નિર્ધારણાધિકરણ.

## तन्निर्धारणानियमस्तद्दृष्टेः पृथक्ह्यप्रतिबन्धः फलम् ॥ ४२ ॥

पद०—तन्निर्धारणानियमः॥ तद्दृष्टेः ॥पृथक् ॥ वा ॥ अप्रतिबन्धः ॥ फलम् ॥

અર્થ—" तन्निर्धारणानियमः" ઉક્ત ઉદ્ગીથ ઉપાસનામાં મનોવ્યાપારનો નિયમ નથી-અર્થાત્ વારંવાર કર્ત્તવ્ય છે. " तद्दृष्टेः " એટલે " आत्मावारेदृष्टव्यः " ઇત્યાદિ વાકયોમાં પરમાત્માનું વારંવાર ધ્યાન જણાવ્યાથી " पृथक्ह्यप्रतिबन्ध· फलम् " એટલે બ્રહ્મોપાસનાના કર્મથી ભિન્ન ફલ છે અર્થાત્ તેનું કર્મકાંડની સમાન અભ્યુદયજ કેવળ ફલ નથી. ૪૨

૨૮ પ્રદાનાધિકરણ.

## प्रदानवदेवतदुक्तम् ॥ ४३ ॥

पद०—प्रदानवत् ॥ एव ॥ तत् ॥ उक्तम् ॥

અર્થ—" प्रदानवदेव " યજ્ઞમાં હુતદ્રવ્ય નાંખવાની પેઠેજ બ્રહ્મ-

ધ્યાન પુનઃપુનઃ કર્તવ્ય છે, એ પ્રમાણે છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકમાં કહ્યું છે. ૪૩

સંગતિ— કોઇ ઠેકાણે ઉપનિષદોમાં ઉદ્ગીથોપાસના છે, કોઇ ઠેકાણે પ્રાણોપાસના છે અને કોઇ ઠેકાણે વાયુની ઉપાસના છે. ઈત્યાદિ સર્વ ઉપાસના બ્રહ્મપરત્વે કેમ લાપન થઇ શકે? ઉત્તર-

૨૯ લિઙ્ગભૂયસ્ત્વાધિકરણ.

लिङ्गभूयस्त्वात्तद्धिबलीयस्तदपि ॥ ४४ ॥

पद०—लिङ्गभूयस्त्वात् ॥ तत् ॥हि॥ बलीयः॥ तत् ॥ अपि ॥

અર્થ—"लिङ्गभूयस्त्वात्" બ્રહ્મના અધિક લિંગ જણાયાથી ઉક્ત સર્વ ઉપાસના "तद्धि" બ્રહ્મનુંજ કથન કરે છે. "बलीयस्तदपि" કેમકે તે લિંગ મહાન્ બલિષ્ઠ છે. ૪૪

સંગતિ—નનુ તે ઉપાસનાઓમાં તો અનેક પ્રકારના વિકલ્પ જણાય છે? અર્થાત્ કોઇ ઠેકાણે મનની, કોઈ ઠેકાણે જલની, કોઇ ઠેકાણે પ્રાણની ઉપાસના ઇત્યાદિ. તોપછી એક બ્રહ્મની ઉપાસના કેવી રીતે? એનો ઉત્તર સૂત્રકાર આપે છે—

पूर्वविकल्पः प्रकरणात्स्यात्क्रियामानसवत् ॥ ४५ ॥

पद०—पूर्वविकल्पः ॥ प्रकरणात् ॥ स्यात् ॥क्रिया॥ मानसवत् ॥

અર્થ—"पूर्वविकल्प." પૂર્વના સર્વ વિકલ્પ પ્રકરણથી ઠીક થઇ જાય છે, "क्रियामानसवत्" જે પ્રમાણે "मनसैवेदमाप्तव्यंनेहनानास्तिकिञ्चन" कठ० ४ ॥ १२ ॥ ઇત્યાદિ વાક્યોમાં સર્વ ભિન્ન ભિન્ન ઉપાસ્યોની ઉપાસનાનો નિષેધ કરીને એક બ્રહ્મજ માનસી વૃત્તિથી આસન્ન્ય કથન કર્યા છે. ૪૫

## अतिदेशाच्च ॥ ४६ ॥

पद०—अतिदेशात् ॥ च ॥

અર્થ—અતિદેશથી પણ તેજ બ્રહ્મમાં તાત્પર્ય છે. જેમકે કઠ૦ ૪॥ ૯॥ માં એમ લખ્યું છે કે જેનાથી સૂર્ય ઉત્પન્ન થાય છે અને જેમાં લય થાય છે તે બ્રહ્મ છે, તેને સર્વ દેવતા અર્પિત છે અર્થાત્ તેનો આશ્રય કરીને રહેલા છે, તેને કોઈ અતિક્રમણ કરી શકતું નથી તે એ બ્રહ્મ છે. ૪૬

## विद्यैवतु निर्धारणात् ॥ ४७ ॥

पद०--विद्या ॥ एव ॥ तु ॥ निर्धारणात् ॥

અર્થ—વિદ્યાથીજ તેનો નિશ્ચય થાય છે જેમકે "वेदाहमेतं पुरुषं" यजु० ३१॥ १८॥ અને "यदेवविद्या करोति श्रद्धयोपनिषदा तदेववीर्यवत्तरं भवति" छां० १॥ २ ॥ १० ઇત્યાદિ વાક્યોમાં વિદ્યાથીજ તે પરમાત્માની પ્રાપ્તિનો નિશ્ચય કરેલો છે. ૪૭

## दर्शनाच्च ॥ ४८ ॥

पद०—दर्शनात् ॥ च ॥

અર્થ—એજ વાત ઉપનિષદોમાં દેખાય છે કે તે એકની ઉપાસનાથીજ અમૃતની પ્રાપ્તિ થાય છે. જેમકે "यदेवेहतदमुत्र यदमुत्रतदन्विहमृत्योः समृत्युमाप्नोति य इहनानेवपश्यति" कठ० ४॥ १०॥ જે આ ઠેકાણે છે તેજ પરલોકમાં છે અને જે પરલોકમાં છે તેજ આ ઠેકાણે છે અર્થાત્ પરમાત્મા સર્વાનુગત એક છે. ૪૮

સંગતિ—કોઈ કોઇ એવું લિંગ પણ જણાય છે કે જે ઠેકાણે જડ વાયુ આદિ પદાર્થોને પણ ઉપાસ્ય દેવ સમજાવ્યા છે તો એથી તમારા એક બ્રહ્મની ઉપાસનાનો બાધ આવે છે? ઉત્તર—

## श्रुत्यादिवलीयस्त्वाच्चनवाधः ॥ ४९॥

पद०—श्रुत्यादिबलीयस्त्वात् ॥ च ॥ न ॥ बाधः ॥

અર્થ—શ્રુતિ આદિએ બલવાન્ હોવાથી બાધ આવતો નથી. (આ ઠેકાણે આદિપદ વડે સ્મૃતિયોનું પણ ગ્રહણ કરવું) ૪૯

## अनुबन्धादिभ्यः प्रज्ञान्तरपृथक्त्ववद्दृष्टश्चतदुक्तम् ॥५०

पद०—अनुबन्धादिभ्यः॥ प्रज्ञान्तरपृथक्त्ववत् ॥ दृष्टः ॥च ॥ तत् ॥ उक्तम् ॥

અર્થ—"अनुबन्धादिभ्यः" નામ નિરાકારપણાથીજ તેની ઉપાસના કથન કરી છે માટે એક બ્રહ્મની ઉપાસનાનો બાધ આવતો નથી, કેમકે "प्रज्ञान्तरपृथक्त्ववत्" "तमेवधीरोविज्ञायप्रज्ञां कुर्वीत ब्राह्मण." ઇત્યાદિ વાકયોમાં સર્વ અનાત્મ વસ્તુઓથી પૃથક કરીને પરમાત્માનું હસ્તામલકવત્ જ્ઞાન કહ્યું છે. ૫૦

સંગતિ—ઉપનિષદોમાં બ્રહ્મ વિદ્યાના પ્રકરણમાં એવી કથાઓ આવે છે કે જે કથાઓથી જણાય છે કે મૃત્યુ લોક આદિ દેવતાઓના લોક વિશેષ છે. ? ઉત્તર—

## नसामान्यादप्युपलब्धेर्मृत्युवन्नाहिलोकापत्तिः ॥५१ ॥

पद०—न ॥ सामान्यात् ॥ अपि ॥ उपलब्धेः ॥ मृत्युवत् ॥ न ॥ हि ॥ लोकापत्तिः ॥

અર્થ—"न" એવી વાત નથી કારણકે "सामान्यादप्युपलब्धे." એટલે ઉક્ત કથાઓમાં રૂપકાલંકારથી ઉક્ત દેવોની ઉપલબ્ધિ કથન કરી છે. "मृत्युवन्नाहिलोकापत्तिः" એટલે મરીને કોઇ લોકાન્તરમાં જવાની કથા તે નચિકેતાની વાતમાં નથી. ૫૧

## परेणचशब्दस्यताद्विध्यंभूयस्त्वात्त्वनुबन्धः ॥ ५२ ॥

पद०—परेण ॥ च ॥ शब्दस्य ॥ ताद्विध्यम् ॥ भूयस्त्वात् ॥ तु ॥ अनुबन्ध : ॥

અર્થ — "परेण ' પરમાત્માની સાથે "शब्दस्य" ઉક્ત શબ્દ-પ્રમાણુનો સંબંધ હોવાથી મોટી આખ્યાયિકા બાંધી છે અર્થાત્ મૃત્યુલોકની પ્રાપ્તિનું વર્ણુન કરીને ઉક્ત કથામાં પરમાત્માની સાથે જીવનો સંબંધ દેખાડયો છે. ૫૨

સંગતિ—જે સ્થલોમાં એમ લખ્યું છે છે કે "त्वंवाऽहमस्मि भगवोदेवतेऽहंवात्वमसि " "एवमेवैष सम्प्रसादोऽस्माच्छरीरात् समुत्थायपरंज्योतिरुपसम्पद्य स्वेनरूपेणाभिनिष्पद्यते" ઇત્યાદિ સ્થ-લોમાં જીવનું જીવરૂપે ધ્યાન કરવાનું કહ્યું છે, તો પછી કેમ કહી શકાય કે સર્વત્ર પરમાત્માજ ઉપાસ્ય છે ? એ આશયને સૂત્રકાર આ સૂત્રમાં ગ્રંથન કરીને ઉત્તર સૂત્રમાં ઉત્તર આપશે—

૩૦ ઐકાત્મ્યા-ધિકરણ.

## एकआत्मनः शरीरेभावात् ॥ ५३ ॥

पद०—एके ॥ आत्मनः शरीरे ॥ भावात् ॥

અર્થ—"एके ' કેટલાએક લોક "आत्मानः शरीरेभावात्" શરી-રમાં આત્માનો સદ્દભાવ હોવાથી જીવાત્માનીજ ઉપાસના કરવી યોગ્ય છે એમ કહે છે. ઉત્તર–

## व्यतिरेकस्तद्भावाभावित्वान्नतूपलब्धिवत् ॥ ५४ ॥

पद०—व्यतिरेकः॥ तद्भावाभावित्वात्॥न॥तु॥ उपलब्धिवत्॥

અર્થ —"व्यतिरेकः ' સંસારી આત્માથી તે આત્મા ભિન્ન છે કે જેને અપહતપાપ્માદિ ધર્મોથી ઉપાસ્ય તરીકે કથન કર્યાં છે.

"तद्भावाभावित्वात्" બ્રહ્મના જે ભાવ, અપહતપાપ્માદિ ધર્મ તે વાળો ન હોવાથી. "नतूपलब्धिवत्" જે પ્રકારે બ્રહ્મની ઉપલબ્ધિ કથન કરી છે તે પ્રકારે તે મુક્ત જીવનું કથન કર્યું નથી. અર્થાત્ "स्वेन-रूपेणाभिनिष्पद्यते सउत्तमः पुरुषः" છ૦ ૮ ॥ ૩ ॥ ૪॥ તે જીવ તે પરમાત્માના અપહત પાપ્માદિ ધર્મોનું ધારણ કરીને ઉત્તમ પુરુષ થાય છે. તે ઉત્તમની બ્રહ્મની સમાન ઉપલબ્ધિ કોઇ પણ જગ્યાએ કહી નથી. એ આશયનું સૂત્રકાર વર્ણન કરે છે. સ્વામિશંકરાચાર્ય-જીના મતમાં એ સૂત્ર દેહમાત્ર આત્મા માનવાવાળા ચાર્વાકોના મતનુ ખંડન કરે છે. ઉક્ત સ્વામિજી બંને સૂત્રોના ભાષ્યમાં એમ લખે છે કે એ સૂત્રોમાં દેહથી ભિન્ન આત્માનું અસ્તિત્વ સિદ્ધ કર્યું છે અને આત્માનું અસ્તિત્વ "नात्माऽश्रुतेर्नित्यत्वाच्च ताभ्य" ब्र० सू० २ ॥ ३ ॥ ૧૭ ॥ માં સ્વામીજી સિદ્ધ કરી આવ્યા છે. અને ત્યાં એમ પણ લખી આવ્યા છે કે આત્માની ઉત્પત્તિ કોઇ ઠેકાણે શ્રવણ કરી નથી વળી જીવાત્માનું કાંઇએક ઉપનિષદોની પ્રતીકોથી નિત્યત્વ અને શરીર વ્યતિરિક્તત્વ સિદ્ધ કરી આવ્યા છે અને તેમાં એમ પણ લખી આવ્યા છે કે–"तत्सृष्ट्वातदेवानुप्राविशत्" तै० २ ॥ ६ ॥ १॥ ઇત્યાદિ વાક્યોમાં જીવાત્મા અનાદિ સિદ્ધ છે. તો પછી આ ઠેકાણે વળી પિષ્ટ પેષણની શી જરૂર હતી !! જો એમ કહો કે તે આત્માધિકરણમાં જીવાત્માને ઉત્પત્તિ શૂન્ય અનાદિ અનંત સિદ્ધ કર્યો છે, અને આ ઠેકાણે શરીરથી ભિન્ન કહ્યો છે. તો શું અનાદિ અનત સિદ્ધ કરવાથી શરીરથી ભેદ સિદ્ધ નથી થતો ? અમારા વિચારમાં તો આ ઠેકાણે સ્વામિજીનું ભાષ્ય પુનરૂક્ત છે; અન્યથા આત્માધિકરણમાં આત્માની ઉત્પત્તિનો નિષેધ, પ્રયોજનવત્વાધિકરણમાં આત્માની ઉત્પત્તિનો નિષેધ, આરંભણાધિકરણમાં આત્માની ઉત્પત્તિનો નિષેધ, વાક્યાન્વ-યાધિકરણમાં "अवस्थितेरिति काशकृत्स्नः" ब्र० सू० १ ॥ ४ ॥ २२॥ માં જીવાત્માનો બ્રહ્મરૂપે પ્રવેશ અને "तत्सृष्ट्वातदेवानुप्राविशत" तै० २ ॥ ६ ॥ १ ॥ અને વળી "अनेनजीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणि" छां० ६ ॥ ३ ॥ २ ॥ "सएषइहप्रविष्टआनखाग्रेभ्य" बृ० १ ॥ ४ ॥ ७ ॥ "नजायते म्रियते वा विपश्चित्" कठ० २ ॥ १८ ॥ "न जीवोम्रियते" छां० ६ ॥ ११ ॥ ३ ॥ ઇત્યાદિ હજારો વાક્ય સ્વા-

બીજીએ જીવાત્માના અનાદિ અનન્ત હોવામાં લખ્યાં છે પછી પાછી શું વળી તેમા ન્યૂનતા રહી કે જેને માટે સૂત્રકાર આ ઠેકાણે શરીરથી ભિન્ન જીવાત્માને સિદ્ધ કરે ! ! સૂત્રકાર તો સૂચના માત્ર આપે છે પછી એવા વિષયને વારંવાર પિષ્ટપેષણની શી આવશ્યક્તા હતી ? અસ્તુ ! ! આ ઠેકાણે સ્વામિજીનું ભાષ્ય શરીરથી ભિન્ન જીવાત્માના અસ્તિત્વમાંજ રહો; એનાથી વૈદિક દ્વૈતની શું ક્ષતિ છે ? કાંઇ નથી. મોટી હાની તો આ ઠેકાણે અદ્વૈતવાદની છે કે જે સૂત્રકારે માયાવાદીઓનાં અદ્વૈતવાદની કિંચિન્માત્ર પણ અપેક્ષા ન રાખતાં જીવને શરીરથી જુદો જણાવ્યો ! ! ! અર્થાત્ બ્રહ્મરૂપથી પ્રવિષ્ટ જીવાત્માનો શરીરથી ભેદ છે તેમાંજ સંતોષ ન પામતાં દ્વૈતવાદિયોની પેઠે જુદું સૂત્ર રચ્યુ કે જીવાત્મા શરીરથી ભિન્ન છે અને મોટી પ્રૌઢ યુક્તિની સાથે એમ સિદ્ધ કર્યું કે જડ શરીર કોઇપણ વખતે ચેતન થઇ શકતું નથી, જેને ઉક્ત સ્વામિજી બ્ર૦ સૂ૦ ૨॥ ૧ ॥ ૧૪॥ માં સૂત્રના ભાષ્યમા સર્વ ચિદચિદ વસ્તુઓને બ્રહ્મજ સિદ્ધ કરી આવ્યા છે. આટલે સુધી એક આત્માની ઉપાસનાનો પ્રસંગ સમાપ્ત થયો. હવે પૂર્વ પ્રકૃત કર્મકાંડના ગુણોપસંહારનું અનુવર્તન કેહેવાય છે ૫૪

૩૧ અંગાવબદ્ધા ધિકરણ.

अङ्गावबद्धास्तुनशाखासुहिप्रतिवेदम् ।।५५

पद०—अङ्गावबद्धाः॥तु ॥न॥ शाखासु ॥हि ॥ प्रतिवेदम्॥

અર્થ — "અઙ્ગાવબદ્ધાઃ" એટલે ભિન્ન ભિન્ન શાખાઓમાં જે ઉદ્‌ગીથોપાસના છે તેનો સર્વ શાખાઓમા ઉપસંહાર નથી, કિંતુ તે તો સર્વ શાખાઓમાં તુલ્ય છે ૫૫

સંગતિ — જ્યારે ઉદ્‌ગીથોપાસના સર્વ શાખાઓમાં સમાન છે તો પુનરૂક્તિ દોષ આવે છે ? ઉત્તર—

## मन्त्रादिवद्वाऽविरोधः ॥ ५६ ॥

पद०—मन्त्रादिवत् ॥ वा ॥ अविरोध ॥

અર્થ—મન્ત્રાદિની સમાન અવિરોધ છે અર્થાત્ જે પ્રકારે વૈદિક મન્ત્ર ઋકયજુ સામમા સમાન દેખાય છે, તેમા કોઇપણ વિરોધ નથી, તેજ પ્રમાણે ઉદ્ગીથોપાસનામાં પણ વિરોધ નથી–અર્થાત્ અમુક અમુક મન્ત્રો અમુક સ્થલોમા અમુક અર્થને માટે અપેક્ષિત હોય છે, એ પ્રકારે ઉદ્ગીથ પણ અન્ય શાખાઓમા અપેક્ષિત છે ૫૬

સગતિ—નનુ છાદોગ્યમા નારદ અને સનત્કુમારના સવાદમા મન, સકલ્પ, ચિત્ત, ધ્યાન, વિજ્ઞાન, બલ ઇત્યાદિ અનેક વસ્તુઓ ઉપાસ્ય કહી છે તો ત્યા કોને ઉપાસ્ય સમજવી ? ઉત્તર—

३२ ભૂમજ્યાય સ્ત્વાધિકરણ.

## भूम्नः क्रतुवज्ज्यायस्त्वं तथाहि दर्शयति ॥ ५७ ॥

पद०—भूम्नः ॥क्रतुवत् ॥ ज्यायस्त्वं॥ तथाहि॥ दर्शयति ॥

અર્થ—ભૂમા એટલે જે પરમાત્મા સર્વોપરિ છે તેજ ક્રતુની સમાન સર્વથી મોટો છે. અર્થાત્ જેવી રીતે ક્રતુ યજ્ઞમા દર્શપૌર્ણમાસ પ્રભૃતિ આવી જાય છે એજ પ્રમાણે 'ભૂમા' એટલે બ્રહ્મમા સર્વ આવી જાય છે, તો તેનીજ ઉપાસના સર્વોપરિ છે ૫૭

સંગતિ—ઉપનિષદોમા અનન્તવેદ્ય અર્થાત્ જાણવાયોગ્ય પદાર્થ કથન કર્યા છે તે સર્વનો સમુચ્ચય ઇષ્ટ છે વા વિકલ્પ ? ઉત્તર—

३३ શબ્દાદિભેદાધિકરણ

## नानाशब्दादिभेदात् ॥ ५८ ॥

पद०—नाना ॥ शब्दादिभेदात् ॥

અર્થ—'नाना' એટલે તેનુ નાનાપણુ ઇષ્ટ પરતુ સમુચ્ચય નથી "शब्दादिभेदात्" નામ શબ્દાદિકોનો ભેદ જણાયાથી ૫૮

३४ विकल्पा धिकरण.

## विकल्पोऽविशिष्टफलत्वात् ॥ ५९ ॥

पद०—विकल्पः॥ अविशिष्टफलत्वात् ॥

અર્થ—વિકલ્પજ ઇષ્ટ છે કારણકે "अविशिष्टफलत्वात्" એટલે કે તુલ્ય ફલ હોવાથી. વળી એમાં બીજો હેતુ એ છે કે– "मनोमयः प्राणशरीरः" छां० ३ ॥ १४ ॥ २ ॥ "कंब्रह्म खंब्रह्म" छां० ४ ॥ १० ॥ ५ ॥ "सत्यकामः सत्यसंकल्पः" छां० ८ ॥ १ ॥ ५ ॥ ઇત્યાદિ વાકયોથી પ્રતિપાદિત પરમાત્માના અનંત ગુણોનો સમુચ્ચય નથી; અર્થાત્ પરમાત્માના અનંત ભાવોથી તેનાં સામર્થ્યને વર્ણન કરવાવાળા તેમાં અનંત ગુણ છે માયાવાદિયોની સમાન સર્વ ગુણ મટાડીને એક અસ્તિ માત્રજ બ્રહ્મ નથી કિન્તુ અનવધિકાતિશય અસંખ્યેય કલ્યાણ ગુણોનો ભંડાર બ્રહ્મ છે. ૫૯

३५ काम्या धिकरण.

## काम्यास्तुयथाकामं समुच्चीयेरन्नवापूर्व-हेत्वभावात् ॥ ६० ॥

पद०—काम्याः ॥ तु ॥ यथाकामम् ॥ समुच्चीयेरन् ॥ नवा ॥ पूर्वहेत्वभावात् ॥

અર્થ—"काम्याः" જે યજ્ઞાદિક કર્મ છે તેનો સમુચ્ચય કરવો તે કર્ત્તાની ઇચ્છાપર છે, તે કરે અથવા નહિ કરે. અર્થાત્ કામ્ય કર્મોમાં વ્યક્તિભેદ છે. એટલામાં તેમાં વિકલ્પ અને સમુચ્ચય કર્ત્તાપર છે ૬૦

३६ यथाश्रय भावाधिकरण.

## अङ्गेषुयथाऽऽश्रयभावः ॥ ६१ ॥

पद०—अङ्गेषु ॥ यथाऽऽश्रयभावः ॥

અર્થ–ઉદ્ગીથાદિ અંગોમાં "यथाऽऽश्रयभाव" એટલે તેના આશ્રયને આધીન તેનું જ્ઞાન હોય છે. અર્થાત્ ઉદ્ગીથવિદ્યા, પ્રાણવિદ્યા ઇત્યાદિ વિદ્યાઓમાં તે વિદ્યાઓને અનુકૂલજ અંગોનું જ્ઞાન લેવાય છે. ૬૧

## शिष्टेश्च ॥ ६२ ॥

पद०—शिष्टेः ॥ च ॥

અર્થ—"શિષ્ટેશ્ચ" નામ તે ઉદ્દગીથાદિકોનું પ્રત્યેક વેદમાં તુલ્ય વિધાન જણાય છે માટે. ૬૨

## समाहारात् ॥ ६३ ॥

पद०—समाहारात् ॥

અર્થ—'समाहारात्' એટલે ઉદ્દગીથમાત્રના અધ્યયનનું ફલ એકજેવું છે. ૬૩

## गुणसाधारण्यश्रुतेश्च ॥ ६४ ॥

पद०—गुणसाधारण्यश्रुतः ॥ च ॥

અર્થ—"गुणसाधारण्यश्रुतेः" ઉદ્દગીથરૂપ ગુણ સર્વ વેદોમાં એકસરખાં સંભળાય છે માટે. ૬૪

સંગતિ—જે વિદ્યાઓનું ઉદ્દગીથ અંગ છે તેનો સમુચ્ચય સંભળાયો નથી. એ અભિપ્રાયથી સૂત્રકાર કહે છે કે–

## नवात्सहभावाश्रुतेः ॥ ६५ ॥

पद०—न ॥ वा ॥ तत्सहभावाश्रुतेः ॥

અર્થ—"नवा" તે અંગોનો સમુચ્ચય થતો નથી "तत्सहभावाश्रुतेः" તેના સહભાવનું શ્રવણ કરવામાં આવતું નથી માટે.

## दर्शनाच्च ॥ ६६ ॥

पद०—दर्शनात् ॥ च ॥

અથ—"दर्शनात्" તેના સમુચ્ચયના અભાવને અનેક વાક્યો દર્શાવે છે માટે. ૬૬

॥ इतिश्री वेदान्तार्य्य भाष्ये तृतीयाऽध्यायस्य तृतीयः पादः समाप्तः॥



## ॥ अथवेदान्तार्य्यभाष्ये तृतीयाध्यायस्य चतुर्थः पादः प्रारभ्यते ॥



સંગતિ — ઉક્ત પ્રકારે ગુણોપસંહારની પછી આ સાધનાધ્યાયના ચોથા પાદમાં મુક્તિનાં સાધનોનું નિરૂપણ કરાય છે. આ ઠેકાણે એ આક્ષેપ સંગતિ છે કે જ્યારે "तमेवविदित्वाऽतिमृत्युमेतिनान्यः पन्थाविद्यतेऽयनाय" यजु० ३१ ॥ १८ ॥ "तरतिशोकमात्मवित्" छां० ७॥ १॥ ३॥ "स यो ह वै तत्परं ब्रह्मवेद ब्रह्मैवभवति" मुण्ड० ३ ॥ २ ॥ ९ ॥ "ब्रह्मविदाप्नोतिपरम्" तै० २ ॥ १ ॥ "आचार्य्यवान् पुरुषो वेदतस्यतावदेव चिरयावन्नविमोक्ष्येऽथसम्पत्स्ये" छां० ६ ॥ १४ ॥ २ ॥ "यआत्मा अपहतपाप्मा" छां० ८ ॥ ७ ॥ १ ॥ ઇત્યાદિ વેદોપનિષદોનાં વાક્યોમાં એવું વર્ણન કર્યું છે કે તે એક પરમાત્માના જ્ઞાનથીજ મુક્તિ થાય છે. તેનાજ જ્ઞાનથી આ બંધરૂપી શોકસાગરને તરે છે. બ્રહ્મના જ્ઞાનથીજ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. બ્રહ્મવેત્તા પુરૂષજ મુક્તિરૂપ પરમપદને પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી તેને બ્રહ્મજ્ઞાન થાય નહિ ત્યાં સુધી તેને મુક્તિમાં વિલંબ છે. ઇત્યાદિ વાક્યોથી એમ જણાય છે કે એક જ્ઞાનમાત્રજ મુક્તિનું સાધન છે; તો પછી યજ્ઞ તેમજ શમદમાદિ સાધનોની શી આવશ્યકતા છે? એ આક્ષેપ દૂર કરવા માટે સૂત્રકાર આ પાદનો આરંભ કરે છે.

१ પુરુષાર્થાધિકરણ. **पुरुषार्थोऽतः शब्दादितिबादरायणः ॥ १ ॥**

पद०—पुरुषार्थः ॥ अतः ॥ शब्दात् ॥ इति ॥ बादरायणः ॥

અર્થ—"अतः" જ્ઞાનકર્મના સમુચ્ચયથી "पुरुषार्थः" મોક્ષ પ્રાપ્ત થાય છે. એ બાદરાયણાચાર્ય્ય અર્થાત્ વ્યાસજીનો મત છે. એટલા

માટે કે "જ્ઞાનાત્" નામ "तमेतंवेदानुवचनेन ब्राह्मणाविविदिषन्ति यज्ञेनदानेनतपसाऽनाशकेन" बृ० ४ ॥ ५ ॥ २२ ॥ ઇત્યાદિ શ્રુતિ વાકયોમાં જ્ઞાનકર્મનો સમુચ્ચય જણાય છે. આ ઠેકાણે એટલું વિશેષ જાણી લેવું યોગ્ય છે કે વૈદિક સિદ્ધાન્તમાં યજ્ઞાદિ કર્મોમાં જ્ઞાનની સાથે ક્રમસમુચ્ચય છે અને નિદિધ્યાસનાદિ કર્મનો જ્ઞાનની સાથે સમ સમુચ્ચય છે. માયાવાદિયોએ જે કર્મ માત્રનો જ્ઞાનની સાથે ક્રમ સમુચ્ચય કહ્યા છે તે શ્રુતિ વાકયોથી વિરૂદ્ધ હોવાથી સર્વથા ત્યાજ્ય છે. ૧

સંગતિ—નનુ યજ્ઞાદિ કર્મનો જ્ઞાનની સાથે સમુચ્ચય કથન કરવો એ સર્વથા અસંગત છે, કારણ કે દેહાદિ સમુદાયથી આત્માને વ્યતિરિકત (જુદો) જાણ્યા પછીજ પુરૂષ યજ્ઞાદિ કર્મમાં પ્રવૃત્ત થઇ શકે છે અન્યથા નહિ; તો એને માટે કર્મજ પુરૂષાર્થનું સાધન છે પણ જ્ઞાન નથી. એ પ્રમાણે જૈમિનિ આચાર્યની આ શંકા પોતાના મતને પુષ્ટ કરવા માટે નિચેના છ સૂત્રોથી જણાવે છે.

## शेषत्वात्पुरुषार्थवादोयथाऽन्येष्वितिजैमिनिः ॥ २ ॥

पद०—शेषत्वात् ॥ पुरुषार्थवादः ॥ यथा ॥ अन्येषु ॥ इति ॥ जैमिनिः ॥

અર્થ—"शेषत्वात्" જ્ઞાન, એ કર્મનું અંગ હોવાથી "पुरुषार्थवादः" મોક્ષનું સાધન કહ્યું છે અર્થાત્ જ્ઞાનથી કર્મ થાય છે અને કર્મથી મોક્ષ થાય છે. જ્ઞાન કાંઇ સ્વતંત્ર મુક્તિનું સાધન નથી. "यथा" જે પ્રમાણે "अन्येषु" અન્ય ઉદાહરણોમાં એમ જણાય છે કે જ્ઞાન સ્વતંત્ર મુકિતનુ સાધન નથી. કિંતુ કર્મદ્વારા મુકિતનું સાધન છે જેમકે-"आचार्य्यकुलाद्वेदमधीत्य यथाविधानंगुरोः कर्मातिशेषेणाभिसमावृत्य कुटुम्बे शुचौदेशे स्वाध्यायमधीयानो धार्मिकान्विदधदात्मनि सर्वेन्द्रियाणि संप्रतिष्ठाप्याहिंसन्सर्वभूतान्यन्यत्रतीर्थेभ्यः सखल्वेवंवर्तयन्यावदायुषं ब्रह्मलोकमभिसम्पद्यते" छां० ८ ॥ १५ ॥ १ ॥

અર્થ—'ગુરૂકુલથી વેદ ભણીને, યથાવિધિ ગુરૂના ઉપદેશ કરેલાં સર્વ કર્મને સમાપ્ત કરીને સ્વકુટુંબમાં, પવિત્ર દેશમાં સ્વાધ્યાય કરતાં કરતાં, ઇન્દ્રિયોને સંયમ કરનાર તેમજ કોઇની હિંસા ન કરતો થકો ઉક્ત કર્મના અનુષ્ઠાનથી મુક્તિને પ્રાપ્ત થાય છે. એ વાક્યમાં એમ સ્પષ્ટ કરી દીધું છે કે વૈદિક જ્ઞાનની પછી વૈદિક અનુષ્ઠાનથી પુરૂષ મુક્તિને પ્રાપ્ત થાય છે. એવાજ અભિપ્રાયથી મહર્ષિ જૈમિનિ કહે છે કે વૈદિક કર્મોનાં અનુષ્ઠાનમાં વૈદિક જ્ઞાન સહાયક છે. એ આશયથી જ્ઞાનને કર્મનું અંગ માનીનેજ ઔપનિષદ લોકોએ જ્ઞાનને મુક્તિનું સાધન માન્યું છે, પણ કાંઇ સ્વતંત્ર જ્ઞાન મુક્તિનું સાધન નથી. ૨

## आचारदर्शनात् ॥ ३ ॥

पद०—आचारदर्शनात् ॥

અર્થ—ઔપનિષદ લોકોમાં જ્ઞાન હોવા છતાં પણ આચાર જણાય છે માટે. જેમકે–"जनकोहवैदेहोवहुदक्षिणेनयज्ञेन" वृ० ४ ॥ ४ ॥ २ ॥ જનક વિદેહીએ ઘણી દક્ષિણાવાળા યજ્ઞવડે યજન કર્યું. એ પ્રમાણે કર્મકાંડનો આચાર વેદાન્ત વાક્યોમા જણાય છે. ૩

## तच्छ्रुतेः ॥ ४ ॥

पद०—तत् ॥ श्रुतेः ॥

અર્થ—એ વાત ઉપનિષદ્માં સંભળાય પણ છે કે જે જ્ઞાનપૂર્વક કર્મ કરાય છે તેજ બલવાળું થાય છે જેમકે–"यदेवविद्यया करोति श्रद्धयोपनिषदा तदेववीर्यवत्तरंभवति" छां० १॥ १॥ १० ॥ એ ઉપનિષદ્ કથન કરે છે કે જે કામ જાણીને શ્રદ્ધાથી શ્રુતિની અનુસાર કરાય છે તેજ અધિક બલવાળું અર્થાત્ ફલીભૂત થાય છે. ૪

## समन्वारम्भणात् ॥ ५॥

पद०—समन्वारम्भणात् ॥

અર્થ—"तंविद्याकर्मणि समन्वारभेते" बृ० ४ ॥ ४ ॥ २ ॥ તે જીવાત્માની વિદ્યા અને કર્મ બનેએ પરલોકમા સહાયક થાય છે. એથી જણાય છે કે વિદ્યા કર્મનું અંગ છે. ૫

## तद्वतोविधानात् ॥ ६ ॥

पद०—तद्वतः ॥ विधानात् ॥

અર્થ—"तद्वतोविधानात्" નામ વિદ્યાવાળાનેજ કર્મના અનુષ્ઠાનનું વિધાન કરેલું છે જેમકે-"विज्ञानसारथिर्यस्तुमनः प्रग्रहवान्नरः सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमंपदम् ॥ कठ० ३ ॥ ९ ॥

અર્થ—વિજ્ઞાન જેનો સારથી છે અર્થાત્ જ્ઞાનપૂર્વક કર્મકર્ત્તા છે અને મનરૂપ રાશ જેના હાથમાં છે તે આ સંસારમાર્ગના પારને પ્રાપ્ત થાય છે કે જે વિભુ પરમાત્માનુ પરમપદ છે. અર્થાત્ મુક્તિ છે તેને પ્રાપ્ત થાય છે. એનાથી જણાય છે કે જ્ઞાનવાળાને માટેજ કર્મનું વિધાન કર્યું છે. ૬

## नियमाच्च ॥ ७ ॥

पद०—नियमात् ॥ च ॥

અર્થ—"कुर्वन्नेवेहकर्माणिजिजीविषेच्छत ँ समाः ॥ एवंत्वयिनान्यथेतोऽस्ति न कर्मलिप्यतेनरे" यजु ४० ॥ २॥ યાવદાયુષ કર્મ કરતાં સો વર્ષ સુધી જીવવાની ઈચ્છા કરે. એ નિયમ જણાયાથી એવું જણાય છે કે વિદ્યા (જ્ઞાન) કર્મનું અંગ છે.

સંગતિ — એ પ્રકારે ઉપરના ૭ સૂત્રોમાં પૂર્વપક્ષ થાય છે તેપર વ્યાસજી એવો સિદ્ધાન્ત કરે છે કે-

# अधिकोपदेशात्तुबादरायणस्यैवं तद्दर्शनात् ॥ ८ ॥

पद०—अधिकोपदेशात् ॥ तु ॥ बादरायणस्य ॥ एवं ॥ तत् ॥ दर्शनात् ॥

અર્થ —"अधिकोपदेशात्" નામ યજ્ઞાદિ કર્મોની અપેક્ષાથી જ્ઞાન પરમાત્માના સાક્ષાત્કાર થવામાં સાક્ષાત્ સાધન હોવાથી તે કર્મોનું અંગ થઇ શકતું નથી. એટલા માટે બાદરાયણાચાર્યનો મત ઠીક છે કે જેનું વર્ણન બ્ર० સૂ० ૨ ॥ ૪॥ ૧॥ માં કરી આવ્યા છીએ. કેમકે "तद्दर्शनात्" એટલે નીચે લખેલાં ઉપનિષદ્ 'વાકયોમાં એજ પ્રમાણે જણાય છે જેમકે-"तमेवविदित्वाऽतिमृत्युमेति" यजु० ३१ ॥ १८॥ "परंज्योतिरुपसम्पद्यस्वेनरूपेणाभिनिष्पद्यते ॥ छां० ८ ॥ १२॥ ३॥ -તેને જાણીનેજ મુક્તિને પ્રાપ્ત થાય છે. તે પરમજ્યોતિને પ્રાપ્ત થઇ નેજ જીવાત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થાય છે. ઉક્ત વાકયોમાં જણાય છે કે કર્મ અને બ્રહ્મજ્ઞાન એ બંને મુક્તિનાં સાધન છે.

સ્વામી શં० ચા० જી આ સૂત્રમાં "अधिकोपदेशात्" એ પદનો એવો અર્થ કરે છે કે 'અધિકોપદેશથી આ ઠેકાણે જીવનું બ્રહ્મ થવામાં તાત્પર્ય છે અને જીવ બ્રહ્મના એકત્વનું જ્ઞાન કર્મની અપેક્ષા રાખતું નથી કિંતુ કર્મોને કાપે છે. જેમકે બ્ર० સૂ० ૨ ॥ ૪ ॥ ૧૬ માં સૂત્રકાર કથન કરશે કે બ્રહ્મજ્ઞાન કર્મોનું ઉપમર્દન કરે છે અર્થાત્ વિનાશ કરે છે. એટલા માટે જ્ઞાનજ મુક્તિનું સાધન છે પણ કર્મ સાધન નથી'! એ પ્રમાણે સ્વામી શં० ચા० જીનો પોતાનો મત છે. જેને તેમના સમ્પ્રદાયી લોકોએ અન્ય ગ્રંથોમાં અતિશય દૃઢ કર્યો છે. જેમકે-यज्ञेनेत्यादि वाक्याद् भवतु विविदिषावेदनं तत्फलंचाशाना देवामृतत्वं न हि शशकवधूः सिंहपोतंमसूते" स्वा० सि० १ ॥ ९॥ "तमेतंवेदानुवचनेनब्राह्मणा विविदिषन्ति यज्ञेनदानेनतपसाऽनाशकेन"

सू० ४॥४॥२२॥ તે પરમાત્માને બ્રાહ્મણલોક યજ્ઞથી, દાનથી, તપ અને વ્રતોથી જાણવાની ઇચ્છા કરે છે. ઇત્યાદિ વાકયોથી જણાય છે કે યજ્ઞાદિ કર્મોથી જ્ઞાન અથવા સ્વર્ગાદિ ફલ ઉત્પન્ન થાય છે; પણ મુક્તિ નહિ. મુક્તિ તો કેવલ જ્ઞાનથીજ થઇ શકે છે. જેમકે શશક (સસલાં) ની સ્રીથી સિંહનો બચ્ચો પેદા થતો નથી એજ પ્રમાણે કર્મોથી પણ મુક્તિરૂપ સિંહની ઉત્પત્તિ થતી નથી.

આ ઠેકાણે આધુનિક વેદાન્તિયોનો આશય એવો છે કે જ્ઞાનનો એવો સ્વભાવ છે કે તે મિથ્યાનો નિવર્તક હોય છે. જ્યારે બંધ મિથ્યા છે તો તેનું નિવર્તક જ્ઞાન થઇ શકે છે, કર્મ નહિ. જેમકે રજ્જુના મિથ્યાભૂતસર્પને માટે જપ, તપ, 'અનુષ્ઠાનાદિ કર્મ કાંઇ કામ આવતાં નથી. ત્યાં તો કેવલ જ્ઞાનજ તેનો નિવર્તક હોય છે. એમ જ્ઞાનજ મિથ્યા બંધની નિવૃત્તિરૂપ મુક્તિનું સાધન છે. એ આશયને સ્વામી શં૦ ચા૦ આ ભાષ્યમાં વર્ણન કરે છે કે-"अभ्युदयफलंधर्मज्ञानंतच्चानुष्ठानापेक्षं निः श्रेयसफलंतु ब्रह्मविज्ञानं न चानुष्ठानान्तरापेक्षम्" शां० भा० ब्र० सू० १॥१॥२॥ અભ્યુદય ફલવાળો ધર્મ કર્મની અપેક્ષા રાખે છે. અને મુક્તિ જેનું ફલ છે તેવું વિજ્ઞાન કોઇ કર્મની અપેક્ષા રાખતું નથી. આ ઠેકાણે સ્વામીજીએ કર્મોનો ક્રમસમુચ્ચય પણ સ્પષ્ટ રીતિથી કાપી નાંખ્યો. ક્રમ સમુચ્ચયનો અર્થ એવો છે કે કર્મ જ્ઞાનની ઉત્પત્તિમાં હેતુ છે અને જ્ઞાન, મુક્તિની ઉત્પત્તિમાં કારણ છે. એ પ્રમાણે ક્રમથી કારણતા છે. કર્મ અને જ્ઞાન મળીને મુક્તિનું કારણ નથી. એને આધુનિક વેદાન્તિયો ક્રમસમુચ્ચય કહે છે.

એમાં સંદેહ નથી કે શં૦ ચા૦ સ્વામીએ કાંઇએક સ્થલોમાં જેમકે ब्र० सू० ३॥४॥२७॥ તથા ब्र० सू० ३॥४॥६॥ ઇત્યાદિકોમાં સ્વમતની વ્યવસ્થાને અવ્યવસ્થિત જોઇને કર્મોને પણ પરંપરાથી મુક્તિના સહાયક યેનકેન પ્રકારે માની લીધાં છે. પણ મુખ્ય સિદ્ધાન્ત સ્વામીજીનો એવો છે કે જીવ બ્રહ્મનું એકત્વ રૂપ જે જ્ઞાન છે તેમાં કોઈ કર્મની આવશ્યકતા નથી તે તો પ્રકૃત વસ્તુતંત્ર છે.

એવાજ આશયથી સ્વામી શં૦ ચા૦ જીએ લખ્યું છે કે-"नवाऽयं-व्यवहाराऽभावोऽवस्थाविशेष निवद्धोऽभिधीयत इत्युक्तं तत्त्वमसीति ब्रह्मात्मभावस्यानवस्थाविशेषनिवन्धनत्वात्" शं० भा० ब्र० सू० २ ॥ १ ॥ १४ ॥ આ સર્વ પ્રપંચના વ્યવહારના અભાવરૂપ મુકિત કોઇ અવસ્થા વિશેષમાં કહેવાતી નથી. કેમકે "तत्त्वमसि" એ વાક્યથી જે જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન થાય છે તે કોઇ અવસ્થાની અપેક્ષા રાખતું નથી. એથી જણાય છે કે તેમના મુખ્ય સિદ્ધાન્તોમાં કોઇ કર્મની પણ આવશ્યકતા મુકિતમાં નથી. કેમકે પોતે પોતાનેજ બ્રહ્મ સમજી લેવું એજ માત્ર કર્તવ્ય છે! એ કર્તવ્ય આ સાધન-પાદથી સિદ્ધ થતું નથી કેમકે એમાંતો "सर्वापेक्षाचयज्ञादिश्रुतेरश्ववत्" ब्र० सू० ३ ॥ ४ ॥ २६ ॥ ઇત્યાદિ સૂત્રોમાં જતાં સર્વ વૈદિક કર્મોની અપેક્ષા મુકિતમાં માની છે. એટલા માટે "अधिकोपदेशात्" એ પદનો એ સૂત્રમાં એવોજ અર્થ છે કે "यद्विद्यया करोति श्रद्धयोपनिषदा तदेववीर्य्यवत्तरंभवति" छां० १ ॥ १ ॥ १० ॥ જે કાર્ય વિદ્યા, જ્ઞાન અને શ્રદ્ધાવડે કરાય છે તેજ ઠીક થાય છે. એ અભિપ્રાયથી "तमेतं वेदानुवचनेन ब्राह्मणाविवादिषन्ति यज्ञेनदानेन" ઇત્યાદિ વાક્યોમાં જ્ઞાન અને કર્મ બંનેને મુકિતમાં કારણ માન્યાં છે. એજ આશયથી સૂત્રકાર નીચેના સૂત્રમાં વર્ણન કરે છે. ૮

## तुल्यन्तुदर्शनम् ॥ ९ ॥

पद०—तुल्यम् ॥ तु ॥ दर्शनम् ॥

અર્થ—"तुल्यम्" એટલે જ્ઞાન અને કર્મ બંનેનું મુકિતને માટે વર્ણન વેદોપનિષદોમાં તુલ્ય જણાય છે. એટલા માટે ક્રમસમુચ્ચય નથી થઇ શકતો પણ સમસમુચ્ચયજ નિશ્ચિત થાય છે. ૯

સંગતિ—નનુ શુકિત રજતની સમાન પ્રપંચરૂપ બંધને મિથ્યા હોવાથી જ્ઞાનૈકનિવર્ત્ય કહેવું ઠીક છે, તે માટે મુકિત કર્મસાધ્ય નથી? ઉત્તર—

## असार्वत्रिकी ॥ १० ॥

पद०—असार्वत्रिकी ॥

અર્થ—એ વ્યાપ્તિ સર્વ જગ્યાપર નથી કે જ્ઞાન, મિથ્યાનુ નિવર્તક થઇને પુરૂષાર્થનો હેતુ થાય અર્થાત્ એ વ્યાપ્તિ તો ભ્રમસ્થલમાં થાય છે. જગત્ કાંઈ ભ્રમ નથી. એટલા માટે કેવલ જ્ઞાનથી મુક્તિ કહિ શકાતિ નથી કિંતુ કર્મ અને જ્ઞાન બંનેથીજ મુક્તિ થાય છે. ૧૦

## विभागः शतवत् ॥ ११ ॥

पद०—वीभागः ॥ शतवत् ॥

અર્થ—"विभागः शतवत्" એટલે જેમ કોઈ કોઇને કહે કે "આ બનેને સો રૂપિયા આપો" તો બનેને પચાસ પચાસ વેહેંચી આપવામાં આવે છે એવમ્ "तंविद्याकर्मणि समन्वारमेते" व्र० ४ ॥ ४॥ २ ॥ ઇત્યાદિકોમાં કર્મ બ્રહ્મ પ્રાપ્તિ અને પરમાત્માના અપહત પાપ્માદિ ધર્મ ધારણના હેતુ હોય છે અને જ્ઞાન તે આનંદના અનુભવ કરવાનું કારણ હોય છે એ પ્રકારે કર્મ અને જ્ઞાનના આંશિક ફ્લો વેહેંચાઇ જાય છે. ૧૧

સંગતિ—શું મુક્તિ પણ કોઇ સાકાર ફ્લ છે? કે જેના અંશોને માટે કર્મ અને જ્ઞાન ભિન્ન ભિન્ન અંશોના હેતુ છે? ઉત્તર-"તદ્ધર્મતાપત્તિનું નામ મુક્તિ છે." અર્થાત્ બ્રહ્મના ધર્મોને ધારણ કરવા એજ અભિપ્રાયને "ब्राह्मेणजैमिनिरुपन्यासादिभ्यः" ब्र० सू० ४॥ ४ ॥ ५ ॥ એ સૂત્રમાં સ્પષ્ટતાથી વર્ણન કરશે. ઉકત મુક્તિમાં અપહત પાપ્માદિ ગુણોને ધારણ કરવા એ કર્મ વિના થઈ શકતું નથી. એજ આશયને "यावदायुषमेवंवर्तयन्" छां० ८ ॥ १ ॥ ६ ॥ માં વર્ણન કર્યું છે કે પરમાત્માના ગુણોનું ધારણ કરવું એ અનુષ્ઠાનથી થાય છે અને "परंज्योतिरुपसम्पद्यस्वेनरूपेणाभिनिष्पद्यते" એ વાકયમાં સ્વસ્વ

રૂપ નિષ્પત્તિ વિમલ જ્ઞાનથી અનુભવ થાય છે એ પ્રમાણે કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય મુકિતનું કારણ છે વાસ્તવમા મુકિતમા કાઇ અશ નથી માયાવાદમા અજ્ઞાનની નિવૃત્તિ અને સ્વરૂપની પ્રાપ્તિ તેજ મુકિત છે, તેમા કર્મની આવશ્યકતા નથી અને જ્ઞાન પણ તેમના મતમા તે અજ્ઞાનનુ નિવર્તક માન્યુ છે કે જે જીજ્ઞાસુને બ્રહ્મથી ભિન્ન થયાનુ ભ્રમરૂપ અજ્ઞાન હતુ

વૈદિક દ્વૈતવાદમા તે જ્ઞાન વિવક્ષિત છે કે જેનાથી પરમાત્માના યથાસ્થિત ધર્મનુ પરિજ્ઞાન થાય અને સ્વસ્વરૂપનુ યથાર્થ જ્ઞાન થાય એજ અભિપ્રાયથી કહે છે કે—

## अध्ययनमात्रवतः ॥ १२ ॥

पद०—अ ययनमात्रवत ॥

અર્થ—' अध्ययनमात्रवत " એટલે જેણે યથાવિધિ વેદા ધ્યયન કર્યું છે અને પછી સત્કર્મ યાવદાયુષ કરે છે તેજ મુકિત પામે છે, અન્ય નહિ ૧૨

સગતિ નનુ તો પછી જ્ઞાનને મુખ્ય સાધન કેમ માન્યુ છે ? ઉત્તર-

## नाविशेपात् ॥ १३ ॥

पद—न ॥ अविशेपात् ॥

અર્થ —"अविशेपात' એટલે એ વાત જ્ઞાન અને કર્મ બનેમા તુલ્ય છે, અર્થાત્ જ્ઞાન પણ માનસ કર્મ છે એટલા માટે ઉક્ત પ્રશ્ન ઠીક નથી ૧૩

## स्तुतयेऽनुमतिर्वा ॥ १४ ॥

पद०—स्तुतये ॥ अनुमतिः ॥ वा ॥

અર્થ—"स्तुतयेऽनुमतिर्वा" નામ જ્ઞાનની સ્તુતિના અભિપ્રાયથી જ્ઞાનનુ મુખ્યરૂપતાથી વર્ણન કર્યું છે જેમકે ' नहि ज्ञानेनसदृश पवित्रमिहविद्यते " गी० ४ ॥ ३८ ॥ આ શ્લોકમા વર્ણન કર્યું છે ૧૪

## कामकारेणचैके ॥ १५ ॥

पद०—कामकारेण ॥ च ॥ एके ॥

અર્થ—કેટલાક આચાર્યો કહે છે કે "कामकारेण" એટલે સકામ કર્મોના અભિપ્રાયથી જ્ઞાનને મોટું કહ્યું છે; અર્થાત્ સકામ કર્મ મુક્તિનું સાધન નથી અને નિષ્કામ કર્મરૂપ કર્મયોગ અને જ્ઞાનયોગ એકજ છે જેમકે ગી૦ ૫ ॥ ૫ ॥ માં વર્ણન કર્યું છે કે જે સ્થાનને જ્ઞાની લોક પ્રાપ્ત થાય છે તેનેજ નિષ્કામ કર્મી પ્રાપ્ત થાય છે. અર્થાત્ જ્ઞાનયોગ અને કર્મયોગ બંને એકજ છે. ૧૫

## उपमर्दंच ॥ १६ ॥

पद०—उपमर्दम् ॥ च ॥

અર્થ—"उपमर्दम्" એટલે એજ અભિપ્રાયથી કર્મોનું મર્દન કથન કર્યું છે જેમકે "ब्रह्मण्याधायकर्माणि सङ्गंत्यक्त्वा करोतियः॥ लिप्यतेनसपापेनपद्मपत्रमिवाम्भसा" ગી૦ ૫ ॥ ૧૦ ॥ જે પરમેશ્વરને આશ્રિત થઇને કર્મ કરે છે તે કર્મમાં રહેતાં છતાં પણ તે કર્મથી દોષવાન્ થતો નથી. જેમ કમલ જલમાં રહેતાં છતાં પણ નિર્લેપ રહે છે. એજ પ્રકારે આ ઠેકાણે સકામ કર્મોનું ઉપમર્દન કથન કર્યું છે. ૧૬

## ऊर्ध्वरेतस्सुच शब्देहि ॥ १७॥

पद०— ऊर्ध्वरेतस्सु ॥ च ॥ शब्दे ॥ हि ॥

અર્થ—બીજી વાત એ છે કે "ऊर्ध्वरेतस्सु" નામ જે બ્રહ્મચારીઓનો આશ્રમવિશેષ છે તેમાંજ કર્મોનો અભાવ કથન કર્યો છે. સર્વને માટે નથી. એ વાત શબ્દ પ્રમાણથી જણાય છે. ૧૭

परामर्श धिकरण

## परमर्शं जैमिनिरचादनाचापवदतिहि ।१८।

पद०—परामर्शम् ॥ जैमिनिः ॥ अचोदना ॥ च ॥ अपवदति ॥ हि ॥

અર્થ— " परामर्शम् " નામ " त्रयोधर्म्मस्कन्धा " છા० २ ॥ १३ ॥ ॥ १ ॥ ઈત્યાદિ શ્રુતિયોમા જે ઊર્ધ્વરેતનોના આશ્રમોનુ કથન છે તે પરામર્શ માત્ર છે, વાસ્તવમા કોઇ એવો આશ્રમ નથી કેમકે ब्रह्मसंस्थामृतत्वमेति ' છા० २ ॥ १२ ॥ १ ॥ ઇત્યાદિમા જે બ્રહ્મસ્થોનુ અમૃત હોવાનુ કથન કર્યું છે તે પરામર્શમાત્ર છે, અર્થાત્ તે પણ ધર્મ માર્ગ પરાયણ થઇનેજ બ્રહ્મમા સ્થિર થાય છે કેમકે " अचोदना ' નામ એમા કોઇ વિધિ જણાતો નથી એવો જૈમિનિ આચાર્યનો મત છે અને જે કારણથી " अपवदति " નામ ' वीरहावे एपदे वाना योऽग्निमुद्रासयते " तै० १ ॥ ११ ॥ એ શ્રુતિ કર્મોના પરિત્યાગનો અપવાદ કરે છે १८

## अनुष्ठेयंबादरायण· साम्यश्रुतेः ॥ १९ ॥

पद०—अनुष्ठेयम् ॥ बादरायणः ॥ साम्यश्रुतेः ॥

અર્થ— " अनुष्ठेयम् ' સર્વ આશ્રમીઓએ મુક્તિના સાધન કર્મોનુ અનુષ્ઠાન કરવુ જોઇએ એવો બાદરાયણાચાર્યનો મત છે કેમકે " साम्यश्रुते ' આશ્રમીમાત્રને માટે કર્મોના અનુષ્ઠાન વિધાયક શ્રુતિ સમાન દેખાય છે એટલા માટે મુક્તિને માટે જ્ઞાન કર્મનો સમુચ્ચયજ માનવો એ ઠીક છે

સગતિ—આશ્રમી માત્રને મુક્તિને માટે કર્મોનુ અનુષ્ઠાન કરવુ યોગ્ય છે એ કેમ મનાય ? ઉત્ત —

## विधिर्वाधारणवत् ॥ २० ॥

पद०—विधिः ॥ वा ॥ धारणवत् ॥

અર્થ—ધારણની સમાન ઉક્ત આશ્રમોમાં પણ "कुर्वन्नेवेहकर्माणि" ઇત્યાદિ મંત્રોથી વિધાન જણાય છે. " अधस्तात्समिधधारयन् " એ મૃતવિષયક વાકયમાં નીચે " समिध् " એટલે દહનના કાષ્ઠો રાખવાં એ મરણાન્ત કર્મનું વિધાન છે. એથી જણાય છે કે વૈદિક કર્મ મરણ પર્યન્ત કર્તવ્ય છે. અતએવ ગીતામાં પણ કહ્યું છે કેઃ— " नियतंकुरुकर्मत्वं कर्मज्यायोह्यकर्मण ॥ शरीरयात्राऽपिचतेनप्रसिध्येदकर्मण: " गी० २ ॥ ८ ॥ કર્મ તમે અવશ્ય કરો કેમકે કર્મ વિના શરીર યાત્રા પણ ચાલી શકતિ નથી. ૨૦

સંગતિ—નનુ " एषांभूतानांपृथिवीरसः " छां १ ॥ १ ॥ २ ॥ ઇત્યાદિ સ્થલોમાં એમ કહ્યું છે કે આ સર્વ ભૂતોનો પૃથ્વિ રસ છે. અને પૃથ્વિનો રસ જલ છે. જલનો ઔષધી રસ છે એ પ્રમાણે સર્વથી ઉત્તમ રસ ઉદ્‌ગીથને કહ્યો છે. ઇત્યાદિ સંદર્ભોથી એમ જણાય છે કે ઉપનિષદોમાં બ્રહ્મથી ભિન્ન પણ ઉપાસ્ય છે, તો પછી એક બ્રહ્મની ઉપાસના કેવી રીતે ? એ શંકા અર્ધસૂત્રમાં કરીને અર્ધસૂત્રથી ઉત્તર સૂત્રકાર આપે છે:—

૩ સ્તુતિમાત્રાધિકરણ

## स्तुतिमात्रमुपादानादितिचेन्नापूर्वत्वात् ॥ २१ ॥

पद०—स्तुतिमात्रम् ॥ उपादानात् ॥ इति ॥ चेत् ॥ न ॥ ॥ अपूर्वत्वात् ॥

અર્થ— " स्तुतिमात्रमुपादानात " નામ સ્તુતિ માત્રનું કથન કરવાથી જો પૂર્વોક્ત શંકા કરવામાં આવે તો તે ઠીક નથી. કેમકે " अपूर्वत्वात " એમાં પણ અપૂર્વતા જણાય છે માટે; તે અપૂર્વતા

એ પ્રમાણે છે કે ઉદ્ગીથ વેદ ગાયનનું મૂલભૂત સમજાયું છે. ઉદ્ગીથ ઉપાસનાથી તાત્પર્ય એ છે કે સર્વનું મૂલરૂપ બ્રહ્મનું છે માટે ઈશ્વરથી ભિન્ન ઉપાસનાનો દોષ આવતો નથી. અને બીજી વાત એ છે કે—૨૧

## भावशब्दाच्च ॥ २२ ॥

पद०—भावशब्दात् ॥ च ॥

અર્થ— " भावशब्दात् " નામ " उद्गीथमुपासीत " એ પ્રમાણે ઉપાસનાબોધક શબ્દ જણાય છે; માટે એવું સિદ્ધ થાય છે કે ઉદ્ગીથને સર્વોપરિ કથન કરીને ઉપાસ્ય કથન કર્યું છે. એટલા માટે ઉક્ત વાક્ય સ્તુતિમાત્ર નથી કિંતુ વિધિબોધક છે. ૨૨

સંગતિ— " अथहयाज्ञवल्क्यस्य द्वे भार्येबभूवतुर्मैत्रेयीचकात्यायनीच " बृ० ४ ॥ ५ ॥ १ ॥ ઇત્યાદિ વાક્યોથી જણાય છે કે ઉપનિષદ્માં પણ ઐતિહાસિક કહાણીઓ છે. એવી આશંકા કરીને ઉત્તર આપે છે કે—

૪ પારિપ્લવા-ધિકરણ

## पारिप्लवार्था इतिचेन्नविशेषितत्वात् ।२३।

पद०—पारिप्लवार्थाः ॥ इति ॥ चेत् ॥ न ॥ विशेषितत्वात् ॥

અર્થ— " पारिप्लवार्थाः " ઉપનિષદોમાં જે કથાઓ આવે છે, તે ઇતિહાસરૂપ છે એમ કહેવું ઠીક નથી કેમકે— " विशेषितत्वात् " ઉપનિષદોમાં તે કથાઓમાં બ્રહ્મવિદ્યાની વિશેષતા જણાય છે. અર્થાત્ તેમાં બ્રહ્મવિદ્યાનું બોધન કરાવવાના અભિપ્રાયથી આવી છે કાંઇ અન્ય અભિપ્રાયથી નથી ૨૩

સંગતિ—એમ કેમ માની શકાય કે સર્વ કથાઓ બ્રહ્મ- બોધન વિશેષરૂપે કરવાના અભિપ્રાયથી આવી છે ? ઉત્તર—

## तथाचैकवाक्यतोपबन्धात् ॥ २४ ॥

पद०—तथा ॥ च ॥ एकवाक्यतोपबन्धात् ॥

અર્થ—"तथाच" એવીજ રીતે માનવું યોગ્ય છે કેમકે "एकवाक्यतोपबन्धात्" નામ બ્રહ્મવિદ્યાના વિષયમાં એક વાક્યતા જણાય છે. જો કથાઓ કોઇ અન્ય અભિપ્રાયથી આવતે તો દરેક કથામાં બ્રહ્મવિદ્યાની એકતા જણાવે નહિ. બ્રહ્મવિદ્યાની એકતા જણાયાથી વિદિત થાય છે કે વિશેષરૂપથી બ્રહ્મબોધન કરવાને માટે કથાઓ આવી છે. કાંઇ અન્ય પ્રયોજનથી નથી. ૨૪

સંગતિ—"प्लवाह्येतेऽदृढायज्ञरूपा" मुण्ड० २ ॥ ७ ॥ ઇત્યાદિકોમાં યજ્ઞરૂપ કર્મોને અદૃઢ કથન કર્યા છે અને તમો તો મુક્તિને માટે જ્ઞાન કર્મનો સમુચ્ચય માનો છો, તો એ વિરોધ આવે છે તો પછી તમે સર્વની એક વાક્યતા કરીને બ્રહ્મવિદ્યામાં સંગતિ કેવી રીતે કરી શકો છો ? એનો ઉત્તર સૂત્રકાર આપે છે—

(૫ અગ્નીન્ધનાદ્યધિકરણ.)

## अतएवचाग्नीन्धनाद्यनपेक्षा ॥ २५ ॥

पद०—अतएव ॥ च ॥ अग्नीन्धनाद्यनपेक्षा ॥ २५ ॥

અર્થ—"प्लवाह्येतेऽदृढायज्ञरूपा" ઇત્યાદિમાં યજ્ઞાદિ કર્મની આત્મસાક્ષાત્કારમાં સાક્ષાત્ સાધનના નિરાસ (ખંડન) કરી છે. યજ્ઞાદિકોની સર્વથા અનપેક્ષા અભિપ્રેત નથી. એ ભાવને સૂત્રકાર વક્ષ્યમાણ બે સૂત્રોથી સ્પષ્ટ કરશે. "अतएव" એટલે કે મુક્તિની સાક્ષાત્ સાધનતાના અભિપ્રાયથી યજ્ઞાદિકોની "अनपेक्षा" અદૃઢતા કહી છે. યજ્ઞાદિ કર્મના ત્યાગમાં અભિપ્રાય નથી. એજ અભિપ્રાયથી ગીતામાં કહ્યું છે કે—"यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेवतत् ॥ यज्ञोदानं तपश्चैवपावनानिमनीषिणाम्" गी० १८ ॥ ५ ॥ યજ્ઞ દાન, અને તપ

એ કર્મોનો ત્યાગ ન કરવાં જોઇએ. કેમકે યજ્ઞ, દાન અને તપ એ કર્મો મનુષ્યોને પવિત્ર કરે છે. એટલા માટે કહ્યું છે કે यावदायुषमेवंवर्तयन् ब्रह्मलोकमभिसम्पद्यते " છાં૦ ૮ ॥ ૧ ॥ ૬ ॥ અર્થાત્ યાવદાયુષ વૈદિક કર્મ કરતાં કરતાં બ્રહ્મલોકને ( મુક્તિને ) પ્રાપ્ત થાય છે. ૨૫

૬ અર્વાપેક્ષાધિકરણ

## सर्वापेक्षाच यज्ञादिश्रुतेरश्ववत् ॥ २६ ॥

पद०—सर्वापेक्षा ॥ च ॥ यज्ञादिश्रुतेः ॥ अश्ववत् ॥

અર્થ—" सर्वापेक्षा " સર્વ વૈદિક કર્મની આવશ્યકતા છે. " अश्ववत् " અશ્વાર્થી પુરૂષને જેવી રીતે અલંકારયુક્ત અશ્વની આવશ્યકતા છે, એજ પ્રકારે મુક્ત પુરૂષને સર્વ વૈદિક કર્મની આવશ્યકતા છે. " यज्ञादि श्रुतेः " નામ " तमेतंवेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेनदानेन तपसा नाशके " बृ० ४ ॥ ४ ॥ २२ ॥ એ શ્રુતિમાં યજ્ઞાદિકોની અપેક્ષા જણાયાથી.

આ સૂત્રના ભાષ્યમાં સ્વામી શં૦ ચા૦ જી પણ કર્મોનો સ્વીકાર કરે છે અને લખે છે કે, " तमेतं वेदानुवचनेन " યજ્ઞ, દાન, તપ, થીજ બ્રાહ્મણ લોક તે બ્રહ્મને જાણવાની ઇચ્છા કરે છે; આ ઠેકાણે આવીને नचतद्विज्ञानं कर्मणांप्रवर्तकं भवतिप्रत्युत कर्माण्युच्छिनत्ति " शं० भा० ब्र० सू० ३ ॥ ४ ॥ ८ ॥ બ્રહ્મનું જ્ઞાન કર્મનું પ્રવર્તક નથી, કિંતુ નાશક છે. એ પ્રમાણે કર્મની વિરૂદ્ધ અતિ બલપૂર્વક લખવાવાળા સ્વામી આ સૂત્રમાં કર્મનો આશ્રય કરે છે. ૨૬

સંગતિ—તમે મુક્તિનું સાધન જ્ઞાન કર્મનો સમુચ્ચય માનો છો પરંતુ કર્મોનો જ્ઞાનની સાથે સમુચ્ચય કોઇ જગ્યાએ દેખાતો નથી. જો કે—" तमेवविदित्वामुनिर्भवति " बृ० ४ ॥ ४ ॥२२॥

" एवंविच्छान्तो दान्तउपरतस्तितिक्षुः समाहितो भूत्वा आत्मन्येव आत्मानमनुपश्यति " बृ० ४ ॥ ४ ॥ २३ ॥ તે પરમાત્માના જ્ઞાનથી મનનશીલ થઈ શકે છે. " एवंविच्छान्तः " એમ જાણુવાવાળો શાંતિસ્પન્ન થઈને " दान्तः " ઇંદ્રિયોનાં દમનરૂપ સાધનવાળો " उपरतः " ઉપરામવાળો, " तितिक्षुः " શીતોષ્ણુ સહન કરવાવાળો થઈને પોતાના આત્મામાજ તે પરમાત્માને જોઇ શકે છે. અર્થાત્ ઉક્ત સાધનોથી પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. એ પ્રમાણેના વાક્યોમાં જ્ઞાનજ મુક્તિનુ સાધન છે પણુ કર્મ નથી. તો પછી જ્ઞાન કર્મનો સમુચ્ચય કેવી રીતે ? એનો ઉત્તર આપતાં કહે છે કે એ આશકા સર્વથા અસંગત છે. કેમકે " तमेवधीरोविज्ञायप्रज्ञां कुर्वीत ब्राह्मणः " बृ० ४ ॥ ४ ॥ २१ ॥ " शान्तोदान्तः " ઈત્યાદિ વાક્યોમાં કર્મની વિધિ જણાયાથી જ્ઞાન કર્મનો સમુચ્ચયવાદ ઔપનિષદ લોકોને અભિપ્રેત છે. એવાજ અભિપ્રાયથી સૂત્ર છે કે—

## शमदमाद्युपेतः स्यात्तथापितुतद्विधेस्तदङ्गतया तेषामवश्यानुष्ठेयत्वात् ॥ २७ ॥

पद०—शमदमाद्युपेतः ॥ स्यात् ॥ तथापि ॥ तु ॥ तद्विधेः ॥ तदङ्गतया ॥ तेषाम् ॥ अवश्यानुष्ठेयत्वात् ॥

અર્થ—" शमदमाद्युपेतः " નામ (શમ) મનનો નિરોધ, (દમ) ઇંદ્રિયોનો નિરોધ કરવો. આદિ પદથી વૈરાગ્ય, વિવેક આદિ મુક્તિનાં સર્વ સાધન વિવક્ષિત છે. " तथापि " તોપણુ કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય માનવોજ પડે. " तद्विधेस्तदङ्गतया " નામ જ્ઞાનની જે વિધિ તેનું અંગ હોવાથી " तेषाम् " શમદમાદિ સાધનો જ્ઞાનનું અંગ હોવાથી જ્ઞાન કર્મનો સમુચ્ચય અનુષ્ઠેય છે.

આ ઠેકાણે અષ્ટાંગ યોગનું શમદમાદિ ઉપલક્ષણુ છે. યોગના આઠ અંગ એ પ્રકારે છે કે, (૧) યમ, (૨) નિયમ, (૩) આસન, (૪) પ્રાણુાયામ, (૫) પ્રત્યાહાર, (૬) ધારણુા, (૭) ધ્યાન, (૮) સમાધિ

(૧) અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, એ પાંચેને યમ કહેવાય છે.

(૨) શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન, એ પાંચને . નિયમ કહેવાય છે.

(૧) મન, વાણી અને શરીરથી કોઈને પણ દુઃખ ન આપવું તેનું નામ અહિંસા કેહેવાય છે. (૨) યથાર્થ ભાષણાદિ વ્યવહારનું નામ સત્ય. (૩) મન, વાણી અને શરીરથી પરદ્રવ્યાદિ હરણ નકરવું તેનું નામ અસ્તેય. (૪) સ્મરણ, કીર્તન, ક્રીડા, જોવું, ગુપ્ત ભાષણ, સંકલ્પ, નિશ્ચય અને ક્રિયાનિર્વૃતિ એ આઠ પ્રકારનાં મૈથુન છે. એ મૈથુનનો ત્યાગ કરવો તે બ્રહ્મચર્ય કહેવાય છે, (૫) આવશ્યકતાથી અધિક વસ્તુ પાસે ન રાખવી, અર્થાત્ પોતાનાં યોગ ક્ષેમથી અધિક વસ્તુ પાસે ન રાખવી તેનું નામ અપરિગ્રહ કેહેવાય છે.

(૧) અંદર અને બહાર બંને પ્રકારથી પવિત્ર રહેવું તે શૌચ કહેવાય છે. (૩) પોતાના પુરૂષાર્થથી જે લાભ થાય તેનાપર સંતુષ્ટ રહેવું તેને સંતોષ કહે છે. (૩) શીતોષ્ણાદિ દ્વંદ્વ સહન કરવું એ તપ કહેવાય છે. (૪) વેદ અને વૈદિક ગ્રંથોનું યુક્તિપૂર્વક પઠન કરવું એ સ્વાધ્યાય કહેવાય છે. (૫) સત્યાદિ ગુણોથી ઈશ્વરના સ્વરૂપનું ચિંતન કરવું તે પ્રણિધાન કેહેવાય છે.

(૩) આસન પદ્માસનાદિક, (૪) પ્રાણાયામ—પ્રાણોને સ્થિર કરવાનું નામ પ્રાણાયામ-પૂરક, રેચક, કુંભક એવા ભેદથી ત્રણ પ્રકારના થાય છે. (૫) પ્રત્યાહાર—રૂપાદિ વિષયોથી ઇંદ્રિયોને રોકવી તેનું નામ પ્રત્યાહાર. (૬) ઈશ્વરમાં મન લગાવવાનું નામ ધારણા કેહેવાય છે, (૭) ધ્યાન—સચ્ચિદાનંદાદિ લક્ષણ યુક્ત બ્રહ્મમાં ઈશ્વર વ્યતિરિક્ત વૃત્તિયોને હટાવીને એકમાત્ર ઇશ્વરના સ્વરૂપનું અનુસંધાન કરવાનું નામ ધ્યાન કેહેવાય છે. (૮) સમાધિ—ધ્યાનની અવસ્થા વિશેષનું નામ સમાધિ કેહેવાય છે. એ સમાધિ અંગરૂપ છે. અર્થાત્ સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત યોગનું યમ નિયમાદિકોની સમાન તે સમાધિ અંગ છે. એ સમાધિનું વર્ણન "समाहितो भूत्वा आत्मन्येव

आत्मानंपश्यति " सू० ४ ॥ ४ ॥ १३ ॥ આ વાકયમાં "समाहितः" શબ્દથી કર્યું છે. એનેજ आत्मावारेद्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः " એ વાકયમાં નિદિધ્યાસન એ શબ્દથી કહ્યું છે. ઉક્ત યોગના અષ્ટાંગોથી જ્યારે પુરૂષ શમ, દમ સાધન સમ્પન્ન થાય છે, ત્યારે મુક્તિનો અધિકારી થાય છે.

ઉક્ત અંગોમાંથી યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર એ પાંચ ઇશ્વર સાક્ષાત્કારના બહિરંગ સાધન છે. અને ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણ અંતરંગ સાધન છે. એ પ્રમાણે ઉક્ત સાધન સંપન્ન મુમુક્ષુ પ્રથમ સંપ્રજ્ઞાત સમાધિની અવસ્થાનો લાભ કરે છે. સંપ્રજ્ઞાત સમાધિ તેનું નામ કેહેવાય છે કે જેમાં ઇશ્વરના સત્યાદિ ગુણોની ધ્યાનરૂપ વૃત્તિ બની રહે છે, અને તે પછી અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત થાય છે, જેમાં સર્વ વૃત્તિઓનો લય થાય છે. એક માત્ર ઇશ્વરના સ્વરૂપનો અવભાસ થાય છે અને અવિદ્યાદિ દોષોથી દૂર રહીને જીવનું તેમાં શુભ્રસ્વરૂપ રહી જાય છે. જેમકે " परंज्योतिरुपसम्पद्य स्वेनरूपेणाभिनिष्पद्यते " ઇશ્વર સ્વરૂપ પરંજ્યોતિને પ્રાપ્ત થઇને પોતાના નિર્મળ સ્વરૂપથી જીવાત્મા સ્થિર થાય છે એનું નામ જીવન્મુક્તિ કેહેવાય છે. ધારણા, ધ્યાન, અને સમાધિથી આત્માનો સાક્ષાત્કાર કરવાવાળાને દેહત્યાગ પછી કૈવલ્ય મુક્તિ થાય છે. જેમાં કેવલ ચેતનમાત્ર સ્વસ્વરુપથી પરમાત્માના અપહત પાપ્માદિ ગુણોને ધ્યાનરૂપ ભક્તિથી પોતાનામાં ધારણ કરેછે.

સંગતિ—નનુ જેમ અદ્વૈતવાદિયોના મતમાં આત્મસાક્ષાત્કારનું સાક્ષાત્ સાધન જ્ઞાન છે અને શ્રવણ, મનનાદિક તે જ્ઞાનની ઉત્પત્તિ દ્વારા મુક્તિનું સાધન છે પણ સાક્ષાત્સાધન નથી. એ પ્રમાણે તમારા મતમાં પણ અષ્ટાંગયોગ ઈશ્વર સાક્ષાત્કારની ઉત્પત્તિનો હેતુ છે, અને તે ઇશ્વર સાક્ષાત્કાર મુક્તિનું સાધન છે. એ પ્રમાણે પરંપરાથી અષ્ટાંગયોગ સાધન છે પણ સાક્ષાત્ સાધન નથી. તો પછી જ્ઞાનકર્મનો સમુચ્ચય મુક્તિનું સાધન કેમ કેહેવાય ?

ટીકા—આત્મ સાક્ષાત્કાર જ્ઞાન કરતાંથી કોઇ વસ્તુ ભિન્ન નથી. પણ નિદિધ્યાસનરૂપ અનવરત ઈશ્વર ના સ્મરણ કહેવાય છે. એ વાતનું સ્વામિ મધુસુદન એમ વર્ણન કરે છે કે "મોક્ષસાધનતયા वेदान्तवाक्यैर्विहितं ज्ञानं ध्यानोपासनादि शब्दवाच्यम्" श्री भाष्य० પૃ० ૨૦૫૭ વેદાન્ત વાક્યથી કથન કરેલ મોક્ષનું સાધનરૂપ જે જ્ઞાન છે તેનુંજ ધ્યાન. ઉપાસના. અને નિદિધ્યાસનાદિ નામ છે. એ પ્રકારે તે જ્ઞાન ધ્યાનરૂપ ભક્તિથી કોઇ ભિન્ન વસ્તુ નથી જ્યારે તે તે વસ્તુનું વિવેચન કરે છે ત્યારે જ્ઞાન કેહેવાય છે અને જ્યારે તે અનુષ્ઠનથી ઈશ્વર ભક્તિરૂપ થાય છે ત્યારે ધ્યાન કેહેવાય છે. એ અભિપ્રાયનું શ્રી ભગવદ્‌ગીતામાં એવું વર્ણન કર્યું છે કે— "यत्सांख्यैःप्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ॥ एकं सांख्यं च योगं च यःपश्यति स पश्यति" गी० ५ ॥ ५ જે મોક્ષપદને જ્ઞાની લોક પ્રાપ્ત થાય છે તેનેજ યોગી પ્રાપ્ત થાય છે. જ્ઞાનયોગ અને કર્મયોગ બને એકજ પદાર્થ છે. જે એ પ્રકારે જાણે છે તેજ ઠીક જાણે છે. એથી જણાય છે કે જ્ઞાન કર્મનો સમુચ્ચયજ વૈદિક લોકોને ઇષ્ટ છે. એજ અભિપ્રાયને "शमदमाद्युपेत" એ સૂત્રમાં મહર્ષિ બાદરાયણાચાર્યજીએ વર્ણવ્યો છે. ૨૭

સંગતિ—નનુ યોગીને માટે ખાનપાનનો યથેચ્છાચાર છે કે ઉચ નીચ સર્વના અન્નનું ભક્ષણ કરી શકે છે ? ઉત્તર—

७ सर्वान्नानुमत्यधिकरण

## सर्वान्नानुमतिश्च प्राणात्यये तद्दर्शनात् ॥ २८ ॥

पद०—सर्वान्नानुमतिः ॥ च ॥ प्राणात्यये ॥ तद्दर्शनात् ॥

અર્થ—પ્રાણોના નાશ વખતે સર્વનુ અન્ન ભક્ષણ કરવાની શાસ્ત્રમા આજ્ઞા જણાય છે એટલા માટે ઉચ નીચના અન્નનો કાંઇ દોષ નથી. જેમકે પ્રાણોના નાશ સમયે ચાક્રાયણ ઋષિયે હસ્તિના દાણાનુ ભક્ષણ કરેલુ જણાય છે ૨૮

સંગતિ--જો યોગિયોને માટે ધર્મોપાર્જીત અન્ન અને અધર્મોપાર્જીત નીચનું અન્ન ભક્ષણ કરવાનો નિયમ ન રહે તો "आहारशुद्धौ सत्वशुद्धिः" આહારની શુદ્ધિ હોવાથી વિચાર શુદ્ધ થઇ શકે છે એ શાસ્ત્રનો લેખ નિષ્ફળ થઇ જશે ? ઉત્તર--

## अबाधाच्च ॥ २९ ॥

. पद०—अबाधात् ॥ च ॥

અર્થ--"अबाधात्" નામ યોગીના સામર્થ્યને પાપાદિ દોષ દુષિત અન્નનું ભક્ષણ કરવાથી બાધ આવતો નથી. २९

## अपिचस्मर्य्यते ॥ ३० ॥

पद०—अपि ॥ च ॥ स्मर्य्यते ॥

અર્થ--"अपिचस्मर्य्यते" સ્મૃતિ એ વાતનુ કથન કરે છે કે ઉક્ત દોષોથી જ્ઞાની દૂષિત થતા નથી. જો કે--"अपिचेदसिपापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ॥ सर्वज्ञानप्लवेनैव वृजनं संतरिष्यसि" गी० ४ ॥ ३६ ॥ જ્યારે તમે સર્વ પાપીઓથી મોટા પાપી છો તોપણ જ્ઞાન રૂપી નૌકાથી પાપસાગરનો પાર પામશો અર્થાત્ આહારજન્ય મંદ વાસનાઓને જ્ઞાન ઉત્પન્ન થવા દેશે નહિ. ૩૦

સંગતિ—જો ભક્ષ્યાભક્ષ્યનો કાંઇ નિયમ નથી તો પછી જ્ઞાની જે ચાહે તે ખાય અને ચાહે તે પીયે, તો શુ મદ્ય માંસાદિ અભક્ષ્ય ભક્ષણના દોષ પણ જ્ઞાનથી શુદ્ધ થઈ શક ? ઉત્તર--

## शब्दश्चास्याकामकारे ॥ ३१ ॥

पद०—शब्दः ॥ च ॥ अस्य ॥ अकामकारे ॥

અર્થ—"शब्दः" નામ શબ્દ પ્રમાણ "अस्य" એ જ્ઞાનીના अकामकारे" અભક્ષ્ય અને અપેય વસ્તુઓના નિષેધમાં છે. જેમકે

" ब्राह्मणः सुरांनपिवेत् " छां० ५ ॥ २ ॥ १ ॥ " यथा मांसंयथा सुरा " अथर्व० ઈત્યાદિ વાક્યોમાં મદ્ય માંસાદિ અભક્ષ્ય પદાર્થોનો નિષેધ જણાય છે, માટે " सर्वान्नानुमतिः " ब्र० सू० ॥ ३ ॥ ४ ॥२८॥ માં મદ્ય માંસાદિ અભક્ષ્ય ભક્ષણની અનુમતિ નથી, કિંતુ ત્યાંતો અયોગ્ય અન્નના ભક્ષણથી તાત્પર્ય છે-કે જે અન્ન શુભ કર્મોથી ઉપાર્જન કરેલું ન હોય, એ અભિપ્રાય છે. પ્રસંગસંગતિથી ભક્ષ્યાભક્ષ્યનો વિષય કહેવાયો. હવે પાછું પૂર્વ પ્રકૃત સાધનભૂત કર્મોનો વિચાર કરાય છે. ૩૧

૮ આશ્રમકર્માધિકરણ,

## विहितत्वाच्चाश्रमकर्मापि ॥ ३२ ॥

पद०—विहितत्वात् ॥ च ॥ आश्रमकर्म ॥ अपि ॥

અર્થ—" विहितत्वात् " નામ વિધાન કરવાથી આશ્રમોના કર્મ પણ મુમુક્ષુને માટે અવશ્ય કર્તવ્ય છે. ૩૨

## सहकारित्वेन च ॥ ३३ ॥

पद०—सहकारित्वेन ॥ च ॥

અર્થ—" सहकारित्वेन " એટલે જ્ઞાનના સહાયક હોવાથી પણ યજ્ઞાદિ કર્મ કર્તવ્ય છે. અધિક શું કહેવું સર્વ પ્રકારથી કર્મ અને જ્ઞાનના સમુચ્ચયથીજ મુક્તિ થાય છે, એ અભિપ્રાયને આગળના સૂત્રમાં સ્પષ્ટ કહે છે. ૩૩

## सर्वथाऽपितएवोभयलिङ्गात् ॥ ३४ ॥

पद०—सर्वथा ॥ अपि ॥ ते ॥ एव ॥ उभयलिङ्गात् ॥

અર્થ—" सर्वथाऽपि " સર્વ પ્રકારથી અર્થાત્ યુક્તિ અને શબ્દ પ્રમાણથી "तस्व" કર્મ અને જ્ઞાનજ મુક્તિના સાધન છે. "उभयलिङ्गात"

બંનેનાં ચિન્હ જણાયાથી. જેમકે " तमेतं वेदानुवचनेन. ब्राह्मणावि- विदिषन्ति " बृ० ४ ॥ ४ ॥ २२ ॥ " अनाश्रितं कर्मफलं कार्यं कर्मकरोतियः ॥ ससन्यार्सा सयोगी च ननिरग्निर्नचाक्रियः ॥ गी० ६ ॥ १ ॥ " यज्ञोदानं तपश्चैवपावनानिमर्नीषिणाम् " गी० १८॥५॥ " नहिदेह भृताशक्यं त्यक्तं कर्माण्यशेषतः ॥ यस्तु कर्मफलत्यागी सत्यागीत्यभिधीयते " गी० १८ ॥ ११ ॥

યજ્ઞ, દાન, તપ, એ મનુષ્યોને પવિત્ર કરે છે, એ માટે એમનો ત્યાગ કરવો કદાપિ યોગ્ય નથી. દેહધારી પુરૂષ સર્વ કર્મનો સંન્યાસ કદાપિ કરી શકતો નથી, કિંતુ જે કર્મના ફૂલનો ત્યાગ છે તેજ ત્યાગ કેહેવાય છે. એજ પ્રમાણે " आत्मावारेद्रष्टव्यः " ઇત્યાદિ જ્ઞાન કર્મના સમુચ્ચય વિધાયક વાકયોથી એવું જણાય છે કે જ્ઞાન કર્મનો સમુચ્ચયજ ઔપનિષદ્ લોકોને અભિમત છે. પરંતુ કેવલ જ્ઞાન નહિ. ૪૪

## अनभिभवं च दर्शयति ॥ ३५ ॥

पद०—अनभिभवम् ॥ च ॥ दर्शयति ॥

અર્થ—" अनभिभव्म् " નામ કર્મનો તિરસ્કાર શાસ્ત્ર દર્શાવતું નથી. " एपह्यात्माननश्यति यं ब्रह्मचर्येणानुविन्दति " छा० ८ ॥ ५ ॥ ३ ॥ તે આત્મિકબલ નષ્ટ થતું નથી જેનો બ્રહ્મચર્યથી લાભ થાય તે. એ પ્રકારે શાસ્ત્ર કર્મના નાશ કરતાં નથી અર્થાત્ તિરસ્કાર કરતા નથી કિંતુ વર્ણન કરે છે. ૩૫

સંગતિ—હવે અન્તરાધિકરણમાં એ વાતનો વિચાર કરે છે કે જેમણે વિધિ પ્રમાણે આશ્રમોનું પાલન નથી કર્યું, તેમને પણ બ્રહ્મવિદ્યાનો અધિકાર છે કે નથી ? એ સંદેહની નિવૃત્તિને માટે સૂત્રકાર કહે છે કે—

९ विधुरा धिकरण.

## अन्तराचापितु तद्दृष्टेः ॥ ३६ ॥

पद०—अन्तरा ॥ च ॥ अपि ॥ तु ॥ तत् ॥ दृष्टेः ॥

અર્થ—"અન્તરાचापि" નામ આશ્રમ રહિત પુરૂષોનો પણ બ્રહ્મવિદ્યામાં અધિકાર છે. કારણ કે તે અધિકાર રૈક્વ, ગાર્ગીમાં જણાય છે માટે. ૩૬

## अपिचस्मर्यते ॥ ३७ ॥

पद०—अपि ॥ च ॥ स्मर्यते ॥

અર્થ—"अपिचस्मर्यते" નામ સ્મૃતિમાં પણ એમ જણાય છે. જેમકે "जप्येनैवतु संसिध्येद्ब्राह्मणोनात्रसंशयः ॥ कुर्यादन्यं नवा-कुर्यात्मैत्रो ब्राह्मणउच्यते "मनुस्मृति॥ બ્રહ્મવિદ્યાનો અધિકારી બ્રાહ્મણ જપથી શુદ્ધ થાય છે. પછી તેણે આશ્રમોના કર્મ પૂર્ણ કર્યાં હોય અથવા નહિ કર્યાં હોય તોપણ. ૩૭

## विशेषानुग्रहश्च ॥ ३८ ॥

पद०—विशेषानुग्रहः ॥ च ॥

અર્થ—"विशेषानुग्रहः" એટલે "तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययात्मानमन्विष्येत् તપ, બ્રહ્મચર્ય અને શ્રદ્ધા તથા વિદ્યાવડે પર-માત્માનું અન્વેષણ કરવું. એથી જણાય છે કે બ્રહ્મવિદ્યાનો અધિકાર આશ્રમહીનને પણ છે. ૩૮

સંગતિ—જ્યારે અનાશ્રમીનો પણ બ્રહ્મવિદ્યામાં અધિકાર છે, તો પછી આશ્રમીમાં વિશેષતા શું રહી ? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

## अतस्त्वितर ज्ज्यायोलिङ्गाच्च ॥ ३९ ॥

पद०—अतः ॥ तु ॥इतरत् ॥ ज्यायः ॥ लिङ्गात् ॥ च ॥

અર્થ—" अतः " એટલે " ब्रह्मचर्य्यं समाप्यगृहीभवेत् " ઇત્યાદિ વાકયોમાં જણાય છે કે બ્રહ્મચર્ય્યાદિ આશ્રમોને ધારણ કરીને બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત થાય છે. એટલા માટે " इतरज्ज्याय. " અનાશ્રમી કરતાં આશ્રમી શ્રેષ્ઠ છે. " लिङ्गात् " બ્રહ્મચર્યાદિ પૂર્વોક્ત લિંગોથી આશ્રમી હોવાની શ્રેષ્ઠતા જણાય છે. ૩૯

સંગતિ—જે પ્રમાણે વિધુરોનો બ્રહ્મવિદ્યામાં અધિકાર છે તે પ્રમાણે સંન્યાસી થઇને જે સ્વવ્રતથી પતીત છે, તેને મુક્તિનો અધિકાર છે કે નહીં ? ઉત્તર—.

૧૦ તદ્ભૂતા વિકરણ

## तद्भूतस्यतुनातद्भावो जैमिनेरपि नियमातद्रूपाभावेभ्यः ॥ ४० ॥

પદ૦—तद्भूतस्य ॥ तु ॥ न ॥ अतद्भावः ॥ जैमिनेः ॥ अपि ॥ नियमातद्रूशभावेभ्यः ॥

અર્થ—" तद्भूतस्य ' જે સન્યાસ આશ્રમને પ્રાપ્ત છે તેને " नातद्भाव " સંન્યાસાશ્રમથી પતિત થયા પછી પ્રાયશ્ચિત થતું નથી. " जैमिनेः " જૈમિનીને એ સ્વીકાર છે. અને " अपि " શબ્દથી બાદરાયણાચાર્યાજીને પણ, એટલા માટે " नियमातद्रूपा भावेभ्यः " એટલે શ્રુત્યુક્ત નિયમનું પાલન નહિ કરવાથી અને પુનઃ પ્રાયશ્ચિતનો અભાવ હોવાથી પતિત સંન્યાસીની મુક્તિ થતી નથી. ૪૦

સંગતિ—જો કે તેને મુક્તિ પ્રાપ્તિ થતી નથી, છતાં તેને મુક્તિનો અધિકાર તો બન્યો રહે છે. પછી મુક્તિ કેમ ન થાય ? ઉત્તર—

११ अधिकाधिकरण.

## नचाधिकारिकमपि पतनानुमानात्तदयोगात् ॥ ४१ ॥

पद०—न ॥ च ॥ अधिकारिकम् ॥ अपि ॥ पतनानुमानात् ॥ तदयोगात् ॥

અર્થ—" नचाधिकारिकमपि " તેને અધિકારની યોગ્યતા પણ રહેતી નથી, કેમકે તેની લોક વાસનાદિએ તેનો અધિકાર પણ નષ્ટ કરી દીધો. તેના પતિત હોવાના અનુમાનથી તેને મુક્તિ માટે અયોગ્ય સમજ્યો છે.

## उपपूर्वमपित्येकेभावमशनवत्तदुक्तम् ॥ ४१ ॥

पद०—उपपूर्वम् ॥ अपि ॥ तु ॥ एके ॥ भावम् ॥ अशनवत् ॥ तत् ॥ उक्तम् ॥

અર્થ—" उपपूर्वम् " કંઇએક આચાર્યો ઉક્ત આશ્રમથી પતન રૂપ દોષને ઉપપાતક માને છે " भावमशनवत्तदुक्तम् " જેમકે મદ્ય માંસના અશનરૂપ દોષનું પ્રાયશ્ચિત્ત થઇ શકે છે તેમ તેનું પણ પ્રાયશ્ચિત્ત થઇ શકે છે. ૪૨

૧૨ બહિરધિકરણ.

## बहिस्तूभयथाऽपिस्मृतेराचाराच्च ॥४३॥

पद०—बहिः ॥ तु ॥ उभयथा ॥ अपि ॥ स्मृतेः ॥ आचारात् ॥ च ॥

અર્થ—" उभयथापि " આશ્રમ પતનને ઉપપાતક માનો અથવા મહાપાતક માનો, પણ બંને પ્રકારે તે પતિત " बहिः " શુદ્ધિમાર્ગથી

બહિષ્કૃત મનાય છે. " स्मृतेराचाराच्च " એ વાત સ્મૃતિ અને શિષ્ટ-ચારથી જણાય છે. ૪૩

સંગતિ—હવે એવો વિચાર થાય છે કે યજ્ઞાદિ કર્મોનું ફળ યજમાનનેજ થાય છે કે ઋત્વિગાદિ કર્મ કર્ત્તાઓને પણ ? એનો ઉત્તર સૂત્રકાર આપે છે.

૧૩ સ્વામ્યધિકરણ.

## स्वामिनः फलश्रुतेरित्यात्रेयः ॥ ४४ ॥

पद०—स्वामिनः ॥ फलश्रुतेः ॥ इति ॥ आत्रेयः ॥

અર્થ—" स्वामिनः " સ્વામીને સર્વ કર્મનું ફળ થાય છે એમ આત્રેયાચાર્ય માને છે. ૩૪

## आर्त्विज्यमित्यौडुलोमिस्तस्मैहिपरिक्रियते ॥ ४५॥

पद०—आर्त्विज्यम् ॥ इति ॥ औडुलोमिः ॥ तस्मै ॥ हि ॥ परिक्रियते ॥

અર્થ—" आर्त्विज्यम् " ઋત્વિજોને પણ ફલ પ્રાપ્ત થાય છે, એમ ઔડુલોમી આચાર્ય્ય કહે છે. " तस्मैहिपरिक्रियते " તે પણ પોતાનાં કર્મનો કર્ત્તા છે અર્થાત્ ઋત્વિક્ પોતાનાં વૈદિક કર્મના ફલનો ભોક્તા છે. યદ્યપિ યજ્ઞ યજમાન કરાવે છે અને તેનું ફલ પણ તેનેજ થવું જોઈયે તથાપિ તેમાં શુભ કર્મનો કર્ત્તા ઋત્વિક્ પણ છે; માટે તે પણ ફલભાગી થાય છે. ૪૫

## श्रुतेश्च ॥ ४६ ॥

पद०—श्रुतेः ॥ च ॥

અર્થ—" श्रुतेः " નામ એવું કથન વૈદિક ગ્રંથોમાં પણ સાંભળવામાં આવે છે, કર્ત્તા પણ કર્મના ફળનો ભોક્તા થાય છે. ૪૬

સંગતિ—જેવી રીતે શ્રવણ મનનાદિ મુક્તિનાં સાધન છે. એ પ્રમાણે આત્મસાક્ષાત્કારમાં કાંઇ અન્ય પણ સાધન છે કે નહિ ? ઉત્તરઃ—

૧૪ સહકાર્યન્તરવિધ્યધિકરણ

## सहकार्यन्तरविधिः पक्षेणतृतीयंतद्वतो विध्यादिवत् ॥ ४७॥

पद०—सहकार्यन्तरविधिः ॥ पक्षेण ॥ तृतीयं ॥ तद्वतः ॥ विध्यादिवत् ॥

અર્થ—" सहकार्यन्तरविधिः " શ્રવણાદિકોના સહકારી બાલભાવ અને પાંડિત્ય એ પણ શ્રવણાદિકોની સમાન વિધેય છે. અને પક્ષમાં તૃતીય મૌન કે જેનો વિચારશીલોમાં પ્રયોગ જણાય છે જેમકે " मुनिनामप्यहं व्यासः " गीं० ॥ १० ॥ ३७ ॥ એમાં વર્ણન કર્યું છે તે મૌનપણ પાંડિત્ય અને બાલભાવથી અતિરિક્ત તૃતીય સાધન મુક્તિને માટે વિધેય છે. મૌનથી આ ઠેકાણે વિચારશીલતાનું તાત્પર્ય છે કાંઇ ચુપ રહેવાનું એટલે મુગા રહેવાનું નથી. ૪૭

## कृत्स्नभावात्तुगृहिणोपसंहारः ॥ ४८ ॥

पद०—कृत्स्नभावात् ॥ तु ॥ गृहिणा ॥ उपसंहारः ॥

અર્થ—" कृत्स्नभावात् " નામ સંપૂર્ણ સાધનગૃહી પુરૂષમાં પણ જણાયાથી તેનો ઉક્ત સાધનોમાં ઉપસંહાર કરી લેવો. અર્થાત્ ગૃહી પણ ઉક્ત સાધન સંપન્ન થઇને મુક્તિનો અધિકારિ થઇ શકે છે. ૪૮

## मौनवदितरेषामप्युपदेशात् ॥ ४९ ॥

पद०—मौनवत् ॥ इतरेषाम् ॥ अपि ॥ उपदेशात् ॥

અર્થ—"મૌનવત્" મૌન પેઠે "इतरेषाम्" બીજાને "त्रयोधर्मस्कन्धा" ઇત્યાદિ છે તેનું પણ ગ્રહણ કરી લેવું-તેનો પણ શાસ્ત્રમાં ઉપદેશ જણાય છે માટે. ૪૯

સંગતિ—નનુ બાલભાવથી શું તાત્પર્ય છે ? બાળકની સમાન શૌચાશૌચનો વિચાર ન કરવો તે કે કાંઈ અન્ય તાત્પર્ય છે ? ઉત્તર—

૧૫ અનાવિષ્કારાધિકરણ

## अनाविष्कुर्वन्नन्वयात् ॥ ५० ॥

पद०—अनाविष्कुर्वन् ॥ अन्वयात् ॥

અર્થ—"अनाविष्कुर्वन्" સ્વભાવનો પ્રકાશ ન કરવો અર્થાત્ કોઈના પ્રલોભનને માટે પોતાના ભાવોને પ્રસિદ્ધ ન કરવા-અર્થાત દંભદર્પાદિથી રહિત થવું એ બાલભાવથી અભિપ્રાય સમજવો "अन्वयात्" એટલે ઉપનિષદ્‌માં પણ એવાજ અર્થમાં એ શબ્દ સંગત છે. ૫૦

સંગતિ—મુક્તિ આ જ જન્મના કર્મથી આ જ જન્મમાં મળે છે કે જન્માન્તરમાં પણ મળે છે ? ઉત્તર—

૧૬ ઐહિકાધિકરણ.

## ऐहिकमप्यप्रस्तुतप्रतिबन्धे तद्दर्शनात् ।५१।

पद०—ऐहिकम् ॥ अपि ॥ अप्रस्तुतप्रतिबन्धे ॥ तद्दर्शनात् ॥

અર્થ—"अप्रस्तुतप्रतिबन्धे" જો કોઇ મોટું પ્રતિબંધક કર્મ નહિ હોય તો "ऐहिकमपि" આ જન્મમાં પણ મુક્તિ થઇ જાય છે. ૫૧

१७ मुक्तिफ्ला- धिकरण

## एवंमुक्तिफलानियमस्तदवस्थावधृते स्तदवस्थावधृतेः ॥ ५२ ॥

पद०—एवम् ॥ मुक्तिफलानियमः ॥ तदवस्थावधृतेः ॥ तदवस्थावधृतेः ॥

અર્થ—" एवम् " ઉક્ત પ્રકારે સાધનસંપન્ન હોવાથી " मुक्तिफलानियमः " મુક્તિરૂપી ફલમાં કાંઇ પ્રતિબંધ થતો નથી. " तदवस्थाधृतेः " નામ " परंज्योतिरुपसम्पद्यस्वेनरूपेणाभि निष्पद्यते " તે પરમજ્યોતિ પરમાત્માને પ્રાપ્ત થઇને અને તેના અપહત પાપ્માદિ ગુણોને ધારણ કરીને મુક્ત થાય છે. સૂત્રમાં બીજી વખત "तदवस्थाधृतेः" આવ્યું છે તે અધ્યાયની સમાપ્તિના અભિપ્રાયથી છે. ૫૨

### ॥ इतिश्री वेदान्तार्य्य भाष्ये तृतीयाध्यायस्य ॥

### ॥ चतुर्थः पादः समाप्तः ॥

### ॥ समाप्तोऽयन्तृतीयोध्यायः ॥



ओ३म्

# ॥अथ चतुर्थाध्यायस्य प्रथमः पादः प्रारभ्यते ॥



સંગતિ—તૃતીયાધ્યાયમાં પરાપર વિદ્યાનાં સાધનોનો વિચાર કર્યો. હવે આ ચતુર્થાધ્યાયમાં ફલ અર્થાત્ મુક્તિ વિષયક વિચાર કરવામાં આવે છે. અને પ્રસંગ સંગતિથી અન્ય વિષયો પણ આ અધ્યાયમાં આવશે તેનું પણ નિરૂપણ થશે.

પ્રથમ કેટલાંએક અધિકરણોમાં ઉપાસનાનું આશ્રયણ કરીને વિચાર કરાય છે.

आत्मावारे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ॥ बृ० ४ ॥ ॥ ५ ॥ ६ ॥

तमेवधीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ॥ बृ० ४ ॥ ४ ॥ २१ ॥
सोऽन्वेष्टव्यः सविजिज्ञासितव्यः ॥ छां० ८ ॥ ७ ॥ १ ॥

ઈત્યાદિ વાકયોમાં એવો સંશય છે કે શું વાકયજન્ય બ્રહ્મજ્ઞાનથી મુક્તિ થાય છે ? અથવા વારંવાર અભ્યાસ કરવાથી ? પૂર્વપક્ષ એવો છે કે બ્રહ્મજ્ઞાન માત્રથી મુક્તિ થાય છે. જેમકે—ब्रह्मवेद ब्रह्मैवभवति ॥ मुण्डक० ३ ॥ १९ ॥ એ વાકયમાં એવું લખ્યું છે કે બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મ થઈ જાય છે.

બીજી વાત એ પણ છે કે આ સંસારરૂપ બન્ધ આવિદ્યક છે, એટલા માટે પણ જ્ઞાનથીજ મુક્તિ થાય છે. ઉપાસનારૂપ આવૃત્તિની

કાંઇ જરૂર નથી. જેમકે રજ્જુમાં ભ્રાંતિભૂત જે સર્પ છે, તેની નિવૃત્તિ અધિષ્ઠાનભૂત રજ્જુના જ્ઞાનથીજ થાય છે, પણ કાંઇ બીજા કર્મ વિશેષથી થતી નથી એજ પ્રમાણે એક માત્ર બ્રહ્મજ્ઞાનજ મુક્તિનું સાધન છે. ઉપાસનારૂપ કર્મ મુક્તિનું સાધન નથી ? એ પૂર્વપક્ષની નિવૃત્તિને માટે આ સૂત્ર છે.

૧ આવૃત્ય વિકરણ

## आवृत्ति रसकृदुपदेशात् ॥ १ ॥

पद०—आवृत्तिः ॥ असकृत् ॥ उपदेशात् ॥

અર્થ—" आवृत्ति " નામ વારંવાર બ્રહ્મનું ધ્યાન કરવું, એ મુક્તિનું સાધન છે. " असकृत् " અનેકવાર " उपदेशात् " ઉપદેશ કરવાથી. જેમકે ઉક્ત વાકયોમાં અનેક વાર બ્રહ્મજ્ઞાનની આવૃત્તિ કહી છે એક અસકૃત્ ઉપદેશરૂપી વાકયમાં બ્રહ્મનુ ધ્યાન વર્ણન કર્યું છે. અને તે એકજ ચિન્તનરૂપ છે, અર્થાત્ એક એવી રીતે સ્મૃતિ સન્તાનરૂપ તે બ્રહ્મધ્યાન છે કે જેનો પ્રવાહ હમેશાં બની રહે છે અર્થાત્ વારંવાર બ્રહ્મધ્યાન થાય છે. એ વાતને ઉપનિષદોનાં હજારો વાકય વર્ણન કરે છે. જેમકે—ततस्तुतं पश्यति निष्फलं ध्यायमानः ॥ भिद्यते हृदय ग्रन्थिश्छिद्यन्ते सर्व संशयाः ॥ क्षीयन्ते चास्यकर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ मु० २ ॥ २ ॥ ८ ॥ તે પુરૂષની હૃદયની ગ્રંથી ખુલી જાય છે, સર્વ સંશય નિવૃત્ત થઇ જાય છે, ક્રિયમાણ અનુચિત કર્મોનો અંકૂર પણ તેના હૃદયમાં ઉત્પન્ન થતો નથી એ અભિપ્રાયથી " क्षीयन्ते चास्य कर्माणि " કહ્યું છે. એ સર્વ પૂર્વોક્ત વાત તે પરાવર બ્રહ્મના દર્શનથી થાય છે. પર એટલે કારણરૂપ પ્રકૃતિ અને અવર એટલે કાર્યરૂપ પ્રકૃતિ એ બંને બ્રહ્મમાં વિદ્યમાન છે, એટલા માટે તેને પરાવર કહ્યું છે. આવૃત્તિરૂપ બ્રહ્મદર્શનજ ઉક્ત વાકયોમાં કહ્યુ છે. અને એજ બ્રહ્મદર્શનને "आत्मावारेदृष्टव्यः श्रोतव्य" ઈત્યાદિ વાકયોમાં પ્રત્યયાવૃત્તિરૂપથી વિધાન કર્યું છે. એટલા માટે

મુક્તિ ઉપાસનારૂપી બ્રહ્મધ્યાનથી થાય છે, પણ વાકયજન્ય જ્ઞાનથી થતી નથી. અને જે એમ કહ્યું છે કે, સંસાર અધ્યાસ માત્ર છે, અને જ્ઞાનથીજ તેની નિવૃત્તિ થઇ શકે છે એ માટે જ્ઞાન, બંધની નિવૃત્તિરૂપ મુક્તિનું સાધન છે, એ વાત પણ ઠીક નથી. પ્રથમ તો આ સંસાર અધ્યાસ નથી કેમકે અધ્યાસ નામ મિથ્યાનું છે અને તે જ્ઞાનથી નિવૃત્ત થઇ જાય છે, પણ આ સંસાર જ્ઞાનથી નિવૃત્ત થતો નથી કિંતુ કર્મ નાશ્ય છે. એથી એવું જણાય છે કે એ અનિત્ય છે પણ મિથ્યા નથી અનિત્ય તેનુંજ નામ કેહેવાય છે કે જે પોતાના દેશકાળમાં ન હોય. અને મિથ્યાનું લક્ષણ માયા વાદિયો એમ કહે છે કે જે કાળમાં જે ત્યાં પ્રતીત થાય છે તેજ કાલમાં તે ત્યાં નહિ હોય. પણ એ વાત પ્રપંચમાં દેખાતી નથી.

બીજી વાત એ છે કે જો મુક્તિ, બંધની નિવૃત્તિરૂપજ હોય અને કોઈ ભાવ પદાર્થ ન હોય તો જ્ઞાનથી તેની પ્રાપ્તિ યેનકેન પ્રકારથી થઈ શકે. પણ મુક્તિ તો એક ભાવ પદાર્થ છે અને તે જીવની સુષુપ્તિ આદિ અવસ્થાની સમાન અવસ્થા વિશેષ છે. તો પછી તે જ્ઞાનથી કેમ પ્રાપ્ત થઇ શકે છે!!! અને "ब्रह्मवेद ब्रह्मैवभवंति" ઇત્યાદિ વાકયોમાં તો જીવનું બ્રહ્મ થવારૂપ મુક્તિ વર્ણન કરી છે, તો પછી તે જ્ઞાન માત્રથી કેમ કરી પ્રાપ્ત થઈ શકે ? અધિષ્ઠાન પ્રાપ્તિ,રૂપથી પણ એનો ઉત્તર અપાઇ શકે તેમ નથી. અર્થાત્ જેમ " આ રજ્જુ છે, આ સર્પ નથી. " એ વાકયથી મિથ્યાસર્પની ભ્રાંતિ નિવૃત્ત થઇને અધિષ્ઠાનરૂપ રજ્જુની પ્રાપ્તિ થઇ જાય છે. એ પ્રમાણે જ્ઞાનથી મિથ્યાબંધની નિવૃત્તિ થઈને પરમાનંદની પ્રાપ્તિરૂપ મુક્તિ પણ નહિ કહી શકાય, કારણ કે તે પરમાનંદની પ્રાપ્તિનું પણ વિવેચન કરવું પડશે કે તે પરમાનંદની પ્રાપ્તિ એટલે શું ? શું જીવનું સ્વરૂપભૂત પરમાનંદની પ્રાપ્તિ ? અથવા બ્રહ્મનું સ્વરૂપ પરમ આનંદ છે, તેની પ્રાપ્તિ તે પરમાનંદની પ્રાપ્તિ ? જો જીવનું સ્વરૂપ ભૂત પરમાનંદની પ્રાપ્તિ માનીએ તો તે ઠીક નથી કેમકે જો એમ હોય તો જીવ કોઇ પણ દિવસ દુઃખી થાત નહિ. જો એમ કહીએ કે ઉપાધિવશથી દુઃખી થાય છે

સંગતિ—હવે આ ઉપાસનાધિકરણમાં એ વાતનો વિચાર કરવામાં આવે છે કે ઉપાસક બ્રહ્મની આત્મરૂપે ઉપાસના કરે કે અન્ય રૂપથી ? પૂર્વપક્ષ તો એવો છે કે " अधिकंतु भेदनिर्देशात् " ब्र० सू० २ ॥ २ ॥ २२ ॥ " नेतरोनुपपत्तेः " ब्र० सू० १ ॥ १ ॥१६॥ ઇત્યાદિ સૂત્રોમાં જીવ બ્રહ્મનો ભેદ કહ્યો છે તો પછી તેની આત્મરૂપે ઉપાસના ઠીક નથી ? ઉત્તર—

૨ આત્મત્વોપાસનાધિકરણ

आत्मेतितूपगच्छन्तिग्राहयन्तिच ॥३॥

पद०—आत्मा ॥ इति ॥ तु ॥ उपगच्छन्ति ॥ ग्राहयन्ति ॥ च ॥

અર્થ—" तु " શબ્દ આ ઠેકાણે પૂર્વ પક્ષને હઠાવે છે. " आत्मेति " નામ આત્મારૂપથી ઉપાસક લોક " उपगच्छन्ति " તેને પ્રાપ્ત થાય છે અને " ग्राहयन्ति " શાસ્ત્ર એ વાતને ગ્રહણ પણ કરાવે છે. જેમકે " त्वंवाहमस्मि भगवोदेवतेऽहंवैत्वमास ' એ ઇશ્વર પ્રક્રિયામાં જાબાલઋષિયે કહ્યું છે કે " ઐશ્વર્ય યુક્ત દેવતા ? તું હું છું અને હું તું છે. " એ પ્રકારે આત્મરૂપથી અભેદોપાસના કરી છે. અને અભેદોપાસનાની પ્રણાલી બીજાં પણ ઉપનિષદોનાં કંઇ એક સ્થળોમાં જણાય છે જેમકે બૃહદારણ્યકમાં વામદેવ ઋષિયે પણ કહ્યું છે કે " अहंमनुरभवंसूर्यश्च " હુંજ મનુ થયો અને હુંજ સૂર્ય છું. એ પણ અભેદોપાસનાના અભિપ્રાયથી કહ્યું છે. શાસ્ત્ર એને એવા પ્રકારે કથન કરે છે કે " यआत्मनितिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा नवेदयस्यात्माशरीरं य आत्मानमन्तरो यमयति सआत्माऽन्तर्याम्यमृतः " बृ० એ વાક્યમાં શ્રીભાષ્યકારે જીવ અને પરમાત્માના શરીર અને શરીરી ભાવનું વર્ણન કર્યું છે. જ્યારે જીવાત્મા તેનો શરીર ભૂત થયો તો આત્મારૂપ પરમેશ્વરની અભેદ દૃષ્ટિથી ઉપાસના

કરી શકે છે. જેમકે દેહ અને આત્માનું અભેદ કથન થાય છે. "मनुष्योहम्" "ब्राह्मणोहम्" ઇત્યાદિ એ પ્રમાણે પરમાત્માનુ આત્મરૂપથી અનુસંધાન કર્યું છે. એ ઉપાસનાધિકરણનો આશય એવો છે કે જીવ જ્યારે અપહુત પાપ્માદિ ધર્મોને ધારણ કરી લેછે પછી તેની આત્મરૂપે ઉપાસના કરી શકે છે. એજ અભિપ્રાયથી ગીતામાં કૃષ્ણજી અહંભાવનો દમ ભરે છે. સ્વામી શંકરાચાર્યજીએ અભેદોપાસનાથી લાભ ઉઠાવવાના અભિપ્રાયથી આ સૂત્રના ભાષ્યમાં ઉપનિષદ્વાકયોની એક માળા પોરવી દીધી છે. જેમકે—(१) "अहंब्रह्मास्मि" (२) "एषतआत्मा सर्वान्तरः" बृ० ३ ॥ ॥ ४ ॥ १ ॥ (३) "एषतआत्माअन्तर्याम्यमृतः" बृ० ३ ॥ ॥ ७ ॥ ३ ॥ (४) "तत्सत्यंसआत्मातत्त्वमसि" छा० ॥६॥८॥७॥ (५) अथयोन्यांदेवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति नसवेद" बृ० १ ॥ ४ ॥ १० ॥ (६) मृत्योः समृत्युमाप्नोतियइह नानेवपश्यति" बृ० ४ ॥ ४ ॥ १९ ॥ क० ४ ॥ १० ॥ (७) "सर्वंतंपरादाद्योऽन्यत्राऽत्मनः सर्ववेद" बृ० ४ ॥ ९ ॥ ७ ॥ (८) "यत्रत्वस्यसर्वमात्मैवाभूत्तत्केन कंपश्येत्" बृ० २ ॥ ४ ॥ १४ ॥ (९) अत्रपिताऽपिता भवति" बृ० ४ ॥ ३ ॥ २२ ॥ (१०) "वेदा अवेदाः" बृ० ४ ॥३॥ २२ ॥ આ ઠેકાણે એમ લખે છેકે—"इतिवचनादिप्यत एवाऽस्माभिः श्रुतेरप्यभावः प्रबोधे ॥ कस्यपुनरयमप्रबोधइतिचेत् ॥ यस्त्वंपृच्छसि तस्यतइतिवदामः ॥ नन्वहमीश्वरएवोक्तः श्रुत्या यद्येवं प्रतिबुद्धोसि नास्तिकस्यचिदप्रबोधः ॥"

અર્થ—"वेदाअवेदाः" એ કથનથી જ્ઞાન કાલમાં અમારા મતમાં શ્રુતિનો પણ અભાવ છે, એ પ્રમાણે માયાવાદી કહે છે. યદિ કોઇ એમ શંકા કરે કે તમારા મતમાં તો સર્વ બ્રહ્મજ બ્રહ્મ છે તો પછી અજ્ઞાન કોને ? તો ઉત્તર એમ આપે છે કે જે તમે પુછોછો માટે તમનેજ અજ્ઞાન છે. પૂર્વપક્ષી કહે છે કે તમે તો શ્રુતિથી -

र्वने ईश्वर कथन करो छो तो पछी अज्ञान कोने थयुं ? मायावादी कहे छे के जो एवा ज्ञानी छो तो पछी कोईने पण अज्ञान नथी. ईत्यादि कथनथी ज्ञानकालमां वेदने पण निष्फल बनावी दीधा. अने बीचारा पूर्वपक्षीना एवी रीते पुछवापरथी-के तमारा मतमां अज्ञानी कोण छे ? एने उत्तर एवो आप्यो के जे तमे पुछोछो तो तमेज अज्ञानी छो ! ज्यारे तेणे एम पुछयुं के तमारा मतमां तो सर्व ईश्वरज ईश्वर छे तो पछी हुं अज्ञानी कयांथी आव्यो ? तो पाछो उत्तर आप्यो के त्यारे तुं अज्ञानी नथी ईत्यादि वेदने अवेद अने अने जीवने ईश्वर बनाववानी फिलोसोफी स्वामी शंकराचार्यजीए सर्व आ सूत्रमां भरी दीधी छे. अने पूर्वोक्त उपनिषद् वाकयोनां मनमान्या अर्थ करीने जीवने ब्रह्म बनाववामां किंचित् मात्र न्यूनता राखी नथी. उक्त वाकयोना सत्यार्थ ए प्रमाणे छे के—

(१) " अहंब्रह्मास्मि " ए वाकय बृहदारण्यकमां आव्युं छे. एनाथी प्रथम एवुं वाकय छे के, " **ब्रह्मैवेदमग्र आसीत् तदात्मानं अवेत् अहंब्रह्मास्मीति** " बृ० ३ ।। ४ ।। ७ ।। ए वाकयनो अर्थ एवो छे के ब्रह्म सर्वथी प्रथम हतुं, अने ते पोताने पोते जाणे छे के हुं ब्रह्म छुं.

(२) आ तमारो आत्मा सर्वनी अंदर छे.

(३) आ तमारो स्वामी आत्मा अमृत छे.

(४) हे श्वेतकेतो ? ते आत्मा तुं छे, आ ठेकाणे श्वेतकेतुना शरीरथी भिन्न जीवात्मानो बोध करवा माटे " तत्वमसि " नो उपदेश कर्यो छे.

(५) जे परमात्माथी भिन्न देवतानी उपासना करे छे अने जे परमात्मा अन्य छे अने हुं अन्य छुं एम जाणतो नथी. ते देवताओना मध्यमा पशु छे.

(६) ते वारवार जन्मे छे मरे छे जे परमात्मानामां नानापणुं जुवे छे.

(७) તેનો સર્વ નિરાદર કરે છે કે જે આ વ્યાપ્ય જગતને પરમાત્માશ્રિત માનતો નથી.

(૮) જ્યારે અહંગ્રહ ઉપાસનાથી તેની પરમાત્માકાર વૃત્તિ થાય છે ત્યાર પછી તેને માટે દશ્યાદશ્ય નથી રહેતું, તો પછી કોનાથી કોને જુવે અને કોનાથી કોને સાંભળે ?

(૯) આ અવસ્થામાં તેને માટે પિતા પુત્ર આદિ સાંસારિક ભાવ રહેતો નથી. અને પછી તેને માટે જ્ઞાનનું સાધન વેદાદિકોની આવશ્યકતા રહેતી નથી. એવા અભિપ્રાયથી કહ્યું છે કે " वेदाअवेदा. "

આ વિષય વાકય છે જેનાપર સ્વામી શં૦ ચા૦ જીએ રંગ ચડાવીને આ ઉપાસનાધિકરણનું અન્યથા વ્યાખ્યાન કરી દીધુ છે.

જો શં. સ્વામીજીના મતાનુકૂલ આ અધિકરણ જીવને બ્રહ્મ બતાવવાને માટે હોત તો પ્રતીકાધિકરણની સાથે એની સંગતિ કદાપિ મળતે નહિ. ૩

સંગતિ—નનુ " त्वंवाऽहमस्मि भगवोदेवतेऽहवैत्वमसि " ઇત્યાદિ વાકયોમાં આત્મરૂપથી બ્રહ્મની ઉપાસના જણાય છે. એ પ્રમાણે જો પ્રતીકમાં બ્રહ્મની ઉપાસના કરીએ તો તેમાં શું દોષ છે ? એ શંકાની નિવૃત્તિને માટે આ પ્રતીકાધિકરણ છે.

૩ પ્રતીકાધિકરણ.

## नप्रतिके नहिसः ॥ ४ ॥

पद—न ॥ प्रतीके ॥ न ॥ हि ॥ सः ॥

અર્થ—" नप्रतीके " નામ પ્રતીકમાં બ્રહ્મોપાસના કરવી ઠીક નથી, કેમકે " नहिसः " તે પ્રતીક બ્રહ્મ નથી. ૪

४ બ્રહ્મદૃષ્ટ્ય
ધિકરણ

## ब्रह्मदृष्टिरुत्कर्षात् ॥ ५ ॥

पद०—ब्रह्मदृष्टिः ॥ उत्कर्षात् ॥

અર્થ—' ब्रह्मदृष्टि " એટલે બ્રહ્મનુ ધ્યાન " उत्कर्षात् " નામ શ્રેષ્ઠ છે એટલા માટે પ્રતીકમા બ્રહ્મદૃષ્ટિ ન કરવી કિન્તુ બ્રહ્મમાજ બ્રહ્મદૃષ્ટિ કરવી યોગ્ય છે ૫

પ્રશ્ન—જ્યારે બ્રહ્મમાજ બ્રહ્મદૃષ્ટિ કરવી યોગ્ય છે તો પછી આ ઉપાસનાધિકરણમા ' તુ હુ ' અને ' હુ તુ ' એ પ્રમાણે બ્રહ્મમા દૃષ્ટિ કેમ કરી શકાય ? કેમકે તે પણ એક અધ્યાસરૂપ ' अतस्मिंस्तद्बुद्धि ' એટલે તે નથી અને તેમા તે બુદ્ધિ છે, એ પ્રકારે પ્રતીકોપાસનામા પણ અધ્યાસ છે તો પછી તેનો નિષેધ કેમ ?

ઉત્તર—પ્રતીકોપાસનાતો જડમા બ્રહ્મ બુદ્ધિ કરવી તે છે અને તે યુક્તિ અને પ્રમાણથી સર્વથા વિરૂદ્ધ છે સ્વામિ રામાનુજાચાર્યજીએ પ્રતીકોપાસનાનુ એવુ લક્ષણ કહ્યુ છે કે —

" प्रतिकोपासनहिनाम अब्रह्मणि ब्रह्मदृष्ट्यानुसन्धानम् " श्री० भा० ब्र० सू० ४ ॥ १ ॥ ३ ॥ પ્રતીકોપાસના તેનુ નામ છે કે જે બ્રહ્મથી ભિન્ન વસ્તુમા બ્રહ્મ દૃષ્ટિ કરવી તે એ પ્રમાણે ઉપાસનાધિકરણમા બ્રહ્મથી ભિન્ન વસ્તુમા બ્રહ્મદૃષ્ટિ નથી, અર્થાત્ પોતાનામા બ્રહ્મભાવનો ઉપદેશ કિવા બ્રહ્મમા આત્મભાવનો ઉપદેશ જે ઉપાસનાધિકરણમા છે તે કાઇ અન્યમા અન્ય દૃષ્ટિની ભાવનાથી નથી, કિન્તુ અપહતપાપ્માદિ ધર્મોના અભિપ્રાયથી અહગ્રહ ઉપાસના છે એટલા માટે પ્રતીકોપાસનાથી તેનો મોટો અ'તર છે અને પુછવાનુ એ પણ છે કે—પ્રતીકોપાસકોના મતમા પ્રતીકમા બ્રહ્મ બુદ્ધિ બાધરૂપ છે કે અધ્યાસરૂપ છે ? અથવા વિશેષ્યવિશેષણભાવરૂપ છે કે કે સમાનાધિકરણરૂપ છે ?

બાધ તે કેહેવાય છે કે જેમ અંધકારમાં રહેલા સ્થાણુમાં પુરૂષનું જ્ઞાન થવું, પછી તેનો નિશ્ચય જ્ઞાનથી બાધ થઇ જાય છે. શુક્તિ આદિમાં રજતનું જ્ઞાન અધ્યાસ કેહેવાય છે. પ્રતિકમાં બ્રહ્મ બુદ્ધિ અધ્યાસ પણ કહી શકાય નહિં. કેમકે અધ્યાસ, આવિદ્યક અને નૈસર્ગિક ( સ્વાભાવિક ) હોય છે. અને આ તો પ્રતીકમાં બ્રહ્મ બુદ્ધિ જાણીને કરાય છે એટલા માટે અધ્યાસ નહિ.

વિશેષ્ય વિશેષણ ભાવ એવો છે કે જેમ ( दण्डीपुरुषः ) આ ઇતરેથી વ્યાવૃત્તિના અભિપ્રાયથી હોય છે. એટલા માટે પ્રતીકમાં બ્રહ્મબુદ્ધિ વિશેષ્ય વિશેષણ ભાવરૂપ પણ નથી. " प्रकृष्टप्रकाशश्चन्द्रः " મોટો પ્રકાશવાળો ચંદ્ર છે. એ પ્રકારે સમાનાધિકરણરૂપ પણ પ્રતીકમાં બ્રહ્મબુદ્ધિ નહિ કહી શકાય. કેમકે સમાનાધિકરણ પરસ્પર અભિન્નોનું હોય છે અહિં તો પ્રતીક જડ અને બ્રહ્મ ચેતન એ પ્રમાણે પરસ્પર અત્યંત ભિન્નોનું સમાનાધિકરણ પણ થઈ શકતું નથી.

એ પ્રકારે પ્રતીકમાં બ્રહ્મ બુદ્ધિ કરવી તે ઉક્ત ચારે પ્રકારથી કોઇ પણ પ્રકારે થઈ શકતી નથી. આધુનિક મૂર્ત્તિપૂજક " प्रतीकस्योपासनम् " " प्रतीके उपासनम् " " प्रतीकेनोपासनम् "

(૧) પ્રતીકની ઉપાસના, (૨) પ્રતીકમાં ઉપાસના, (૩) પ્રતીકવડે ઉપાસના. આ ત્રણમાંથી અંતના બે પક્ષ માને છે ઉક્ત પ્રતિકાધિકરણમાં " ब्रह्मदृष्टिरुत्कर्षात् " આ સૂત્રથી એ બે પક્ષનું પણ ખંડન થઈ ગયું, કે સૂત્રમાં તો બ્રહ્મમાંજ બ્રહ્મ દૃષ્ટિ ઉત્કર્ષ માની છે પણ કાંઇ પ્રતીકમાં બ્રહ્મ દૃષ્ટિની ઉત્કૃષ્ટતા માની નથી. કાંઇ એક લોકો એ સૂત્રને એવી રીતે લગાવે છે કે " પ્રતીકમાં બ્રહ્મદૃષ્ટિ કરવી અને બ્રહ્મમાં પ્રતીક દૃષ્ટિ ન કરવી. " એ પ્રકારે લગાવવાથી એ સૂત્રની પૂર્વ સૂત્ર સાથે સંગતિ રહેતી નથી. કેમકે પૂર્વસૂત્રમાં એવું કહ્યું છે કે પ્રતીકમાં બ્રહ્મદૃષ્ટિ કરવી નહિ. તો પછી પ્રતીક વિષયક બ્રહ્મદૃષ્ટિનો ઉત્કર્ષ શી રીતે ? એ પ્રમાણે પૂર્વોત્તર વિચાર કરવાથી જણાય છે કે કોઇ પણ પ્રકારની પ્રતીકોપાસના કરવી ઠીક નથી.

આ પ્રતીકોપાસનાધિકરણમાં મૂર્ત્તિપૂજાનો નિષેધ પણ ઉપલક્ષણથી જાણી લેવો. કેમકે એક ( પ્રતીક ) પરિછિન્ન પદાર્થમાં બ્રહ્મદૃષ્ટિનો નિષેધ કરી દીધો તો પછી પ્રત્યેક પરિચ્છિન્ન પદાર્થમાં બ્રહ્મદ્રષ્ટિનો નિષેધ સમજી લેવો.

સંગતિ—નનુ " आदित्योब्रह्मेत्यादेशः " छां० ॥ ३ ॥ १९ ॥ ॥ १ ॥ " यएवासौ तपती तमुद्गीथमुपासीत " छां० ॥१॥३॥१॥ ઇત્યાદિ વાક્યોમાં આદિત્ય પ્રતીકને બ્રહ્મ કહ્યો છે તો પછી કેમ કહેવાય કે પ્રતીકોપાસના ઠીક નથી ? ઉત્તર—

५ આદિત્યા-મત્યધિકરણ

## आदित्यादिमतयश्चाङ्ग उपपत्तेः ॥ ६ ॥

पद०—आदित्यादिमतयः ॥ च ॥ अङ्गे ॥ उपपत्तेः ॥

અર્થ—" आदित्यादिमतयः " આદિત્યાદિ બુદ્ધિ " अङ्गे " યજ્ઞનો અવયવરૂપ ભૂત જે ઉદ્‌ગીથરૂપ ઓંકાર છે, તેમાં છે. " उपपत्तेः " અને યુક્તિથી પણ એજ વાત સિદ્ધ થાય છે માટે યુક્તિ એ છે કે યજ્ઞનો અવયવરૂપ જે ઉદ્‌ગીથ તે આદિત્યવત્ પ્રકાશક હોવાથી તેમાં આદિત્યાદિ મતિયોનું વિધાન કર્યું છે. ઉક્ત વાક્યનો અર્થ એવો છે કે " આ તપે છે તેની ઉદ્‌ગીથરૂપથી ઉપાસના કરવી, કેમકે એ પ્રજાને માટે ગાયન કરે છે. આદિત્યની ઉદ્‌ગીથ ઉપાસના એવા અભિપ્રાયથી કહી છે કે તે આદિત્ય ફરતાં ફરતાં પ્રજાને માટે અન્ન ઉત્પન્ન કરે છે. એટલા માટે ઉદ્‌ગીથની સમાન યજ્ઞમાં ગાયનનો હેતુ માનેલો છે. અર્થાત્ તેનાથી અન્નાદિ જે ઉત્પન્ન થાય છે તે પણ યજ્ઞનું એક સાધન છે.

હવે રહી એ વાત કે " आदित्यो ब्रह्मेत्यादेशः " આ ઠેકાણે આદિત્યને બ્રહ્મ કેમ કરી કહ્યો ? એનો ઉત્તર એવો છે કે બ્રહ્મ શબ્દ આ ઠેકાણે પરમેશ્વરનો વાચક નથી કિંતુ મહત્વનો વાચક છે.

અને એવી બ્રહ્મથી ભિન્ન અન્ય વસ્તુઓમાં અને સ્થાનોમાં બ્રહ્મ, શબ્દ આવ્યો છે, જેમકે ગીતામાં " एवंब्रहुविधायज्ञा वितता ब्रह्मणो मुखे " गी० ४ ॥ ३२ ॥ આ ઠેકાણે બ્રહ્મ શબ્દ વેદનો વાચક છે. અને " भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्व मोक्तं त्रिविधं ब्रह्ममेतत् " श्वे० આ ઠેકાણે બ્રહ્મ શબ્દ ભોગ્યાદિ કાર્ય વાચક છે. અને " तपसा ब्रह्मविजिज्ञासस्वतपोब्रह्मेति " तै० ३ ॥ २ ॥ આ ઠેકાણે બ્રહ્મ શબ્દ તપનો વાચક છે. આ ઠેકાણે તપ મોટું હોવાથી તેને બ્રહ્મ કહ્યું છે. એજ શ્લોકના આરંભમાં " अन्नंब्रह्मेतिविजानात् " આ ઠેકાણે અન્નને બ્રહ્મ કહ્યું છે. જેમ ઉક્ત વાકયોમાં મહાન્ હોવાના અભિપ્રાયથી બ્રહ્મ શબ્દ આવ્યો છે, એજ પ્રમાણે " आदित्यो ब्रह्मेत्यादेशः " એ વાકયમાં આદિત્ય મોટો હોવાના અભિપ્રાયથી બ્રહ્મ શબ્દ આવ્યો છે પણ કાંઇ ઇશ્વરના અભિપ્રાયથી નથી. એ પ્રમાણે ઉક્ત વાકયોમાં પ્રતીકોપાસનાનું વિધાન નથી કિન્તુ ગૌણીવૃત્તિથી આદિત્યાદિકોને બ્રહ્મ કહ્યા છે. ६

સંગતિ—જ્યારે ઉક્ત પ્રકારે કોઇ પણ ઠેકાણે પ્રતીકોપાસનાનુ વિધાન નથી, તો પછી કેવે પ્રકારે પરમેશ્વરની ઉપાસના કરવી જોઇએ ? ઉત્તર—

६ આસીનાધિકરણ

## आसीनः सम्भवात् ॥ ७ ॥

पद०—आसीनः ॥ सम्भवात् ॥

અર્થ— " आसीन. " સ્થિર થઇને પરમાત્માની ઉપાસના કરવી. " संभवात् " ઉપાસનાનો સંભવ એ પ્રકારેજ થઇ શકે છે માટે, ७

સંગતિ— નનુ-સ્થિર થવાથી ઉપાસના કેમ થઇ શકે ? ઉત્તર—

## ध्याना च ॥ ८ ॥

पद०—ध्यानात् ॥ च ॥

અર્થ—ધ્યાન કરવાથી.

સંગતિ—ધ્યાન તો સાકારનુંજ થઇ શકે છે, નિરાકારનું ધ્યાન કેવી રીતે ?–ઉત્તર–એવો નિયમ નથી કે ધ્યાન સાકારનુંજ થઇ શકે. જુઓ એજ સૂત્રના ભાષ્યમાં સ્વામી રામાનુજીચાર્યજી લખે છે કે—

"ध्यानं हि विजातीय प्रत्यान्तराऽव्यवहितमेकचिन्तम्" વિજાતીય વસ્તુઓના જ્ઞાનના વ્યવધાનથી રહિત જે એકરૂપથી ચિંતન છે તેને ધ્યાન કહે છે. તો પછી ધ્યાન નિરાકારનું કેમ નહિ થાય !! એ પ્રકારે આ ઉપાસના વિષયમાં એનાથી પૂર્વ સૂત્રના ભાષ્યમાં સ્વામી શં૦ ચા૦ લખે છે કે "उपासनंनाम समानप्रत्ययप्रवाह करणम्" જે એક પ્રકારના જ્ઞાનનો પ્રવાહ છે તેનું નામ ઉપાસના કેહેવાય છે. એ પ્રકારે ઉપાસના અને ધ્યાનના લક્ષણોથી એવું જણાય છે કે ધ્યાન એકાગ્રચિત્ત થઇનેજ થઇ શકે છે. અન્ય કોઇ પ્રતીકાદિ ઉપાય ધ્યાન માટે નથી. અને જે ધાતુથી ધ્યાન શબ્દ બને છે તેનો પ્રયોગ નિશ્ચલતાની અપેક્ષાથીજ કાંઇએક સ્થાનોમાં આવ્યો છે, તે આ સૂત્ર કહે છેઃ—

## अचलत्वं चापेक्ष्य ॥ ९ ॥

पद०—अचलत्वम् ॥ च ॥ अपेक्ष्य ॥

અર્થ—"अचलत्वम्" નિશ્ચલપણાની "अपेक्षा" અપેક્ષા કરીને પૃથિવી, અંતરિક્ષ આદિકોમાં ધ્યાન શબ્દનો પ્રયોગ આવ્યો છે. જેમકે "ध्यायतीवपृथिवी" छां० ७ ॥ ६ ॥ १ ॥ જાણો કે પૃથિવી ધ્યાન કરે છે, આ ઠેકાણે પૃથિવીમાં નિશ્ચલતાના અભિપ્રાયથી ધ્યાનવાદ છે. એથી જણાય છે કે નિશ્ચલ થઇનેજ મનુષ્ય ધ્યાન કરી શકે છે. ૯

## स्मरन्ति च ॥ १० ॥

पद० —स्मरन्ति ॥ च ॥

અર્થ—"સ્મરન્તિ ચ" એટલે શિષ્ટ લોક એ વૈદિક ધ્યાનવાદનું એ પ્રકારે સ્મરણ કરે છે કે "शुचौदेशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ॥ नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम्" गी० ६ ॥ १३ ॥ પવિત્ર દેશમાં સ્થિર આસન બાંધીને મનુષ્યે ધ્યાન કરવુ, જે આસન અત્યંત ઉચું ન હોય તેમ નીચું પણ ન હોય. ૧૦

૭ એકાગ્રતા ધિકરણ.

## यत्रैकाग्रता तत्राविशेषात् ॥ ११ ॥

पद० —यत्र ॥ एकाग्रता ॥ तत्र ॥ अविशेषात् ॥

અર્થ—"यत्रैकाग्रता" જે સ્થાનમાં એકાગ્રતા થઇ શકે "तत्राविशेषात्" એટલે ત્યાંજ ધ્યાન કરવું યોગ્ય છે. આ સૂત્ર દેશકાલના અભિપ્રાયથી છે, જેમકે કોઇ પુરૂષ હિમાલયના શિખરપર બેસીને ધ્યાન કરે તો શંકા એ થાય છે કે શું ઉક્ત ગીતાનો શ્લોક તેનો નિષેધ કરે છે કે અતિ ઉંચું આસન ન હોવું જોઇએ? એ વાતને સ્પષ્ટ કરવા માટે કહ્યું છે કે "यत्रैकाग्रतातत्राविशेषात्" જે દેશકાલમાં જે પ્રકારે એકાગ્રતા થઇ શકે તે પ્રકારે ધ્યાન ધરે. એથી કાંઇ એવો અભિપ્રાય નિકળી શકતો નથી કે જો મૂર્તિપૂજાથી એકાગ્રતા થઇ શકે તો તેમાંજ ધ્યાન ધરવું!! કેમકે મૂર્તિપૂજાની ઉપાસનાનું ઋષિપ્રણીત ગ્રંથોમાં કોઇ પણ જગ્યાએ વિધાન નથી, તેમજ તેનાથી એકાગ્રતા પણ થઇ શકતી નથી.

અને બીજી યુક્તિ એ વિષયમા એવી રીતે છે કે આ સૂત્ર આસીનાધિકરણનું છે આસીન વિષયની એકાગ્રતાનુ વર્ણન કરે છે. એટલા માટે "यत्रैकाग्रता" નો અર્થ આસન વિષયકજ જણાય છે, કાંઇ મૂર્તિપૂજાનો નથી. ૧૧

સંગતિ—ઉક્ત ઉપાસના ભલે જ્ઞાનોત્પત્તિને માટે રહે, પણ જ્ઞાન ઉત્પન્ન થયા પછી તેની શી આવશ્યકતા છે? જેમકે ધાન્યાર્થી પુરૂષ ધાન્ય કહાડી લીધા પછી પરાળને ફેંકી દેછે, એજ પ્રકારે જ્ઞાનાર્થી પુરૂષ પણ જ્ઞાન થવા પછી ઉપાસનાને છોડી દે-પછી તેનું શું પ્રયોજન છે? ઉત્તર-

૮ આપ્રાયણા-ધિકરણ.

## आप्रायणा त्त्रापि हिदृष्टम् ॥ १२ ॥

पद० — आप्रायणात् ॥ तत्र ॥ अपि ॥ हि ॥ दृष्टम् ॥

અર્થ—"आप्रायणात्" નામ મરણ પર્ય્યન્ત ઈશ્વરોપાસના કરવી જોઇએ. "तत्रापिदृष्टम्" એટલે કે મરણ પર્યન્ત ઉપાસનાનું અનુવર્ત્તન જણાય છે. જેમકે सखल्वेवं वर्तयन् यावदायुषं ब्रह्मलोकमभिसम्पद्यते" સંપૂર્ણ આયુષ્ય પર્યંત એ પ્રકારે વર્તતાં અર્થાત્ વેદાધ્યયનાદિ ઉપાસના કરતાં બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. આ અધિકરણથી માયાવાદીઓના એ સિદ્ધાંતનું ખંડન થયું કે "જ્ઞાનોત્પત્તિ પછી ઉપાસનાની આવશ્યકતાજ નથી" એ સિદ્ધાંત દૂર થયો. ઉપાસના વિષયક વિચાર સમાપ્ત થયો. હવે મુક્તિ વિષયક વિચાર કરે છે. ૧૨

સંગતિ— "नतु यथापुष्करपलाश आपोनश्लिष्यन्त एवमेवंविदि पापंकर्म नश्लिष्यते" छां० ४ ॥ १४ ॥ ३ ॥ જે પ્રકારે કમલનાં પાંદડાંને જલ સ્પર્શ કરી શકતું નથી તેમ બ્રહ્મજ્ઞાનીને પાપ કર્મ સ્પર્શ કરતું નથી. ઇત્યાદિ વાક્યોમાં એવું કહ્યું છે કે બ્રહ્મજ્ઞાનીને પાપ લાગતુ નથી.' અને "ना भुक्तंक्षीयतेकर्म कल्पकोटिशतैरपि", ઇત્યાદિ વાક્યોમાં એવું જણાય છે કે ભોગવ્યા વિના કર્મનો ક્ષય થતો નથી તો એ વિરોધ આવ્યો? એની નિવૃત્તિને માટે આ તદધિગમાધિકરણ છે

९ तदधिगमाधिकरण.

तदधिगमउत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् ॥ १३ ॥

पद० — तदधिगमे ॥ उत्तरपूर्वाघयोः ॥ अश्लेषविनाशौ ॥ तद्व्यपदेशात् ॥

અર્થ- "तदधिगमे" તે પરમાત્માનું જ્ઞાન થયા પછી "उत्तरपूर्वाघयोः" ક્રિયમાણ અને સંચિત કર્મનો "अश्लेषविनाशौ" જીવની સાથે અસંબંધ અને વિનાશ થાય છે. "तद्व्यपदेशात्" એવી રીતે કથન જણાય છે માટે. "क्षीयन्ते चास्यकर्माणि तस्मिन्दृष्टेपरावरे" मुण्ड० २ ॥ २ ॥ ८ એ વાકયમાં પણ પાપ કર્મનોજ નાશ કથન કર્યો છે. એથી એમ જણાય છે કે જ્ઞાનથી કેવલ સંચિત પાપ કર્મોનોજ વિનાશ થાય છે અને પ્રારબ્ધ કર્મ તો ભોગવ્યા વિના નાશ થતાં નથી. એટલા માટે કાંઈ વિરોધ આવતો નથી. ૧૩

સંગતિ — પાપનો નાશ તો થાય, પરંતુ પુણ્યરૂપ જે કર્મ છે, તેનો નાશ તો જ્ઞાનદ્વારા થતો નથી તો પછી પાછું જન્મબંધન કેમ નહિ બન્યું રહે ? - ઉત્તર -

૧૦ ઇતરાસંશ્લેષાધિકરણ.

इतरस्याप्येवमश्लेषः पातेतु ॥ १४ ॥

पद० — इतरस्य ॥ अपि ॥ एवम् ॥ अश्लेषः ॥ पाते ॥तु॥

અર્થ — "इतरस्य" પુણ્ય કર્મનો "अपि" પણ "एवम्" એ પ્રકારે "अश्लेषः" જીવની સાથે સંબંધ રહેતો નથી. "पातेतु" વિદ્વાનનું શરીર વિમુક્ત થયા પછી. અર્થાત્ મુક્તિના સાધનભૂત કર્મ અધિક હોવાથી ઈતર કર્મ જન્મના હેતુ બનતાં નથી. ૧૪

સંગતિ — જ્યારે જ્ઞાનથી પુણ્ય કર્મોનો અશ્લેષ અને પાપ કર્મનો નાશ થાય છે, તો પછી એનું આ શરીરજ નાશ કેમ નથી થતું ? કેમકે એતો પુણ્ય પાપનું ફલ છે ? ઉત્તર -

૧૧ અનારબ્ધાધિકરણ.

## अनारब्धकार्य्य एवतुपूर्वेतदवधेः ॥१५॥

पद० — अनारब्धकार्यो ॥ एव ॥ तु ॥ पूर्वे ॥ तदवधेः ॥

અર્થ — " पूर्वे " પૂર્વકૃત જે પુણ્ય છે " अनारब्धकार्य्य " જેઓએ હમણાં કાર્યનો આરંભ કર્યો નથી અર્થાત્ પ્રારબ્ધ કર્મથી જે ભિન્ન પુણ્ય છે તેનોજ અશ્લેશ થાય છે " तदवधेः " એટલે કે મુક્તિની અવધિ તેજ પ્રારબ્ધ કર્મ છે. અર્થાત્ જ્યાં સુધી તે પ્રારબ્ધ કર્મ ભોગવાય નહિ ત્યાં સુધી મુક્તિ થતી નથી. જેમકે " तस्यतावदेवचिरंयात्रनविमोक्ष्येऽथसम्पत्स्ये " છાં० ६ ॥१४॥२॥ તેને ત્યાં સુધી મુક્તિનો વિલંબ છે કે જ્યાં સુધી તેનાં પ્રારબ્ધ કર્મનો ક્ષય થાય નહિ. અને વિનાશ કેવલ પાપ કર્મનો કહ્યો છે.

સંગતિ — જ્યારે તેનો પૂર્વોક્ત પ્રકારથી પૂર્વોત્તર પાપોનો અશ્લેષ વિનાશ થાય છે તો અગ્નિહોત્ર, સંધ્યાવન્દનાદિ નિત્ય, નૈમિત્તિક કર્મો કરવાની પણ કાંઇ જરૂર નથી ? કેમકે તેનું પણ મુક્ત જીવોને કાંઇ ફલ થતું નથી ? ઉત્તર -

૧૨ અગ્નિહોત્રાધિકરણ.

## अग्निहोत्रादि तत्कार्यायैव तद्दर्शनात् ॥ १६ ॥

पद० — अग्निहोत्रादि ॥ तु ॥ तत्कार्याय ॥ एव ॥ तद्दर्शनात् ॥

અર્થ — અગ્નિહોત્રાદિ કર્મતો " तत्कार्याय " જ્ઞાનની ઉત્પત્તિ માટે આવશ્યક છે. " तद्दर्शनात् " તેનું વિધાન જણાય છે માટે. જેમકે

'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन' बृ. ४ ॥४॥२२॥ તે પરમાત્માને વૈદિક લોક યજ્ઞવડે, દાનવડે, અને વેદાભ્યાસવડે, જાણવાની ઇચ્છા કરે છે. એથી જણાય છે કે એ જ્ઞાનનું સાધન છે. એટલા માટે તેનો ત્યાગ કરવો ન જોઇએ. ૧૬

## अतोन्यापिह्येकेषामुभयोः ॥ १७ ॥

पद०— अतः ॥ अन्या ॥ अपि ॥ हि ॥ एकेषाम् ॥ उभयोः ॥

અર્થ—" अतः " પૂર્વોક્ત પ્રકારે " अन्यापि " બીજી યુક્તિ પણ અગ્નિહોત્રાદિ કર્મને મુક્તિનું સાધન સિદ્ધ કરે છે. " हि " નિશ્ચયથી. " एकेषाम् " કેટલાએક આચાર્યોના મતમાં " उभयोः " જૈમિની અને બાદરાયણને એ યુક્તિ અભિમત છે. અને તે યુક્તિને નીચેનું સૂત્ર જણાવે છે. ૧૭

૧૩ વિદ્યાજ્ઞાનમાં ધનત્વાધિકરણ

## यदेवविद्ययेतिहि ॥ १८ ॥

पद० — यत् ॥ एव ॥ विद्यया ॥ इति ॥ हि ॥

અર્થ—" यदेव " જેમકે " विद्यया " વિદ્યાવડે થાય છે તેજ ફલવાળું થાય છે. જેમકે " एषातेऽभिहितासांख्ये बुद्धिर्योगेत्विमां-शृणु ॥ बुद्ध्यायुक्तो ययापार्थ कर्मबन्धं प्रहास्यसि " गी० २ ॥३९॥ આ મેં તારી બુદ્ધિ જ્ઞાન વિષયમાં કહી અને યોગ વિષયમાં એ બુદ્ધિને સાંભળ કે કે જેનું હું આગળ કથન કરૂં છું. જે બુદ્ધિને યુક્ત થઇને હે પાર્થ ? તું કર્મબંન્ધનથી છુટી જશે આથી એમ સિદ્ધ કર્યું કે જ્ઞાનપૂર્વક જે કર્મ કરીએ છીએ તેજ મુક્તિના હેતુ છે. આ શ્લોકમાં જ્ઞાનથી વધારે કર્મ ગણ્યું છે જો જ્ઞાનજ કર્મોથી વધારે મુક્તિનું સાધન હોત તો જ્ઞાનને કર્મની ઉપર રાખવું હતું, પરતુ એ વાત ગીતાજીના કર્તા વ્યાસજીને ઇષ્ટ નહિ હતી-અને

અભિષ્ટ હોત પણ કેમ ? જ્યાં અનુભવથી એ વાત સિદ્ધ થાય છે કે જ્ઞાનપૂર્વક જે કર્મ કરે છે તેજ સફલ થાય છે ! આ સૂત્રથી એ વાત સ્પષ્ટ કીધી કે વાકયજન્ય જ્ઞાન જેવું કે માયાવાદી માને છે કે " तत्वमसि કેહેવાથીજ મુક્તિ થઇ જાય છે. " એવું જ્ઞાન મુક્તિનું સાધન સર્વથા નથી. અનુષ્ઠાન પ્રધાન જ્ઞાનજ મુક્તિનું સાધન હોય છે. અને અનુષ્ઠાન જ્ઞાનના પછીજ થાય છે, જેમકે ઉપનિષદ્ વાકયમાં કહ્યું છે કે— " यदेवविद्ययाकरोति श्रद्धयोपनिषदा तदेववीर्य्यवत्तरंभवति " છાં૦ ૧ ॥ ૧ ॥ ૧૦ ॥ જે વિદ્યાથી કરાય છે, શ્રદ્ધાથી કરાય છે, બ્રહ્મજ્ઞાનથી કરાય છે તેજ સફલ થાય છે. એથી સિદ્ધ થાય છે કે બ્રહ્મજ્ઞાનની અનંતર તેનું શ્રવણ, મનન અને નિદિધ્યાસનની આવશ્યકતા છે. અને તે નિત્ય નૈમિત્તિક કર્મમાં દૃઢ રહ્યા વિના થતું નથી. એજ અભિપ્રાયથી કહ્યું છે કે— " सखल्वेवं वर्तयन् यावदायुषं ब्रह्मलोकमभिसंपद्यते " હવે આ વિષયને સમાપ્ત કરતાં ઇતરક્ષપણાધિકરણમાં એવું કહે છે કે-૧૮

૧૪ ઇતરક્ષપણાધિકરણ

भोगेनत्वितरेक्षपयित्वा सम्पद्यते ॥१९॥

पद०—भोगेन ॥ तु ॥ इतरे ॥ क्षपयित्वा ॥ सम्पद्यते ॥

અર્થ—" भोगेन " ભોગથી " इतरे " પુણ્ય પાપરૂપ બંને કર્મોને " क्षपयित्वा " મટાડીને " सम्पद्यते " મુક્ત જીવાત્મા બ્રહ્મ પ્રાપ્ત થાય છે.

॥ इतिश्री वेदान्तार्यभाष्ये चतुर्थाध्यायस्य ॥
॥ प्रथमः पादः समाप्तः ॥

# अथ वेदान्तार्य्यभाष्ये चतुर्थाध्यायस्य द्वितीयः पादः प्रारभ्यते

---

સંગતિ— પ્રથમ પાદમાં ઉપાસનાની પ્રત્યાવૃત્તિ અને મુક્તિનાં સાધન કર્મયોગનું વર્ણન કર્યું. હવે બીજા પાદમાં વિદ્વાન્ અને અવિદ્વાન્થી ઉત્ક્રાન્તિનો ભેદ વર્ણનના અભિપ્રાયથી વાગાદિ ઇંદ્રિયોનો લય વર્ણવે છે—

१ વાગ-ધિકરણ.

## वाङ्मनसिदर्शनाच्छब्दाच्च ॥ १ ॥

पद० —वाक् ॥ मनसि ॥ दर्शनात् ॥ शब्दात् ॥ च ॥

અર્થ—" वाक् " વાણી " मनसि " મનમાં લય પામે છે, " दर्शनात् " એ વાત અનુભવથી જણાય છે અને " शब्दात् " શબ્દ પણ તેનું વર્ણન કરે છે. અનુભવ એવો છે કે મૃત્યુકાલમાં જ્યારે મનુષ્ય બોલી શકતો નથી તે વખતે મનોવ્યાપાર હોય છે, અર્થાત્ વાણી મનમાં લય પામે છે. એટલા માટે તે સમયે બોલી શકાતું નથી અને શબ્દ પ્રમાણમાં એવું છે કે:— " अस्यसौम्य पुरुषस्य प्रयतोवाङ् मनसि सम्पद्यते, मनःप्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायाम् " छां० ६ ॥ ८ ॥ ६ ॥ હે સૌમ્ય ! આ પુરૂષના મૃત્યુકાલમાં વાગિંદ્રિય મનમાં લય પામે છે, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં અને તેજ પરદેવતામાં લય પામે છે. ૧

સંગતિ—" तस्मादुपशान्ततेजाः पुनर्भवमिन्द्रियै र्मनसिसम्पद्यमानैः प्र० ३ ॥ ९ ॥ ઉપશાંત તેજવાળો પ્રાણ તે મનમાં જે લય

પામેલી સર્વ ઇન્દ્રિયો છે તેની સાથે "पुनर्भवम्" દેહાન્તરની પ્રાપ્તિ થાય છે. એ વાકયથી જણાય છે કે સર્વ ઇન્દ્રિયો મનમાં લય પામે છે, તો પછી એક વાણીનોજ મનમાં લય થાય છે એમ કેમ કથન કર્યું ? ઉત્તર—

## अतएव च सर्वाण्यनु ॥ २ ॥

पद०—अतः ॥ एव ॥ च ॥ सर्वाणि ॥ अनु ॥

અર્થ—"अतएव" એટલા માટેજ "सर्वाणि" સર્વ ઇન્દ્રિયો "अनु" વાણીની પછી મનમાં લય પામે છે. સર્વ ઇન્દ્રિયોનો મનમાં એક જેવો ઉપસંહાર જણાય છે તોપણુ વાણીનું પૃથક્ ગ્રહણ કરવું એ તો "वाङ्मनसि" એ છાંદોગ્ય વાકયના અનુરોધથી છે. ૨

૨ મનોધિકરણ

## तन्मनः प्राणे उत्तरात् ॥ ३ ॥

पद०—तत् ॥ मनः ॥ प्राणे ॥ उत्तरात् ॥

અર્થ—"तन्मनः" તે મન "प्राणे" પ્રાણમાં લય પામે છે. "उत्तरात्" નામ "मन प्राणे" એ ઉત્તરવાકયથી એ વાત જણાય છે. ૩

૩ અધ્યક્ષાધિકરણ.

## सोऽध्यक्षे तदुपगमादिभ्यः ॥ ४ ॥

पद०—सः ॥ अध्यक्षे ॥ तदुपगमादिभ्यः ॥ ४ ॥

અર્થ—"सः" તે પ્રાણ "अध्यक्षे" જીવાત્મામાં લય પામે છે. तदुपगमादिभ्यः" પ્રાણનો. જીવમાં લય જણાયાથી. તે લય

વિધાયક વાક્ય એ છે કે—" एवमेवात्मानं अंतकाले सर्वेप्राणा अभिसमायन्ति " बृ० ४ ॥ ४ ॥ ३ ॥ મરણકાલમાં સર્વ પ્રાણ આત્મામાં લય પામે છે. ૪

સંગતિ—વિષયવાક્યમાં તો એવું સાંભળ્યું છે કે પ્રાણ તેજમાં લય થાય છે તો પછી એવી વાત કેમ ? કે પ્રાણ જીવાત્મામાં લય થાય છે ? ઉત્તર—

## भुतेपु तच्छ्रुतेः ॥ ५ ॥

पद०—भूतेपु ॥ तच्छ्रुतेः ॥

અર્થ—" भूतेपु " નામ દેહનો બીજરૂપ જે સૂક્ષ્મ ભૂત છે, તેમાં " तच्छ्रुतेः " તે જીવાત્માનું સ્થિર હોવાનું શ્રવણ થાય છે. એથી સાર એ નીકળે છે કે પ્રાણોની સાથ મળેલો જીવાત્મા પ્રથમ સૂક્ષ્મ ભૂતોમાં સ્થિર થાય છે. એજ અભિપ્રાયથી " प्राणस्तेजसि " એ પ્રમાણે કથન કરેલું છે. ૫

સંગતિ—આ વિષય વાક્યમાં તો એટલુંજ કથન કર્યું છે કે પ્રાણ તેજમાં લય પામે છે, તો પછી એમ કેવી રીતે કેહેવાય કે તેજ આદિ સર્વ ભૂતોમાં જીવાત્મા અને પ્રાણ બંને મળીને સ્થિત રહે છે ? ઉત્તર—

## नैकस्मिन्दर्शयतोहि ॥ ६ ॥

पद०—न ॥ एकस्मिन् ॥ दर्शयतः ॥ हि ॥

અર્થ—" नैकस्मिन् " એક તેજમાં શરીરાન્તરની પ્રાપ્તિને માટે જીવાત્મા રહેતો નથી. કેમકે એક તત્વ તે જીવાત્માને શરીરાન્તરની પ્રાપ્તિ કરાવવાને સમર્થ નથી. " दर्शयतः " શ્રુતિસ્મૃતિ એ વાત જણાવે છે કે સૂક્ષ્મ ભૂતોની સાથે મળીનેજ જીવાત્મા શરી-

રાન્તરને પ્રાપ્ત થાય છે જેમકે— " अनेनजीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणि तासां त्रिवृत्तमेकैकां करवाणि " આ જીવરૂપ આત્માવડે પ્રવેશ કરીને નામરૂપને કરૂં. " तासाम् " તેજ, જલ અને પૃથિવી એ જે ત્રણ દેવતારૂપ ભૂત છે તેના એક એકના ત્રણ ત્રણ ભાગ કરૂં. એથી જણાય છે કે એ ત્રણ ત્રણ ભાગ કરેલા જે ભૂત ત્રયી તે સૂક્ષ્મ ભૂત ત્રયીની સાથે મળીને જીવ પરલોક યાત્રા કરે છે, એથી એવું સિદ્ધ થાય છે કે " प्राणस्तेजसि " એ વાકયમાં તેજ શબ્દથી બીજાં ભૂતોની સાથે મળેલાં તેજનું કથન કર્યું છે કાંઈ કેવલ તેજનું કથન નથી એટલા માટે " प्राणस्तेजसि " એ વાકયની સાથે ઉક્ત વિરોધ આવતો નથી. ૬

સંગતિ—આ ભૂતાધિકરણની પછી એ વાતને જણાવવા માટે કે પ્રયાણ કાલમાં વિદ્વાન્ અને અવિદ્વાનની ઉત્ક્રાન્તિમાં શું ભેદ હોય છે ? એ શંકાની નિવૃત્તિ કરવા માટે આસૃત્યપક્રમાધિકરણ લખે છે—

૪ આસૃત્યુપક્રમાધિકરણ.

## समानाचासृत्युपक्रमादमृतत्वं चानुपोष्य ॥ ७ ॥

पद०—समाना ॥ च ॥ आसृत्युपक्रमात् ॥ अमृतत्वम् ॥ ॥ च ॥ अनुपोष्य ॥

અર્થ—" समाना " વિદ્વાન્ અને અવિદ્વાન્ની ઉત્ક્રાન્તિ એક પ્રકારની છે. " आसृत्युपक्रमात् " માર્ગની ગતિ એક પ્રકારની જણાય છે માટે. " अमृतत्वं चानुपोष्य " અમૃતને છોડીને. અર્થાત્ વિદ્વાન્ મનુષ્ય શરીર ત્યાગ કરવા પછી અમૃતને પ્રાપ્ત થાય છે. અને અવિદ્વાન્ પુરૂષ પોતાનાં પૂર્વ કર્મદ્વારા બીજાં શરીરને પ્રાપ્ત થાય છે. જેમકે— शतं चैकाहृदयस्यनाड्यस्तासां मूर्द्धानमभिनिःसृतैका ॥ तयोर्ध्वमयन्नमृतत्व मेतिविष्वङ्ङन्या उत्क्रमेणभवन्ति ॥ कठ० २ ॥ १६ ॥

એકસોને એક હૃદયની નાડી છે, તેમાંથી એક મૂર્દ્ધાદેશની સાથે લાગેલી છે. વિદ્વાન્ તે નાડીદ્વારા અમૃતને પ્રાપ્ત થાય છે, અને અવિદ્વાન્ ઇતર માર્ગોથી ભિન્ન ભિન્ન યોનિયોમાં પ્રાપ્ત થાય છે.' એવા અભિપ્રાયથી કહ્યું છે કે અમૃત પદને છોડીને બીજા અંશમાં અવિદ્વાન્‌ની પણ શરીરથી ઉત્ક્રાન્તિ સમાન છે. મૃત્યુકાલમાં જે જીવ શરીરનો ત્યાગ કરે છે તેનું નામ ઉત્ક્રાન્તિ કેહેવાય છે. ૭

સંગતિ—નનુ એ અમૃત પદ કે જેને મુક્ત પુરૂષ પ્રાપ્ત થાય છે. તે સર્વ કાલ તેજ સ્થિતિમાં બન્યો રહે છે કે તેનાથી પુનરાવૃત્તિ પણ થાય છે ? ઉત્તર—

૫ સંસારવ્યપદેશાધિકરણ

## तदापीतेः संसारव्यपदेशात् ॥ ८॥

पद०—तत् ॥ आपीतेः ॥ संसारव्यपदेशात् ॥

અર્થ—" तत् " તે અમૃત પદ " आपीतेः " જ્યાં સુધી બ્રહ્મમાં લય રહે છે ત્યાં સુધી રહે છે. " संसार व्यपदेशात् " કારણ કે તેની પછી સંસારનું કથન જણાય છે માટે. અર્થાત્ તે પછી સંસારમાં ઉત્પન્ન થવાનું પ્રમાણ જણાય છે માટે. યથા " योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वायदेहिनः स्थाणुमन्येऽसंयन्तियथाकर्मयथाश्रुतम् ॥ कठ० ५ ॥ ७ ॥ શરીર ધારણ કરવાને માટે કોઇ જીવાત્મા યોનીને પ્રાપ્ત થાય છે અર્થાત્ યોનિદ્વારા જન્મ પામે છે, અને કોઇ " स्थाणुम् ' એટલે સ્વેદજ ઉદ્ભિજ આદિ અવસ્થાને પ્રાપ્ત થાય છે. જેમ જેમ પૂર્વ કર્મ છે તે તે અવસ્થાને પ્રાપ્ત થાય છે. એથી જણાય છે કે મુક્તિથી પુનરાવૃત્તિ થાય છે. ૮

સંગતિ—જ્યારે એવું માનવામાં આવે છે કે ક્ષિતિ, અપ્, તેજ આદિ ભૂતોના શરીરની સાથે મળીને જીવાત્મા પરલોક ગમન કરે છે પછી શરીરથી નિકળતાં તે દેખાતો કેમ નથી ? ઉત્તર—

# सूक्ष्मं प्रमाणतश्चतथोपलब्धेः ॥ ९ ॥

पद०—सूक्ष्मं ॥ प्रमाणतः ॥ च ॥ तथा ॥ उपलब्धेः ॥

અર્થ—" सूक्ष्मं " તે જીવાત્માનું ભૌતિક શરીર સૂક્ષ્મ થાય છે અને " प्रमाणत. " પ્રમાણથી પણ તેમની સૂક્ષ્મતા જણાય છે. જેમકે અણુઅધિકરણમાં વર્ણન કરી આવ્યા છીએ. અને " उपलब्धेः ' તેની ઉપલબ્ધિ પણ એવી જણાય છે-જેમકે નાડીદ્વારા નિષ્ક્રમણ કથન કર્યું છે. એટલા માટે કહ્યું છે કે—૯

# नोपमर्देनातः ॥ १० ॥

पद०—न ॥ उपमर्देन ॥ अतः ॥

અર્થ—" नोपमर्देन " સ્થૂલ શરીરનો નાશ કરવાથી તે સૂક્ષ્મ શરીરનો નાશ થતો નથી. " अतः " એટલા માટે તે સૂક્ષ્મ છે.

# अस्यैव चोपपत्तेरेष उष्मा ॥ ११ ॥

पद०—अस्य ॥ एव ॥ च ॥ उपपत्तेः ॥ एषः ॥ उष्मा ॥

અર્થ—" अस्यैव " એનીજ " उपपत्ते " પ્રાપ્તિથી " उष्मा " શરીરમાં ગરમી રહે છે. અર્થાત્ જ્યાં સુધી સૂક્ષ્મ શરીર દેહમાં રહે છે ત્યાં સુધી ગરમી રહે છે, અને જ્યારે દેહથી નીકળી જાય છે ત્યારે ગરમી રહેતી નથી. ૧૧

સગતિ—ઉક્ત સૂત્રમાં એવું કથન કર્યું છે કે સૂક્ષ્મ શરીર ગમન કરે છે અને કાંઇએક વાકયોમાં કહ્યું છે કે બ્રહ્મવેત્તાનો પ્રાણ આ સ્થૂલ શરીરથી બહાર નીકળતો નથી. જેમકે—" अथअकामयमानो योऽकामोनिष्कामआप्तकामो नतस्यप्राणा उत्क्रामन्ति ब्रह्मैवसन ब्रह्माप्येति " बृ० ४ ॥ ४ ॥ ७ ॥ જે

કામના રહિત છે અને જેને મુક્તિરૂપી ઐશ્વર્યની પ્રાપ્તિ થઈ છે, તેથી સર્વ કામનાઓ પ્રાપ્ત છે, તેના પ્રાણગમન કરતા નથી. બ્રહ્મવત્ થઇને બ્રહ્મમાંજ લય થાય છે તો પછી કેમ કહેવાય કે સૂક્ષ્મ શરીર ગમન કરે છે ? કેમકે સૂક્ષ્મ શરીરમાં પ્રાણ પણ તો સમ્મિલિત છે? એના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે—

૬ પ્રતિષેધાધિકરણ.

प्रतिषेधादिति चेन्न शारीरात् ॥ १२ ॥

पद०० — प्रतिषेधात् ॥ इति ॥ चेत् ॥ न ॥ शारीरात् ॥

અર્થ— " प्रतिषेधात् " પ્રાણોના ગમનનો પ્રતિષેધ જણાયાથી " चेत् " જો એવો આશય લેવાય કે સૂક્ષ્મ શરીર ગમન કરતું નથી એ વાત ઠીક નથી. કેમકે " शारीरात् " ઉક્ત વાકયમાં પ્રાણના ગમનનો નિષેધ સ્થૂલ શરીરથી નથી કિન્તુ જીવાત્માથી કહ્યો છે. ૧૨

स्पष्टह्येकेषाम् ॥ १३ ॥

पद० — स्पष्टः ॥ हि ॥ एकेषाम् ॥

અર્થ — " स्पष्टः " એ વાત સ્પષ્ટ છે " हि " નિશ્ચયે કરીને " एकेषाम् " એક શાખાવાળાઓના મતમાં, કે સ્થૂલ શરીરથી પ્રાણ-ગમન કરે છે. " चक्षुषो वा मूर्ध्नोवाऽन्येभ्यो वा शरीरदेशेभ्यस्तमुत्क्रान्तंमाणो नूत्क्रामति माणमनूत्क्रान्तं सर्वेमाणा अनूत्क्रामन्ति " बृ० ४ ॥ ४ ॥ २ ॥ ચક્ષુઓદ્વારા અથવા મૂર્દ્ધાદ્વારા અથવા શરીરના અન્ય દેશોદ્વારા જીવ નિકળવાથી પ્રાણ પણ તેની સાથેજ નિકળી જાય છે. અને પ્રાણ નીકળવાથી સર્વ ઇન્દ્રિયો તેની સાથે ચાલી જાય છે. એથી સ્પષ્ટ જણાય છે કે પ્રાણ સ્થૂલ શરીરથી ગમન કરે છે. ૧૩

## समर्य्यते च ॥ १४ ॥

पद०—स्मर्य्यते ॥ च ॥

અર્થ—" स्मर्य्यते " સ્મૃતિમાં પણ એવુંજ કથન કર્યું છે કે સૂક્ષ્મ શરીર લોકાન્તરમાં ગમન કરે છે અને તે પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, તથા મન અને બુદ્ધિ એ પ્રકારે સત્તર તત્વનું હોય છે. એથી જણાય છે કે સ્થૂલ શરીરથી પ્રાણ અવશ્ય ગમન કરે છે. ૧૪

૭ વાગાદિ-લયાધિકરણ

## तानिपरेतथाह्याह ॥ १५ ॥

पद०—तानि ॥ परे ॥ तथाहि ॥ आह ॥

અર્થ—" तानि " પ્રાણ શબ્દ વાચ્ય ઇન્દ્રિયો " परे " પરબ્રહ્મમાં લય થઇ જાય છે, " तथाहि " તે પ્રમાણેજ " आह " ઉપનિષદ્ વાકયો કહે છે. " एवमेवास्यपरिद्रष्टुरिमाः षोडशकलाः सयथेमानद्यः स्यन्दमानाः समुद्रायणाः समुद्रंप्राप्यास्तं गच्छन्ति " प्रश्न० ॥ ६ ॥ ५ ॥ એ જીવાત્માની ષોડશ કલારૂપ જે આ ઇંદ્રિયો છે તે પરબ્રહ્મને પ્રાપ્ત થઇને લય થાય છે. ૧૫

સંગતિ—જ્યારે ઉક્ત પ્રકારે વાણી મનમાં લય થાય છે, મન પ્રાણમાં અને પ્રાણ તેજમાં અને તેજ પરદેવતામાં તો પછી સર્વ બ્રહ્મજ બ્રહ્મ થઇ ગયું ? ભેદ કયાં રહ્યો ? ઉત્તર—

૮ અવિભાગાધિકરણ.

## अविभागो वचनात् ॥ १६ ॥

पद०—अविभागः ॥ वचनात् ॥

અર્થ—" अविभागः " ઉક્ત પ્રકારે આ જડ જગત્ બ્રહ્મમાં લય થઇ અભિન્ન થાય છે એમ " वचनात् " વચનથી જણાય છે.

यथा "भिद्यतेचाऽसां नामरूपे पुरुषइत्येवं प्रोच्यते सएषोऽकलोऽमृतो भवति" प्रश्न० ६ ॥ ॥ ५ ॥

આ જે ભૌતિક કલા છે તેના નામરૂપ દૂર થાય છે તે સૂક્ષ્મ થઈને બ્રહ્મમાં મળી જાય છે; એટલા માટે એ સર્વ પુરૂષજ છે એમ કેહેવાય છે. અર્થાત્ આ જડ જગત્ બ્રહ્મનું સ્વરૂપ નથી કિંતુ સૂક્ષ્મ-રૂપ થઈને બ્રહ્મમાં લય થાય છે. ૧૬

૯ તદોકો-ધિકરણ.

## तदोकोऽग्रज्वलनं तत्प्रकाशितद्वारो विद्या सामर्थ्यात्तच्छेप गत्यनुस्मृति योगाच्च हार्दानु गृहीतः शता धिकया ॥ १७ ॥

पद०—तदोकोऽग्रज्वलनं ॥ तत्प्रकाशितद्वारः ॥ विद्यासामर्थ्यात् ॥ तच्छेपगत्यनुस्मृतियोगात् ॥ च ॥ हार्दानुगृहीतः ॥ शताधिकया ॥

. અર્થ—"तदोकोग्रज्वलनं" તે જીવના સ્થાનરૂપ હૃદય, અર્થાત્ તે હૃદયસ્થાનવાળો જીવાત્મા "तत्प्रकाशितद्वारः" તે પરમાત્માવડે પ્રકાશ થયેલો જે માર્ગ જેનો એવો જીવ "विद्यासामर्थ्यात्" બ્રહ્મવિદ્યાના સામર્થ્યથી "तच्छेपगत्यनुस्मृति योगात्" બ્રહ્માંગ ભૂત જે પરમાત્મા (બ્રહ્મ) ની ગતિ અને સ્મરણ, તેના યોગથી "हार्दानुगृहीतः" હૃદયમાં રહેલાં બ્રહ્મવડે અનુગ્રહ કરાયલો જીવ "शताधिकया" મૂર્દ્ધાદેશમાં સૌથી અધિક જે નાડી છે તે દ્વારા નિષ્ક્રમણ કરે છે. "शतंचैकाहृदस्य नाड्यः" એમાં જે મૂર્દ્ધા નાડી છે તે દ્વારા જીવની ગતિ વર્ણવી છે તેને આ સૂત્રકારે વર્ણવી છે. અને દેહત્યાગના વિષયમાં વિદ્વાન્ અને અવિદ્વાન્નો ઉક્ત સૂત્રવડે એવો ભેદ જણાવ્યો છે કે વિદ્વાન્ ઉક્ત નાડીદ્વારા ઉત્ક્રમણ કરે છે, અને ઇતર જીવાત્મા એ નાડીદ્વારા નિષ્ક્રમણ કરતા નથી. ૧૭

१० रश्म्यधिकरणं

## रश्म्यनुसारी ॥ १८ ॥

पद०—रश्म्यनुसारी ॥

અર્થ—" रश्म्यनुसारी " સૂર્યના કિરણોદ્વારા પાછો તે જીવ ગમન કરે છે. ૧૮

સંગતિ—જ્યારે મુક્ત જીવ સૂર્યના કિરણોદ્વારા ગમન કરે છે તો જે રાત્રિના મરણ પામે છે તેની મુક્તિ નહિ થતી હશે ? ઉત્તર-

## निशिनेतिचेन्न संबन्धस्ययावद्देह भावित्वा-द्दर्शयति ॥ १९ ॥

पद०--निशि ॥ न ॥ इति ॥ चेत् ॥ न ॥ संबन्धस्य ॥ यावद्देहभावित्वात् ॥ दर्शयति ॥

અર્થ--" निशिनेति " રાત્રિએ મરવાળાની મુક્તિ નહિ થાય એ વાત ઠીક નથી, કેમકે " संबन्धस्य " સૂર્યનો જે સંબંધ છે તે " यावद्देह भावित्वात् " સર્વ શરીરોની સાથે બરાબર છે. અર્થાત્ સૂર્ય, અસ્ત પામતો નથી તેનો સંબંધ પ્રકારાન્તરથી સર્વ શરીરોની સાથે બન્યો રહે છે એટલા માટે કાંઇ દોષ નથી. અને "दर्शयति," ઉપનિષદ્ એ વાત દર્શાવે પણ છે. ૧૯

११ दक्षिणायनाधिकरणं

## अतश्चायनेऽपिदक्षिणे ॥ २० ॥

पद०—अतः ॥ च ॥ अयने ॥ अपि ॥ दक्षिणे ॥

અર્થ—" अत. " એવાં કથનથી કે જ્ઞાની પુરૂષ દિવસે મરે કિંવા રાતમાં મરે તોપણ તેને માટે મુક્તિમાં કાંઇ બાધ

આવતો નથી–એટલા માટે " अयनेपिदक्षिणे " દક્ષિણાયનમાં મરણ પામે તોપણ કાંઇ દોષ આવતો નથી. અને એવી જે કથા આવે છે કે ભીષ્મજીએ પ્રતીક્ષા ( વાટ ) જોઈને ઉત્તરાયણમાં શરીર છોડયું. તેતો ઉત્તરાયણની શ્રેષ્ઠતા બતાવવા માટે અને ભીષ્મજીના યોગબલના અભિપ્રાયથી કથન કરી છે. તેમનામાં આટલું યોગબલ હતું કે આટલો વખત સુધી મૃત્યુને પણ રોકી શકતા હતા. ૨૦

## योगिनःप्रति स्मर्यते स्मार्त्तेचैते ॥ २१ ॥

पद०—योगिनः ॥ प्रति ॥ स्मर्यते ॥ स्मार्त्ते ॥ च ॥ एते ॥

અર્થ--" स्मार्त्ते " સ્મૃતિના વિષયભૂત " एते " દેવયાન અને પિતૃયાણરૂપી બે માર્ગ " स्मर्य्यते " નામ યોગાંગતાવડે પ્રતિદિન સ્મરણ કરવા યોગ્ય છે.

આશય એ સૂત્રનો એવો છે કે, દક્ષિણાયન અને ઉત્તરાયણનો વિચાર દેહ ત્યાગ સમયમાં યોગીજ કરી શકે છે. સાધારણ જ્ઞાની કરી શકતો નથી. એટલા માટે જ્ઞાનીને માટે કાંઇ દક્ષિણાયન અને ઉત્તરાયણનો નિયમ નથી. ૨૨

## ॥ इतिश्री वेदान्तार्य्यभाष्ये चतुर्थाध्यायस्य ॥
## ॥ द्वितीयः पादः समाप्तः ॥



# अथ वेदान्तार्य्यभाष्ये चतुर्थाध्यायस्य तृतीयः पादः प्रारभ्यते

સંગતિ—પૂર્વ પાદમાં અવિદ્વાન્થી વિદ્વાન્ની ઉત્ક્રાન્તિનો ભેદ નિરૂપણ કરવા પછી હવે દેવયાન અને પિતૃયાણદ્વારા વિદ્વાનની ગતિનું વર્ણન કરે છે.

૧ અર્ચિરાદ્યધિકરણ.

## अर्चिरादिना तत्प्रथितेः ॥ १ ॥

पद०—अर्चिः ॥ आदिना ॥ तत्प्रथितेः ॥

અર્થ—"अर्चिरादिना" અગ્ન્યાદિ વિદ્યાદ્વારા વિદ્વાન્ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. "तत्प्रथितेः" તેનીજ સર્વ ઠેકાણે પ્રસિદ્ધિ દેખાય છે. જેમકે "स एतं देवयानं पन्थानमासाद्याग्निलोकं आगच्छति स वायुलोकं स वरुणलोकं स इन्द्रलोकं स प्रजापतिलोकं स ब्रह्मलोकम्" कौ० १ ॥ ३ ॥ તે આ દેવયાન માર્ગનું અવલંબન કરીને અગ્નિલોકને પ્રાપ્ત થાય છે, એ પ્રમાણે વાયુલોક, વરૂણલોક, ઇન્દ્રલોક, પ્રજાપતિલોક અને બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.

આ ઠેકાણે આ વિષયવાકયમાં લોક શબ્દનો અર્થ અવસ્થા સમજવો. "लोक्यतेऽनेनेति लोकः" અર્થાત્ જે અવસ્થા દર્શનમાં અનુભવ થાય છે, તે મુક્ત પુરૂષને અપહત પાપ્મા થવાને માટે પ્રથમ તેને અગ્નિની સમાન પ્રકાશમાન થવાની આવશ્યકતા છે; અર્થાત્ જ્યાં સુધી તેનામાં જ્ઞાનાગ્નિ તેવો પ્રદીપ્ત થાય નહિ-"કે જે પાપોની વાસનાને ભસ્મ કરી શકે-" ત્યાં સુધી તે મુક્ત થઈ શકતો

નથી એવા અભિપ્રાયથી અગ્નિલોક કહ્યો છે અને વાયુલોક એવા અભિપ્રાયથી કહ્યો છે કે તે વાયુની સમાન શીઘ્ર ગતિવાળો થાય એટલે કે સદસદ્ વિવેચન કરવામા તેને વિલબ જણાય નહિ અને પછી તે વરૂણની દશા એટલે શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાય છે તે પછી ઇન્દ્રની દશા અર્થાત્ ઐશ્વર્યને પ્રાપ્ત થાય છે, તે પછી પ્રજાપતિલોક એટલે સ્વામી થવાની દશા પામે છે પછી બ્રહ્મલોક એટલે બ્રહ્મની પેઠે નિષ્પાપ થઈ જાય છે

આ ઠેકાણે એવી શકા થાય છે કે, અગ્નિ લોકાદિ શબ્દના અર્થ આ ઠેકાણે દશાવિશેષના કેમ કરવામા આવે છે ? એ શકાની નિવૃત્તિ માટે હમે આ ઠેકાણે કઠોપનિષદ્નુ પ્રમાણ આપીએ છીએ

" यथादर्शेतथात्मनि यथास्वप्ने तथापितृलोके यथाप्सु परीव-दृदृशे तथागधर्वलोके छायातपयारिव ब्रह्मलोके " कठ० ६ ॥ ८ ॥ આ શ્લોકમા પરમાત્માના જ્ઞાનનુ વર્ણન કર્યુ છે જેમકે આદર્શમા એક વસ્તુ સ્પષ્ટ પ્રતીત થાય છે, એ પ્રકારે આત્મામા તેની સ્પષ્ટ પ્રતીતિ થાય છે અને જેમ સ્વપ્નમા કોઈ વસ્તુ સ્પષ્ટ પ્રતીત થતી નથી અર્થાત્ યથાર્થ જ્ઞાન થતુ નથી, એ પ્રકારે પિતૃલોકમા અર્થાત્ કર્મીલોકની દશામા તેની પ્રતીતિ થાય છે, અને જલમા પ્રતીતિની સમાન ગધર્વલોકમા પ્રતીતિ થાય છે, છાયા તપની સમાન બ્રહ્મલોકમા તેની પ્રતીતિ થાય છે

આ સ્થાનમા લોક શબ્દનો અર્થ જો લોક વિશેષનો થતો હોત તો પિતૃલોકમા સ્વપ્નની સમાન મિથ્યાજ્ઞાન શા માટે કેહેતે ? કેમકે લોક વિશેષવાદીઓના મતમા પિતૃલોક તો એક પવિત્રલોક માન્યો છે તો પછી તેમા સ્વપ્નની સમાન મિથ્યા જ્ઞાન કેમ થાય ? એથી જણાય છે કે લોક શબ્દ આ ઠેકાણે દશાવિશેષનુ નામ છે અને દશાવિશેષ માનવાથી કેવલ કર્મીલોકને જો એવુ જ્ઞાન થાય છે એવો અવ હોય તો કોઇ દોષની વાત નથી જેમકે છાદોગ્યમા પણ કહ્યુ છે કે

" तद्यएवैत ब्रह्मलोक ब्रह्मचर्य्येणानुविन्दन्ति " छा० ८ ॥४॥ ३ ॥

જે બ્રહ્મલોકને બ્રહ્મચર્યવડે પ્રાપ્ત થાય છે. આ ઠેકાણે પણ લોક શબ્દનો અર્થ દશાવિશેષનો છે. અધિક શું લખવું ? સ્વામી શં૦ ચા૦ જી પણ પોતાની માનેલી મુક્તિમાં બ્રહ્મલોક શબ્દનો અર્થ લોકવિશેષનો કરતા નથી, કિન્તુ ब्रह्मैवलोकः ब्रह्मलोकः એવો અર્થ કરે છે અર્થાત્ બ્રહ્મજ લોક છે. એ પ્રમાણે લોક શબ્દનો વિચાર કરવાથી ઉપનિષદોમાં લોક શબ્દ દશાવિશેષના અભિપ્રાયથી આવ્યો છે, એમાં કાંઇ દોષ નથી. ૧

સંગતિ— ઉક્ત કૌષીતકી વાકયમાં અગ્નિની પછી વાયુનું કથન કેમ કર્યું ? ઉત્તર—

૧ વાય્વધિકરણ.

## व्यायुमब्दाद विशेषविषेशाभ्याम् ॥ २ ॥

पद०—वायुन् ॥ अब्दात् ॥ अविशेष विशेषाभ्याम् ॥

અર્થ— " वायुम् " વાયુને " अब्दात् " અગ્નિથી અનંતર " अविशेषविशेषाभ्याम् " સાધારણ અને વિશેષ તર્કવડે નિરૂપણ કરી શકાય છે. આશય એવો છે કે વાયુનો અર્થ જે ગતિનો છે અને ગતિ પ્રકાશની અનન્તર થાય છે, અને વિશેષ હેતુ એવો છે કે ભૌતિકાગ્નિ પણ ગતિ ઉત્પન્ન કરે છે. કેમકે ગતિ એક એવો પદાર્થ છે કે જે ઉષ્ણતાની અત્યંત આવશ્યકતા રાખે છે. એટલા માટે લોક પ્રસિદ્ધિથી પણ અગ્નિની પછીજ ગુણવાચક વાયુ શબ્દ હોવો જોઇએ, એટલા માટે કૌષીતકીનો અર્ચિરાદિ ક્રમ યુક્તિપૂર્વક છે; કાંઇ યુક્તિ વિરૂદ્ધ નથી. " अब्द " શબ્દ વર્ષનો વાચક છે અને તે કાલ વિશેષ છે. અગ્નિપુંજ સૂર્યની ગતિથી થાય છે. જે પ્રકારે દ્વિરેફપદ જેવી રીતે પરંપરા સંબન્ધથી મધુકરનો ( ભ્રમરનો ) ગ્રાહક થાય છે. એ પ્રકારે આ ઠેકાણે અબ્દ શબ્દ અગ્નિનો ગ્રાહક છે. ૨

સંગતિ— વાયુની અનંતર જે વરૂણ લોક વર્ણવ્યો છે, તો તેનો વાયુની સાથે શું સંબંધ છે? ઉત્તર—

૩ તડિદ-ધિકરણ.

## तडितोऽधि वरुणः संबन्धात् ॥ ३ ॥

पप०—तडितः ॥ अधि ॥ वरुणः ॥ संबन्धात् ॥

અર્થ—"*तडितः*" વાયુથી "*अधि*" ઉપર "*वरुणः संबन्धात्*" વરૂણ શબ્દ સંબંધથી આવેલો છે. તે સંબન્ધ એવા પ્રકારનો છે કે "ताडयति-मिथ્याज्ञानमिति-तडित्" એ પ્રકારે તડિત્ વાયુનું નામ છે. તે જ્ઞાનરૂપી તડિત્સાથે વરૂણ નામ શ્રેષ્ઠતાનો કાર્ય કારણ ભાવ સંબંધ છે. અર્થાત્ જ્ઞાનથીજ અપહતપાપ્માદિ શ્રેષ્ઠતા આવે છે, એ સંબંધથી વાયુની પછી વરૂણ શબ્દ આવ્યો છે.

*આ ઠેકાણે એવી શંકા થશે કે તડિત્ તો ભૌતિક વિજળીનો* વાચક છે તોં એનો અર્થ જ્ઞાનનો કેમ કરીને કરી શકાય? એનો ઉત્તર એવો છે કે "आकाशस्तल्लिङ्गात्" ब्र० सू० १ ॥ १ ॥ २२ અને "*अतएवप्राणः*" *ब्र० सू० १ ॥ १ ॥ २३ ॥* "शन्नोमित्रः शंवरुणः" यजु ३६ ॥ ९ ઇત્યાદિ વાક્યોમાં આકાશ, પ્રાણ, મિત્ર, વરૂણ એ નામોથી પરમાત્માનું ગ્રહણ કર્યું છે; ભૌતિક આકાશ, પ્રાણવાયુ, મિત્ર, સૂર્ય વરૂણ, જલની દેવતા ઇત્યાદિનું નામ નથી. એજ પ્રકારે આ ઠેકાણે તડિત્ શબ્દનો અર્થ જ્ઞાનનો વાચક થાય છે.

જો એમ કેહેવાય કે ઉક્ત સ્થલોમાં તો મહર્ષિ વ્યાસ, સ્વામી શં૦ ચા૦ આદિ કંઇએક આચાર્યોએ પ્રકરણના આશ્રયથી આકાશાદિ શબ્દનો અર્થ બ્રહ્મનોજ કર્યો છે. તો પછી આ ઠેકાણે કયા આશ્રયથી તડિત્નો અર્થ જ્ઞાનનો કરાય છે?

એનો ઉત્તર એટલોજ છે કે "सर्वाणि ह वा इमानि भूतानि आकाशादेवसमुत्पद्यन्त आकाशं प्रत्यस्तं यन्त्याकाशो ह्येवैभ्यो जा-

यानाकाशः परायणम् " छां० १ ॥ ७ ॥ १ ॥ આ સર્વ ભૂત આકાશથી ઉત્પન્ન થાય છે, આકાશમાં લય થાય છે, આકાશ સર્વથી મોટું છે, આકાશજ માત્ર એક આશ્રય છે. આ ઠેકાણે જે તાત્પર્ય્યથી આકાશ શબ્દનો અર્થ ભૂતાકાશનો લેવાતો નથી કિન્તુ બ્રહ્મનોજ અર્થ લેવાય છે, એ પ્રમાણે તડિત્ શબ્દ પણ તાત્પર્ય્યથી આ ઠેકાણે જ્ઞાનનો વાચક છે. એ વાતને આ અતિવાહિકાધિકરણમાં સ્પષ્ટ કરે છે. ૩

૪ આતિવાહિકાધિકરણ

## अतिवाहिकास्तल्लिङ्गात् ॥ ४ ॥

पद०— अतिवाहिकाः ॥ तल्लिङ्गात् ॥

અર્થ—" अतिवाहिका " એટલે અર્ચિરાદિ માર્ગ જીવના અતિવાહક અર્થાત્ જીવને મુક્તિ અવસ્થામાં પ્રાપ્ત કરાવવાવાળા છે. " तल्लिङ्गात् " એ વાતનું ઉપનિષદ્‌માં વર્ણન જણાય છે કે અર્ચિરાદિ લોગ ભૂમિ સ્થાન નથી. કિન્તુ લિંગ શરીરાદિવત્ મુક્ત જીવનું દીવ્ય શરીર છે. ૪

સંગતિ—અગ્ન્યાદિ લોક વિશેષ માનવામાં શું હાની છે? કેમકે સાકારોપાસકને માટે એવા લોક વિશેષ પણ ઉપયોગી છે ? ઉત્તર—

## उभयव्यामोहात्तत्सिद्धेः ॥ ५ ॥

पद०— उभयव्यामोहात् ॥ तत्सिद्धेः ॥

અર્થ— " उभयव्यामोहात् " નામ કર્મી અને જ્ઞાની બન્નેને માટે અગ્ન્યાદિલોક વિશેષની ઉપાસના અજ્ઞાન આપવાવાળી છે. એટલા માટે અગ્ન્યાદિ લોક વિશેષની પ્રાપ્તિ ઠીક ન હોવાથી

" तत्सिद्धेः " અતિવાહિક શરીરની સિદ્ધિ છે. અર્થાત્ જ્યારે એ કોઇ લોક વિશેષ ન હોય તો પછી અતિવાહિક શરીરજ સિદ્ધ થઇ શકે છે. ૫

## वैद्युतेनैव ततस्तच्छ्रुतेः ॥ ६ ॥

પદ૦—वैद्युतेन ॥ एव ॥ ततः ॥ तच्छ्रुतेः ॥

અર્થ—" वैद्युतेन " એ જ્ઞાનરૂપી દિવ્ય શરીરથીજ " ततः " શરીર ત્યાગ પછી " तच्छ्रुतेः " અર્ચિરાદિ માર્ગ સંભળાય છે માટે. આશય એવો છે કે મુક્ત પુરૂષ આ દેહ ત્યાગની પછી અગ્નિ, વાયુ, વરૂણ આદિ દિવ્ય ભાવ દીપ્ત શરીરદ્વારા પરબ્રહ્મ સાધર્મ્યરૂપ મુક્તિને પ્રાપ્ત થાય છે. એજ અભિપ્રાયથી કહ્યું છે કે— " ते ब्रह्मलोकेषु परान्तकाले परामृतात्परिमुच्यन्ति सर्वे " कै० उ० તે જ્ઞાની લોક બ્રહ્મલોકમાં અર્થાત્ બ્રહ્મના પ્રકાશમાં પરાન્તકાલ પર્યન્ત રહીને પછી તે અમૃત પદથી આ સંસારમાં પાછા આવે છે.

પ્રશ્ન—આ ઠેકાણે પણ બ્રહ્મલોક શબ્દ આવ્યો છે, તો તે બ્રહ્મનો લોક કયો છે કે જેમાં જઇને મુક્ત પુરૂષ રહે છે ?

ઉત્તર—બ્રહ્મલોક શબ્દ આ ઠેકાણે બ્રહ્મ પ્રકાશના આશયથી આવેલો છે. કોઈ લોક વિશેષના અભિપ્રાયથી નથી. જુઓ वाचस्पतिमिश्र, ब्र० सू० ४ ॥ ३ ॥ १२ ॥ માં લોક શબ્દનો એવોજ અર્થ કરે છે કે—" लोकशब्दश्चात्र लोकनेप्रकाशेवर्तयितव्यो नतुसन्निवेशवति देशविशेषे " भामती० લોક શબ્દનો વ્યવહાર આ ઠેકાણે પ્રકાશમાં સમજવો જોઇએ. પરંતુ નાના પ્રકારની સ્થિતિવાળા દેશ વિશેષમાં નથી. એટલે દેશ વિશેષનો કોઇ પણ દોષ અમારા મતમાં નથી. એજ અભિપ્રાયથી અગ્નિલોક, વાયુલોક, વરૂણલોક આદિયોના અર્થ પ્રકાશાદિ વિશેષ અવસ્થાઓનો કહેલો છે. ૬

संगति—મુક્તિ એ દેશવિશેષ પ્રાપ્તિ ભલે ન હોય, પરંતુ બ્રહ્મ પ્રાપ્તિનું નામ મુક્તિ એમ સર્વ વેદોપનિષદ્ કથન કરે છે. જેમકે—(૧) " ब्रह्मवेद ब्रह्मैवभवति " (૨) " ब्रह्मैवसन् ब्रह्माप्येति " बृ॰ ४ ॥ ४ ॥ ६ ॥ (३) "तत्रकोमोहः कः शोकएकत्वमनुपश्यतः" यजु॰ ४० ॥ ७ ॥ ૧ બ્રહ્મને જાણીને બ્રહ્મ થાય છે, ૨ બ્રહ્મ થઈને બ્રહ્મને પ્રાપ્ત થાય છે, ૩ જ્યારે બ્રહ્મની સાથે એક થઈ જાય છે ત્યાર પછી તેને શોક મોહાદિ રહેતાં નથી. ઇત્યાદિ વાક્યોથી એવું જણાય છે કે બ્રહ્મ પ્રાપ્તિ તેજ મુક્તિ છે, તો પછી આપ ત્યાંથી પુનરાવૃત્તિ કેમ માનો છો ? એના ઉત્તરમાં આ કાર્ય્યાધિકરણ છે.

૫ કાર્યાધિકરણ

## कार्यंबादरिरस्य गत्युपपत्तेः ॥ ७॥

पद॰— कार्यम् ॥ बादरिः ॥ अस्य ॥ गत्युपपत्तेः ॥

અર્થ—" कार्यम् " મુક્તિનું કાર્ય " बादरिः " બાદરી આચાર્ય માને છે. " गत्युपपत्तेः " મુક્તિથી કાર્યતા સિદ્ધ થાય છે માટે. અર્થાત્ જ્યારે મુક્તિની પ્રાપ્તિ થાય છે અને શમદમાદિ સાધનોથી મુક્તિ સિદ્ધ થાય છે, તો પછી તેને નિત્ય કેમ માની શકાય ? ૭

## विशेषितत्त्वाच्च ॥ ८ ॥

पद॰— विशेषितत्वात् ॥ च ॥

અર્થ—" विशेषितत्त्वात् " નામ " सएवंवर्तयन् यावदायुषं ब्रह्मलोकमभिसम्पद्यते " छां॰ એ પ્રકારે સંપૂર્ણ આયુ અનુષ્ઠાન કરતાં બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ વિશેષોથી વિશેષતાવાળી હોવાથી મુક્તિ સાદિ છે. ૮

સંગતિ—નનુ " ब्रह्मैवसन् ब्रह्माप्येति " बृ० ४ ॥ ४ ॥ ६ ॥ " ब्रह्मविदाप्नोतिपरम् " तै० २ ॥ १ ॥ १ ॥ " ब्रह्मवेद ब्रह्मैवभवति " ઇત્યાદિ વાક્યોમાં જીવ બ્રહ્મની એકતા કથન કરી છે, તો પછી મુક્તિ અનિત્ય કેમ કેહેવાય ? ઉત્તર—

## सामीप्यात्तु तद्व्यपदेशः ॥९॥

पद०—सामीप्यात् ॥ तु ॥ तद्व्यपदेशः ॥

અર્થ—" सामीप्यात् " અપહત પાપ્માદિ ધર્મોથી જીવાત્મા પણ બ્રહ્મની સમીપતાને પ્રાપ્ત કરી લેછે, અર્થાત્ ગુણસામ્યથી બ્રહ્મની સમીપ સમજાય છે એટલા માટે " तद्व्यपदेशात् " બ્રહ્મરૂપથી તેનું કથન કર્યું છે. વાસ્તવમાં એ જીવાત્મા કદિ બ્રહ્મ થતો નથી. એ અભિપ્રાયથી " ब्रह्मैवसन् ब्रह्माप्येति " " ब्रह्मवेद ब्रह्मैवभवति " ઈત્યાદિ વાક્ય છે. ૯

સંગતિ—જીવ બ્રહ્મની એકતારૂપ મુક્તિ ભલે ન હોય પરંતુ બ્રહ્માદિ લોકોની પ્રાપ્તિ મુક્તિ હોઇ શકે છે, તો પછી પરબ્રહ્મની ધર્મતાપત્તિરૂપ મુક્તિ શા માટે ? ઉત્તર—

## कार्य्यात्ययेतदध्यक्षेण सहातः परमभिधानात् ॥१०॥

पद०—कार्य्यात्यये ॥ तदध्यक्षेण ॥ सह ॥ अतः ॥ परम् ॥ ॥ अभिधानात् ॥

અર્થ—" कार्य्यात्यये " તે બ્રહ્માદિ લોકોનો નાશ થયા પછી " तदध्यक्षेण " નામ ઉક્ત લોકોના સ્વામી પણ " सह " સાથેજ નાશ પામે છે અથવા પામશે. " अतः " એટલા માટે " परमभिधानात् " પરબ્રહ્મના ગુણ ધારણ કરવાથીજ મુક્તિ થઇ શકે છે અન્યથા નહિ. ૧૧

## स्मृतेश्च ॥ ११ ॥

पद०—स्मृतेः ॥ च ॥

અર્થ—" स्मृतेः " સ્મૃતિમાં પણ પરબ્રહ્મનુંજ કથન કર્યું છે. જેમકે " रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुषंपरम् " मनु० १२ ॥ ॥ १२२ ॥ સ્વતઃ પ્રકાશ, એકાગ્ર બુદ્ધિથી પ્રાપ્ત થઇ શકે એવો જે પુરૂષ છે તે પુરૂષને જાણવો જોઇએ. ૧૧

## परंजैमिनिर्मुख्यत्वात् ॥ १२ ॥

पद०—परं ॥ जैमिनिः ॥ मुख्यत्वात् ॥

અર્થ—" परम् " પરબ્રહ્મનુંજ આ ઠેકાણે ગ્રહણ છે એમ જૈમિનિ આચાર્ય માને છે. " मुख्यत्वात् " મુખ્યતાથી બ્રહ્મ શબ્દ પરબ્રહ્મનુંજ નામ છે. જેમકે " सएतान्ब्रह्मगमयति " छा. ४ ॥ १५ ॥ ५ તે જીવોને પરબ્રહ્મને પ્રાપ્ત કરાવે છે એવોજ અર્થ છે. ૧૨

## दर्शनाच्च ॥ १३ ॥

पद०—दर्शनात् ॥ च ॥

અર્થ—" दर्शनात् " જોવામાં પણ એમજ આવે છે કે મુક્ત પુરૂષને માટે જેનું ધ્યાન વર્ણન કર્યું છે, તે પરબ્રહ્મ છે. બીજો કોઈ દેહધારી નથી. જેમકે " अन्यत्रधर्मादन्यत्राधर्मात् " कठ० २ ॥ १४ ॥ તે બ્રહ્મ ધર્માધર્મથી ભિન્ન છે. ૧૩

સંગતિ—યદિ પરબ્રહ્મજ મુક્ત પુરૂષોનો ઉદ્દેશ્ય છે તો " आत्मावारेद्रष्टव्यः श्रोतव्योमन्तव्यो निदिध्यासितव्यः " ઇત્યાદિ વાકયોમાં જે તેનું ધ્યાન કથન કર્યું છે તેતો કાર્યબ્રહ્મનુંજ હોઇ

શકે છે, નિરાકારનું તો ધ્યાન થઇ શકે નહિ. તો પછી પરબ્રહ્મની આવૃત્તિથી મુક્તિ શી રીતે ? ઉત્તર—

## नचकार्येप्रतिपत्त्यभिसन्धिः ॥ १४ ॥

पद०—न ॥ च ॥ कार्ये ॥ प्रतिपत्त्यभिसन्धिः ॥

અર્થ—" नच " નહિ. " कार्ये " કાર્ય વસ્તુમાં " प्रतिपत्त्याभिसन्धिः " ઉપાસના, અર્થાત્ કાર્યબ્રહ્મની ઉપાસના કરવાનું કોઇ પણ ઠેકાણે વિધાન નથી "नतस्यप्रतिमाऽस्ति यस्यनाम महद्यशः" શ્વે० ૪ ॥ १९ ॥ આ ઠેકાણે પરબ્રહ્મનુંજ વર્ણન ઉપનિષદ્કાર કથન કરે છે, અને સ્વામી શંકરાચાર્યજી પણ એનું ભાષ્ય પરબ્રહ્મ વિષયકજ કરે છે. ૧૪

અપ્રતીકાલમ્બનાધિકરણ

## अप्रतीकालम्बनान्नयतीति बादरायण उभयथाऽदोषात्तत्क्रतुश्च ॥ १५ ॥

पद०—अप्रतीकालम्बनात् ॥ नयति ॥ इति ॥ बादरायणः ॥ उभयथा ॥ अदोषात् ॥ तत्क्रतुः ॥ च ॥

અર્થ—" अप्रतीकालम्बनात् " જે પ્રતીકની ઉપાસના નથી કરતા તેનેજ પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ બાદરાયણાચાર્ય માને છે. " उभयथा " ઉભય પ્રકારથી અર્થાત્ કર્મયોગ અને જ્ઞાનયોગથી " अदोषात् " કાંઈ દોષ નથી. " तत्क्रतुः " બ્રહ્મક્રતુ અર્થાત્ બ્રહ્મનો ઉપાસકજ બ્રહ્મને પ્રાપ્ત થાય છે, ઇતર જડ પદાર્થોનો ઉપાસક બ્રહ્મને પ્રાપ્ત થતો નથી. ૧૫

## विशेषं च दर्शयति ॥ १६ ॥

पद०—विशेषम् ॥ च ॥ दर्शयति ॥

અર્થ—ઉપનિષદ્કાર પરબ્રહ્મની ઉપાસનામાં વિશેષતા પણ દર્શાવે છે. જેમકે છાંદોગ્યના સાતમા પ્રપાઠકમાં સનત્કુમાર અને નારદના સંવાદમાં સનત્કુમારે પ્રથમ નારદને નામની ઉપાસના બતાવી, પછી તેના એવું પુછવાપર કે " હે ભગવન્ ! કોઇ નામથી પણ ઉત્તમ છે ? ત્યારે તેમણે મન, મનની પછી સંકલ્પ, પછી ચિત્ત, પછી ધ્યાન, વિજ્ઞાન, બલ, અન્ન, જલ, એ પ્રમાણે કાંઇએક જડ પદાર્થોના નામ લેતાં સનત્કુારે આખરે કહ્યું કે—" योवै भूमातत्सुखं नाल्पेसुखमस्ति भूमैवसुखं भूमातुएव विजिज्ञासितव्यः " छां० ७ ॥२॥१॥ જે ભુમા એટલે પરબ્રહ્મ કે જે સર્વથી મોટો છે તેજ સુખસ્વરૂપ છે. અલ્પમાં સુખ નથી. અલ્પ નામ તેનાથી ભિન્ન જડ પ્રતીકાદિકોમાં સુખ નથી. એટલા માટે ભૂમાનીજ જાણવાની ઇચ્છા કરવી જોઇએ. તેના પછી તેનું સ્વરૂપ પુછયું ત્યારે સનત્કુમારે નારદને પરબ્રહ્મનો ઉપદેશ કર્યો. એ પ્રકારે વિશેષતા શાસ્ત્ર બતાવે છે. એટલા માટે મુક્ત પુરૂષ માટે પરમ પદ એક માત્ર પરબ્રહ્મજ છે. અન્ય કાંઇ વસ્તુ નથી. ૧૬

## ॥ इतिश्री वेदान्तार्य्यभाष्ये चतुर्थाध्यायस्य तृतीयः पादः समाप्तः ॥



# अथ वेदान्तार्य्यभाष्ये चतुर्थाध्यायस्य चतुर्थः पादः प्रारभ्यते

સંગતિ — પૂર્વ પાદમાં અર્ચિ આદિ દિવ્ય ભાવોદ્વારા પરબ્રહ્મની પ્રાપ્તિરૂપ મુક્તિનું વર્ણન કર્યું, અને એ પણ જણાવ્યું કે કાર્યની ઉપાસનાથી મુક્તિ થતી નથી. એ કથનથી પ્રતીકાલંબીયોના મતનો સ્પષ્ટ રીતિથી નિષેધ કર્યો. હવે મુક્ત પુરૂષનું ઐશ્વર્ય નિરૂપણ કરવા માટે આ ચોથા પાદનો આરંભ થાય છે.

૧ સંપદ્યાવિર્ભાવાધિકરણ.

## सम्पद्याविर्भावः स्वेनशब्दात् ॥ १ ॥

पद०—सम्पद्य ॥ आविर्भावः ॥ स्वेन ॥ शब्दात् ॥

અર્થ—" सम्पद्य " મુક્તિ અવસ્થામાં પણ તે બ્રહ્મને પ્રાપ્ત થઇને " आविर्भावः " સ્વસ્વરૂપે સ્થિર થાય છે. " स्वेनशब्दात् " એ વાત આત્માવાચી શબ્દથી જણાય છે. એનું વિષયવાકય એવું છે કે " एषसम्प्रसादोऽस्माच्छरीरात्समुत्थायपरं ज्योतिरुपसंपद्य स्वेनरूपेणाभिनिष्पद्यते " छां० ८ ॥ ३ ॥ ४ ॥ મુક્ત જીવ આ શરીરને છોડીને પરંજ્યોતિ બ્રહ્મને પ્રાપ્ત થઇને પોતાના સ્વરૂપે સ્થિર થાય છે. સ્વસ્વરૂપથી સ્થિર થવાનો અર્થ એવો છે કે આ જીવ અર્ચિ આદિ ભાવો દ્વારા પરંજ્યોતિરૂપ જે બ્રહ્મ છે તેને પ્રાપ્ત થઇને વિશેષદશાને પ્રાપ્ત થાય છે, અને એજ એના સ્વરૂપાવિર્ભાવનો અર્થ છે. દશાવિશેષનો અર્થ બ્રહ્મના અપહતપાપ્માદિ ધર્મોને પામવાનો છે. એથી જણાય છે કે મુક્તિભાવ પદાર્થ છે. ૧

માયાવાદિયોના મતમાં મુક્તિમાં કોઇ અપૂર્વ વસ્તુની પ્રાપ્તિ થતી નથી, એ વાતનું ખંડન ઉક્ત છાંદોગ્યના વાકયથી જણાય છે. સ્વામી રામાનુજાચાર્યજીએ પણ એ સૂત્રના ભાષ્યમાં મુક્તિ એક દશાવિશેષજ માની છે. જેમકે " दशाविशेषमापद्यते " श्री० भा० अ० सू० ४ ॥ ४ ॥ १ ॥ એ સૂત્રમા સ્પષ્ટ કર્યું છે. ૧

સંગતિ—જે એમ કહ્યું છે કે મુક્તિ અવસ્થામા જીવ પોતાના સ્વસ્વરૂપથી સ્થિર થાય છે, તો સ્વરૂપ તો તેને નિત્ય પ્રાપ્ત થાય છેજ પછી " स्वस्वरूपेणाभिनिष्पद्यते " એ છાદોગ્યનું શુ તાત્પર્ય ? ઉત્તર—

## मुक्तः प्रतिज्ञानात् ॥ २ ॥

पद०—मुक्तः ॥ प्रतिज्ञानात् ॥

અર્થ—" मुक्त " જે મુક્ત પદ છે અર્થાત્ મુક્તિની જે અવસ્થા છે તે પ્રથમ પ્રાપ્ત નહિ હતી. " प्रतिज्ञानात् " પ્રતિપાદ્યરૂપતાથી તેની પ્રતિજ્ઞા કરવાથી " यआत्मा अपहतपाप्माविजरोविमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः सोन्वेष्टव्यः सविजिज्ञासितव्यः " छां० ८ ॥ ७ ॥ १ ॥ જે પરમાત્મા પાપોથી રહિત છે, જરાવસ્થાથી રહિત, મૃત્યુ રહિત, શોક રહિત, ખાવાની ઇચ્છા રહિત, સત્ય કામ, સત્ય સંકલ્પ છે તેની જીજ્ઞાસા કરવી જોઇએ. તે પરંજ્યોતિને પ્રાપ્ત થઇને " अभिनिष्पद्यते " સ્વસ્વરૂપમાં સ્થિર થાય છે. પરંજ્યોતિના જે સ્વાભાવિક ગુણ છે તે પરંજ્યોતીને પ્રાપ્ત થઇને જીવમાં આવિર્ભૂત થાય છે. એ વાત 'ब्राह्मेणजैमिनि रुपन्यासादिभ्यः' એ પાંચમા સૂત્રમાં કહેશે કે મુક્ત કાલમાં જીવ અપહતપાપ્માદિ બ્રહ્મના ધર્મોને ધારણ કરે છે, એથી જણાય છે કે મુક્તમા જે બ્રહ્મ ધર્મોનું ધારણ કરવું છે તેજ અપૂર્વતા છે. એટલા માટે નિત્યપ્રાપ્તની પ્રાપ્તિ તે મુક્તિ નથી કિન્તુ મુક્તિ અપૂર્વ પદાર્થ છે. મન્દ કર્મોના

ક્ષયપૂર્વક પરજ્યોતિને પ્રાપ્ત થવું અને તેના અપહતપાપ્માદિ ધર્મોને ધારણ કરીને સ્વસ્વરૂપની અભિનિષ્પત્તિ મુક્તિનું સ્વરૂપ છે. એમાં કેવલ એટલો અંશ નિત્ય પ્રાપ્ત છે કે જે પોતાનાં સ્વરૂપના કર્મ ક્ષય થયા પછી સ્વસ્વરૂપની પ્રાપ્તિ થાય છે. તે એટલા અંશથી મુક્તિની અપૂર્વતા કાંઇ નષ્ટ થતી નથી.

માયાવાદી લોક મુક્તિને નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિ માને છે. મુક્ત પુરૂષના આત્મામાં કોઇ વિશેષ ફલ માનતા નથી. જેમકે સ્વામી શં૦ ચા૦ જીએ એજ સૂત્રના ભાષ્યમાં લખ્યું છે કેઃ— " फलत्वप्रसिद्धिरपिमोक्षस्य बन्धनिवृत्तिमात्रापेक्षा, नापूर्वोपजननापेक्षा ॥ यदप्यभिनिष्पद्यते, इत्युत्पत्तिपर्य्यायत्वं तदपिपूर्वावस्थापेक्षं, यथारोगनिवृत्तावरोगोऽभिनिष्पद्यते, इतितद्वत् " शं० भा० ब्र० सू० ४ ॥ ४ ॥ २ ॥ મુક્તિને જે ફલ કહેવાય છે તે બંધની નિવૃત્તિના અભિપ્રાયથીજ કેહેવાય છે, પણ કાંઇ અપૂર્વતાના અભિપ્રાયથી નહિ. અને જે " अभिनिष्पद्यते " એ ઉપનિષ્દ્ વાક્ય મુક્તિમાં કોઇ અપૂર્વભાવની ઉત્પત્તિ દર્શાવે છે તે પૂર્વાવસ્થાની અપેક્ષાથી છે; જેમકે રોગની નિવૃત્તિ થયા પછી " अरोगोभिनिष्पद्यते " અર્થાત્ આ રોગ રહિત થયો એમ કેહેવાય છે. આ ઠેકાણે કાંઇ થઈ નથી ગયું કિંતુ પૂર્વની નિવૃત્તિ થયાથી અરોગી થયો એમ કહેવાય છે. એ પ્રમાણે મુક્તિને પણ બંધની નિવૃત્તિ હોવાથી ફલરૂપ કહી છે. વાસ્તવમાં તેમાં કાંઇ પણ અપૂર્વતા નથી. એજ અભિપ્રાયથી સ્વામિ શંકરાચાર્યજીના શિષ્યો મુક્તિનું લક્ષણ કરે છે કેઃ— " आनन्दात्मक ब्रह्मप्राप्तिश्चमोक्षः शोकनिवृत्तिश्च " वे. प. भा. प. ८ આનંદરૂપ બ્રહ્મની પ્રાપ્તિ અને શોકની નિવૃત્તિ મુક્તિ કહેવાય છે. આ ઠેકાણે આનંદરૂપ બ્રહ્મની પ્રાપ્તિ તેમના મતમાં એટલા માટે નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિ કેહેવાય છે કે જીવ પણ બ્રહ્મજ છે. કેવલ અવિદ્યાથી ઢંકાયલો હતો તે અવિદ્યારૂપ અનર્થની નિવૃત્તિ તે શોક નિવૃત્તિ કેહેવાય છે. યદિ કોઇ તેમને એવો પ્રશ્ન કરે કે શોકનિવૃત્તિ તો તમારા મતમાં કાર્ય છે, તો પછી તમે મુક્તિને નિત્ય કેમ કહિ

શકો છો ? તો એનો ઉત્તર એમ આપે છે કે શોક નિવૃત્તિ અધિષ્ઠાનભૂત બ્રહ્મરૂપ છે એટલા માટે તે કાર્ય નથી. યદિ કોઇ પૂછે કે નિત્ય પ્રાપ્તજ હતી તો પછી વળી તેની પ્રાપ્તિ શી ? એનો ઉત્તર એવો આપે છે કે જેવી રીતે આપણા હાથનું કંકણ કોઇને વિસ્મરણ થઇ જાય અને તે પાછું કોઇ ઉપદેષ્ટાના બતાવ્યાથી પ્રાપ્ત થાય તો તે કોઇ અપૂર્વ વસ્તુની પ્રાપ્તિ કહેવાતી નથી કિન્તુ પ્રાપ્તનીજ પ્રાપ્તિ કેહેવાય છે. એ પ્રકારે અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મુક્તિ અમારા મનમાં કોઇ કાર્ય પદાર્થ નથી. એ પ્રકારે માયાવાદીઓએ મુક્તિને કાર્ય પદાર્થ માન્યો નથી, પરંતુ એ તેમનુ કથન આગ્રહ માત્ર છે; કેમકે— " परंज्योतिरुपसम्पद्यस्वेन रूपेणाभिनिष्पद्यते " ઈત્યાદિ વાકયોમાં જે પ્રાપ્તિ નિરૂપણ કરી છે, યદિ આ ઠેકાણે મુક્તિ સાધ્ય પદાર્થ ન હોત તો તેની પ્રાપ્તિ વળી શું ? અને તે તત્વજ્ઞાનને મોક્ષનું સાધન માને છે. હવે જો મોક્ષ કોઇ સાધ્ય પદાર્થ ન હોત તો જ્ઞાન તેનું સાધન કેમ કેહેવાતે ? ઇત્યાદિ અનેક તર્કો મુક્તિને કાર્ય સિદ્ધ કરવામાં છે, તર્કનો વિસ્તાર અમે આ ઠેકાણે એવા અભિપ્રાયથી કરતા નથી કે તર્કના વિસ્તારથી શબ્દ પ્રમાણનો વિચાર ન્યૂન રહી જાય છે. અમારા મતનું પોષક એથી વિશેષ મોટું પ્રમાણ બીજું શુ જોઇયે જુઓ— " तयोर्ध्वमायन्नमृतत्वमेति " છાં० ૮ ॥ ૭ ॥ ૧ ॥ ઈત્યાદિ વાકયમાં મુક્તિને અમૃત પ્રાપ્તિરૂપ લખી છે. વળી આગળ—" यआत्मा अपहतपाप्मा " છાં. ૮ ॥ ૭ ॥ ૧ ॥ ઈત્યાદિ વાકયોમાં નિષ્પાપ પરમાત્માના અપહત પાપ્માદિ ગુણ ધારણ કરવાથી અમૃતની પ્રાપ્તિ માની છે. યદિ મુક્તિ કોઇ કાર્ય પદાર્થ ન હોત તો ઉક્ત વાકય તેની પ્રાપ્તિનું કથન કેમ કરતે ? એટલુંજ નહિ પણ એજ પાદમાં "भावं जैमिनीर्विकल्पनात्" બ્ર० સૂ० ૪॥ ૪ ॥ ૧ ઇત્યાદિ સૂત્રોમાં મુક્તિનાં ઐશ્વર્યનું વર્ણન કર્યું છે. જો ઉક્ત સ્વામી શં० ચા૦ જીના મતાનુકૂલ પાષાણકલ્પજ મુક્તિ હોત અર્થાત્ તેમાં કાંઇ અપૂર્વતા નહિ અને વિશેષતા નહિ પરંતુ કેવલ તેમના મંતવ્યાનુકૂલ તે બ્રહ્મની સાથે ઐકયતારૂપી મુક્તિ

હોત—જે કે પોતે પોતાને પણ જાણી શકતો નથી, કેમકે તેમના મતમાં તો જાણવું આદિ સર્વ ધર્મ આવિદ્યક છે. તો પછી તેમાં મુક્તિના ઐશ્વર્યનું વર્ણન શા માટે કર્યું ? સ્વામી શંકરાચાર્યજીએ સંસ્કાર્ય, વિકાર્ય, ઉત્પાદ્ય, અને પ્રાપ્ય એમ ચાર પ્રકારની મુક્તિનું ખંડન કરીને કેવલ પાષાણકલ્પજ મુક્તિ માની છે; જેનો આ પાદમાં ગંધ માત્ર પણ જણાતો નથી !!! હા, એ યુક્તિ તેમને અવશ્ય આવડે છે કે જ્યાં જ્યાં મુક્તિનાં ઐશ્વર્યનું વર્ણન કર્યું છે ત્યાં ત્યાં તેઓશ્રી દેશવિશેષ પ્રાપ્તિરૂપ મુક્તિ કહે છે, અને વળી ક્રમમુક્તિ પણ કહે છે. અને પાછું એમ માને છે કે તે બ્રહ્માદિલોકથી ક્રમ મુક્તિવાળા પાછા આવે છે અને પોતાની નિત્ય પ્રાપ્તરૂપ મુક્તિથી પુનરાગમન માનતા નથી. પરંતુ આશ્ચર્ય એ છે કે એ નિત્યપ્રાપ્તની પ્રાપ્તિરૂપ મુક્તિને છાંદોગ્યના આ વાકયથી સિદ્ધ કરે છે કે " सखल्वेवंवर्तयन्यावदायुषं ब्रह्मलोकमभिसम्पद्यते " અર્થાત્ સંપૂર્ણ આયુ પર્યન્ત ઉક્ત પ્રકારે કર્મ કરતાં બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. છાંદોગ્યના એ વાકયથી તેઓ પોતાની પાષાણ કલ્પ મુક્તિ સિદ્ધ કરે છે, પણ એમાં તો નિત્યપ્રાપ્તની પ્રાપ્તિરૂપ મુક્તિનો લેશ માત્ર પણ નથી. એટલા માટે " मुक्त प्रतिज्ञानात् " એ સૂત્રના ભાષ્યમાં જે સ્વામી શંકરાચાર્યજીએ નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિરૂપ મુક્તિ માની છે તે ઠીક નથી. ૨

સંગતિ—નનુ તમારી પણ બ્રહ્મની પ્રાપ્તિરૂપ મુક્તિ કેમ સિદ્ધ થઇ શકે ? કેમકે " परंज्योतिरुपसम्पद्यते " छां. ८।।३।।४।। એ વાકયમાંતો જ્યોતિને પ્રાપ્ત થવાથી મુક્તિ કહી છે, અને જ્યોતિ શબ્દ લૌકિક સૂર્યાદિ જ્યોતિયોનું કથન કરે છે, તો પછી પરબ્રહ્મની પ્રાપ્તિરૂપ મુક્તિ કેમ સિદ્ધ થાય ? ઉત્તર—

બ્રહ્મનો અભેદ થાય છે તો પછી પરંજ્યોતિની પ્રાપ્તિરૂપ મુક્તિ કે જેમાં અપહતપાપ્માદિ પરમાત્માના ધર્મોનું ધારણ કરવું છે એ ભેદ પ્રધાન મુક્તિ વેદાન્તશાસ્ત્રનો વિષય કેમ થઈ શકે ? ઉત્તર-

૨ અવિભાગેન દૃષ્ટત્વાધિકરણ

## अविभागेनदृष्टत्वात् ॥ ४ ॥

पद०— अविभागेन ॥ दृष्टत्वात् ॥

અર્થ— " अविभागेन " ભેદાભાવવડે " दृष्टत्वात् " જણાયાથી અભેદનું કથન છે. અર્થાત્ અહંગ્રહોપાસના સમયે અથવા શમ વિધિમાં અભેદરૂપ દૃષ્ટિનું શાસ્ત્રમાં વિધાન કર્યું છે. વાસ્તવમાં જીવ બ્રહ્મની એકતા શાસ્ત્રમાં કોઇ પણ ઠેકાણે નથી એજ અભિપ્રાયથી સૂત્રકારે આ સૂત્ર કહ્યુ છે, યદિ અવિભાગથી તાત્પર્ય એકતાનું હોત તો " सोऽश्नुते सर्वान्कामान् सहब्रह्मणाविपश्चिता ॥ यदापश्यः पश्यते रुक्मवर्णं कर्त्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ॥ तदाविद्वान् पुण्यपापेविधूय निरञ्जनः परमंसाम्यमुपैति " मुण्ड० ३ ॥ २ ॥ ३ ॥ તે સર્વ કામનાઓને બ્રહ્મની સાથે મળીને મુક્તિ અવસ્થામાં ભોગવે છે. જ્યારે જીવાત્મા તે સ્વયંપ્રકાશ સર્વ જગતનું કારણ પરમાત્માનો સાક્ષાત્કાર કરી લેછે ત્યારે પુણ્ય પાપને છોડીને નિષ્પાપ થઇને પરબ્રહ્મની સાથે સમતાને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ વાકયોમાં મુક્તિ અવસ્થામાં જીવ બ્રહ્મનો ભેદ કથન કર્યો છે; એટલુંજ નહિ પરંતુ એજ અભિપ્રાયથી ' इदं ज्ञानमुपाश्रित्य ममसाधर्म्यमागता " गी० १४ ॥ २ ॥ એજ જ્ઞાનનો આશ્રય લઇને મારી સમતાને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ વાકયોમાં શ્રીકૃષ્ણજીએ પણ બ્રહ્મધર્મની પ્રાપ્તિનેજ મોક્ષ માન્યો છે. પણ કાંઈ બ્રહ્મ બની જવાનું માન્યું નથી. અને જે એમ કહ્યું છે કે (૧) " यस्मिन्सर्वाणिभूतान्यात्मैव " (२) यथानद्यः स्यन्दमाना " (३) " सर्वंखल्विदंब्रह्म " (४) " मृत्योः समृत्युमाप्नोति "

# आत्माप्रकरणात् ॥ ३ ॥

पद०— आत्मा ॥ प्रकरणात् ॥

અર્થ—આત્મા એટલે ચેતનનુ તે ઠેકાણે પ્રકરણ છે, માટે જ્યોતિ શબ્દથી ત્યાં પરમાત્માનુંજ ગ્રહણ થાય છે કાંઇ જડ જ્યોતિનું નહિ. " यआत्मा अपहतपाप्मा विजरोविमृत्युः" छां० ८॥७॥१॥ એ પ્રકરણમાં લૌતિક જ્યોતિનું ગ્રહણ થઈ શકતું નથી. બીજી એ વાત છે કે જ્યોતિ શબ્દની પ્રવૃત્તિ પરમાત્મામાં જણાય છે. જેમકે— " तद्देवाज्योतिषांज्योतिः " बृ० ४ ॥ ४ ॥ १६ ॥ અને " ज्योतिर्दर्शनात् " ब्र० सू० १ ॥ ३ ॥ ४० ॥ ઇત્યાદિ સ્થલોમાં જ્યોતિ નામ પરમાત્માનુંજ કથન કર્યું છે, પણ લૌતિક જ્યોતિનું નહિ. ૩

સંગતિ— (૧) " यस्मिन्सर्वाणि भूतान्यात्मैव " (२) " यथानद्यस्यन्दमानाः समुद्रेऽस्तंगच्छन्ति नामरूपेविहाय तथाविद्वान्नामरुपाद्विमुक्तः परात्परपुरुष मुपैतिदिव्यम् " मुण्ड० ३ ॥ ३ ॥ ॥ ८ ॥ (३) सर्वंखल्विद ब्रह्मतज्जलानिति शान्त उपासित " छां० ३ ॥ १४ ॥ १ ॥ (४) " तत्त्वमसि " छां० ६ ॥ ८ ॥ ७ ॥ (५) " मृत्योः समृत्युमाप्नोति यइहनानेवपश्यति " बृ० ४ ॥ ४ ॥ ॥ १९ ॥ (૧) જે અવસ્થામાં જ્ઞાનથી સર્વ પ્રાણી તેનો આત્મા થઇ જાય છે, તે અવસ્થામાં તેને કાંઇ શોક મોહ રેહેતો નથી (૨) જે પ્રમાણે સર્વ નદીઓ પોતાના નામરૂપનો ત્યાગ કરી સમુદ્રમાં અસ્ત પામે છે, તેમ વિદ્વાન્ નામરૂપથી વિમુક્ત થઇને દિવ્ય પુરૂષને પ્રાપ્ત થાય છે. (૩) આ સર્વ કાંઇ બ્રહ્મ છે એ માટે એવું સમજવું કે તેનાથીજ બધું ઉત્પન્ન થાય છે, તેમાંજ લય થાય છે, તેમાંજ ચેષ્ટા કરે છે એ પ્રકારે અભેદોપાસના કરવી. (૪) તે બ્રહ્મ તું છે. (૫) જે ભેદદર્શી છે તે વારંવાર જન્મ મરણને પ્રાપ્ત થાય છે ઇત્યાદિ વાક્યોથી એમ જણાય છે કે મુક્તિ અવસ્થામાં જીવ

બ્રહ્મનો અભેદ થાય છે તો પછી પરંજ્યોતિની પ્રાપ્તિરૂપ મુક્તિ કે જેમાં અપહતપાપ્માદિ પરમાત્માના ધર્મોનું ધારણ કરવુ છે એ ભેદ પ્રધાન મુક્તિ વેદાન્તશાસ્ત્રનો વિષય કેમ થઈ શકે ? ઉત્તર-

૨ અવિભાગેન દૃષ્ટત્વાધિકરણ

## अविभागेनदृष्टत्वात् ॥ ४ ॥

पद०— अविभागेन ॥ दृष्टत्वात् ॥

અર્થ— " अविभागेन " ભેદાભાવવડે " दृष्टत्वात् " જણાયાથી અભેદનું કથન છે. અર્થાત્ અહંગ્રહોપાસના સમયે અથવા શમ વિધિમાં અભેદરૂપ દૃષ્ટિનું શાસ્ત્રમાં વિધાન કર્યુ છે. વાસ્તવમાં જીવ બ્રહ્મની એકતા શાસ્ત્રમાં કોઇ પણ ઠેકાણે નથી એજ અભિપ્રાયથી સૂત્રકારે આ સૂત્ર કહ્યુ છે, યદિ અવિભાગથી તાત્પર્ય એકતાનું હોત તો " सोश्नुते सर्वान्कामान् सहब्रह्मणाविपश्चिता ॥ यदापश्यः पश्यते रुक्मवर्ण कर्त्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ॥ तदाविद्वान् पुण्यपापेविधूय निरञ्जनः परमंसाम्यमुपैति " मुण्ड० ३ ॥ २ ॥ ३ ॥ તે સર્વ કામનાઓને બ્રહ્મની સાથે મળીને મુક્તિ અવસ્થામાં ભોગવે છે. જ્યારે જીવાત્મા તે સ્વયંપ્રકાશ સર્વ જગતનું કારણ પરમાત્માનો સાક્ષાત્કાર કરી લેછે ત્યારે પુણ્ય પાપને છોડીને નિષ્પાપ થઇને પરબ્રહ્મની સાથે સમતાને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ વાક્યોમાં મુક્તિ અવસ્થામા જીવ બ્રહ્મનો ભેદ કથન કર્યો છે; એટલુંજ નહિ પરંતુ એજ અભિપ્રાયથી " इदं ज्ञानमुपाश्रित्य ममसाधर्म्यमागता " गी० १४ ॥ २ ॥ એજ જ્ઞાનનો આશ્રય લઇને મારી સમતાને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ વાક્યોમાં શ્રીકૃષ્ણજીએ પણ બ્રહ્મધર્મની પ્રાપ્તિનેજ મોક્ષ માન્યો છે. પણ કાંઈ બ્રહ્મ બની જવાનું માન્યું નથી. અને જે એમ કહ્યુ છે કે (१) " यस्मिन्सर्वाणिभूतान्यात्मैव " (२) यथानद्यः स्यन्दमाना " (३) " सर्वंखल्विदंब्रह्म " (४) " मृत्योः समृत्युमाप्नोति "

# आत्माप्रकरणात् ॥ ३ ॥

मद०— आत्मा ॥ प्रकरणात् ॥

અથ—આત્મા એટલે ચેતનનુ તે ઠેકાણે પ્રકરણ છે, માટે જ્યોતિ શબ્દથી ત્યા પરમાત્માનુજ ગ્રહણ થાય છે કાઇ જડ જ્યોતિનુ નહિ “ यआत्मा अपहतपाप्मा विजरोविमृत्युः” छां० ८॥७॥१॥ એ પ્રકરણમા ભૌતિક જ્યોતિનુ ગ્રહણ થઈ શકતુ નથી બીજી એ વાત છે કે જ્યોતિ શબ્દની પ્રવૃત્તિ પરમાત્મામા જણાય છે જેમકે—“ तद्देवाज्योतिषाज्योतिः ” बृ० ४ ॥ ४ ॥ १६ ॥ અને “ ज्योतिर्दर्शनात् ” ब्र० सू० १ ॥ ३ ॥ ४० ॥ ઇત્યાદિ સ્થલોમા જ્યોતિ નામ પરમાત્માનુજ કથન કર્યુ છે, પણ ભૌતિક જ્યોતિનુ નહિ ૩

સંગતિ— (१) “ यस्मिन्सर्वाणि भूतान्यात्मैव ” (२) “ यथा नद्यस्यन्दमानाः समुद्रेऽस्तगच्छन्ति नामरूपेविहाय तथाविद्वान्नामरुपाद्विमुक्तः परात्परंपुरुष मुपैतिदिव्यम् ” मुण्ड० ३ ॥ २ ॥ ॥ ८ ॥ (३) सर्वंखल्विद ब्रह्मतज्जलानिति शान्त उपासित ” छां० ३ ॥ १४ ॥ १ ॥ (४) “ तत्त्वमसि ” छां० ६ ॥ ८ ॥ ७ ॥ (५) “ मृत्योः समृत्युमाप्नोति यइहनानेवपश्यति ” बृ० ४ ॥ ४ ॥ ॥ १९ ॥ (१) જે અવસ્થામા જ્ઞાનથી સર્વ પ્રાણી તેનો આત્મા થઇ જાય છે, તે અવસ્થામા તેને કાઇ શોક મોહ રહેતો નથી (૨) જે પ્રમાણે સર્વ નદીઓ પોતાના નામરૂપનો ત્યાગ કરી સમુદ્રમા અસ્ત પામે છે, તેમ વિદ્વાન્ નામરૂપથી વિમુક્ત થઇને દિવ્ય પુરૂષને પ્રાપ્ત થાય છે (૩) આ સર્વ કાઇ બ્રહ્મ છે એ માટે એવુ સમજવુ કે તેનાથીજ બધુ ઉત્પન્ન થાય છે, તેમાજ લય થાય છે તેમાજ ચેષ્ટા કરે છે એ પ્રકારે અભેદોપાસના કરવી (૪) તે બ્રહ્મ તુ છે (૫) જે ભેદદર્શી છે તે વારવાર જન્મ મરણને પ્રાપ્ત થાય છે ઇત્યાદિ વાક્યોની એમ જણાય છે કે, મુક્તિ અવસ્થામા જીવ

બ્રહ્મનો અભેદ થાય છે તો પછી પરંજ્યોતિની પ્રાપ્તિરૂપ મુક્તિ કે જેમાં અપહતપાપ્માદિ પરમાત્માના ધર્મોનું ધારણ કરવુ છે એ ભેદ પ્રધાન મુક્તિ વેદાન્તશાસ્ત્રનો વિષય કેમ થઈ શકે ? ઉત્તર-

२ अविभागेन दृष्टत्वाधिकरणं

## अविभागेनदृष्टत्वात् ॥ ४ ॥

पद०— अविभागेन ॥ दृष्टत्वात् ॥

અર્થ— " अविभागेन " ભેદાભાવવડે " दृष्टत्वात् " જણાયાથી અભેદનું કથન છે. અર્થાત્ અહંગ્રહોપાસના સમયે અથવા શમ વિધિમાં અભેદરૂપ દૃષ્ટિનું શાસ્ત્રમાં વિધાન કર્યુ છે. વાસ્તવમાં જીવ બ્રહ્મની એકતા શાસ્ત્રમાં કોઇ પણ ઠેકાણે નથી એજ અભિપ્રાયથી સૂત્રકારે આ સૂત્ર કહ્યુ છે, યદિ અવિભાગથી તાત્પર્ય એકતાનું હોત તો " सोश्नुते सर्वान्कामान् सहब्रह्मणाविपश्चिता ॥ यदापश्यः पश्यते रुक्मवर्णं कर्त्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ॥ तदाविद्वान् पुण्यपापेविधूय निरञ्जनः परमंसाम्यमुपैति " मुण्ड० ३ ॥ २ ॥ ३ ॥ તે સર્વ કામનાઓને બ્રહ્મની સાથે મળીને મુક્તિ અવસ્થામાં ભોગવે છે. જ્યારે જીવાત્મા તે સ્વયંપ્રકાશ સર્વ જગતનું કારણ પરમાત્માનો સાક્ષાત્કાર કરી લેછે ત્યારે પુણ્ય પાપને છોડીને નિષ્પાપ થઇને પરબ્રહ્મની સાથે સમતાને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ વાકયોમાં મુક્તિ અવસ્થામાં જીવ બ્રહ્મનો ભેદ કથન કર્યો છે; એટલુંજ નહિ પરંતુ એજ અભિપ્રાયથી " इदं ज्ञानमुपाश्रित्य ममसाधर्म्यमागता " गी० १४ ॥ २ ॥ એજ જ્ઞાનનો આશ્રય લઇને મારી સમતાને પ્રાપ્ત થાય છે. ઇત્યાદિ વાકયોમાં શ્રીકૃષ્ણજીએ પણ બ્રહ્મધર્મની પ્રાપ્તિનેજ મોક્ષ માન્યો છે. પણ કાંઈ બ્રહ્મ બની જવાનું માન્યું નથી. અને જે એમ કહ્યું છે કે (१) " यस्मिन्सर्वाणिभूतान्यात्मैव " (२) यथानद्यः स्यन्दमाना " (३) " सर्वंखल्विदंब्रह्म " (४) " मृत्योः समृत्युमाप्नोति "

ઇત્યાદિ વાકયોમાં જીવ બ્રહ્મની એકતાનું કથન કર્યું છે તો તે વાત ઠીક નથી. (૧) એ યજુર્વેદ મંત્રમાં પરમાત્માનું વર્ણન છે. આશય એવો છે કે જે અવસ્થામાં તમામ ભૂતોને જીવ, આત્મારૂપ સમજી લેછે અર્થાત્ સર્વ વ્યાપક રૂપથી સર્વમાં પરમાત્મા દૃષ્ટિ કરી લેછે, તે વખતે તેને શોક અથવા મોહ થતો નથી એ એક શમવિધિની ઉપાસના છે; કેમકે એની પહેલાના મંત્રમાં પરમાત્માના વ્યાપ્ય વ્યાપક ભાવનું વર્ણન છે. (૨) અને જે નદિ સમુદ્રાદિકોના દૃષ્ટાંતથી જીવ બ્રહ્મની એકતા સિદ્ધ કરી છે ત્યાં નામરૂપને છોડવાનું લખ્યું છે. અર્થાત્ આ જડ શરીરને છોડીને " परात्परं " એટલે પ્રકૃતિથી પર જે દિવ્ય પુરૂપ પરમાત્મા છે તેને મુક્ત જીવ પ્રાપ્ત થાય છે. જો આ ઠેકાણે અભેદનું તાત્પર્ય હોત તો પ્રાપ્ય પ્રાપક ભાવથી નિર્દેશ નહિ કર્યો હોતે. (૩) આ ઠેકાણે સ્પષ્ટ શમવિધિની ઉપાસનાનું વિધાન છે કે આ સર્વ વસ્તુઓ બ્રહ્મથી ઉત્પન્ન થાય છે, બ્રહ્મમાં લય થઇ પ્રલય કાળમાં રહે છે અને તેમાંજ પુનઃ ચેષ્ટા કરે છે. એ અભિપ્રાયથી " सर्वंखल्विदं " બ્રહ્મની દૃષ્ટિ કહી છે એવાતનું મોટું પ્રમાણ એ છે કે આ ઠેકાણે " उपासीत " ક્રિયા છે. જો સર્વ વસ્તુનું બ્રહ્મ વિધાનનું તાત્પર્ય હોત તો " उपासीत " એ ક્રિયાનું પ્રયોજન શું ? (૪) આ વાકય પણ બ્રહ્મમાં નાના દૃષ્ટિનો નિષેધ કરે છે, અર્થાત્ જે ઇશ્વરને રામ કૃષ્ણાદિ રૂપથી ઘણા માને છે, અથવા તે અવ્યક્તને વ્યક્તિમાન્ માને છે તેના નિષેધના અભિપ્રાયથી છે. એજ અભિપ્રાયથી કઠોપનિષદ્‌માં " मनसैवेदमाप्तव्यं नेहनानास्ति किञ्चन " એવું તેનું પૂર્વાર્દ્ધ છે. અર્થાત્ તે પરમાત્મા મનનો વિષય છે, ચક્ષુ આદિ ઇંદ્રિયોનો વિષય નથી, એટલા માટે તેમાં નાનાપણું નથી; એમાં જીવ બ્રહ્મની એકતાનું શું કામ આવ્યું ? યદિ અગતિક ગતિ માનીને એમ માની પણ લઇયે કે " अविभागेनदृष्टत्वात् " એસૂત્ર જીવ બ્રહ્મની એકતાનું વિધાન કરે છે. તો "अधिकन्तुभेदनिर्देशात्" ब्र० सू० २ ॥ २ ॥ २२ ॥ એ સૂત્રમાં જીવ બ્રહ્મના ભેદનો નિષેધ શા માટે કર્યો ? યદિ એમ કહિયે કે તે તો વ્યવહાર દૃષ્ટિથી છે અને આતો પરમાર્થ દૃષ્ટિથી છે, તો એમાં શું પ્રમાણ ? તે પર-

માર્થ દૃષ્ટિ અને એકતા વ્યવહાર દૃષ્ટિ એમ કેમ નહિ માનવું ? આ અમે કંઇએક સ્થાનોમાં લખી આવ્યા છીએ કે વ્યવહાર દૃષ્ટિ અને પરમાર્થ દૃષ્ટિ તો માયાવાદીઓની ભૂલભૂલામણી છે એનાથી ભૂલેલો પરમાર્થથી પણ ભૂલી જાય છે. અધિક વિસ્તારમાં સાર શુ છે. જુઓ એનીજ આગળનું સૂત્ર મુક્તિમાં બ્રહ્મગુણોને ધારણ કરવાનુજ વર્ણન કરે છે, પણ બ્રહ્મની સાથે એક થવાનું વર્ણન નથી. ૪

3 બ્રાહ્મા ધિકરણ.

## ब्राह्मेण जैमिनि रुपन्यासादिभ्यः ॥ ५ ॥

पद०—ब्राह्मेण ॥ जैमिनिः ॥ उपन्यासादिभ्यः ॥

અર્થ—" ब्राह्मेण " બ્રહ્મના જે અપહત પાપ્માદિ ધર્મ છે, તે ધારણ કરવાથીજ મુક્તિમાં જીવ બ્રહ્મની સમતા કહેવાય છે, બીજા કોઇ પણ પ્રકારથી એકતા નથી. " जैमिनि " જૈમિનિ આચાર્ય એ વાતને માને છે. " उपन्यासादिभ्य. " " निरञ्जनः परमंसाम्यमुपैति " ઇત્યાદિ વાક્યોમાં બ્રહ્મધર્મના ધારણ કરવાથી બ્રહ્મની સાથે સમતા કથન કરી છે, કાંઇ વાસ્તવમાં અભેદના અભિપ્રાયથી નથી. સ્વામી શકરાચાર્યજી આ સૂત્રના ભાષ્યમાં એ વાતને સ્વીકાર કરે છે કે—

" सतत्रपर्यॆतिजक्षत्क्रीडन्नममाणः " छां० ८ ॥ १२ ॥ ३ ॥

" तस्यसर्वेषु लोकेषु कामचारोभवति " छां० ७ ॥ २५ ॥ २ ॥

(૧) તે ખાનપાન આદિ સર્વ ક્રિયા કરતાં છતાં બ્રહ્મને પ્રાપ્ત થાય છે. (૨) તેનો સર્વ લોકમા કામચાર થાય છે અર્થાત્ જ્યાં ચાહે ત્યાં ફરી શકે છે. ઇત્યાદિ ઐશ્વર્ય જીવને મુક્તિમાં પ્રાપ્ત થાય છે. જ્યારે ઉક્ત ઐશ્વર્ય સ્વીકાર થાય છે તો પછી જીવ બ્રહ્મની એકતા કેમ થઇ શકે ? અરે એટલુંજ નહિ પણ જુઓ આગળનું સૂત્ર. ૫

## चितितन्मात्रेण तदात्मकत्वादित्यौडुलोमिः ॥ ६ ॥

पद०— चिति ॥ तन्मात्रेण ॥ तदात्मकत्वात् ॥ इति ॥ औडुलोमिः ॥

અર્થ— " चितितन्मात्रेण " ચેતન માત્રથી જીવ બ્રહ્મની સમાન સમજાય છે " तदात्मकत्वात् " બ્રહ્મ ચેતન માત્રથી આત્મા હોવાથી. એ પ્રમાણે ઔડુલોમી આચાર્ય માને છે, એથી જણાય છે કે— " परंज्योतिरुपसम्पद्य स्वेनरूपेणा भिनिष्पद्यते " छां० ८ ॥३॥४॥ એ વાકયમાં જીવને સ્વસ્વરૂપની પ્રાપ્તિ બ્રહ્મના અપહતપાપ્માદિક ગુણોને ધારણ કરવાથી થાય છે, મુક્તિમાં નિષ્પાપ હોવાથી જીવાત્મા ચિન્માત્ર થાય છે. એટલા માટે તે પ્રાપ્તિ ચેતન માત્રથી થાય છે, પણ કોઈ બીજા ભાવથી નહિ. એજ વાતને જૈમિનિ અને ઔડુલોમિ એ બંને આચાર્યો કહે છે—માને છે. ૬

## एवमप्युपन्यासात्पूर्वभावादविरोधं वादरायणः ॥ ७ ॥

पद०— एवम् ॥ अपि ॥ उपन्यासात् ॥ पूर्वभावात् ॥ अविरोधम् ॥ वादरायणः ॥

અર્થ— "एवमप्युपन्यासात्" જૈમિનિ મતમાં બ્રહ્મભાવોથી સમતા હોવામાં તથા ઔડુલોમિના મતમાં ચેતન માત્રથી સમતા હોવામાં " पूर्वभावादविरोधम् " ઉક્ત બંનેમાં કાંઈ પણ વિરોધ નથી; એ પ્રમાણે બાદરાયણાચાર્યજી માને છે. અર્થાત્ બ્રહ્મના અપહત પાપ્માદિ ગુણોને ધારણ કરવાથી જે જીવ મુક્ત થાય છે, તેનું ચિન્માત્ર સ્વરૂપ થાય છે. અને જ્યારે તેનું ચિન્માત્ર સ્વરૂપ થાય છે ત્યારેજ તે બ્રહ્મના અપહત પાપ્માદિ ગુણોને ધારણ કરી શકે છે. એ પ્રકારે ઉક્ત બંને મંતવ્યોમાં કોઇ પ્રકારનો વિરોધ નથી એમ વ્યાસજી માને છે.

સ્વામી શંકરાચાર્યજી આ સૂત્રને એવા અભિપ્રાયમા લાવે છે કે 'પરમાર્થાવસ્થામાતો બ્રહ્મનુ ચિન્માત્રસ્વરૂપ છે, અને વ્યાવહારિક અવસ્થામા બ્રહ્મમા ઐશ્વર્યનો પણ અવિરોધ છે એ પ્રકારે બાદરાયણાચાર્ય માને છે ' પરતુ એવો અર્થ આ ઠેકાણે સૂત્રના આશયથી સર્વથા વિરૂદ્ધ છે (૧) એમા પ્રથમ યુક્તિ એઠે કે આ ઠેકાણે મુક્ત પુરૂષનુ પ્રકરણ છે, બ્રહ્મનુ પ્રકરણ નથી (૨) યદિ બ્રહ્મના નિર્ગુણ અને સગુણના અભિપ્રાયથી આ પ્રકરણ હોત તો આ પુનરૂક્તિ થાય છે, કેમકે તેનુ વર્ણન " नस्थानतोऽपिपरस्योभयलिङ्गम् " ब्र० सू० ३ ॥ २ ॥ ११ ॥ મા સ્પષ્ટતાથી કર્યુ છે, તો પછી આ ઠેકાણે પિષ્ટ પેષણની જરૂર શુ હતી ? (૩) કદાપિ માની પણ લઇયે કે આ બ્રહ્મનુ પ્રકરણ છે, તો ઉભય લિગાધિકરણના ઉક્ત સૂત્રવડે બ્રહ્મના બે રૂપનું ખડન કરી દીધુ છે, તો પછી તેનાથી વિરૂદ્ધ બે રૂપોનુ સમર્થન કરવા માટે મહર્ષિ વ્યાસજીને શુ આવશ્યકતા હતી ? (૪) જ્યારે સૂત્રમા વ્યવહાર અને પરમાર્થને કોઇ શબ્દ પણ વર્ણવતો નથી, તો પછી એ અવસ્થા માનીને શુદ્ધ બ્રહ્મને માયા મોહિનીદ્વારા મોહન કરાવીને મિથ્યા ઐશ્વર્ય બતાવવામા શુ લાભ ? જણાયછે કે આગળના આઠમા સૂત્રમા મહર્ષિ વ્યાસજીને મુક્તના ઐશ્વર્યનુ વર્ણન કરવાનુ છે, અને તે ઐશ્વર્યથી માયાવાદાચાર્યજીના મતની મુક્તિ મનોરથ માત્રજ રહી જાય છે અર્થાત્ પાષાણકલ્પ મુક્તિનો વક્ષ્યમાણ સૂત્રથી ગધમાત્ર પણ રહેતો નથી એવા અભિપ્રાયથી સ્વામીજીએ આ ઠેકાણે માયાવાદની ભૂલભૂલામણી નાખીને બ્રહ્મને ભુલાવીને તે મુક્તના ઐશ્વર્યને પણ ભ્રમમાત્ર સિદ્ધ કરયો પડે છે એવા અભિપ્રાયથી આમ લખ્યુ હશે ૭

૪ મકલ્પા ધિકરણ

## संकल्पादेवतुतच्छ्रुतेः ॥ ८ ॥

पद०—संकल्पात् ॥ एव ॥ तु ॥ तच्छ्रुतेः ॥

અર્થ—" संकल्पात् " સકલ્પથી " एव " નિશ્ચય કરીને મુક્ત પુરૂષને ઐશ્વર્ય પ્રાપ્ત થઇ જાય છે " तच्छ्रुते " તે ઐશ્વર્યની ઉપનિ-

પદોમા શ્રુતિ જણાય છે માટે. અર્થાત્ મુક્ત પુરૂષ જ્યારે પરબ્રહ્મને પ્રાપ્ત થઈને જ્ઞાન સ્વરૂપ અને અપહત પાપ્માદિ સત્ય સંકલ્પ પર્યન્ત ગુણોવાળો થાય છે, ત્યારે તે વિકાસ સ્વરૂપને પ્રાપ્ત થાય છે. તે સમયે તેના સંકલ્પ પ્રયુક્ત વ્યવહાર પણ સંભળાય છે. જેમકે—" स यदि पितृलोक कामोभवति संकल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति तेन पितृलोकेन सम्पन्नोमहीयते " यंयं अन्तं अभिकामो भवति य कामं कामयते सोऽस्य संकल्पादेव समुत्तिष्ठति तेन सम्पन्नोमहीयते " छां० ८ ॥ २ ॥ १ ॥ તે મુક્ત પુરૂષ યદિ પિતૃલોકની કામનાવાળો થાય છે, તો તેના શુભ સંકલ્પથી તેના પિતૃલોક ઉન્નતિને પ્રાપ્ત થાય છે, અને તે એવી અવસ્થાને પ્રાપ્ત થયેલો તેઓથી પૂજાય છે. જે જે કામોની તે કામના કરે છે તે તેના સત્ય સંકલ્પથી સિદ્ધ થાય છે. આ ઠેકાણે એવી શંકા થાય છે કે શું સંકલ્પથીજ તેની સર્વ કામના સિદ્ધ થાય છે ? અથવા તેને માટે કાંઈ યત્ન પણ કરવો પડે છે ? એનો ઉત્તર એટલોજ છે કે મુક્તના ઐશ્વર્યમાં સંકલ્પ માત્રજ યત્ન છે. ૮

## अंतएव चानन्याधिपतिः ॥ ९ ॥

पद०—अतः ॥ एव ॥ च ॥ अनन्याधिपतिः ॥

અર્થ—" अतएव " એટલા માટેજ તે " अनन्याधिपति " સ્વતંત્ર કહાવે છે. " अथातआत्मादेशएव आत्मैवाधस्तादात्मो परिष्टादात्मापश्चादात्मा पुरस्तादात्मादक्षिणत आत्मोत्तरतआत्मैवेद ँ सर्वमिति स वा एष एवंपश्य नेवंमन्वान एवं विजानन्नात्मरति रात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड्भवति " छां० ७ ॥२॥२५॥ પરમાત્માજ તેનો આદેશ હોય છે, અર્થાત્ તે એમ કહે છે કે આત્માજ નીચે છે, આત્માજ ઉપર છે, આત્માજ સન્મુખ છે, આત્માજ દક્ષિણમાં છે, આત્માજ ઉત્તરમાં છે. અર્થાત્ આ સર્વ પરમા-

ત્માજ છે. એ પ્રકારે જોતો, એ પ્રકારે માનતો, એ પ્રકારે જાણતો, આત્મામાં રતિવાળો, આત્મામાં ક્રીડાવાળો, આત્મામાં યોગવાળો, આત્મામાં આનંદવાળો તે મુક્ત પુરૂષ સ્વરાટ્ થાય છે. અર્થાત્ સ્વયં રાજા બની જાય છે. સર્વ લોકોમાં તેની સ્વતંત્રતા થઇ જાય છે. એ પ્રમાણે મુક્તિનું ઐશ્વર્ય છે, જે તેને જાણે છે તે અનન્ય રાજાઓવાળા થાય છે. અર્થાત્ સદાકાલ સ્વતંત્ર રહે છે. ઉક્ત વિષય વાક્યોમાં આત્મા શબ્દનો અર્થ પરમાત્મા છે. એ પ્રકારે મુક્ત પુરૂષ અનન્યાધિપતિ થાય છે. ૯

સંગતિ—જ્યારે મુક્તના ઐશ્વર્યનું વર્ણન કર્યું ત્યારે તો તેનું કાંઇ શરીર પણ હોવું જોઇએ ? શરીર વિના અને ઇંદ્રિયો વિના મુક્ત પુરૂષ પોતાના ઐશ્વર્યને કેમ ભોગવી શકે ? અને જો શરીર માનીએ તો " नहवै स शरीरस्यसतः प्रियाप्रिययोरपहतिरस्ति, अशरीरंवावसन्तं नप्रियाप्रियेस्पृशतः " છાં० ८ ॥ १२ ॥ १ ॥ શરીરવાળાને સુખ દુઃખ બન્યા રહે છે, અને શરીર રહિતને સુખ દુઃખનો સ્પર્શ થતો નથી ઇત્યાદિ વાક્યોથી એવું જણાય છે કે યદિ શરીર માનીશું તો સુખ દુઃખ બન્યાં રહેશે, તો પછી મુક્તિમાં શરીર માનવું કે શરીરાભાવ માનવો ? ઉત્તર—

૫ અભાવાધિકરણ

## अभावं बादरिराहह्येवम् ॥ १० ॥

पद०—अभावम् ॥ बादरिः ॥ आह ॥ हि ॥ एवम् ॥

અર્થ—" अभावम् " મુક્ત પુરૂષના શરીરનો અભાવ બાદરિ આચાર્ય માને છે. " आहह्येवम् " અને ઉપનિષદ્ વાક્ય એમ કહે છે. જેમકે " मनसैतान्कामान्पश्यन्रमते " છાં० ८ ॥१२॥५॥ મુક્ત પુરૂષ કેવલ મનથી એ સર્વ કામનાઓને જોતાં ભ્રમણ કરે છે, યદિ શરીર હોય તો પછી મન કથન કરવાની શું જરૂર ? એથી

એમ જણાય છે કે બાદરિઆચાર્ય મુક્તિમા મનને માને છે, પણ સ્થૂલ શરીર અને ઇદ્રિયો માનતા નથી ૧૦

## भावंजैमिनिर्विकल्पामननात् ॥ ११ ॥

पद०—भावम् ॥ जैमिनिः ॥ विकल्पामननात् ॥

અર્થ—જૈમિની આચાર્ય ' विकल्पामननात् ' એટલે મુક્તિ અવસ્થામા વિકલ્પો જણાયાથી મુક્તિમા શરીર અને ઇદ્રિયોનો ભાવ માને છે, જેમકે " सएकधाभवति द्विधाभवति त्रिधाभवति छा० ७ ॥ २६ ॥ २ ॥ એ પ્રકારે વિકલ્પોનુ થવુ શરીર અને ઇદ્રિયો વિના બની શકતુ નથી એથી સિદ્ધ થાય છે કે મુક્તિમા શરીર અને ઇદ્રિયો હોય છે ઉક્ત આચાર્યોના મતોનુ ભગવાન્ બાદરાયણ એવુ સમાધાન કરે છે કે— ૧૧

## द्वादशाहवदुभयविधं बादरायणोऽतः ॥ १२ ॥

पद०—द्वादशाहवत् ॥ उभयविधम् ॥ बादरायणः ॥ अतः ॥

અર્થ—" द्वादशाहवत् " દ્વાદશાહ યજ્ઞની પેઠે " उभयविधम् " બન્ને પ્રકાર ઠીક થઇ શકે છે બાદરાયણાચાર્ય એમ માને છે અર્થાત જેમ દ્વાદશાહ યજ્ઞ બે પ્રકારના સંકલ્પવાળો જણાય છે માટે સત્ર અને અહીન કહેવાય છે. એ પ્રમાણે મુક્તિ અવસ્થામા સંકલ્પના ભાવાભાવથી શરીર રહે પણ છે અને નથી પણ રહેતુ રહે છે એ પ્રકારે કે જ્યારે મુક્ત પુરૂષ શરીરનો સંકલ્પ કરે છે ત્યારેજ તેને શરીરનુ સામર્થ્ય થઇ જાય છે અને શરીર નથી એ પ્રકારે કે જ્યારે તે અશરીરતાની કલ્પના કરે છે, ત્યારે અશરીર થઇ જાય છે કેમકે તે સત્ય સંકલ્પ છે એટલા માટે તે શરીરી કિંવા અશરીરી હોય તેમા કાઇ મોટી વાત નથી અને શરીર પણ તેનુ દિવ્ય હોય છે જેમકે [illegible]

એટલા માટે કોઈ શ્રુતિ નિયમ વિરુદ્ધ તત્કાલ શરીર ધારણ કરવાનો દોષ તેનામાં આવી શકતો નથી. ૧૨

સંગતિ—જે પક્ષમાં સ્થૂલ શરીર અને ઇંદ્રિયો તેને નથી રહેતાં તે વખતે તે મુક્તિના ઐશ્વર્યને શી રીતે ભોગવી શકે ? ઉત્તર—

## तन्वभावे सन्ध्यवदुपपत्तेः ॥ १३ ॥

पद०—तन्वभावे ॥ सन्ध्यवत् ॥ उपपत्तेः ॥

અર્થ—"तन्वभावे" શરીરના અભાવ પક્ષમાં "सन्ध्यवत्" સ્વપ્નની સમાન "उपपत्तेः" તેના ભોગની સિદ્ધિ થઈ શકે છે. અર્થાત્ જેવી રીતે જીવ સ્વપ્નમાં પદાર્થો રચી લેછે અથવા જેમ પરમાત્મા લીલા માત્રથી સૃષ્ટિ રચી લેછે એજ પ્રકારે મુક્ત પુરૂષ પણ લીલા માત્રથી ભોક્તા છે. તેમાં તેને કોઈ પણ જાતનો પ્રયાસ કરવો પડતો નથી ૧૩

## भावेजाग्रद्वत ॥ १४ ॥

पद०—भावे ॥ जाग्रद्वत् ॥

અર્થ—"भावे" શરીર ઇંદ્રિયના ભાવપક્ષમાં જાગ્રત અવસ્થાની પેઠે ભોક્તા થાય છે. ૧૪

સંગતિ—નનુ અણુ અધિકરણમાં એવું નિરૂપણ કર્યું છે કે જીવાત્મા અણુ છે તો પછી તેમાં મુક્તાવસ્થામાં એટલું મહત્વ ક્યાંથી આવી જાય છે કે જેથી એનો સર્વ લોકમાં કામાચાર થાય છે ? અને સત્ય સંકલ્પ થાય છે ? જીવાત્મા તો વાલાગ્રભાગ સહસ્રાંશની સમાન છે તો પછી તેનામાં તેટલું બલ મુક્તિમાં ક્યાંથી આવે છે ? ઉત્તર—

६ प्रदीपा- धिकरण.

## प्रदीपवदावेशस्तथाहिदर्शयति ॥ १५ ॥

पद०— प्रदीपवत् ॥ आवेशः ॥ तथाहि ॥ दर्शयति ॥

અર્થ— " प्रदीपवदावेशः " દીપની સમાન તેમાં પરમાત્માના બલનો આવેશ થાય છે. " तथाहिदर्शयति " શાસ્ત્ર એ પ્રમાણે દર્શાવે છે. અર્થાત્ જે પ્રમાણે દીપક એક પરિચ્છિન્ન દેશમાં હોય છે, અને જ્યારે તેમાં અગ્નિનો આવેશ થાય છે ત્યારે તે એક વિસ્તૃત પ્રદેશને પ્રકાશ કરી શકે છે. એ પ્રમાણે પરમાત્માના અપહત પાપ્માદિ ગુણોને ધારણ કરવાથી તે સત્ય સંકલ્પ થઇ જાય છે. ૧૫

સંગતિ— " नंनु प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्यं किञ्चन वेद नान्तरम् " બૃ૦ પરમાત્માની સાથે મળેલો જીવાત્મા બાહ્ય વસ્તુને જાણતો નથી તેમજ અંતર વસ્તુને જાણતો નથી. એ વાક્યથી જણાય છે કે મુક્તિમાં જીવાત્માને જ્ઞાનજ રહેતું નથી. અને તમે તો કહો છો કે તે સર્વ લોકોમાં કામચારી થાય છે, સત્ય સંકલ્પ થાય છે, અને મુક્તિનું ઐશ્વર્ય ભોગવે છે. જ્યારે તેનામાં કાંઇ જ્ઞાનજ નથી રહેતું તો પછી એ સર્વ વાત કેમ કરીને કરી શકે છે ? ઉત્તર—

## स्वाप्यसम्पत्त्यो रन्यतरापेक्षमाविष्कृतंहि ॥ १६ ॥

पद०— स्वाप्यसम्पत्त्योः॥ अन्यतरापेक्षम् ॥ आविष्कृतम् ॥ हि ॥

અર્થ— " स्वाप्यसंम्पत्त्योः " એટલે સુષુપ્તિ અને મરણ એ બંનેમાંથી એકની અપેક્ષાથી એ જ્ઞાનનો અભાવ કથન કર્યો છે, એ કાંઇ મુક્તિના ભાવથી કહ્યો નથી કોઇ એક શાખામાં સુષુપ્તિની અપેક્ષાથી જ્ઞાનનો અભાવ કથન કર્યો છે, જ્યારે કોઇ એક શાખામાં

સંપત્તિની અપેક્ષાથી કથ્યો છે. " आविष्कृतम् " તેના જ્ઞાનનો અભાવ થાય છે. જેમકે મુક્ત પુરૂષના ઐશ્વર્યમાં વર્ણન કર્યું છે. આ સૂત્રમાં સ્વામિ શંકરાચાર્યજીએ પોતાનો મત માર્જન કરવાને માટે પાછો પ્રયત્ન કર્યો છે. સંપત્તિનો અર્થ આ ઠેકાણે પોતાની કૈવલ્ય મુક્તિનો કર્યો છે. અને તે અર્થ એવો છે કે આ મુક્ત પુરૂષનું ઐશ્વર્ય કૈવલ્ય મુક્તિમાં વર્ણવ્યુ નથી કિન્તુ ઐશ્વર્યવાળી મુક્તિ એક સ્વર્ગાદિની પેઠે અવસ્થાન્તર છે, કે જે ઠેકાણે એ મુક્તના ઐશ્વર્યનું વર્ણન કર્યું છે. વાહવાહ ! ઉક્ત સ્વામીના મતમાં તો મુક્તિ પણ અનન્ત છે, જેમકે પૌરાણિકોના મતમાં બ્રહ્મ ગાયત્રી, ગણેશ ગાયત્રી, ક્ષત્રી ગાયત્રી, વૈશ્ય ગાયત્રી ઇત્યાદિ ભેદથી ગાયત્રી મંત્ર જેમ અનંત છે તેમ તેમના મતમાં મુક્તિયો પણ અનન્ત છે. અસ્તુ. પ્રશ્ન તો એ છે કે સૂત્રના અક્ષરોથી એ વાત કેમ કરીને નીકળે કે એ ઐશ્વર્ય કૈવલ્ય મુક્તિનું નથી ? પ્રત્યુત તેમના મતમાં પણ સૂત્રના અક્ષરોથી તો એવો આશય નિકળે છે કે " स्वाप्य " સુષુપ્તિ અને " सम्पत्ति " કૈવલ્ય મુક્તિ, એ બન્નેની અપેક્ષાથી મુક્તના ઐશ્વર્યનું વર્ણન કર્યું છે એ પ્રમાણે તેમની કૈવલ્ય મુક્તિ ઉક્ત ઐશ્વર્યથી બચી કેવી રીતે ? વસ્તુતઃ ઉક્તાચાર્યને એ વાત અભિમત છે કે મુક્ત પુરૂષનું ઐશ્વર્ય મટાડીને યેનકેન ઉપાયથી પાષાણકલ્પ મુક્તિની સિદ્ધિ કરવી પરંતુ મહર્ષિ વ્યાસજીના અભિપ્રાયમાં એવો ભાવ ભરવો એ અત્યન્ત દુર્ઘટ છે. ૧૬

સંગતિ— તમારા મતમાં પણ જ્યારે મુક્તનું એવું વિશાળ ઐશ્વર્ય માન્યું છે કે સર્વ લોકોમાં મુક્ત પુરૂષ સ્વેચ્છાચારી થાય છે, પોતાના સંકલ્પથી સર્વ વસ્તુઓને સિદ્ધ કરે છે, તો પછી તેનામાં અને ઇશ્વરનામાં ભેદ શું રહ્યો ? ઉત્તર—

जगद्व्यापारवर्जं प्रकरणादसन्निहितत्वाच्च ॥ १७ ॥

१७ જગદ્વ્યાપારાધિકરણ

पद०— जगद्व्यापारवर्जम् ॥ प्रकरणात् ॥ असन्निहितत्वात् ॥ च ॥

અર્થ— " जगद्व्यापारवर्जम् " મુક્તનું ઐશ્વર્ય એવું નથી હો કે જેથી તે સર્વ વસ્તુઓ ઉત્પન્ન કરી શકે અર્થાત્ તે જગત્ ર વાનો વ્યાપાર કરી શકતો નથી. " प्रकरणात् " પ્રકરણથી એ વ જણાય છે. જેમકે— " यतोवाइमानि भूतानिजायन्ते येनजाता जीवन्तियत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व, तद्ब्रह्म " तै. ३ ॥१ જેથી આ સર્વ પ્રાણી ઉત્પન્ન થાય છે, જેવડે ઉત્પન્ન થયેલાં જી છે, પાછાં જેમાં લય પામે છે તું તેને જાણવાની ઇચ્છા કર. તે બ્રહ્મ છે. એ પ્રકરણમાં જીવનું કાંઈ પણ કામ નથી યદિ એ પ્રમા જગત્ કર્તૃત્વ મુક્ત જીવમાં પણ હોત તો તે પ્રમાણે ઇશ્વર લક્ષણ તેનામાં પણ ઘટી શકતે. " असन्निहितत्वाच्च " જગત્ ર નાના પ્રસંગમાં મુક્ત પુરૂષોનું કોઈ પણ ઠેકાણે નામ નથી. એ મોટો ભેદ મુક્તિમાં જીવ બ્રહ્મનો ભેદક છે.

આ સૂત્રના અર્થમાં પણ અદ્વૈતાચાર્ય સ્વામીજીનો મત ગડ ડગોટ છે. કેમકે આ સૂત્રથી તો મુક્ત જીવનો અને પરમાત્મા મુક્તિ અવસ્થામાં સ્પષ્ટ ભેદ બતાવી દીધો, ૧૭

प्रत्यक्षोपदेशादितिचेन्नाधिकारिमण्डलस्थोक्तेः ॥ १८ ॥

पद०— प्रत्यक्षोपदेशात् ॥ इति ॥ चेत् ॥ न ॥ अधिकारिमण्डलस्थोक्तेः ॥

અર્થ— " प्रत्यक्षोपदेशात् " જો એમ કહીએ કે " स स्वराड् भवति " ઇત્યાદિ વાક્યોમાં ઇશ્વરવત્ રાજા થવાનો પ્રતક્ષ ઉપદેશ

છે તો " इतिचेन्न " તે વાત ઠીક નથી. " अधिकारिमण्डलस्थोक्तेः " જેવી રીતે સ્વરાટ થવાનો મુક્ત પુરૂષને અધિકાર છે તેવા અભિપ્રાયથી આ ઠેકાણે સ્વરાટ્ શબ્દ છે. કાંઇ ઇશ્વરના ભાવથી આવ્યો નથી. અને જીવ ઇશ્વરના ભેદની યુક્તિ એવી છે કે-મુક્ત જીવનું ઐશ્વર્ય વિકારવાળું હોય છે એ વાત આગળનુ સૂત્ર જણાવે છે. ૧૮

## विकारावर्त्तिच तथाहिस्थितिमाह ॥ १९॥

पद०—विकारावर्त्ति ॥ च ॥ तथाहि ॥ स्थितिम् ॥ आह ॥

અર્થ—" विकारावर्त्ति " મુક્ત જીવનું ઐશ્વર્ય વિકારવાળું હોય છે. " तथाहि " તેજ પ્રમાણે " स्थितिम् " સ્થિતિનું વર્ણન શાસ્ત્ર કરે છે. યથા— " यदाह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दतेऽथसोऽभयंगतोभवति " श्री० भा० જ્યારે આ જીવ એ અદૃશ્ય સર્વાધાર પરમાત્માને જાણે છે, ત્યારે તે મુક્તિરૂપી અભયપદને પામે છે. તે આનંદ સ્વરૂપ પરમાત્માનો લાભ મેળવીનેજ આનંદવાળો થાય છે. ઇત્યાદિ વાકયોથી જણાય છે કે જ્યારે મુક્ત પુરૂષનું ઐશ્વર્ય કર્મજન્ય છે તો પછી આનંદ નિત્ય શી રીતે હોઇ શકે ? આ સૂત્ર જીવ બ્રહ્મની એકતાનુ ભેદક છે. અને મુક્તિના ઐશ્વર્યથી પુનરાવૃત્તિનો બોધ કરે છે. ૧૯

## दर्शयतश्चैवं प्रत्यक्षानुमाने ॥ २० ॥

पद०— दर्शयतः ॥ च ॥ एवम् ॥ प्रत्यक्षानुमाने ॥

અર્થ—" प्रत्यक्षानुमाने " શ્રુતિ અને સ્મૃતિ " दर्शयतः " પરમેશ્વરને સ્વપ્રકાશ બતાવે છે. (૧) " नतत्रसूर्योभाति न चन्द्र तारकं नेमाविद्युतो भान्ति कुतोऽयमग्निः कठ० ५ ॥ १५ ॥ (२) " भीषास्माद्वातः पवते भीषोदेतिसूर्यः " मुण्ड० (३) एतस्य॥ अक्षरस्य प्रशासनेगार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः " बृ०

(૧) તેમાં સૂર્ય પ્રકાશ કરી શકતો નથી અને ચન્દ્ર તેમજ તારા પણ પ્રકાશ કરી શકતા નથી. તે પરમાત્મા સ્વયં પ્રકાશ છે. (૨) તેના ભયથી વાયુ ચાલે છે, તેના ભયથી સૂર્ય ઉદય થાય છે. (૩) હે ગાર્ગિ ! તે અક્ષર પરમાત્માની શિક્ષામાં સૂર્ય અને ચન્દ્ર સ્થિર છે. ઇત્યાદિ વાકય ઈશ્વરનાં અનન્ત ઐશ્વર્યનું વર્ણન કરે છે. અને મુક્ત જીવનુ સત્ય સંકલ્પ થવુ તથા પરમેશ્વરની સમાન થવું એતો ઇશ્વરની અપેક્ષાથી ઘણુંજ નાનુ ઐશ્વર્ય છે. એટલા માટે મુક્ત પુરૂષનુ ઐશ્વય જગત્ વ્યાપાર વર્જ છે. ૨૦

સંગતિ—જ્યારે મુક્ત જીવાત્મા ઇશ્વરની સમાન સ્વપ્રકાશ નથી, સર્વાધાર નથી, સર્વ કર્ત્તા નથી, સર્વનિયન્તા નથી, સર્વજ્ઞાતા નથી, તો પછી ઇશ્વરની સાથે તેની સમાનતા કયા અંશમાં થાય છે ? ઉત્તર—

## भोगमात्रसाम्यलिङ्गाच्च ॥ २१ ॥

पद०—भोगमात्रसाम्यलिङ्गात् ॥ च ॥

અર્થ—"भोगमात्रसाम्यलिङ्गात" ભોગ માત્રમાં સમાનના હોવાનોજ ગુણ જણાય છે. જેમકે—"सोश्नुते सर्वान्कामान् सह-ब्रह्मणाविपश्चिता" તે જીવ મુક્તિ અવસ્થામાં બ્રહ્મની સાથે મળીને બ્રહ્માનન્દાદિ ભાવને ભોગવે છે. એથી જણાય છે કે મુક્ત પુરૂષની પરમાત્માની સાથે એટલા અંશમાં સમાનતા છે. જેમ બ્રહ્મ આનંદમય છે તેમ આનંદના અનુભવમાં જીવાત્મા પણ મુક્તિ અવસ્થામાં બ્રહ્મની સાથે સમાન છે. એવા અભિપ્રાયથી સૂત્રકારે ભોગ માત્રમાં સમતા માની છે. યદિ માયાવાદિયોના મતાનુકૂલ જીવ આવિદ્યક ભેદથીજ બ્રહ્મથી ભિન્ન હોત તો આ સૂત્ર લખવાની કશી જરૂર નહતી. ૨૧

સંગતિ—તમારા મતમાં પણ મુક્તિ અવસ્થામાં જીવ બ્રહ્મની ભોગ માત્રમાં સમતા કેમ કરીને થઇ શકે ? કેમકે તમારા મતમાં

ઉપાસક જીવ आत्मावारेद्रष्टव्यः श्रोतव्योमन्तव्यो निदिध्यासितव्यः" ઇત્યાદિ વાક્યબોધિત વારંવાર બ્રહ્મના ધ્યાનની આવૃત્તિ કરશે, તો એ પ્રમાણે આવૃત્તિ તત્પર જીવાત્માને મુક્તિનો આનંદ કેમ થશે ? ઉત્તર—

## अनावृत्तिः शब्दादनावृत्तिः शब्दात् ॥ २२ ॥

पद०— अनावृत्तिः ॥ शब्दात् ॥ अनावृत्तिः ॥ शब्दात् ॥

અર્થ— " अनावृत्तिः " (नआवृत्तिः अनावृत्तिः) અર્થાત્ મુક્તિ અવસ્થામાં જીવને બ્રહ્મ ધ્યાનની આવૃત્તિ કરવી પડતી નથી. કેમકે તે અવસ્થામાં તે જીવ અપહત પાપ્માદિ ધર્મોવાળો થઇ જાય છે. " शब्दात् " શબ્દ પ્રમાણથી એમજ જણાય છે જેમકે— " एवंवर्तयन्यावदायुषं ब्रह्मलोकमभिसम्पद्यते न च पुनरावर्तते न च पुनरावर्त्तते " छां० ८ ॥ १९ ॥ १ ॥ પોતાના આયુષ્ય પર્યન્ત ઉક્ત પ્રકારે સ્વાધ્યાય અને અહિંસા આદિ કર્મ કરતાં કરતાં બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે, અર્થાત્ બ્રહ્મના દર્શનને પ્રાપ્ત થાય છે. " नचपुनरावर्त्तते " પાછો તે " आत्मस्त्वरेद्रष्टव्यः " ઇત્યાદિ પ્રત્યયાવૃત્તિનું આવર્ત્તન કરતો નથી. કેમકે પ્રત્યયાવૃત્તિનું સાધ્ય જે બ્રહ્મ સાક્ષાત્કાર હતું તે તો તેને પ્રાપ્ત થયું અને મુક્તના ઐશ્વર્યને પ્રાપ્ત થયો, એટલા માટે તેને પ્રત્યયાવૃત્તિની આવશ્યકતા નથી. " अनावृत्तिशब्दात् " એ ગ્રંથની સમાપ્તિના અભિપ્રાયથી બે વાર આવ્યું છે.

સ્વામી શંકરાચાર્યજીએ એ સ્થાનપર આવીને પોતાની કૈવલ્ય મુક્તિનું અત્યન્ત બલ દર્શાવ્યું છે, અને એવું કહ્યું છે કે જીવ મુક્તિથી પાછો સંસારમાં આવતો નથી. ઉક્ત સ્વામી પૂર્વોક્ત ઐશ્વર્યવાળી મુક્તિથી પાછા ફરવું માને છે. પાદની રચનાથી એવું જણાવામાં આવે છે કે ઉક્ત ઐશ્વર્ય પ્રધાન મુક્તિની સંગતિ કોઇ પણ તુટતી નથી. જેમકે— " विकारावर्त्तिच तथाहिस्थितिमाह " ४ ॥४॥१९॥ —

" दर्शयतश्चैवं प्रत्यक्षानुमाने " ब्र० सू० ४ ॥ ४ ॥ २० ॥ अ:
" भोगमात्र साम्यलिंगाच्च " ब्र० सू० ४ ॥ ४ ॥ २१ ॥ इत्यादि

એ સર્વ સૂત્રોમાં ઐશ્વર્યપ્રધાન મુક્તિનું વર્ણન છે, તો પછ માયાવાદીઓની પાષાણકલ્પ કૈવલ્ય મુક્તિ અકસ્માત્ આકાશથી કેમ કરીને તુટી પડી ? કે જેનું વર્ણન " अनावृत्तिः शब्दादनावृत्ति शब्दात् " એ સૂત્રમાં આવી ગયુ ? અરે એટલુંજ નહિ અમે તે એવું તેનું શિથિલપણું પણ બતાવીએ છીએ કે જે છાંદોગ્યના વિષય વાકયપર ઉક્ત સૂત્ર બન્યું છે તેમાં પણ માયાવાદીઓની કૈવલ્ય મુક્તિનો ગંધ નથી ! તો પછી આ અલૌકિક સૂત્રાર્થ વિરૂદ્ધ મુક્તિ કયાંથી કહાડી આપી ? અસ્તુ. એની નિત્ય-મુક્તિનું ખંડન તે શ્રીકૃષ્ણ મહારાજે કરી દીધું છે કે— " आब्रह्मभुवना लोकापुनरावर्त्तिनोर्जुन " गी० બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા મુક્ત પુરૂષ સંસારમ પાછા આવે છે, પરંતુ હે અર્જુન ! જે મને પ્રાપ્ત થાય છે તેને જન્મ ફરીથી થતો નથી. જો એમ કેહેવામાં આવે કે આ ઠેકાણે તે લોકવિશેષની પ્રાપ્તિરૂપ મુક્તિનું શ્રીકૃષ્ણજીએ ખંડન કર્યું ? પણ કાંઇ કૈવલ્ય મુક્તિનું ખંડન નથી ? તો તેનો ઉત્તર એછે કે આ ઠેકાણે કૈવલ્યને બાકી છોડી નથી. યદિ કૈવલ્ય મુક્તિને બાકી છોડતે તો તેનું વર્ણન અવશ્ય કરતે. એ મુક્તિથી શ્રીકૃષ્ણજીએ પુનરાવૃત્તિ માની છે તેને માટે અમારી પાસે પ્રમાણ એવું છે કે એ શ્લોકમાં બ્રહ્મલોક શબ્દ આવ્યો છે. તેને શ્રીકૃષ્ણજીએ " आब्रह्मभुवनालोकापुनरावर्त्तिनोऽर्जुन " કહીને ખંડન કર્યું છે, એથી સિદ્ધ થાય છે કે શ્રીકૃષ્ણજી મહારાજે તે મુક્તિથી પુનરાવૃત્તિ માની છે.

*માયાવાદિયોને અભિમત કૈવલ્ય મુક્તિની સિદ્ધિને માટે એટલી વાતો વ્યાસ સૂત્રોમાં હોવી જોઇતી હતી. (૧) અવિદ્યાથી જીવબ્રહ્મનું ભિન્ન થવું. (૨) માયા ઉપાધિથી જગતનું રચવું. (૩) આ સંસાર માયાનું પરિણામ અને ચેતનનું વિવર્ત્ત હોવું. (૪) રજ્જુ સર્પની પેઠે અધિષ્ઠાન જ્ઞાનથી આ મિથ્યાભૂત જગતનું બાધ થવું. (૫) માયાનો

બ્રહ્મમાં સ્વાશ્રય અને સ્વવિષય થઈને રહેવું (૬) જીવ બ્રહ્મના અભેદ જ્ઞાનથી મુક્ત થવાપણું. (૭) મુક્તાવસ્થામાં સર્વ જ્ઞાનોને અભાવ થવો. (૮) યુષ્મદસ્મદર્થનો ઇતરેતરાધ્યાસ થવો. ઇત્યાદિ માયાવાદનો મહિમા વધારનારી અનેક વાતો છે.

" अथातोब्रह्मजिज्ञासा " ब्र० सू० १. ॥ १ ॥ १ ॥ એ સૂત્રથી લઇને " अनावृत्तिः शब्दादनावृत्तिः शब्दात् " ब्र० सू० ॥ ४ ॥ ४ ॥ २२ ॥ એ સૂત્ર સુધી અમે સિદ્ધ કરી આપ્યું છે કે ઉક્ત વાતોનો લેશ માત્ર પણ વ્યાસ સૂત્રોમાં જણાતો નથી. તો પછી માયાવાદિયોનો મત વ્યાસ સૂત્રથી સિદ્ધ કરવો એતો એક મનોરથ માત્રજ છે ! २२ इतिग्राम.

॥ इतिश्रीमंदार्य्य मुनिनोपनिबद्धे वेदान्तार्य्यभाष्या-
नुवादे चतुर्थाध्यायस्य चतुर्थः
पादः समाप्तः
समाप्तश्चायं
ग्रन्थः ॥



# शुद्धिपत्रम्.



| पृष्ठम् | पंक्तिः | अशुद्धम् | शुद्धम् |
| --- | --- | --- | --- |
| २९ | २१ | किञ्चि | किञ्च |
| ४३ | ११ | पदभ्यां | पद्भ्यां |
| ५५ | १५ | गार्गि | गार्ग्य |
| ६८ | २ | त्रिद | त्रिद् |
| ६८ | ३ | दृष्टया | दृष्ट्या |
| ७० | ५ | प्लवाह्यते | प्लवाह्येते |
| ७५ | १० | મ્રગતિ | મંગતિ |
| ७७ | १ | श्रिता | श्रिताः |
| ८० | ६ | न | न् |
| ८० | ६ | ३० | ३५ |
| ९३ | १९ | मच दन्यो | मयादन्यो |
| ९४ | २० | दितह | दिहत |
| ९९ | १९ | विधान | भिधान |
| ११५ | ७ | એને | એના |
| ११९ | ५ | त्रिविधागमम् | त्रिविधागमम |
| ११९ | २३ | व्याख्याता | व्याख्याताः |
| १२५ | १६ | सदायत्नाः | सदायतनाः |
| १२५ | १९ | पृथिव्योमन्तरो | पृथिव्या अन्तरो |
| १२६ | २६ | પાપ્પાદિ | પાપ્માદિ |
| १२७ | ९ | शरीरत्व | शरीरत्वे |
| १२८ | ११ | पद्यतेति | पद्यतइति |
| १२८ | १९ | प्रयोजन | प्रयोजनं |
| १३७ | ८ | રામાનુચાર્ય | રામાનુજાચાર્ય |

# शुद्धिपत्रम्.

| पृष्ठम् | पंक्तिः | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| २९ | २१ | किञ्चि | किञ्च |
| ४३ | ११ | पदम्यां | पद्भ्यां |
| ५९ | १९ | गार्गि | गार्ग्य |
| ६८ | २ | विद | विद् |
| ६८ | ३ | दष्टया | दृष्ट्या |
| ७० | ९ | प्लवाह्यते | प्लवाह्येते |
| ७५ | १० | अगति | भंगति |
| ७७ | १ | श्रिता | श्रिताः |
| ८० | ६ | न | न् |
| ८० | ६ | ३० | ३९ |
| ९३ | १९ | मच दन्यो | मयादन्यो |
| ९४ | २० | दितह | दिहत |
| ९९ | १९ | विधान | भिधान |
| ११५ | ७ | એને | એના |
| ११९ | ९ | विविधागमम् | विविधागमम |
| ११९ | २३ | न्याख्याता | व्याख्याताः |
| १२५ | १६ | सदायतनाः | सदायतनाः |
| १२५ | १९ | पृथिव्योमन्तरो | पृथिव्या अन्तरो |
| १२६ | २६ | પાપ્પાદિ | પાપ્માદિ |
| १२७ | ९ | शरीरत्व | शरीरत्वे |
| १२८ | ११ | पद्यतेति | पद्यतइति |
| १२८ | १९ | प्रयोजन | प्रयोजनं |
| १३७ | ८ | રામાનુચાર્ય | રામાનુજાચાર્ય |

| पृष्ठम् | पंक्तिः | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| १४१ | २ | અહિં | આ |
| १४७ | २२ | विलक्षणत्वा | विलक्षणत्वात् |
| १४८ | ૩ | અનન્તા | અનન્તતા |
| १४९ | ६ | આવિદ્યિક | આવિદ્યક |
| १५० | १६ | લખીવા | લખવા |
| १५० | २३ | नुमाम् | नुमानम् |
| १५३ | १८ | જીહ્વા | જીહ્વા |
| १५९ | २२ | નથી | ० |
| १६१ | २ | निमन्ति | निमित्त |
| १६२ | ९ | तदप्राप्ति | तदप्र प्तिः |
| १६७ | १४ | वधर्म्यात् | वैधर्म्यात् |
| १६७ | २३ | वदवाद | वेदवाद |
| १६७ | २३ | बाद्धै | बौद्धै |
| १६७ | २३ | निशकरणे | निराकरणे. |
| १७२ | १९ | नित्यवात् | नित्यत्वात् |
| १७३ | ६ | संबघ्ना | सबन्धा |
| १७३ | ७ | सबघ्ना | संबन्धा |
| १७४ | १० | संसारीवत् | संसारिवत् |
| १७७ | ૩ | વૈશિકાદિ | વૈશેષિકાદિ |
| १७९ | २४ | मनश्च | मनश्च |
| १८३ | ९ | मसृन्त | मसृजन्त |
| १८७ | १७ | અપૂવા | અપૂર્વ |
| १९३ | १३ | आनदो | आनन्द |
| १९२ | २० | भावित्वाश्च | भावित्वाच्च |
| १९३ | २० | तद्दर्शनात् | तद्दर्शनात् |
| २२८ | ६ | द्वाच | द्वाचः |
| २०८ | १७ | विशेषित्वाच | निशेषितत्वाच्च |
| २१० | १ | પ્રજાપ્રાત | પ્રજાપતિ |

| पृष्ठम् | पंक्तिः | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| २११ | १० | शरीरस्य | शरीरस्य |
| २१२ | ६ | वागभूत्वा | वाग्भूत्वा |
| २१३ | १५ | प्राविन् | प्राविशत् |
| २१५ | ७ | ल्यय | ल्यप् |
| २१५ | २७ | भाव | भाग |
| २१९ | २ | चेत्: | चेत |
| २३१ | १७ | वभक्ति | विभक्त |
| २४२ | १६ | अप्राप्त | अप्राप्य |
| २४२ | १९ | ईत्याद | ईत्यादि |
| २५९ | २ | शब्दात-चेत | शब्दात्-चेत् |
| २६१ | २ | सं ा त. | संज्ञातः |
| २६२ | २४ | विपवादि | विष्वादि |
| २६३ | २२ | नथ्यो | नथ्यर्थो |
| २७५ | २ | मिश्रये | मिश्रये |
| २७५ | २१ | वस्तीनुं | वस्तुनुं |
| २७९ | १६ | मर्व | सर्वे |
| २७९ | २५ | थइ | ० |
| २८२ | २४ | चेत्सा | चेतसा |
| २८२ | २४ | समवेश | संनिवेश |
| २८५ | ८ | तस्मिन्नेते | तस्मिन्छेते |
| २८५ | ८ | वंशी | वशी |
| २८७ | ८ | तक्षर | तदक्षर |
| २८९ | ११ | विया | वियया |
| २९० | २ | त्स्मात् | स्मात |
| २९६ | १६ | त्सह | तत्सह |
| ३०१ | ८ | यणुचार्य | यणुचार्य |

| पृष्ठम् | पङ्क्तिः | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| ३०७ | १ | परमर्शं | परामर्शं |
| ३०९ | १९ | पारिप्लवार्थाः | पारिप्लावार्थाः |
| ३१० | २२ | दानां | दानं |
| ३१८ | ९ | त्यक्त्वं | त्यक्तुं |
| ૩૨૬ | ૪ | વિચા | વિચાર |
| ३३० | १३ | मास | मसि |
| ૩૩૮ | ૬ | રામાનુજ્ચાર્ય | રામાનુજાચાર્ય |
| ३३८ | ८ | प्रत्या–चिन्तं | प्रत्य- चिन्तनम् |
| ३३८ | २१ | अपेक्षा | अपेक्ष्य |
| ३४८ | २१ | चातुपोष्य | चानुपोव्य |
| ૩૩૮ | ૧૩ | આસ્ત્યપ | આસ્ત્યુપ |
| ३५१ | १२ | स्पष्ट | स्पष्टो |
| ૩૫૬ | ૪ | પિતૃયાણે | પિતૃયાણું |
| ३५७ | १२ | दद्देशे–तपया | ददशे–तपयो |
| ૩૫૭ | ૨૪ | विशेर्ष | विशेष |
| ३५८ | १० | विपेशा | विशेषा |
| ३५९ | २४ | जाया | ज्याया |
| ३६०. | १८ | तसिद्धेः | तत्सिद्धेः |
| ३६१ | २० | सान्निवे | सान्निवेश |
| ३६७ | १३ | रात्सु | रात्स |
| ३७२ | १२ | नद्य | नद्यः |
| ३७४ | २१ | प्राप्तव्यं | मास्तव्यं |
| ३७५ | १६ | सतन्त्र | सतत्र |
| ३७६ | ७ | सस्पद्य | सम्पद्य |
| ૩૮૪ | ૧૮ | ગોટ | ગોટાવાળો |
| ૩૮૪ | ૨૪ | પ્રત્તક્ષ | પ્રત્યક્ષ |